કલા-રવિ ટ્રસ્ટ
પ્રકાશન

# જીવનપટનાં સ્મૃતિચિત્રો

આલેખતું

# આત્મકથાનક

સ્વ અંકિત રેખાચિત્રો સહિત

ગ્રંથ પહેલો



મુખ્ય વિક્રેતા



કુમાર કાર્યાલય લિમિ૦ અમદાવાદ

# માણ્યું તેનું સ્મરણ

જીવનના સ્મૃતિપટ પરનાં આ ચિત્રો ઉપસાવતાં ફરીથી જીવન જીવવાની લહાણ મેં માણી છે એટલું હું હૃદયપૂર્વક કહી શકું છું. મારું વધુ સદ્‌ભાગ્ય તો એ છે કે 'કુમાર'ના સુજ્ઞ વાચકોએ આરંભથી જ તેને આવકારીને મારા નવા લેખન-પ્રયોગમાં ઉત્સાહ વધારી આપ્યો.

હું ઘણું વીસરી ગયો હોઈશ, ઘણું સ્થળ-કાળમાં વ્યતિક્રમ થયો હશે, કોઈ પ્રસંગ કે વ્યક્તિ માટે યથાયોગ્ય નિરૂપણ થઈ શક્યું નહિ હોય,—એ બધા માટે ક્ષમા ચાહું છું. મારી નજર તો સીધા રાહ પર જ રહી છે. વિતાવેલા પંથના અંતિમ ભાગે પણ હું ઈશ્વરકૃપા અને માનવતામાં શ્રદ્ધાપૂર્ણ રહી શક્યો છું એ મારો પરમ સંતોષ છે.

મારા જીવનમાં અકળ અને અદૃષ્ટ બળોની સહાય હશે જ; નહિ તો બીમારીઓ, વિફળતાઓ, નિરાશાઓ અને રૂઢિજાળાંમાંથી બચીને આજે છું તેમાંનું કંઈ જ ન હોત. જૂનવાણી જગતમાંથી પણ પ્રેમ શ્રદ્ધા અને સહિષ્ણુતાના આદર્શો મને મળ્યા છે; તેમ જ નવી તરુણ પેઢીએ પણ મને તો સન્માન અને મમતાથી વધાવ્યો છે.

મારા જીવનની પ્રત્યક્ષ સાક્ષી રૂપ આ પુસ્તક ગુજરાતની પ્રજા જ્યાં સુધી વાંચશે અને સાચવશે ત્યાં સુધી તો હું અમરત્વનો પટો ભોગવતો રહીશ. આવી અપ્રતિમ સંપ્રાપ્તિ માટે ખૂબ આગ્રહથી મને લખવાને પ્રેરનાર મારા સંસ્કારસાથી અને કુમાર કાર્યાલય લિ.ના રક્ષપાલ (ગાર્ડિયન) શ્રી બચુભાઈ રાવતને આ સફળતા અને સુયશનો અર્ઘ્ય હૃદયના નિગૂઢ ભાવો સાથે અર્પતા હું પરમ સાર્થક્ય અનુભવું છું. આ ગ્રંથનું સર્જન અને પ્રકાશન કરવામાં શ્રી બચુભાઈ રાવતની નિષ્ઠા અને ભાવના પ્રબળ કારણ હતાં.

સવિશેષ કહી શકાય એવી લાગણીથી 'કલા-રવિ' ટ્રસ્ટના અધ્યક્ષ શ્રી પ્રભુદાસભાઈ પટવારીએ આ પુસ્તકને ટ્રસ્ટનું એક સુયોગ્ય પ્રકાશનકાર્ય ગણી અપનાવી લીધું અને એ રીતે ટ્રસ્ટની કલાપ્રચારની ભાવનાને પ્રથમ પ્રકાશ આપ્યો તે માટે એમનો અને ટ્રસ્ટના સભ્યોનો હું ઋણી છું.

આ ટ્રસ્ટ ગુજરાતને સદા વ્યાપક કલાસેવા આપતું રહેશે અને ગુજરાતના સાંસ્કારિક જીવનમાં મારી સ્વલ્પ સેવાની નોંધ રહેશે એ ભાગ્ય મારા માટે અનન્ય છે. જે કોઈ આ સ્મરણો વાંચશે તે નામી-અનામી સર્વ મારાં આત્મીય જનો બની જશે ત્યારે एकोऽहं बहुस्याम् એ દેવવાણીના આશીર્વાદ પામી હું ધન્ય થઈશ.

રવિશંકર મ. રાવળ

તા. ૧ ઑગસ્ટ ૧૯૬૭ (૭૬મો જન્મદિન)
ચિત્રકૂટ ૪૪ આ. મિ. સોસાયટી અમદાવાદ ૬



કલાગુરુ પદ્મશ્રી રવિશંકર મ. રાવળ

(સપ્ટેમ્બર ૧૯૬૭)

# અર્ધી સદી પહેલાંના
# ગુજરાતના ધબકતા જીવનનું ચિત્ર

ગુજરાતના સાંસ્કૃતિક સમુત્થાનના એક અગ્રણી, આપણી કલાત્મક જાગૃતિના પુરોધા અને શિષ્યોની પ્રાણવાન પરંપરા ગુજરાતમાં સરજાવનાર, અને જેમને જનતાએ બક્ષેલું બિરુદ દરેક ગુજરાતીના મુખમાં અને હૈયે છે તે, કલાગુરુ શ્રી રવિશંકર રાવળની આ આત્મકથા ગુજરાત સમક્ષ રજૂ કરતાં કલા-રવિ ટ્રસ્ટ ગૌરવ અનુભવે છે.

'કુમાર'માં દર માસે પ્રકટ થતી અને વાચકોમાં અત્યંત આકર્ષણ જમાવતી આવેલી શ્રી રવિભાઈના જીવનરંગની આ કથા અર્ધી સદી પહેલાંના ગુજરાતના ધબકતા જીવનનું આબેહૂબ ચિત્ર ખડું કરે છે. કોઈ ગગનચુંબી મહાલય ઉપરથી ચોમેર નજર ફેરવનારની દૃષ્ટિએ દૂરસુદૂરનાં વૈવિધ્યભર્યાં દશ્યોની હારમાળા વિલસી રહે, તેમ એમના જીવનપટનાં આ સ્મૃતિ-ચિત્રોમાં તત્કાલીન ગુજરાતનું દર્શન આપણી સમક્ષ તરતું થાય છે.

કોઈ રંગદર્શી ચલચિત્રની અદાથી લેખક આપણને ભાલ પ્રદેશની ખારી જમીનવાળા સૂકા પ્રદેશથી માંડી, ક્યાક બાવળિયાની છાંય કે પીલુડીઓના ઝૂંડની મીઠી ઓથ લેવડાવતાં પ્રવાસનો આરંભ કરીને સૌરાષ્ટ્ર-ગુજરાતનાં કઈંકઈં નાનાં-મોટાં ગામોમાં રસપ્રદ રખડપટ્ટીમાં ફેરવે છે. આનંદલહરીભર્યું બાલ વય, મોઇદંડા ને ભમરડા, શેરી-ક્રિકેટ ને ભવાઈ-નાટકો, બંગડીવાજું ને જાદુના ખેલ, અને એ બધાંયની ઉપર ઢળેલી સંસ્કારપૂત વડીલો અને આદરણીય શિક્ષકગણની છત્રછાયા વાચકને તેના પોતાના શૈશવકાળમાં સહજપણે ખેંચી જાય છે.

સારી યે કથા તત્કાલીન સમાજના રંગઢંગ અને સંવેદનાના ઝીણામાં ઝીણા તારના તાણાવાણાની ગૂંથણીથી ભરેલી છે. બાલવયમાં વૈધવ્ય પામેલી અને પૂનામાં મોટી વયે ફરી દેખાતી તાની આપણી સમક્ષ તે સમયની અસંખ્ય બાલવિધવાઓના પ્રતિનિધિ તરીકે ઊભી છે. લગ્નજાનની રીતો, કાણના રિવાજો, મહારાજાનું ફુલેકું, દાદીમાની પૂજા, અંબાજીની પગપાળા યાત્રા, આવા તો અનેકાનેક પ્રસંગો તે વખતના ગુજરાતનું તાદૃશ એટલું જ હૃદયંગમ ચિત્ર ઉપસાવે છે. શ્રી રવિભાઇએ જાણે પોતાની ચપળ પીછીની રંગપૂરણીથી તે સમયની સંસારવાડીનાં વિવિધ ફળફૂલની સુંદરતા સૌરભ ને માધુર્યથી મહેકતા બાગને આપણી સમક્ષ ખડો કર્યો છે. ગંગાયમુનાનાં જળ જેમ એકબીજાને રંગે છે, તેમ શ્રી રવિભાઈની દૈયાની ભાષા ને રસળતી કલમ એક શોભામય સંગમનું સર્જન કરે છે, જેમાં વહે છે માનવ-સંવેદના. આશા છે કે આ ગ્રંથ ગુજરાતના આત્મકથા-સાહિત્યમાં નોંધપાત્ર અને વિશિષ્ટ ઉમેરો કરશે.

આ અગાઉ સોળમી-સત્તરમી સદીના રાજસ્થાની કલમનાં સુંદર વૈષ્ણવ-ચિત્રોનો સંગ્રહ 'દિવ્ય બંસરીગાયક' પ્રસિદ્ધ થયો છે. ઉપરાંત, ગુજરાતના જાણીતા કલાકાર અને હાલ બનારસ હિંદુ યુનિવર્સિટીના મહિલા કલાવિદ્યાલયના ચિત્રકળાના

પ્રાધ્યાપક શ્રી વાસુદેવ સ્માર્તે વર્ષોના સંશોધન અને પરિશ્રમના અંતે એકઠો કરેલો, પ્રાચીન ભારતના ચિત્ર, શિલ્પ, છાપેલા વસ્ત્રો અને રેશમી પટોળા, ધાતુ તેમજ માટીના પાનો, ભરતગૂથણ, ઝવેરાત આદિમા ભરપટ્ટે વેરાયેલી [illegible] અસખ્યાત પરપરાગત [illegible] આકૃતિઓને . . . [illegible]

[illegible] ટૂક સમયમા બહાર પડશે

આ 'કલા રવિ' ટ્રસ્ટ શ્રી રવિભાઈની કલા અને સસ્કારસેવાઓના સ્મરણમા કલાના સર્વાંગી વિકાસ અને પ્રચારની પ્રવૃત્તિઓના હેતુઓથી સ્થપાએલું જાહેર ટ્રસ્ટ છે કલાની એવી વિધવિધ પ્રવૃત્તિઓ માટે ટ્રસ્ટને ગુજરાત રાજ્ય તરફથી અમદાવાદમા ભેટ મળેલી જમીન પર એક 'કલાગૃહ' નિર્માણ કરવાની દિશામા પ્રયત્નો ચાલે છે, જ્યા આર્ટ ગૅલેરી, વ્યાખ્યાનખડ, કલા પુસ્તકાલય વગેરે ઉપરાંત કલાના પ્રકાશનો, દેશપરદેશના કલાકારો તથા કલા પ્રવૃત્તિઓના સપર્ક વિનિમય, વ્યાખ્યાનો, ફિલ્મો આદિ પ્રવૃત્તિઓ સદા ગુજતી થશે

ગુજરાતમા કલાના સન્માન સરક્ષણ અને ચાલના માટેની આ પ્રથમ જ પ્રવૃત્તિ હોઈ સૌ ગુજરાતીઓ ને કલારસિકો ઉદાર હાથે સસ્કારસેવાના આ કાર્યમા સહાય કરશે એવી ટ્રસ્ટને શ્રદ્ધા છે ટ્રસ્ટને અપાતા દાન ઇન્કમટૅક્સ મુક્ત છે ટ્રસ્ટીમડળમા શ્રી પ્રભુદાસ પટવારી, શ્રી નવનીતલાલ સાકરલાલ શોધન, શ્રી બચુભાઈ રાવત, શ્રી કાન્તિલાલ મણિલાલ, પ્રો અનતરાય રાવળ, શ્રી કનુભાઈ દેસાઈ અને શ્રી જનાર્દન રાવળ છે

ગુજરાતની એક આદરણીય વ્યક્તિવિશેષની આ જીવનકથા જ્યા જ્યા ગુજરાતીઓ અને કલાસસ્કાર-પ્રેમીઓ વસે છે ત્યા સર્વત્ર પોતાનો પમરાટ પ્રસરાવે અને અન્ય ભાષાઓમા પણ એનુ અવતરણ થઈને સર્વને એક કલારત જીવનનો સાચો પયગામ પહોચાડે એમ ઇચ્છીએ

૪૯, પરિમલ સોસાએટી
અમદાવાદ

પ્રભુદાસ બાલુભાઈ પટવારી
અધ્યક્ષ કલા રવિ ટ્રસ્ટ

# ક્રમ

## વડવા



## શૈશવ



## બાળપણનાં સ્મરણો



## કિશોરકાળ



## અંગ્રેજી શિક્ષણકાળ

## સંસ્કારજીવનની શરૂઆત

* દરેક પ્રકરણવાર ક્રમાંક ૧થી ગણવાની યોજનામાં ગફલત થઈને આ અંકથી તે 'અંગ્રેજ શિક્ષણકાળ'ના ક્રમાંક ૨૮ સુધી, મૂળ ('કુમાર'માં આવેલી) લેખમાળાના ક્રમાંક ૨૦થી ૪૩ આવી ગયા છે. તે સુધારી લેવાની વિનતિ.

# વડવા

## ૧ કુટુંબની ગાથા

ઈ. સ. ૧૮૭૪ના ઉનાળાની એક સવારે આશરે નવેક વાગ્યે ભાવનગરની ખાડી ઓળંગી એક થાપડો (ખાડીમાં ચાલતી સઢ વગરની પહોળી હોડી કે જે વાંસડાથી પાર થઈ શકે) સામેના ભાલને કાંઠે થંભ્યો ત્યારે કાળાતળાવ અને ઘોલેગના મુસાફરો સાથે એક પ્રૌઢ બ્રાહ્મણ અને તેનો દસેક વર્ષનો એક પુત્ર કિનારે ઊતર્યા.

પૂરી ઊંચી કાઠીના, શામળા વાનના, પગના લાંબા નળાવાળા એ બ્રાહ્મણના એક હાથમાં લાકડી હતી અને બીજે હાથે ખભા ઉપરનો ખડિયો પકડી રાખ્યો હતો. ઊતરતાંની સાથે તેણે ખડિયો સરી ન જાય એમ ખેસ વતી કેડ પર તે બાંધી લીધો અને છોકરાને પણ ભેટ બાંધી લેવા કહ્યું. ડોસાએ લાંબી બાંયનું કસવાળું અરધિયું અંગરખું પહેર્યું હતું ને માથે ઘોઘારી પાઘડી હતી.



તેની પડછંદ કાયા જેવું જ મોં પણ ચોડું ભરેલું હતું. તેમાં પચકેશ વધારેલા, એટલે આખો વધુ ડમામદાર લાગતો હતો. તેનો અવાજ કરડાતો હતો. છોકરાએ લાંબી બાંયની અંગરખી બંડી અને ઢીંચણ સુધી પહોંચતી ધોતડી પહેર્યાં હતાં. માથે ટૂંકું રેંટિયું વીંટ્યું હતું. તેનો વર્ણ જરા ઊજળો હતો. ચહેરો પિતાને મળતો હતો, પણ તેમાં પિતાની કર્કશતા જરાય નહોતી. ઉમરના પ્રમાણમાં મહુ સારું કહી શકાય એવું હતું. એ કાળે તે ઉમરે લગભગ બધા જ છોકરા એવા હતા.

તેમના દેખાવ ઉપરથી તેઓ ખાનદાન પણ દરિદ્ર હાલતમાં આવી પડેલા માનવી જેવા લાગતા હતા. ગોસાએ છોકરાને પડકારી કહ્યું, 'મા'શંકર, આપણે બાર વાગ્યે કાનેળાવ પહોંચી જશું. ત્યાં સગાને ત્યાં જમી કારવી આજે ચાર વાગ્યે આગળ જશું, ને કાલ સવારે ધોલેરા પહોંચશું. ત્યાં તો ખેડુના ગાડાં આવ્યાં હશે. પછી ચાલવું નહિ પડે.'

મુસાફરો ભરેલા એક ગાડાની પાછળ તેઓ ચાલવા લાગ્યા. ભાલનો પ્રદેશ તો ખારી જમીન ઉપર વરસાદમાં ખેંચાઈ આવીને જામેલા કાંપનો બનેલો છે, એટલે એમાં ક્યાં યે મોટાં ઝાડ જોવા ન મળે. ક્યાંક બાવળિયાની છાયા કે પીલુડીઓનાં ઝુંડમાં બપોરે ઓથ મળે. ચોમેરની ભોમમાં નજર નાખીએ તો આવે આઘે જમીનના એકાદ ટીંબા પર ધાપ નું ઝૂમખું બાઝેલું હોય એટલું જણાય. ત્યાં વળી તળાવડું ખોદી એની પાળ ઉપર ગામલોકોએ શિવ કે માતાનું દેરું કરી પીંપળ કે લીમડાના નબુચાર ઝાડ ઉછેર્યાં હોય. બાજુમાં એકબે કૂવા કર્યાં હોય. તેમાં આ તળાવમાં ઝિલાએલા વરસાદના મીઠા પાણીની આવ થાય અને એ બગર ગામ આખાને તે પાણી પીવાનું. આવા પાણીમાં ઘણી ગંદકીનો પાશ લાગવાથી વાળા અને ચામડીના તેમજ પેટના વ્યાધિવાળા માણસો આ ભાલપ્રદેશમાં બહુ જેવા મળે છે. પણ આ કસદાર કાંપવાળી જમીનમાં ચોમાસામાં વગર ખાતરે ઘઉં થાય છે અને કપાસ, મગ તથા મઠના યે મબલખ પાક ઉતરે છે, તેથી ભાલની આ જમીન સોનાની ગણાય છે.

ધજત રાવળ આજે પોતાના પુત્ર મા'શંકરને પોતાના ગરાસવાળી ગાફ ગામની જમીન બતાવવા અને ખેડૂતો સાથેના વહીવટ સમજાવવા લઈ નીકળ્યા હતા. કેટલી યે પેઢીઓથી તેમના કુટુંબમાં લાવ લીટીની જમીન (ગરાસદારોને કરમાફીવાળી જણાતી જમીન) મળેલી, તે પર તેઓ કુટુંબનો ખર્ચ નિભાવી લેતા હતા. જોકે ઓણુ સાલ વરસાદની ખેંચ રહી ગએલી તેથી ખેડૂતોને પણ મુશ્કેલી હતી, છતાં ભાગમાં જે આવે તે મેળવી લેવાનું હતું. ઉપરાંત તેમને ભાવનગરમાં શેરડીપીલના કહેવામાં આવેલા ખોરડા બાબત પણ કામ હતું. એ ઘર એમણે મોદ વાણિયા ભાઈતને ગીરો આપેલા તે હવે પોતાને કબજેદાર ગણાવવા ઝઘડો થયો હતો અને વાણિયા લાગવગ વાપરી ઘર પચાવી પાડવાની પેરવી કરી રહ્યા હતા. આ સામે ધજત રાવળે ભાવનગરની કોર્ટમાં દાવો પણ કર્યો હતો, છતાં લાગવગવાળા વણિકો તેમના પક્ષમાં કેસનો ચુકાદો મેળવી જાય એવો ભય હતો, એટલે ગામ ખાતે રહેતા વકીલ ભવાનીશંકર કામને મળી તેમની સલાહ અને મદદ લેવાની પણ ઉમેદ રાખી હતી.

રાવળ ભવાનીશંકર કાકા અને છગન રાવળને ત્રણ પેઢીનું છેટું; પણ મૂળ સ્થાન માંડલ (વીરમગામ પાસે) છોડીને બાવળા થઈ ગાંફ આવતાં લગભગ બાર પેઢીઓ થઈ, તેમાં નજીકમાં નજીક પિત્રાઈ કાકા ભવાનીશંકર રાવળ હતા; અને તેમને પોતાને કોઈ પરિવાર નહોતો, એટલે આ કુટુંબના તે ખરા કાકા અને મુરબ્બીપદે હતા. તેઓ સારા અનુભવી વૈદ્ય તરીકે પ્રખ્યાત હતા તેથી અમદાવાદથી ભાવનગર સુધીનાં ગામોમાં તથા રજવાડાંમાં તેમની સારી લાગવગ હતી. નાના ગરાસદારોની રાજખટપટમાં પણ તે પડતા હોઈ મુત્સદ્દી વર્ગ તેમને સારી પેઠે પિછાનતો, એટલે ભાવનગરના ખટલામાં તેમની જ મદદ ઉપર મદાર હતો. તેમનાં તેમજ છગન રાવળનાં અસલ ઘર તો ગાંફમાં જ હતાં, પણ તેમની પાંચમી પેઢીના વડદાદા નાનાભાઈ રાવળનું લગ્ન ધોળકાવાળા હરજીવન જોશીનાં દીકરી સાથે થયું હતું તેમાં ભાવનગરમાં તેમના તરફથી ઘર મળ્યાં હતાં.

હરજીવન જોશીએ ભાવનગર શહેર ઈ. ૧૭૨૩માં વસ્યું ત્યારે તેના જોષ જોઈ તોરણ બધાવેલું, તેથી ભાવનગર નરેશે તેમને શહેર વચ્ચે દરબારગઢ પાસે શેરડીપીઠના ડહેલામાં ઘર આપેલાં. તે વખતે તેમણે પોતાના ભાણેજો (નાનાભાઈ રાવળના બે પુત્રો ભગવાન રાવળ અને લીલાધર રાવળ) માટે પણ ઘર વસાવેલાં, અને એ રીતે જોશીનું ઘર રાવળો માટે આજ સુધી મામાનું ઘર ગણાતું હતું.

એ લીલાધરના પુત્ર દુર્લભરાય ને તેમના પુત્ર ભવાનીશંકર રાવળ. ભગવાન રાવળના પુત્ર હરિભાઈ અને તેમના પુત્ર કાનજીભાઈ રાવળ. એમાંથી હરિભાઈ નાનપણમાં ગુજરી ગએલા એટલે કાના રાવળ દાદા હરિભાઈ પાસે મોટા થએલા. તે ગગા ઓઝાની કચેરીમા કામ કરતા તે બદલ તેમને કણેતું (રાજના કોઠારમાંથી મળતું અનાજ) અને ઉપરાત બાર મહિને રોકડા રૂ. ૬૦ મળતા. ગાફ દરબારોનો કન્યાઓ ભાવનગર દરબારમા હતી તેમના કામકાજ નિમિત્તે આ કણેતું ચાલતું હતુ.

ભાવનગરનાં ઘરો પૈકી એક ઘર ભવાનીશકર રાવળને પણ મળેલું હતું, પણ તેમને પુત્ર-વારસ નહિ હોવાથી પાછળથી વેચી નાખેલું. કાનજી રાવળે વાણિયા પોચા પારેખ સાથે સટ્ટો કરી સંપત્તિ ગુમાવી અને ઘરો ગીરો મૂકેલાં ને છેવટે સ્થિતિ અસહ્ય થતા રાતોરાત ખાડી વટાવી ગાફ જઈ રહેલા. ત્યાં વડીલોપાર્જિત ગરાસ હતો તેમજ તેમનુ સાસરું અને મોસાળ હતું એટલે આશરો મળ્યો. એમના પુત્ર છગન રાવળનો જન્મ તો ભાવનગરમા થએલો, પણ આ રીતે ૨૫ વર્ષ ગાફમાં વીતાવેલા ને ત્યા તે ભવાનીશકર રાવળ પાસે થોડુ વૈદુ શીખેલા.

મા'શંકરને સાથે લઈ ધોલેરાથી વહેલી પરોઢે બેડુના ગાડામા ઊપડેલા છગન રાવળ નવ-દસ વાગ્યે ગાફ પહોંચ્યા ત્યારે ભવાનીશંકર કાકા ઓસરીમા ડાયરો જમાવી બેઠેલા. પોતે ગાદીતકિયા પર બેઠા બેઠા પાસે પડેલી પેટીમાંથી દવાઓનાં પડીકા બાધતા હતા અને સાથે બીજા દરદીને મોએથી ઉકાળા અને



ભવાનીશંકર કાકા ઓસરીમાં દાયરો જમાવી બેઠેલા

ઓસરિયાના પાક લખાવવા જતા હતા. એક બાજુ મોટા પાઘોટા વીંટેલા ફેંટા અદ્ગેગવાળા બે-ચાર દરબારો બેઠા હતા. પાછળ ઓરડાના બારણામાં ઘૂમટવાળી ગરાસણીઓ એકબીજાને અડીને બેઠી હતી. બીજી બાજુ વાણિયા બ્રાહ્મણ જેવા દરદીઓ બેઠા હતા, તો ઓટલા નીચે ખેડુઓ ને કોળી-વાઘરી બેઠા હતા. સામેના કરે ઢેઢ વર્ણના એકબે સ્ત્રી પુરુષ બેઠા હતા.

ભવાનીશંકર કાકાનું નિદાન વિધાતાના લેખ જેવું ગણાતું અને ઓષધિ સાથે પાળવાની એમની ચરી મોટા તપસ્વીની પણ કસોટી કરે તેવી રહેતી

ઉપવાસો હોય કે ઉકાળા, એમના વૈદાનાં સાધનો અમોઘ હતાં. એમના હાથને ભારે જશ હતો. એમની પાસેની વિદ્યા મેળવવા ઘણા ઘણા જુવાનો અને વૈદ્યો એમની ઉપાસના કરતા અને કૈંક અનુભવી ટુચકાઓ લખી જતા. એમના લખાવેલા વૈદકના ગુટકાઓ ઘણા જણ પાસે હતા. સાણંદવાળા વિશ્વનાથ જાની અને કથારિયાના પ્રહ્લાદજી વગેરે તો એમની જમાતમાં ગામોગામ સાથે જતા. એ સમયમા રેલવે લખતર સુધી જ આવી હતી, એટલે ગાફથી અમદાવાદ જવુ હોય તો એ ઘોડા પર નીકળી પડતા. હમણા જ એ અમદાવાદના કલેકટરની વહુનો પેટનો રોગ મટાડીને આવ્યા હતા. તેને લોકો વાહવાહ કરી રહ્યા હતા.

આ પળે એક ફિક્કો પડી ગએલો જુવાન એમને નાડ દેખાડી રહ્યો હતો. જોતાં જ ભવાનીશંકર કાકા તાડુકયા: 'એલા, તેં શુ કર્યું? કોઇને રડાવવાને લગ્ન કરી આવ્યો ને? જોતો નથી તારી નાડમા પિત્તજ્વર ભભૂકી રહ્યો છે? મને બાપડી છોકરીની દયા આવે છે, નહિ તો તને મરવા દેત. હવે જો જીવવું હોય ને સંસાર જોવો હોય તો એક વરસ ભૂલી જજે કે પરણ્યો'તો. મેલ પાણી; તો દવા આપું.' પેલો બિચારો આસુ સાથે કાકાને પગે પડી ગયો. 'જા બેસ થોડી વાર, દવા આપશુ'–કહી કાકાએ તેને આઘે બેસવા નિશાની કરી. ત્યા બહાર ગાડુ આવી ઊભુ રહ્યુ અને કોઈ બોલ્યું: 'કાકા, ભાવનગરથી છગનભાઈ અને છોકરો આવ્યા.' એટલામા તો ઊંચી કાયાના છગન રાવળ ઓટલો ચડી આવી કાકાને પગે લાગ્યા અને 'મા'શકર, દાદાને પગે લાગ' સાભળી મા'શકરે પણ દાદા આગળ ગોઠણે પડી પગને હાથ લગાડી વદન કર્યું.

'આ મારો મા'શકર? આવ દીકરા, તને જોઇને આખો ઠરી. નાનો પાચ વરસનો જોએલો. સારુ ગર્જું કર્યું. હમણા શુ ભણે છે?'

'દાદા, કઈ બહુ નથી ભણ્યો. મારે મોસાળ દેવગાણે હતો ત્યારે ધૂળી નિશાળમા વાચતા-લખતા ને લેખાહિસાબ ગણતા શીખ્યો છુ બાપાએ ઘરમા બોધવચન મોઢે કરાવ્યું છે ને કોક વાર પુરાણીને ત્યા સસ્કૃત શીખવા ય મોકલ્યો છે પણ ફાવ્યું નથી. પરમાણંદ દેસાઈ સાથે સરકારી નિશાળે ગયો ત્યા પહેલી ચોપડીમા બેસાડ્યો. હું તો એ બધુ શીખી ગયો હતો, એટલે ત્યાથી જમાલભાઈની નિશાળમા બાપાના ઓળખીતા પ્રભાશકર માસ્તરે મને પાચમી ચોપડીમા બેસાડ્યો છે. પણ મારે તો હવે અગ્રેજી નિશાળમા જવુ છે.'

'વાહ ભાઈ વાહ; અમે ય આટલુ તો ભણ્યા નહોતા, હો! પણ દીકરા જો, આ વૈદુ તો આપણા ઘરનો ધંધો. તારા બાપને થોડુ શીખવ્યુ છે, પણ તેનો સ્વભાવ આકળો છે એટલે લોકો હારે બહુ ફાવતું નથી. તું જો થોડા વરસ મારી પાસે રહે ને, તો મારાથી સવાયો બનાવી દઉં. પણ ઈ બધી તો હવે પછે વાત કરશુ. હમણા બાપ-દીકરો વાડામા જઈ સ્નાન-ધ્યાન કરી પરવારી લ્યો.'

રાત્રે પણ ભવાનીશકર દાદા પાસે લોકોનુ ટોળું બેઠેલુ હતું જ. વૈદબાપા નાડ જોઈ ગાધીની કે વગડાની દવા તેમને ભળાવી વિદાય કરતા. છેક દસેક વાગ્યે કાકાના સાથે વાત કરવાનો વખત મળ્યો ત્યારે છગન રાવળે પોતાની





ઉપર ગગા ઓઝા (સી એસ આઈના ચન્દ્રક સાથે) અને તેમની ધ્યાનમુદ્રા–જેમા ગોમુખ=ગૌરી, મંદિર=શંકર, સૂર્ય–ઉદય, કલમ–નાગરનો મુત્સદ્દી પણાનો પેશો સંસ્કૃત મુદ્રાલેખ વેદાન્ત માર્ગનો સૂચક છે નીચે તેમના હસ્તાક્ષરોમા સહી શ્રી ગગા (ગૌરીશંકર ઉદયશંકર) ઓઝા ભાવનગરના

गपरीरिशंकरउदयशंकरणिमदाप्मार

અવિસ્મરણીય મંત્રીશ્વર હતા ભાવનગર રાજ્યનો ઉત્કર્ષ કરનાર તે અવતારી પુરુષ ગણાતા ઈ ૧૮૫૦મા એમનો જન્મ થયો ને ભાવનગર નરેશ વજેસિંહજીના સમયમા ૧૮૫૦મા એના દીવાન થયા પછી ચાર રાજાઓની પેઢી સાચવી ઈ ૧૮૭ ના જાન્યુઆરીમા મહારાજા તખ્તસિંહજીના સમયમા રાજ્યકારભારથી મુક્ત થયા રાજ્યના ૧૧૬ ગામો પર બ્રિટિશ હકૂમત હતી તે તેમણે દૂર કરાવી તેમની સેવાની કદરમા ૧૮૬૬મા મહારાજા જસવન્તસિંહજી(તખ્તસિંહજીના પિતા)એ તેમને ગુરખા ગામ આસમા આપ્યુ ઈ ૧૮૭૦મા જસવન્તસિંહ દેવલોક પામ્યા ત્યારે તખ્ત સિંહજીનુ વય ૧૨ ૧૩ વર્ષનુ હોવાથી સયુક્ત કારભાર ગગા ઓઝાનો અને મિ ઈ એચ પર્સિવલનો હતો ૧૮૭૭મા દિલ્હી દરબારમા ગગા ઓઝાને 'સી એસ આઈ નુ પદ મળ્યુ અને ૧૮૭ મા નિવૃત્ત થયા ત્યા સુધીમા તો તેમણે રાજ્યને પ્રથમ પંક્તિમા લાવી મૂક્યુ રાજ્યની ઊપજ ચાર લાખ માથી ચાળીસ લાખની કરી આપી ઈ ૧૮૮૬મા સંન્યાસ લઈ ભગવા ધારણ કર્યા અને સચ્ચિદાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું ૧૮૯૧મા વિદેહ થયા

नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता

કથની કહી 'કાકા મારે માથે વીતવામા બાકી રહી નથી વૈદુ કરુ છુ પણ કાંઈ જ બરકત નથી સોકો ગોળીઓ ઓસડ લઈ જાય છે, ને પૈસા આપતા નથી હમણા વળી વરતેજના દરજીએ આધિયાણાની દુકાન કરી છે એટલે આ શંકરને કહુ છુ કે તું હવે નિશાળ મૂકીને દુકાનમા ધ્યાન દે, પણ એ માનતો નથી એને તો વળી અંગ્રેજી નિશાળમા જવુ છે હરિલાલે ય હવે

ભણતો થયો છે, પણ મારી હવે જરા ય પહોંચ નથી. તેમાં આ ઘર બાબતનો ઝગડો કોર્ટે ચડ્યો છે. ભલું થજો સુંદરજી પારેખનું. એણે સત્‌ની પાંખે પોતાના સગાની સામે સાખ આપી છે, પણ વકીલો ને અમલદારોનાં મોં ભરવાની શક્તિ નથી એટલે બળાપો થાય છે કે બાપદાદાના ઘર જશે. હમણાં તો નરભાની શેરીમાં ઘર ભાડે રાખીને રહ્યાં છીએ. મા'શંકરનાં બાને રોજ એ લોકો સાથે વઢવાડ થાય છે. મારો ક્રોધ ભૂંડો છે એટલે મને બોલવા દેતાં નથી, પણ હવે તો કાકા તમે આવીને આનો છેડો લાવી આપો.'

કાકાએ શાંતિથી બધું વિગતે સાંભળી લીધા પછી કહ્યું: 'એમાં નરમ થવાનું કાંઈ કારણ નથી. આપણે બ્રાહ્મણો છીએ ને સત્‌ને આધારે જ તરવાનું છે. તારે ખેતરોનું કામ હોય તે બે દિવસમાં પૂરું કરી લે. પછી હું તારી સાથે ભાવનગર આવું છું. ઘણા વખતથી ગગાભાઈ (ગગા ઓઝા)ને મળ્યો નથી તે પણ મળાશે. નાગરોમાં એ એક જાગતી જ્યોત છે. આપણું ખરાબ નહિ થવા દે.'

ભવાનીશંકર કાકા ભાવનગર આવ્યા કે બીજે જ દિવસે સવારમાં નાગરવાડાની હવેલી આગળ જઈ વજેશંકર ઓઝાને સાદ કર્યો: 'વજલ! એ વજલ! ગગા ડોસા ઉપર છે કે નહિ...' વજાભાઈએ ગૅલેરીમાં આવી જોયું તો ગુજરાતી પાઘડીવાળા, ત્રિપુંડધારી, પૂરાં સ્વચ્છ વસ્ત્રોવાળા એક બ્રાહ્મણ ગૃહસ્થ સાદ પાડી રહ્યા છે. પાછળથી ગગાભાઈએ ડોકું કાઢ્યું: 'ઓહો! ભવાનીશંકર રાવળ! આવો આવો, ઉપર આવો. જા વજલ, ઉપર તેડી લાવ.' (પરિચય માટે જુઓ સામેના પાના ઉપરનું ચોકઠું)

'અરે ઉપર શું આવે? તમારો સામળદાસ (એ વખતે ન્યાયાધીશ હતા) બ્રાહ્મણને અન્યાય કરશે તો તમારે આંગણે લોહી છંટાશે, એટલું ધ્યાનમાં રાખજો. શેરડીપીડના ડહેલાનાં ઘર તો મારાં છોકરાનાં છે. વાણિયાએ લાંચથી એનો દાવો ઉલટાવ્યો છે તેની બરાબર તપાસ કરી લો. ફેંસલો આવ્યે ઉપર મળવા આવીશ.'

એ પછી બે જ દિવસમાં દાવાનો ફેંસલો આપવામાં આવ્યો કે ઘર બ્રાહ્મણનાં છે ને વણિકોએ તે તાબડતોબ ખાલી કરી દેવાં. છગન રાવળે ખેતરો પર દેવું કરીને ગીરોના પૈસા ચૂકવી આપ્યા અને પોતાના પચકેશ દૂર કર્યા. એ પંચકેશને લીધે તે 'છગન દાઢી'ના નામે ઓળખાતા.

## ૨ તેજસ્વી વિદ્યાર્થી

ભવાનીશંકર દાદા સ્વભાવે ઉદાર, સાચાબોલા અને તીખા હતા. એમની ઘણી ઉમેદ હતી કે મા'શંકર પોતાની પાછળ વૈદકનો ધંધો ઉજાળે. એમને રાજી રાખવા કિશોર મહાશંકરે વૈદાના ગ્રંથોના પાઠ પણ કર્યા હતા, પણ મન તેમાં બેસતું નહોતું. એણે ગુજરાતી પાંચમીનાં વ્યાકરણ-અપૂર્ણાંક શીખી ધોરણ પૂરું કર્યું, ત્યાં અંગ્રેજી શાળાના હેડમાસ્તર તરફથી તેની શાળામાં એક નોટિસ આવી, કે તમારી નિશાળના જે છોકરા અંગ્રેજી ભણવા માગતા હોય તેમને

પરીક્ષા માટે મોકલશો. મહાશંકર રાવળને દેશી હિસાબ પાકા હતા, સારી રીતે વાંચતાંલખતાં આવડતું હતું અને સ્વાભાવિક ચાલાકી હતી, તેથી પાંચમું ધોરણ પાકું પૂરું ન હોવા છતાં માસ્તરે તેમને પણ મોકલી આપ્યા; અને પરીક્ષામાં તે પાસ થઈ ગયા એટલે અંગ્રેજી નિશાળમાં પ્રવેશ મળ્યો.

ગણિત, વ્યાકરણ, ભૂગોળ, ઇતિહાસ આ બધું તેમણે પહેલાં કંઈ કરેલું નહિ, પણ નવા અંગ્રેજીના અભ્યાસ ઉપર સારું ધ્યાન આપ્યું એટલે ગાડું ચાલવા માંડ્યું મહાશંકર રાવળને પિતાશ્રી પાસે કડકાઈ અને કંજૂસાઈથી રહેવાનું હતું. પણ મોસાળ પક્ષે તેમને ઘણો જ લહાવ હતો. માતુશ્રી ઝવલબાનું પિયર શિહોરની ઉત્તરે આવેલા સુંદર ગામ દેવગાણા*મા હતું.


દેવગાણા ગામ

તેમના પિતા ગણછોડ ત્રવાડીને ખેતર અને આંબાવાડિયાં હતાં. તે કેરીઓ વેચતા નહિ પણ કેરી-ટાણામાં તેમની દીકરીઓનાં બધાં ભાણેજોને બોલાવી કેરીઓ ખવડાવતા. રજાઓમાં મહાશંકર રાવળ ત્યાં પહોંચી જતા ને આંબાની છાયામા અભ્યાસના પાઠ પાકા કરી નાખતા.

પ્રાઈમર પૂરી થઈને પરીક્ષા લેવાઈ તેમાં પાસ થતા મહાશકરને તુરત સેકન્ડ બુક(બીજા ધોરણ)મા ચડાવી દીધા. પણ ત્યાં બીજા વિદ્યાર્થીઓ તો વર્ષની શરૂઆતથી હતા તેથી તેમની સાથે થવામાં મુશ્કેલી બહુ જણાઈ. એવામાં પરીક્ષા આવી અને તેમાં ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર ડૉક્ટર બુલ્હર સાહેબ પરીક્ષા લેવા આવ્યા. એ ટાકણે જ તેમને ઓરી નીકળ્યા. પણ પોતાની તૈયારીથી આત્મવિશ્વાસ એટલો કે પથારીવશ હોવા છતા તેમણે પરીક્ષા આપવાનો આગ્રહ બતાવ્યો, એટલે છગન રાવળ હેડમાસ્તર પ્રાણ-નારાયણ મયારામની પાસે ગયા અને તેમની મારફત સાહેબને વાત કરી. બુલ્હર સાહેબને થયું કે આ છોકરો બીમાર હોવા છતાં જો પરીક્ષા માટે આવવા ઇંતેજાર છે તો જરૂર તેનો અભ્યાસ સારો હોવો જોઈએ. તેમણે

*દેવગાણા એક ડુંગરની ઓથે વસેલું વહેતી નદીવાળુ નિસર્ગનું રમણીય ગામ છે. કાઠિયા રજપૂતોની ત્યાં ખેતી છે. એ હિંમતવાળા પાણીદાર ગ્રામજનોની સ્ત્રીઓ સુંદર ભરતકામ જાણે છે. નરનારીની સાચી તંદુરસ્તી અને રેઢછટા ત્યાં જોવા મળે છે.

લાગલું જ કહી દીધું કે તેણે પરીક્ષામાં બેસવાની જરૂર જ નથી, પ્રોમોશન આપીશું. આમ તે ઉપરના વર્ગમાં ગયા અને પાછળથી તેમના આજીવન મિત્ર બનેલા તેમના સહાધ્યાયી ઓધવજી બધેકા પાછળ રહી ગયા.

બીજા ધોરણમાં હાવર્ડની સેકન્ડ બુકનો બીજો ભાગ અને પાઠમાળાનો પહેલો ભાગ ચાલતો. પાછલું કેટલુંક કાચુંપાકું હતું તેથી બહુ મુશ્કેલ જણાતું. એ વખતે અંગ્રેજી ભણેલા કોઈક જ હોય, એટલે શીખવા પણ કોની પાસે જવું? છતાં મહેનત કરી, ઊંચે નંબરે નામ રાખીને માડી ચાલુ રહ્યા. જોકે એ વખતે માસિક ફી તો માત્ર બે આના જ હતી.

એ કાળમાં કુલીન કુટુંબોમાં બાળકોનાં વેવિશાળ તે ઘોડિયામાં હોય ત્યારથી થઈ જતાં અને કન્યાને ૧૩ વર્ષ પહેલાં તો સાસરે મોકલી દેવાની માબાપને ચિંતા રહેતી. મહાશંકર રાવળનું લગ્ન પણ પાલીતાણા પાસે આવેલા મોખડકા ગામના ત્રવાડી નાનજી પ્રાગજીનાં પુત્રી માણેક સાથે થઈ ગયું. તે વખતે મહાશકર રાવળનું વય તેર વર્ષનું અને માણેકનું (જેમનું નામ સાસરામાં ઊજમ રાખેલું) વય નવ વર્ષનું હતું.



છગન રાવળની ગાંધિયાણાની દુકાન માં મહાશંકર

અભ્યાસ કરવાની સાથેસાથે, વરતેજના દરવાજે છગન રાવળે ગાંધિયાણાની દુકાન કરેલી ત્યાં પણ નાના મહાશંકરને બેસવું પડતું. ત્યા પોતાનું લેસન કરતા જાય અને ઘરાકને સાચવતા જાય. પણ દુકાનમાં કંઈ કસ નહોતો એટલે થોડા સમય પછી તેને સમેટી લેવી પડી. આની આર્થિક સ્થિતિમાં

મહાશંકરને અભ્યાસની ચોપડીઓ કોઈ પાસેથી માગીને વાચી લેવી પડતી અને કાગળ પેન્સિલનો ખર્ચ તે નાગરોના છોકરાઓને ભણાવીને મેળવી લેતા

બીજી અંગ્રેજીની પરીક્ષા લેવા મિ જાઈલ્સ આવેલા તેમા પણ મહાશંકર પાસ થતા અને હાઈસ્કૂલમા ગયા તે વખતે હાઈસ્કૂલનુ મકાન ભાવ નગરમા વડવાના બૉર્ડિંગ ઘાટ પાસે હાલ જ્યા કન્યાશાળા છે ત્યા હતુ, અને વગ્તેજનો દરવાજો પસાર કરીને ત્યા જવાતુ હાઈસ્કૂલ શરૂ થઈ ત્યારે હજી એ જગ્યા તૈયાર નહિ થઈ હોવાથી તે મોતીબાગમા શરૂ કરી હતી હાઈસ્કૂલના પહેલા હેડમાસ્તર પારસી જમશેદજી ઊનવાળા હતા અને આસિસ્ટન્ટ મીરઝા મહમદઅલી હતા મૂળ તે યુરોપિયન હતા અને અમદાવાદના રેવરંડ ગિલેસ્પીના તે પુત્ર હતા, પણ પાછળથી તેમણે મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો હતો વસ્તુત તો એ મીરઝા ભાવનગર ઇન્ફન્ટ્રી (પાયદળ સેના)ના ઉપરી હતા અને હાઈસ્કૂલના શિક્ષણમા મદદ કરતા

ત્રીજા ધોરણનો અભ્યાસ સારી રીતે કરીને પહેલો નબર લઈને મહા શંકર ફૉર્થ સ્ટાન્ડર્ડમા દાખલ થતા ત્યા ટેક્સ્ટ બુક તરીકે ચેમ્બર્સ મૉ લ બુક અને યુલિયડ હતા, અને માસ્તર પ્રતાપરાય ગોવિંદરાય હતા તેમની પ્રીતિ મેળવી મહાશંકરે હમેશા પહેલો-બીજો નબર રાખ્યો અને વાર્ષિક પરીક્ષા ડૉ બ્યુલ્હરે લીધી તેમા પહેલા નબરે પાસ થયા

પાચમા ધોરણમા તે વખતે પાઠ્યપુસ્તકમા લૅમ્બ કૃત શેક્સપીઅરની કથાઓ (લૅમ્બ્ઝ ટેઈલ્સ ફ્રૉમ શેક્સપીઅર) અને કાવ્યમા 'ડેઝર્ટેડ વિલેજ' હતા રેવરડ વેલ્સની પાઠમાળાનો ત્રીજો ભાગ, ભાડારકરની સસ્કૃત માર્ગો પદેશિકા અને ઇતિહાસ ભૂગોળ યુરોપના હતા—હિંદુસ્તાનના નહોતા અહીં પણ અભ્યાસ ઊજળો ચાલ્યો અને માસ્તર મોતીલાલ મોહનલાલ ઝવેરી તેમના પર બહુ પ્રસન્ન રહેતા

એ સમયના સર્વ શિક્ષકો પોતપોતાના પરપરાગત પોશાકમા જ શાળાએ આવતા પાટલૂન તો માત્ર પારસીઓ જ પહેરતા વિદ્યાર્થીઓ ટોપીઓ, ફેંટા અને કોઈ વાર પાઘડીઓ પણ પહેરતા નાગરોના છોકરા ઝીકની ભરેલી ટોપીઓ પહેરી આવતા મહાશંકર હાઈસ્કૂલમા હતા ત્યારે મનુભાઈ નદલાકર (ભવિષ્યના વડોદરાના દીવાન), તેમના ભાઈ માર્કંડરાય અને વીરચદ રાઘવજી તેમનાથી આગળ છઠ્ઠા ધોરણમા હતા, અને ભાવનગરના દીવાન લલ્લુભાઈ સામળદાસ સાતમા ધોરણમા હતા તેમની સાથે પાચમા ધોરણમા પાનાચદ જેચદ (જે ભવિષ્યમા ડેપ્યુટી આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ થયા હતા તે) અને મોરબી, ગોડળ વગેરેના દીવાનપદે પહોચેલા રણછોડલાલ પટવારી હતા પટવારી સાથે તો મહાશંકરને અગત મૈત્રી બધાઈ હતી

## ૩ તાર માસ્તર

પાંચમા ધોરણમા બે એક માસ થયા એવામા, ત્યારે નવી બધાતી ગાયક વાડ ભાવનગર રેલવે માટે સિગ્નલરો (તાર માસ્તરો) તૈયાર કરવાની જરૂર પડી

રેલવેના મૅનેજરે હાઈસ્કૂલના હેડમાસ્તરને લખ્યું કે તમારી પાસેના જે કોઈ વિદ્યાર્થીઓ તાર-માસ્તર થવા ઇચ્છા હોય તેમને અરજી કરવાનુ સૂચવો. એ રીતે અરજી કરનારાઓમા મહાશકર પણ હતા.

મૅનેજરે અરજદારોને રૂબરૂ જોવા બોલાવ્યા. એ વખતે નાના મહાશકરે મોટામા ગણાવા માથે ભાવનગરી પાઘડી પહેરી લીધી હતી! મૅનેજરે તો તરત કહ્યું કે તમે વયમાં સૌથી નાના છો માટે ચાલી નહિ શકો. છતા તેમણે અરજી તો રાખી લીધી અને સરકારી તાર-ઑફિસમા મિ. શીઅર્સને મોકલી આપી. શીઅર્સે બધાને બોલાવીને ડિક્ટેશન લખાવ્યું તેમા મહાશકર પહેલે નબરે આવ્યા એટલે વયનો બાધ જતો કરીને તેમને તાર ઑફિસના ટ્રેઇનિંગ ક્લાસ (તાલીમવર્ગ)મા લીધા.

આથી નિશાળમાથી રજા માગવી પડી. મોતીલાલ ઝવેરીને તેથી બહુ ખોટુ લાગ્યું, તેમણે બહુબહુ સમજાવ્યા, પુસ્તકો તેમજ ફી વગેરેની મદદ કરવાનુ કહ્યુ; જમશેદજી ઊનવાળાએ પણ સમજાવ્યા; પણ કુટુબની ગરીબી, માથે દેવુ અને આવકની જરૂરને લઈ તેમનાથી નોકરીની રઢ છોડી શકાઈ નહિ ટેલિગ્રાફી ક્લાસમાં ત્રણ માસ મિ. શીઅર્સ પાસે અને પછીથી મિ. રિગ્બી પાસે તાલીમ લીધા બાદ પરીક્ષા થતાં તેમાં મહાશકર પાસ થયા અને ઈ. ૧૮૮૦ના ડિસેમ્બરની ૧૯મી તારીખે પ્રભાતમાં નોકરી કરવા ઘર છોડી નીકળ્યા એ વખતે એમની ઉમર પદર વરસની હતી.

એમની પહેલી નિમણૂક ધોળા જંક્શનના સ્ટેશન ઉપર રૂપિયા ૧૫થી થઈ. તે જ દિવસે બીજી રેલવેમાથી જુનિયર સ્ટેશન માસ્તર તરીકે સૉલોમનની અને એક જૂના સિગ્નલર મારકરિનસ નામના ગોવાનીઝની નિમણૂક પણ થઈ હતી. એક નાનચદ વનમાળી પણ તેમની સાથે હતા, જે પાછળથી એ નોકરી છોડી ભાવનગર હાઈસ્કૂલમા શિક્ષક થએલા અને હેડમાસ્તરના પદ સુધી પહોચેલા. ધોળામા જેવુતેવુ હાથે રાધીને ચલાવી લેવુ પડતું. પાણી પણ હાથે ભરી લાવવાનુ હતુ અને વાસણ પણ જાતે જ માજવાના હતાં.

થોડા વખત પછી કુકાવાવ, ત્યાથી ગઢેચી (ભાવનગર પરા) અને ત્યાર બાદ ભાવનગરના રેલવે સ્ટેશન પર તેમની બદલી થઈ. ત્યા તેમને શ્રી હરગોવિંદભાઈ પડચા અને ઓધવજીભાઈ બધેકાનો પરિચય થયો. શ્રી હરગોવિંદભાઈને તેમણે ટેલિગ્રાફીમા પ્રવેશ કરાવ્યો. પાછળથી એ બને શ્રીમન્ નથુરામ શર્માના શિષ્યમડળમા જોડાયા ત્યારે આ મૈત્રી વધુ દઢ થઈ. એ બને મિત્રો રેલવેમા આગળ જતા ઘણે ઊંચે દરજ્જે ગયા હતા અને તેમના મૈત્રીસંબધોનો લાભ પછીની પેઢીને મળ્યો હતો, તેની વાત આગળ આવશે પાછળથી મહાશકર પોસ્ટ ખાતામા ગયા ત્યારે તેમણે શ્રી હરગોવિંદભાઈને પોતાની સાથે ખેંચી લેવાનો ઘણો આગ્રહ કરેલો, પણ કેટલાક કૌટુબિક કારણોસર હરગોવિંદભાઈએ કાયમ માટે રેલવેની નોકરી જ પકડી રાખેલી ને ભાવનગરના સ્ટેશન માસ્તરને દરજ્જે પહોચેલા. હાલનુ ભાવનગર સ્ટેશન તે વખતે બધાયું નહોતું. તળાવ

પાસે ઘોડાં છાપરાંમાં સ્ટેશનનું કામ ચાલતું.* ભાવનગરથી મહાશંકરની બદલી ફરી વાર ધોળા અને કુકાવાવ થઈ ને ત્યાંથી જેતલસર જવાનું થયું. તે પછી છેવટે તે સિગ્નલર તરીકે જૂનાગઢ ગયા.

### ૪ રેલવેથી છૂટા થયા

ઈ. સ. ૧૮૮૨માં મહાશંકર રાવળ જૂનાગઢમાં સિગ્નલર બન્યા તે સમયે શેરગઢ રાજ્યના મેયા લોકોને જમીનગરાસની બાબતમાં અન્યાય થતાં તેઓએ બંડ કરેલું. જૂનાગઢ રાજ્યના અમલદારો લશ્કર લઈ ગએલા તેમાં કેટલાય મેયા લોકો માર્યા ગએલા. આ બાબત સરકાર તરફથી તપાસ-કમિટી નીમાઈ તેના



પિતાશ્રી મહાશંકર છગનલાલ રાવળ ઈ. ૧૮૯૩માં

તાર વારંવાર મુગ્રાઈ થતા. ત્યારે જૂનાગઢ રાજ્યના પોલિટિકલ ખાતાવાળાએ તાર-ઑફિસેથી બાતમી મેળવવા ઘણા પ્રયત્નો કરેલા અને પૈસાની લાલચો પણ આપેલી. પણ મહાશંકર રાવળ મક્કમ રહ્યા અને કંઈ જ ખબર બહાર જવા ન દીધી. આ વાત ખાતાના વડા મિ. લીચની જાણમાં આવી તેથી લીચ સાહેબનો તેમના પર સારો ભાવ બંધાયો.

*કાઠિયાવાડ (હાલ સૌરાષ્ટ્ર)માં પહેલી તાર ઑફિસ ધોલેરામાં થઈ હતી અને પાછળથી ભાવનગર દરબારે તાર-લાઈન બાંધવાનો ખર્ચ આપીને પોતાને ત્યાં તે આણી હતી. એ વખતે કરાર એવો થયો હતો કે ભાવનગરની એ તાર-ઑફિસની ઊપજ દરબારે લેવી અને સ્ટાફનો ખર્ચ પણ દરબારે જ આપવો. એવો જ કરાર મહુવા તાર-ઑફિસ માટે પણ ભાવનગર રાજ્યે કરેલો ને પાછળથી જામનગર રાજકોટ રાજ્યોએ પણ એવા કરાર થી પોતાને ત્યાં તાર-ઑફિસો દાખલ કરાવેલી, પરંતુ કોઈને કદી તૂટ આવેલી જ નહિ. પછી એવા કરારો કોઈ સાથે થયા નહિ.

જૂનાગઢ રાજ્યમાં ઘણા અમલદારો સાથે અરબ દીવાન સાલેહ હિન્દી પણ હતા. કેશોદ પાસેના ગામમાં મૈયા લોકોનો ગરાસ હતો. તેઓ મૂળ-ગરાસિયા હતા, તેથી રાજ્ય તરફથી ઈ. સ. ૧૮૮૨માં વેરા નંખાતાં તેમણે વાંધો ઉઠાવ્યો. કારભાર નાગર મુત્સદ્દીઓના હાથમાં હતો. ભાવનગરના માણેકલાલ બાપાલાલ નાયબ દીવાન હતા. પ્રજામાં હિંદુ-મુસલમાનની એકદિલી હતી. મૈયા લોકોએ રિસામણું કરી ગામ છોડી દીધું અને બહાર ટેકરી પર પડાવ નાખ્યો. વાટાઘાટમાં તેઓ નહિ માનતાં રાજ્યે એજન્સીને જાણ કરી ને મૈયા લોકો હથિયાર ઉઠાવશે એવો ભય દર્શાવ્યો. તે વખતે પોલિટિકલ એજન્ટ કર્નલ બાર્ટન અને પ્રાંત ઑફિસર કર્નલ વૉટસન હતા. ધારી પાસે માણેકવાડામાં તેમનું થાણું હતું. (પ્રાંત ઑફિસરે પાછળથી જેતલસરને થાણું બનાવ્યું હતું.) એજન્ટે જણાવ્યું કે મૈયા લોકો બેકાયદા હોય તો રાજ્ય તેમની સામે પગલાં લઈ શકે. એ પરથી પોલીસ ઉપરી સુલેમાન ફોજ લઈ ઊપડ્યા ને રાતોરાત જઈને સૂતેલા લગભગ પચાણું મૈયા લોકોની કતલ કરી. રાજ્યના સિપાઈઓ તેમનાં માથાં ભાલા પર ભેરવી જૂનાગઢમાં દાખલ થયા. સુલેમાનને નવાબસાહેબે ખિતાબ આપ્યો.



સિપાઈઓ મૈયા લોકોનાં માથાં ભાલા પર ભેરવી જૂનાગઢમાં દાખલ થયા

આ બનાવોની જાણ મુંબાઈમાં થઈ. બૅરિસ્ટર વાડિયાએ વિના ફીએ મૈયા લોકોનો કેસ હાથમાં લીધો અને સરકારમાં ફરિયાદ કરી. મુંબાઈ સરકારે તથા ઇન્ડિયા ગવર્નમેન્ટે નવાબનો ઊધડો લીધો. હકીકતો જાહેર થતાં એજન્સીની બેપરવાઈ બહાર પડી. એજન્સીના કર્નલ વૉટસન અને બાર્ટન વચ્ચે પણ ખટ-



કર્નલ એલ સી બાર્ટન
પોલિટિકલ એજન્ટ કાઠિયાવાડ
૧૮૭૮ થી ૧૮૮૩



કર્નલ વિલિયમ સ્કૉટ
ઍક્ટિંગ પોલિટિકલ એજન્ટ
મૃત્યુ ૩૦-૭-૧૮૫૩

પટ હતી આ બધાની ધમાધમી તાર પર આવી પરિણામે કર્નલ બાર્ટનને નોકરી પરથી દૂર થવું પડયું કર્નલ વૉટ્સન તેની જગ્યા પર આવ્યા સાલેહ હિન્દી તથા તેમના હાથ નીચેના માણેકલાલ બાપાલાલ અને સુલેમાન જમાદારને ગડગડિયું મળ્યું નવાબની તોપનું માન ૧૫માંથી ૧૧નું થયું મૈયાઓની ઓરતોનું સમાધાન કરવું પડયું એ મામલામાં તારમાસ્તર મહાશંકર રાવળ મહત્ત્વનું પાત્ર બનેલા દરેક પક્ષ માહિતી મેળવવા કરગરતો, ખુશામત કરતો અને લાલચો આપતો, પણ એ બધાથી તે બચતા

એવામાં કાઠિયાવાડ ડિવિઝનના પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ ગિરધર મહાદેવ નગરકર* જૂનાગઢ આવ્યા તે વખતે સરકારે તાર અને પોસ્ટ ઑફિસ ભેગાં કરવાનો ઠરાવ બહાર પાડયો હતો, એના અમલ માટે સર્ક્યુલર (પરિપત્ર) કાઢવાનો હતો તે સારુ પોસ્ટ માસ્તર તુળસીદાસને લઈને નગરકર તારઑફિસમાં મહાશંકર રાવળ પાસે આવ્યા તેમણે તાર વિશે માહિતી પૂછી ને થોડી નોંધો કરી લીધી ત્યાં ટેબલ ઉપર પડેલો ટેલિગ્રાફ કોડ તેમણે જોયો તો તેમાં રાવળના કરેલા સુધારા જોઈ ચકિત થયા એમણે કહ્યું 'તમે મારા ખાતામાં આવો તો હું તુરત જગ્યા આપું' પોસ્ટ માસ્તર તુળસીદાસ કહે 'સરસ તક છે, હા જ પાડી દો' તે ઉપરથી મહાશંકર રાવળે રેલવેમાંથી તુરત રાજીનામું મોકલી આપ્યું અને પોસ્ટની નોકરી સ્વીકારી

---

* આ શ્રી નગરકરને એ વખતે રૂા ૪૦૦) મળતા હતા મૂળ તો એ પોસ્ટના થેલા ભાખનાર કૂલી હતા એક પાદરી સાહેબે તેમને અંગ્રેજી શીખવ્યું અને આપબળે વધીને તે માથેરાનમાં પોસ્ટ માસ્તર થયા ત્યારે ઘણી લઈ ડુંગર પરથી છેક નીચે રોજ પાણી લેવા જવું પડતું તેમનું એ દષ્ટાંત જુવાન મહાશંકરને બહુ પ્રેરણા આપનારું બન્યું

## ૫ પોસ્ટ ખાતામાં

તા. ૩-૮-૧૮૮૪ના રોજ તેઓ મૂળ ૧૪ રૂપિયાના રેલવેના જ પગારથી બાબરાના સબ-પોસ્ટ માસ્તર તરીકે નિમાયા; પણ ત્યાં ફક્ત ત્રણ જ દિવસ રહ્યા, એટલામાં તો પાલીતાણાના સબ પોસ્ટ માસ્તર તરીકે માસિક રૂ ૨૫)ના પગાર પર જવાનો હુકમ આવ્યો; અને પાલિતાણામાં પંદરેક દિવસ થયા ત્યાં રાજકોટનો કમ્બાઈન્ડ (પોસ્ટ સાથે જોડાએલી) તાર-ઑફિસમાં રૂ. ૪૦)થી નિમણૂક થઈ! આમ એકાએક ટૂંક સમયમાં બે પ્રોમોશન મળવાનુ કારણ તેમના કામની તથા તેમની વફાદારીની મિ. લીચ ઉપરે પડેલી છાપ જ હતી.

પણ રાજકોટમાં આવ્યા પછી એમને અધૂરા ભણતરની ખોટ સાલવા લાગી. એ વખતે તો એ ખાતાને એટલી ગરજ હતી કે મૅટ્રિક થયા વગરનાને પણ લેતા. એટલે ત્યારે તો કોઈને ખયાલ પણ નહોતો કે ટપાલખાતામાં ગ્રૅજ્યુએટો પણ નોકરી લેવા આવતા થશે અને વધુ કેળવણીવાળા માણસો સાથે પોતાને ઊભા રહેવાનુ મુશ્કેલ થશે. પણ મહાશંકર રાવળે ખાનગીમાં આગળ અંગ્રેજી ભણવા માંડયું સારાં-સારા વ્યાકરણોનો અભ્યાસ કર્યા પછી જુદીજુદી જાતનાં પુસ્તકો વાચી નાખ્યાં. તેમને ઇતિહાસગ્રંથો ખાસ વાંચવા ગમતા. એ પછી સુશિક્ષિત માણસોનો પરિચય કરી જ્ઞાન ને વાતચીતનો મહાવરો વધાર્યો.

એ સમયમાં ટાઈપ-રાઇટરોનું સ્વપ્ન પણ નહોતું, એટલે વકીલો પોતાના કાગળો સારા હસ્તાક્ષરવાળાઓને નકલો કરવા આપતા. મહાશંકર રાવળના અક્ષરો સારા હતા, એટલે તેમણે તે કામ કરવા માડયુ. તેમને તેમાથી કમાણી પણ થતી અને લખાણની પદ્ધતિ તથા નવા નવા શબ્દોનુ જ્ઞાન પણ મળતુ. બીજી તરફ ટેલિગ્રાફી (તારવિદ્યા) સબધી પુસ્તકો વાચવા માડયા તેથી પોસ્ટ ખાતાના બીજા સિગ્નલરો કરતા તેમના અનુભવ અને શક્તિ વધી ગયા. તે સાથે વળી એજન્સી વકીલની પરીક્ષામા બેસવાની ઇચ્છા થઈ, એટલે પીનલ કોડ વગેરે કાયદાનુ પણ વાચવા માડયુ; પરતુ એવામા તાવની બીમારી લાગુ પડી અને વકીલની પરીક્ષામા બેસવાનો કોડ પૂરો થયો નહિ.

ટેલિગ્રાફી સબંધે ઊંડુ જ્ઞાન મેળવવાની ઇન્તેજારીથી તેમણે સૈદ્ધાન્તિક તેમજ કાર્યસાધક પુસ્તકો ઇલેક્ટ્રિસિટી, મૅગ્નેટિઝમ વગેરે પુગ વાચ્યા. ટેરિટ્સ માટ ટ્રિગોનોમેટ્રીનુ પુસ્તક મેળવી તેમાથી ત્રિપ્રમાણની માહિતી મેળવીને ઍલજીબ્રા (બીજગણિત) પણ શીખવા માડયું.

એમની રાતદિવસની મહેનત અને ઑફિસની વ્યવસ્થા જોઈ અગ્રેજી ઑફિસર ખુશ થયા. તેમણે એમને મુબાઈ જઈને ટેલિગ્રાફીના ઊંચા વર્ગમા અભ્યાસ કરવા સલાહ આપી, તે પરથી એમણે પોસ્ટ માસ્તર જનરલને અરજી આપી, પણ તે વાતવાતમા વાંધા પાડતા. આખરે ઈ. સ ૧૮૮૭ના નવેમ્બરમા તેમણે નિરાતના અભ્યાસ માટે પોતે જ પોતાની બદલી મહુવાના હેડ સિગ્નલર તરીકે સરખા પગારે કરાવી રાજકોટનાં સંસ્મરણો પૈકી એક એ હતું કે એક વાર એક જુવાન વિદ્યાર્થી પૂછવા આવેલા કે મારો (મોહનદાસ કરમચંદ ગાંધીનો)

મુંબાઈથી કોઈ તાર છે? ગાંધીજીને તેમણે આ સ્વરૂપે તે વખતે જોયા હશે. તે પછી કદી મળ્યા નહોતા. પણ ગાંધીજીના મોટા ભાઈ સાથે તેમને અંગત પરિચય તથા નાતો બંધાયો હતો.

મહુવા ગયા પછી ટેલિગ્રાફીનો અભ્યાસ વધાર્યો. એવામાં મુંબાઈથી પરવાનગી આવી અને હાયર ટેલિગ્રાફીના વર્ગ માટે તે મુંબાઈ ગયા, પણ ત્યાંનો ઈન્સ્ટ્રક્ટર તેમના કરતાં વધુ જાણતો નહોતો. એ હકીકત તેમણે સુપરિન્ટેન્ડેન્ટને જણાવી અને મુંબાઈની સેન્ટ્રલ ટેલિગ્રાફ ઑફિસમાં ટેસ્ટિંગ ઑફિસર પાસે શિક્ષણ લેવાની માગણી કરી, પણ એ વાત ટેલિગ્રાફ ખાતાને પસંદ આવી નહિ. તે સમયમાં ટેલિગ્રાફીનું ઊંચું જ્ઞાન ધરાવનારા મોટે ભાગે ગોરા નિષ્ણાતો જ હતા. તેમની વચ્ચે એક દેશી; ને તે ય વળી પોસ્ટ-સિગ્નલર જેવી ઊતરતી પાયરીનો માણસ ઘૂસીને તેમના ઊંચા પ્રયોગોનો ભેદ પામે તે તેમને રુચ્યું નહિ. એટલે ટેલિગ્રાફ ખાતાના ઉપરીએ લખી મોકલ્યું કે જાણવા જેવું મિ. રાવળે જાણી લીધું છે અને ટેસ્ટિંગનું કામ શીખવનાર કોઈ ફાલતુ માણસ નથી. આ વાત પોસ્ટ માસ્ટર જનરલ મિ. ફેન્શૉએ જ તેમને રૂબરૂ બોલાવીને કહી અને સલાહ આપી કે હાલ ટેસ્ટિંગ શીખવાનો મમત કરવો નહિ અને પાછા મહુવા જવું. ફેન્શૉ તો તેમના સાહસથી ખુશ હતા પણ ટેલિગ્રાફ ખાતું જ વિરુદ્ધ પડ્યું. આથી નિરુત્સાહ બની તે પાછા મહુવા ગયા અને ફરી એ પ્રકરણ ચલાવ્યું નહિ.

## ૬ મહુવાના પ્રસંગો

મહુવામાં હવે તેમને પોસ્ટ માસ્તરની જગ્યા મળી. તળાજાને રસ્તે મહુવા જવાનું હતું એટલે કુટુંબને લેવા મોખડકા (પાલીતાણા પાસે) ગયા. પાછા વળતાં સૌ તળાજા નજીક આવ્યાં, ત્યાં શેત્રુંજી નદી બે કાંઠાના પૂરે વહેતી હતી. આથી



ચા ઢોમ કરી
પૂરમાં ઝંપલાવ્યું

કુટુંબને પાછું મોખડકા મોકલી દીધું અને પોતાને વખતસર સરકારી નોકરી પર હાજર થવાનું હતું, એટલે મહાજન પાસેથી એક ઘોડું મેળવી યા હોમ કરી પૂરમાં ઝુકાવ્યું! ઘોડું તાકાતવાળું હતું તેથી પૂર વીંધીને સામે પાર નીકળી ગયું અને પોતે તળાજા પહોંચી ગયા. ત્યાં ટેકરી પર ગામની શાળા હતી તેના માસ્તરે પ્રેમપૂર્વક સ્વાગત કર્યું, અને તેણે જાતે અડદની દાળ અને ભાખરી બનાવી જમાડયા તે જીવનભર યાદ રહ્યું.

બીજે દિવસે મુસાફરી કરી સાંજે મહાજનના છાપરિયાળી ગામે પહોંચ્યા અને ત્યાં આરામ લીધો. સવારમાં બીજું ઘોડું માગ્યું, પણ બધાંએ કહ્યું કે છે એના જેવું ઘોડું બીજું એકે નથી. તેણે રાતનો આરામ લીધો છે તે ચાલી શકશે. બીજે દિવસે અગિયારે તો નોકરી ઉપર હાજર થવાનું હતું, એટલે કૂચ કર્યા વિના છૂટકો નહોતો. જમીનમાં ઠારેઠાર ભોરાં પડી ગયાં હતાં. ભૂલેચૂકે પગ પડે તો અંદર સમાઈ જ જાય. ત્યાં મોતીલાલ નાનાભાઈના માણસ કાળીદાસ રાજગોર હતા. તેમણે રોકાવા આગ્રહ કર્યો અને કહ્યું કે મહુવામાં મોટી રેલ આવી છે ને જવા જેવું નથી. છતાં ઈશ્વર પર શ્રદ્ધા રાખી ભોમિયો લઈ તે આગળ વધ્યા. વરસાદ ઝીકયે રાખતો હતો પણ મજબૂત ઘોડું રંગ રાખી રહ્યું હતું. અંતે વખતસર મહુવા પહોંચ્યા. રેલ તો તે વખતે ઊતરી ગઈ હતી, પણ પોસ્ટ ઑફિસના લોકો મકાન ખાલી કરી બહાર ઊંચા ભાગમાં નીકળી ગયા હતા.

## ૭ ધીરાકાકા

**મ**હુવામાં તેમને ઝંડુ ભટ્ટજીના એક પટ્ટશિષ્ય ધીરજરામ વૈદ્યનો પરિચય થયો. પોતાને વૈદકનો શોખ હતો એટલે બંને ગાઢ મિત્રો બન્યા, તે એટલે સુધી કે



વૈદરાજ ધીરજરામભાઈ (ધીરાકાકા) પ્રખ્યાત ઝંડુ ભટ્ટના પટ્ટશિષ્યોમાંના એક

વચ્ચે ધીરાભાઈને કુટુંબના પ્રસંગે જામનગર જવું પડયું ત્યારે એક મહિના સુધી તેમનું દવાખાનું મહાશંકર રાવળે ચલાવ્યું હતું. ધીરજરામ સમર્થ ચિકિત્સક અને પ્રયોગસિદ્ધ વૈદ્ય હતા. એક વખત એક માણસના ગૂમડાનો ખાડો રુઝાતો નહોતો તે માટે કસાઈવાડે જઈ બકરાની અંદરની તાજી ચામડી લઈ આવી ટાંકા મારી તેને આરામ કર્યો હતો એવી તેમના વિષે વાત છે. થોડાં વર્ષો પછી તે ભાવનગર દરબારના રાજવૈદ્યનો અધિકાર પામ્યા હતા તેના પ્રસંગો આગળ આવશે.

રેલની આફત ટળ્યા પછી થોડા જ વખતમાં મહુવામાં ધૂમ કૉલેરા ફાટી નીકળ્યો. માણસો ટપોટપ મરતાં હતાં. ગોપનાથની જગ્યામાં શ્રીનાથજીથી એક આચોરો બ્રાહ્મણ ત્યાંના વહીવટદાર હરિસિંહજી ગોહેલ પાસે કંઈ ઉઘરાણા માટે આવેલો. તેને કૉલેરા થયો છે એવા ખબર મળતાં જ ધીરાકાકા ને મહાશંકર રાવળ તેની પાસે ગયા. જોયું તો બ્રાહ્મણ છેલ્લી ઘડીએ હતો અને વાચા બંધ થઈ ગઈ હતી. તેની જુવાન સ્ત્રી એક તરફ મૂંઝાએલી દુઃખી થતી બેઠી હતી.

'ધીરાભાઈ, હવે આપણાથી આને અદ્ધર મૂકીને જવાશે નહિ' મહાશંકર રાવળે કહ્યું. બ્રાહ્મણે છેલ્લી ઘડીએ પત્નીને પાસે બોલાવી પણ કંઈ બોલી શક્યો



બે સહાયકો તરફ તેનું કાંડું ફેરવી સંકેત કર્યો કે આને તમે સંભાળી લેજો, અને તરત પ્રાણ છોડયો

નહિ; એટલે આ બે સહાયકો તરફ તેનું કાંડું ફેરવી સંકેત કર્યો કે આને તમે સંભાળી લેજો અને તરત પ્રાણ છોડયો.

વૈદ્ય અને પોસ્ટ માસ્તર ગામમાં ફરી બીજા બ્રાહ્મણોને બોલાવી લાવ્યા અને મૃતદેહને સ્મશાન પહોંચાડી અગ્નિદાહ આપ્યો. ઘેર પહોંચ્યા પછી વૃદ્ધ માતુશ્રી ઝવલમાની આગળ બાઈને બેસાડી કહ્યું કે એને આશ્વાસન આપો. બાઈનું કોઈ સગું છે કે નહિ તે પૂછતાં જણાયું કે જામનગરમાં તેનાં માતાપિતા હતાં. ત્યાં તાર કરીને ખબર આપ્યા અને ત્યાં જવું હોય તો ટિકિટ અપાવી દેવાની વાત કરી; પણ બાઈ તો લાગી પડી કે 'મારા પતિનું ઉત્તરકાર્ય કરીને જ જવું છે.' એટલે એ વખતના આ તાર-ટપાલ માસ્તર જે કોઈના ઘરનો જરા જેટલો ઉપકાર પોતાના માથે ન લે, તે આજે ફાળો ઉઘરાવવા નીકળ્યા; અને વેપારીઓએ પણ બે-ત્રણ કલાકમાં ત્રણસો જેટલા રૂપિયા કરી આપ્યા.

પેલી બાઈ પાસે જે કોઈ ખરખરો કરવા આવે તેને એકએક સીધું મોકલી આપવાનું કહ્યું, ને સદાવ્રતનાં ત્રીસેક સીધાં ગોપનાથનાં મેળવ્યાં તેમાંથી બ્રાહ્મણ પાછળ બ્રહ્મભોજન કરાવ્યું. બાઈએ પોતે તો કશું લેવા ના પાડી. તેના નિમિત્તે ભેગાં કરેલાં નાણાં કોઈ પાછાં તો ન રાખે, તેથી રૂપિયા અઢીસોની હૂંડી તેના ગામની કરાવી આપી અને તેના પિતાને ત્યાં તેને વિદાય કરી.

## ૮ પુણ્યનું ફળ

મહુવાની ઘણી વાતોમાં કદી ન ભુલાય એવો બનાવ ઘરનો જ બન્યો. એક વખત ઊજમબા પુરુષોત્તમ માસમાં સ્નાન કરવા માટે પોતાની સંબંધી અનેક સ્ત્રીઓ તથા સાથે રહેતાં વૃદ્ધ વિધવા ફઈબાને લઈને મહુવાના દરિયાકિનારે ગએલાં. બધાં ભવાની માતાજીના મંદિરના કાંઠે સ્નાન કરવા ગયાં. તેમના પ્રથમ બાળક રતિલાલને ફઈબા સાચવતાં હતાં. મહુવાનો દરિયો મુંબાઈ જેવી સુંદર રેતી-ભર્યા ઢાળવાળો છે. સ્ત્રીઓનાં ટોળેટોળાં ઊછળી આવતાં મોજાંમાં ઉમંગથી મહાલતાં હતાં. ફઈબાને થયું કે બાળકને પણ જરા છબછબિયાં કરાવું, એમ વિચારીને તેમણે હાથ નીચો કર્યો; ત્યાં તો ભરતીનું એક મોટું ચડતું મોજું આવ્યું તેથી ફઈબા ગભરાઈ ગયાં અને છોકરો તેમના હાથમાંથી છૂટી ગયો! ગયો તે ગયો જ! મોટી ચીસ નાખીને ફઈબા છાતી કૂટવા લાગ્યાં. તમામ સ્ત્રીઓમાં તેમની હાય પહોંચી ગઈ અને બધી પાણીમાં બાળકને શોધવા હાવલાં દેવા માંડી.

ઈશ્વરની ઘટના અકળ હોય છે. બીજું એક વધુ પ્રચંડ મોજું આવી પહોંચ્યું ને તેમાં હાવલાં દેતી એક બાઈએ પોકાર્યું: 'છોકરો આવ્યો—પાછો આવ્યો!' આમ કહીને મૂંઝાએલા બાળકને તેણે ઊંચો કર્યો અને ફઈબાએ ગાંડા થઈને દોડીને છોકરાને બાથમાં લઈ લીધો: 'હાય હાય, મારા જીવતરમાં આગ લાગી ગઈ હતી. બાઈ, તારી સો પેઢીનું કલ્યાણ થજો.' ઊજમબા તો બેભાન જેવાં થઈ ગયાં હતાં તે હોશમાં આવ્યાં. ઘેર કેવો ઠપકો મળશે તેનો ખયાલ પણ મનમાં થરથરાટ કરાવતો હતો. સૌએ મંતવ્ય કરી કે ઘેર જઈ કોઈએ કંઈ બોલવું નહિ, પણ સાથે આવેલા પટાવાળાએ પોસ્ટ માસ્તરને બધી



છોકરો આવ્યો! પાછો આવ્યો!

વાત કરી નાખેલી. તેમણે ઘરમાં આવી કહ્યું કે, 'પાણી મેલો કે આવે ઠેકાણે છોકરાને લઈને જવું નહિ.'

મહુવા હતું ભાવનગરથી ૬૮ માઇલ દૂર, અને તે કાળે પગરસ્તે જતાં-આવતાં અગવડ પણ બહુ પડતી.* એક વખત ઊજમબાને કેટલાંક બાઈ સથવારા સાથે ગાડામાં ભાવનગર મોકલ્યાં. વચમાં તળાજામાં રાત રોકાવાનું હતું. તળાજાનો ડુંગર દેખાતો થયો ત્યાં સાંજ પડી ગઈ. અંધારું થાય તે પહેલા તળાજામાં દાખલ થઈ જવા ગાડાવાળો ઉતાવળે હાંકવા લાગ્યો, પણ સંધ્યા વીતી ગઈ તો યે તળાજા બે માઈલ દૂર રહ્યું. એટલામાં ગાડા પાછળ બુકાની બાંધેલા ચાર જણ આવતા જણાયા. ગાડાવાળો તરત જ સમજી ગયો. તેણે ધીમેથી કહ્યું: 'બેનો, પાછળ કાકા આવે છે, સંભાળજો.' અંદર ત્રણ સોનારણો અને ચોથાં ઊજમબા એમ ચાર બૈરાં જ હતાં. સોનારણો ઘરેણાંથી ભરપૂર હતી. ઊજમબા પાસે કાનમાં સોનાનાં ઠોળિયાં, પગમાં રૂપાનાં ભારે કડલાં હતાં. તેમણે ગાડા ઉપર બાંધેલા પાલાના અંધારામાં ઠોળિયાં અને કડલાં ઉતારી ગાડામાં પાથરેલા ગોદડા નીચે ઘાસ પાથર્યું હતું તેમાં ઉતારી દીધાં. પેલાઓ નજીક આવી રહ્યા હતા એટલે બોલાય તો નહિ, પણ પેલી બાઈઓના હાથ પકડી પકડીને ઇશારા કર્યા; પરંતુ તેઓ કાંઈ સમજે નહિ અને 'શું કો'છો? શું કો'છો?' એમ મોટેથી પૂછ્યા કરે, પણ મોટેથી વાત થાય એવું તો હતું જ નહિ.

રસ્તાનો એક ગાળો આવ્યો એટલે પેલા ચારમાંથી બે જણ આગળ થઈ ગયા. ગાડાવાળાએ સામું જોર બતાવી બળદિયાને ડચકાર્યા, ત્યાં તો એક જણાએ ગાડા ઉપર ચડી એક અડબોથ લગાવી તેને નીચે ધકેલ્યો: 'છાનોમાનો આઘો ઊભો રહે.' બીજાએ બળદોને ઊભા રાખી દીધા ને કહ્યું: 'કોણ છે અંદર? બહાર આવી જાઓ'. ચારે બૈરાં બહાર આવ્યાં. 'જે પાસે હોય તે ઉતારી આપો, નહિ તો જોરજુલમ કરવો પડશે.'

'ભાઈ! હું તો બ્રાહ્મણ છું, મારી પાસે કંઈ નથી. હાથ ઉપર સાદી ચૂડીઓ છે અને ગળામાં આટલી માદરડી છે.' કહેતા ઊજમબા ઊભા રહ્યાં. તેમની પાસે બીજું કંઈ નથી તેની ખાતરી કરી કહ્યું, 'એક કોરે ઊભા રહો.' પેલી સોનારણો કરગરવા લાગી: 'એ ભાઈ! ભલા થઈ જવા દ્યો. તમારે પગે પડીએ છીએ.' પેલો બોલ્યો: 'એ કાંઈ નહિ ચાલે, ઝટ કરો, નહિ તો મારપીટ થાય ઈ ઠીક નહિ!' રોતાં રોતાં સોનારણોએ ઘરેણાં ઉતારી આપ્યાં. ઠીક માલ મળી ગયો જાણી પેલાઓએ ગાડામાં કંઈ વધુ ખાખાખોળા કર્યા નહિ અને છેવટે ગાડાવાળાને પડકાર્યો:-'જા, ગાડું લઈને હાલવા માડ. જરા યે ગોકીરો કર્યો છે તો વલે થાશે.' એમ કહી બળદોને ડાગ મારી તગડાવી મૂકયા.

ગાડું તળાજા ગામે પહોંચ્યું અને હવાલદાર આગળ ફરિયાદ કરી. પણ અંદર પથે કોણ દાદ આપે? સોનારણોનું બધું ગયું. ઊજમબાએ ધર્મશાળામા

*હાલ ઘોળા-ઢસા રેલવે માર્ગે ૧૨૭ માઈલ થાય છે.

પહોંચતાં ગાડામાંથી પોતાના બધાં દાગીના મંભાળીને કાઢી પહેરી લીધા. એ જોઈ સોનારણો તો ચકિત થઈ ગઈ. પૂછે: 'અરે, અમને કેમ ન સુઝાડ્યું?' ઊજમબાએ કહ્યું, 'બેનો, સુઝાડ્યું તો બહુ હતું, પણ તમે કંઈ સમજી જ નહિ તે તમારું કરમ.'

આવી આવી હાડમારીઓ અને ચિંતા ઉપરાંત મહુવાની ભેજવાળી હવામાં કોઈની તબિયત સારી રહેતી નહોતી, એટલે મહાશંકર રાવળે ખાતા પાસે બદલીની માગણી કરી અને પરિણામે પોરબંદરના હેડ સિગ્નલર તરીકે તેમની બદલી થઈ (ઇ. ૧૮૯૨). એ વખતે પોરબંદર સુધી રેલવે થઈ હતી એટલે ભાવનગર જવું-આવવું સુગમ બન્યું હતું.

---

# શૈશવ

---

## ૧ મારો જન્મ

દરમિયાન ઈ. ૧૮૯૨ના ઑગસ્ટની પહેલી તારીખે ભાવનગરના શેગડીપીઠના ડહેલામાં બાપદાદાના અસલ મકાનમાં મારી જન્મકુંડળી પડી.* કુટુંબનો હું બીજો બાળક. મારા મોટા ભાઈ રતિલાલ મારાથી પાંચ વર્ષ આગળ હતા. એ વખતે ઘરમાં છગનદાદા, દાદીમા ઝવલબા, મારા કાકા હરિલાલ — મારા પિતાશ્રીના એક જ ભાઈ, જેકોર ફોઈ (બે ભાઈ વચ્ચે એક જ બહેન) અને કાશી મણિવહુ એટલાં જણ હતાં. આખું કુટુંબ ભેગું જ રહેતું, ઘરનો ખર્ચ ભાલનાં ખેતરોની થોડી આવકમાંથી અને મહાશંકર રાવળ પગારમાંથી અરધી રકમ બચાવી મોકલતા તે પર ચાલતો. માસિક રૂપિયા ૧૫નો પગાર હતો ત્યારે પણ ૭ રૂપિયા ઘેર મોકલતા અને ૮ રૂપિયા પોતે રાખતા. તેમાંથી યે દુઈબા ૧ રૂપિયો બચાવી વર્ષે ગદિયાણો સોનુ લેતા. મારા જન્મ પછીનાં શરૂઆતનાં બે વર્ષોનાં પાત્રોનાં કોઈ મેં સ્મૃતિમાં આવતા નથી, પણ પહેલા વર્ષમાં બનેલી વીતક માતુશ્રી ઊજમબાએ કહેલી તે યાદ રાખી છે.

૨ બે. | ગુ. | ૧૨ | ચં. ૩ | રા. ૧ | ૧૧ | ૪ | ર. | ૧૦ મં | ૭ | ૫ બુ. | મં. કે હર્ષલ | ૯ | ૬ શ. | ૮

*રવિશંકર મ. રાવળની જન્મકુંડળી: ઈ ૧૮૯૨ ઑગસ્ટ તા. ૧, સંવત ૧૯૪૮ શાકે ૧૮૧૪ના શ્રાવણ સુદ ૮, ઘટિ ૧૬, પલ ૨૩, પરમ નવમી, વાર ચંદ્રવાસર, સ્વાતિ; ઘટિ ૨૫-૨. પરમ વિશાખા નક્ષત્રે જન્મ, સૂર્ય ૩-૧૭-૨૬, ઇષ્ટ ઘટિ ૪૪-૨૫, ભા. સ. ૦-૧૭ જન્મલગ્ન.

## ૨ પોરબંદર

પોરબંદરની તારન્ટપાલ ઑફિસનુ મયુક્ત મકાન શહેર બહાર હતું બંદરકાંઠાનું ગામ હોવાથી તારનુ કામ ત્યા ભારે રહેતું, એટલે એક આસિ સિમનરની જગા પણ હતી એ સુરતના વણિક વજ્જદાસભાઈ હતા તેમની સાથે ભાઈ જેવો કૌટુંબિક સંબધ થયો તેમના પત્ની મોતીગૌરી કાણી શાણપણ ને મધુરતાનો નમૂનો હતા

બદલીનો હુકમ મળતા પિતાશ્રી એકલા જ પોરબંદર ગયા હતા, પણ પછી બધી સ્થિરતા જણાતા પાચ વર્ષના મારા મોટા ભાઈ રતિલાલ અને છ કે આઠ માસના મને લઇને મારા બા ભાવનગરથી પોરબંદર આવે એવુ લખ્યુ તે પ્રમાણે મારા બા અમને બનેને લઈ નીકળ્યા, પણ પોરબંદર પહોચતા સુધીમા તેઓ એક મોટી આફતમાથી પસાર થએલા એમ તેમણે જે વિગત કહેલી તે પરથી લાગે છે

એ વખતની ટ્રેઈનોમા ઘણી મિક્સ (માલગાડી અને ઉતારુઓના ડબ્બા વાળી) ગાડીઓ ચાલતી જેતલસરથી અમારી ગાડીને મિક્સ બનાવી પુરુષોના અને સ્ત્રીઓના ડબ્બા વચ્ચે રૂના ઘોકડાનુ એક વૅગન ઘુસાડ્યુ હતું પછી એકલી સ્ત્રીઓનો ડબ્બો, ને છેલ્લે ગાર્ડ હતો

સવારના નવેક વાગ્યાના સુમારે રાણાવાવ છોડી ગાડી પોરબંદર તરફ જઈ રહી હતી ત્યા સ્ત્રીઓના ડબ્બામા કોલાહલ થયો એંજિન તરફની ડબ્બાની પીઠને અડીને મારા બા અમને લઈ ગોઠવાયા હતા પોટકા, અથાણાની બરણી, પાણીનો લોટો, એવો પરચૂરણ સામાન હતો એવામા ડબ્બાના પાછલા ખાનામા પોરબંદર જઈ રહેલી રાજની વડારણો લાબા હાથ કરી મારા બાને ઇશારો અને અવાજ કરી પાછળ ચીંધવા લાગી ટ્રેઈનની ગતિમા તેમનો અવાજ તો સંભળાય નહિ દરિયાકાઠો સમીપ આવતો હતો એટલે પવન સુસવાટા કરતો વાતો હતો એકાએક મારા બાને બાવડે સળગતા રૂનો લોચો પડ્યો અને ચમકીને ઉપર જોયુ તો ઉપરથી ડબ્બાની પાખ સળગી ઊઠી હતી કોઈ મુસાફરની બીડી કે એંજિનના અગારાથી રૂનુ ઘોકડુ સળગી ઊઠ્યુ હતું ને આગળથી પવન તે પર જોરથી ફૂકાતો હતો વડારણો બારીઓમાથી ડોકાઇને બૂમો પાડી ગાર્ડને સાદ કરવા લાગી, પણ તે તો નિરાંતે આરામ કરતો લાગ્યો

બેચાર વડારણો મારા બાની મદદે આવી લાગી અને તેમણે બાળકો તથા સામાનને ખસેડી નાખ્યા પણ આગ તો વધતી જતી હતી થોડી વાર પછી ખાડીનો પૂલ આવતો હતો તે વખતે શુ કરવુ તેનો બાએ મનથી નિશ્ચય કરી લીધો, અને પૂલ દેખાયો ત્યારે વાક વળતા ગાડી ધીમી પડી કે લાગતુ ડબ્બાનુ બારણુ ખોલી એક હાથમા છ માસના મને ને બીજા હાથમા અથાણાની બરણી લીધી પછી પાચ વર્ષના મોટા રતિલાલને બાવડેથી ઊચકી નીચા વળી પહેલા જમીન પર રોડવી દીધો, તેની પાછળ લોટો ને બરણી રોડવી દીધા, અને છેવટ મને ઉપરના પડખામા નાખી પોતે ખૂબીથી પાટિયેથી બહાર ગબડી પડ્યા

એક ખેતરવા છેટે રતિલાલ કાટા વાગતા રોતા રોતા આવે, બીજી તરફ હાથમા મને અને માથા ઉપર બરણી લીધેલી પાણીનો લોટો રતિલાલને આપેલો ગાડી તો જાય સુસવાટા કરતી માઇલેક દૂર ગઈ હશે ત્યા ડબ્બાના ધુમાડા અને



કેડમાં એક વરસનો હું, માથે અથાણાની બરણી, ને પાછળ પાણીનો લોટો લઈને રતિ

ફના સળગતા લોચા જોઈ ગાર્ડ ચોંક્યો હશે. તેણે ગાડી ઊભી રખાવી. બીજી કેટલીક બાઈઓ પણ કૂદી પડેલી તે આગળ જતી હતી. પણ એટલું ચાલીને પહોંચવું કપરું કામ હતું. સુભાગ્યે એક એક્કાવાળો બાજુના ચીલા પર જતો હતો, તેણે આફતમાં પડેલાં આ માતા અને બાળકોને બેસાડી દીધાં. ધોકડાંવાળો તેમજ સળગતો ડબ્બો છૂટા કરી ઊતરી ગએલાં માણસોને પાછાં ચડાવી લીધાં. પોરબંદર સ્ટેશને ગાડી મોડી પહોંચી ત્યાં પિતાશ્રી હાજર હતા. મારાં બાએ છોકરાં સોંપી રડી નાખ્યું. પણ પેલી વડારણોએ તો ગાર્ડને તેની સાત પેઢી સળગી ઊઠે એવી ગાળો વરસાવી. દરવાજે ટિકિટ માગી તો કહે, 'જાઓ લેવા પોરબંદરની ખાડીમાં!'

પોરબંદર પહોંચ્યાને ૭ મહિના થયા નહિ હોય ત્યાં શહેરમાં પ્લેગના ઉંદરો મરવા માંડયા. એ સમયમાં પ્લેગ (અથવા મરકી) આખા વિશ્વમાં ભયાનક કોપનું સ્વરૂપ લાગતો. તેનો કાળો કેર દુનિયાનાં શહેરોની ભયંકર સ્મૃતિ બની રહ્યો છે. એ કાળે કોઈને તેનો ઇલાજ મળ્યો નહોતો. જે સ્થાનમાં ઉંદર મરે ત્યાં થોડા જ વખતમાં માણસોને સાથળમાં મોટી લાલ ગાંઠ નીકળે અને તાવની ઉગ્રતા વધે. એ ગાંઠ ફૂટી જાય તો બચવા સંભવ, પણ તે પહેલાં મોટા ભાગનાં માણસો ઊકલી જતાં. સરકાર તરફથી તેનો પ્રસાર રોકવા ઘણા ઇલાજો લેવાતા. જ્યાં પ્લેગ દેખાય ત્યાં જંતુનાશક દવાઓ છંટાય, રહેવાસીઓને ઘર ખાલી કરી નીકળી જવાની ફરજ પાડવામાં આવે, અને ટ્રેઇનમાં સ્ટીમરમાં કે બીજા સ્થળે જાય ત્યાં આવનારને ડૉક્ટરની તપાસમાંથી પસાર થવું પડે, અને જો શંકા પડે તો ક્વૉરન્ટાઈન (રોકાણના મથક)માં સલામતીની ખાતરી થાય ત્યાં સુધી તેને રોકે.

પોરબંદરની પોસ્ટ ઑફિસ શહેરથી દૂર હતી એટલે પિતાશ્રી અને વરજદાસભાઈએ હિંમત રાખી હતી. પણ એવામાં તારના થાંભલા તથા ઑફિસની બૅટરીઓ સંભાળનાર લાઈનમૅન રામચરણ ભૈયાને પહેલો પ્લેગ થયો. તેને ડોળીમાં બેસાડી હૉસ્પિટલ લઈ ગયા ત્યારે તે બાને પગે લાગ્યો. બાની આંખમાં આંસુ આવી ગયાં. તે ગયો તે ગયો જ.

થોડા જ વખત પછી વરજદાસભાઈનાં પત્નીને તાવ આવ્યો ને પ્લેગની ગાંઠ દેખાઈ. બધી જાતની સફાઈની ચોકસાઈ છતાં આ બન્યું એટલે ગભરાટ થયો. સૌપ્રથમ તો પિતાશ્રીએ છોકરાંને સંગાથ શોધી વતનમાં મોકલી આપ્યાં. નાની બહેનને પાસે રાખવી પડી હતી. પછી બાએ રાત-દિવસના ઉજાગરા કરી મોતીભાભીની ગાંઠ પર શેક કરી તેને પકવી નાખી. તે ફૂટી એટલે સંભાળપૂર્વક પાટાપીંડી કરી તેમને જીવતાં રાખ્યાં. એ પ્રસંગે બંને કુટુંબને એટલાં નજીક આણ્યાં કે ખાનામાં ગમે ત્યાં હોય પણ એકબીજાને ભૂલે નહિ.

અમે બેઉ બાળક ભાઈઓ ભાવનગર કેટલું રહ્યા હોઈશું તે યાદ નથી. તે વખતે આગળના એક જ બારણાવાળા ઘરના અંધારિયા ઓરડા જોએલા. નોકરો કે નજનું નામ નહિ. દાદીમા, દાદા અને કાકા-કાકીનાં મોં પહેલી વાર જોયાં. થોડાંઘણાં ઓળખ્યાં. આંગણામાં સામેના ડહેલાનાં માણસોનાં છોકરાં દિશાએ બેસતાં. લોકો કચરો નાખી જતાં. એવાડાની ગંદી ટાંકી ઘર સામે જ હતી, તેમાં ઘરઘરની બૈરીઓ પોતાની પાણીની કૂંડી કે એવાડ ઉલેચી ડોલો ભરી રેડવા આવતી. ઘરમાં માખીઓ બણબણે. અંદર ન ગમે તો બહાર ઓટલા પર બેસીએ. ડહેલાનાં છોકરાં અમને ટીકીટીકીને જુએ. દાદાદાદીને મનથી અમારા પર ભાવ હશે, પણ ધમકી અને ડારાથી કામ લેવાની તેમની રીતો અમને મૂઝવતી. દોઢ વર્ષનો હું અને ૭ વર્ષના મોટા ભાઈ કુટુંબનાં આમ તો લાડકાં બાળકો હતાં. થોડા જ વખત પછી પોરબંદરથી મારાં બા પણ આવી ગયાં અને 'સબ સલામત' લાગ્યું.

પોરબંદરમાં પ્લેગની શાંતિ થઈ એટલે પિતાશ્રીએ અમને પાછાં બોલાવી લીધાં. એ વખતે તેમને સબ પોસ્ટ માસ્તર તરીકે કામ કરવાનો પ્રસંગ મળ્યો

હતો તેથી પોસ્ટ ઑફિસના પટાવાળા તથા હલકારાની સેવા રાતદિવસ ઘરને મળતી. શહેરમા પણ પોસ્ટ માસ્તર સરકારી અમલદાર તરીકે મોભો ધરાવતા. તારને અગે વેપારીઓ, પરદેશી કાબુલીઓ અને અગ્રેજ મિશનરીઓ આવતા તેમની સાથે પિતાજી બારીમાથી વાતો કરતા ત્યારે હું અદરથી તેમના ચહેરા જોતો. કાબુલીઓ અમને બાળકોને જોઈ તેમની કાળી દાઢીઓ વચ્ચે સફેદ દાત દેખાય એમ હસતા કોઈ કોઈ અમને અંજીર, દ્રાક્ષ કે કાજુ આપી જતા. એક સાહેબે અમને 'આર્મી ઍન્ડ નેવી કપની'નુ કૅટલગ આપેલું. તેમા સાહેબોના ચહેરા પર મારા પિતાશ્રી જેવી મૂછો હોવાથી મને તે ગમતા એમાનાં ચીનાઈ વાસણોનાં રગીન પાના અમે જુદા કરી સાચવતા.



કાબુલીઓ અમને મેવો આપતા

મોટા ભાઈને નિશાળે મૂકી દીધા હતા તેને એક પટાવાળો મૂકવા જાય ત્યારે હું હઠ કરી સાથે જતો પણ એક વાર માસ્તરે 'મોટા ભાઈનુ પૂછડુ' કહી મને ચીડવ્યો ત્યારથી પાછળ જતો અટકી ગયો. પોરબદરમા પડાવેલા એક ફોટોગ્રાફમા મારી, મોટા ભાઈની ને બા-બાપુની છબીઓ છે તેમા વચ્ચે દેખાતું ગોળ ટેબલ હજી પણ અમારા ઘરમા છે.



માતા પિતાની વચ્ચે મોટા ભાઈ રતિલાલ, માતાના ખોળામા પોતે, ઉમર વર્ષ ૧ ઈ ૧૮૯૩ વચ્ચેનુ ગોળ ટેબલ હજી ઘરમા છે

અમારો એક પૅકર પટાવાળો (ટપાલના થેલા ભરી, બાધી, તેને સીલ કરી સ્ટેશને લઈ જનારો તથા ટપાલ લાવનારો) ઘરમા પણ કામ કરતો તેનુ નામ કેશવો હતુ રહેવાના ખડ કરતા રસોડાની ભો બે પગથિયા નીચી હતી, એટલે કેશવો જ્યારે સાવરણીથી રસોડુ ધોતો હોય ત્યારે હું પગથિયા પર બેસતો અને તે મને ખુશ કરવા ગાયનો ગાતો તલવારને બદલે સાવરણી ઊચી કરી

તે 'હલામણ જેઠવા' નાટકનું ગીત 'વિદેશવાટ જાઉં છું આ વાર ઘૂમલી' ગાતો તે હું ભૂલ્યો નથી. તે ઘણી વાર રસ્તાને સામે કાંઠે આવેલી એક ધર્મશાળામાં મને લઈ જતો. ઘણું ભાગે ત્યાં તેની મા સાથે એક ઓરડીમાં તે રહેતો. ત્યાં



કેશવો—
હલામણ જેઠવો

એક કૂવો હતો તેમાં એક કાચબો હતો તે જોવાની મને બહુ મઝા પડતી. ત્યાં બદામડીનું ઝાડ હતું તે પરથી પાકી લાલ બદામો પણ કેશવો ઉતારી આપતો.

એ વખતે મારા પિતાશ્રીના શાળાના મિત્ર રણછોડદાસ પટવારી પોરબંદરના દીવાન હતા. તે કોઈકોઈ વાર પોસ્ટ ઑફિસ આગળ ગાડી ઊભી રાખી વાતો કરતા. એકાદ વાર ઘરમાં આવેલા ત્યારે મને જોઈને છાયા ખાતે દરબાર-કચેરી હતી ત્યાં સુધી ઘોડાગાડીમાં લઈ ગયા હતા, ને ત્યાં પટાવાળા પાસે પાકી બદામો પડાવી આપી હતી.

આ સમયે પિતાશ્રીએ સ્ટેટ લાયબ્રેરીમાંથી ઘણી સારી ચોપડીઓ વાંચી નાખી. એ વખતે મહાત્માશ્રી નથુરામ શર્માના મંડળમાં પોરબંદર કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ ઝમકબહેન હતાં. તેમની સાથે બાને સહિયરપણું લાગ્યું. તેમના સમાગમથી બા વાચતાં શીખી ગયાં હતાં, એટલે રોજ બપોર પછી કોઈ પુસ્તક બહુ ધીમેધીમે અમે સાંભળીએ તેમ વાંચતાં; પણ મને કશું સમજાતું નહિ. ઝમકબહેનના પતિ લીમડીના મણિશંકર ઉપાધ્યાય પણ શિક્ષક હતા. તેમના પુત્રો દુર્ગાશંકરભાઈ વગેરે આજ સુધી કુટુંબનો સંબંધ સાચવી રહ્યા છે. પાછળથી એ પતિપત્નીની બદલી જૂનાગઢ સ્ટેટમાં થઈ હતી. ત્યાં પણ બીલખા જતાંઆવતાં એ દંપતીનો પ્રેમપૂર્ણ મેળાપ થતો.

આ જ ગાળામાં પિતાશ્રીને શ્રી નથુરામ શર્માનો સમાગમ થયો ને રીતસર દીક્ષા લઈને તેમના શિષ્યમંડળમાં જોડાયા. તે વિષે તેમણે જ એક ઠેકાણે નોંધ કરી છે: 'એ મારા મહદ્ ભાગ્યની વાત હતી. જોકે આગળના વખતમાં કોઈ મોટા દોષ નહોતા કર્યા, અને થયા હશે તે અજ્ઞાનને લીધે થયા હતા; પણ જ્યારથી મહાત્માશ્રીનું શરણ લીધું છે ત્યારથી ખાતરીપૂર્વક કહું છું કે કોઈ ગંભીર દોષ કર્યો નથી, ને બનતા પ્રયત્ને નીતિના રસ્તા પર રહ્યો છું. તેથી મનને બહુ શાન્તિ રહી છે અને અંતઃકરણ બળવાન રહ્યું છે.'

## ૩ રાજકોટ

૧૮૯૫ના જુલાઈ માસમાં સરખા પગારે પિતાશ્રીની બદલી રાજકોટના હેડ સિગ્નલર તરીકે થઈ. ત્યાં ઘણાં જૂનાં ઓળખાણો હતાં એટલે બહુ અનુકૂળતા થઈ. અભ્યાસ માટે સારાં પુસ્તકો મળી શક્યાં. તે વખતે પોસ્ટ માસ્તર તરીકે બરજોરજી આગા હતા. તે બહુ આવડતવાળા માણસ હતા, પણ અંગ્રેજી જોઈએ તેવું લખીવાંચી જાણતા નહોતા તેથી તેમની પોતાની ઑફિસનું અગત્યનું લખાણ-પઢાણ પિતાશ્રીને સોંપતા. પિતાશ્રીએ એમાં કદી અણગમો બતાવ્યો નહિ તેથી આગાસાહેબ સાથે સારો સંબંધ બંધાયો, અને તેમાથી પિતાશ્રીએ હેડ ઑફિસના કામની પૂરેપૂરી માહિતી મેળવી લીધી તે ભવિષ્યમા બહુ કામ લાગી. આગા તો એટલા ખુશ થયા કે તેમણે તેમના કામનાં મુક્ત કંઠે વખાણ કરી તેમના માટે ઇન્સ્પેકટરની જગ્યાની ભલામણ કરી.

એ સમયે કાઠિયાવાડ સબ-ડિવિઝનના પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ કારભારવાળા પણ કોઈકોઈ કેસોના તરજુમા કરવાનુ સોંપતા, તે સાથે સબ ડિવિઝનના ઇન્સ્પેક્ટરોને પણ તેઓ સહાય કરતા. તે વખતે કરન્ટ વિભાગના સુપરિન્ટેન્ડેન્ટ મિ. કામદીનની ઑફિસ પણ રાજકોટમાં હતી. તેમની સાથે જે પરિચય થયો તે પાછળથી પોતે ઇન્સ્પેકટર થયા ત્યારે અનુકૂળતા આપનારો બન્યો હતો.

શ્રી નથુરામ શર્માનો આશ્રમ રાજકોટમાં પણ હતો અને ત્યાં બહુ ઊંચા દરજ્જાના વિદ્વાન પુરુષો શિષ્યમંડળમા હતા. તેઓ દરરોજ નિયમિતપણે આશ્રમમાં શ્રવણ-અભ્યાસ માટે મળતા. તેમા વિશ્વનાથ સદારામ પાઠક, ટ્રેઇનિંગ કૉલેજના પ્રિન્સિપલ ગણપતરામ અનુપરામ ત્રિવેદી અને હેડ માસ્તર મગળજીભાઈ હરજીવન ઓઝા વગેરે હતા. ગણપતરામ ત્રિવેદી તો જે વખતે શ્રી નથુરામ શર્મા મહેતાજી હતા તે વખતે તેમના કેળવણી-અધિકારી હતા! છતાં શર્માજીનાં જ્ઞાનવૈરાગ્ય ને ઉપદેશ જોઈ એમના શિષ્ય થયા હતા. હુ રવિવારે પિતાજીની સાથે આશ્રમમા જતો ત્યારે સૌને જોતો. પાચ વર્ષના ચબરાક બાળક તરીકે સૌએ મને ઓળખવા માડ્યો હતો. મારાં કાકા-કાકીને સતાન નહિ હોવાથી મોટા ભાઈને તો તેમણે પોતાની પાસે રાખી લીધા હતા. મારી નાની બહેન નર્મદા અને હું રાજકોટમાં રહ્યાં હતા.


વિશ્વનાથ સદારામ પાઠક

રાજકોટ ગયા પછી પહેલી વાત તો મને નિશાળમા મૂકવાની બની. પિતાશ્રી કહેતા કે મને નિશાળમા મૂકતા પહેલા આશ્રમમા પૂ૰ ગુરુશ્રીની પાસે એકડો ઘુંટાવ્યો હતો. સદરમા જ પોસ્ટ ઑફિસની નજીક માર્કેટ પાસે એક 'ધૂળી નિશાળ' ચાલતી હતી ત્યા મને મૂકયો. બધાની માન્યતા હતી કે આંક અને કક્કો તો ધૂળી નિશાળવાળા જ પાકા કરાવે છે. એને ધૂળી નિશાળ

કહેવાનું કારણ તો એ કે દેશમાં ત્યારે સ્લેટ-પેનનો વપરાશ ન હોવાથી પેન્થી બારીક ધૂળની પોટલી બાળકો લેતા આવતાં, ને તેનાથી લાકડાની નાની પાટી પર ધૂળ છંટકારી તેમાં લાકડાના કલમ જેવા વતરણાથી અક્ષરો ઘૂંટતા (અમણુને ત્યારે મેણું દેવાનું કે, 'કોઈ દી પાટી પર ધૂળ નાખી છે?'). એમ હાથ પાકો થાય ત્યારે દાતણનો કિત્તો બનાવી ખડીથી અક્ષરો લખતાં શીખવાનું.

પણ ધૂળી નિશાળ મને તો ગમી જ નહિ. કેટલા દિવસ હું ત્યાં ગયો હોઈશ તે યાદ નથી. એકબે વાર માસ્તર છોકરાઓને લઈ મને તેડવા આવ્યા.



ધૂળી નિશાળના માસ્તરો ટીંગાટોળી કરાવીને નિશાળે લઈ જતા

બે છોકરાઓએ હાથ પકડ્યા, પણ મેં પછાડ મારી છોડવી દીધા અને પછી રૂસણું લઈ ઘરમાં ભરાઈ બેઠો. આ ધૂળી નિશાળના મહેતાજીઓ તે દિવસોમાં પણ છોકરાઓને લેવા નીકળતા અને રડતાં-કકળતાં બાળકોને મોટા છોકરાઓ પાસે ટીંગાટોળી કરાવી નિશાળમાં લઈ જતા એવું મેં ભાવનગરમાં પણ જોયું હતું.

એવામાં મારાં માતુશ્રી મને રાજકોટમાં રાખીને મારી નાની બહેનને લઈને ભાવનગર ગયાં અને પિતાજીને તથા મને ખાવાનું કરી આપવા ભાવનગરથી દાદીમાને તેડાવ્યાં. એઓ મારા માટે ઘણો ભાવ રાખતાં, પણ હું જો લાડ કરું તો વઢવાડી નાખતાં. એ મને ગમતું નહિ આમ ઘણા અણગમા ભેગા થયા એટલે નિશાળે જવાથી હઠી બેઠો.

મગનજી માસ્તર ટ્રેઈનિંગ કૉલેજના હેડમાસ્તર હતા. એક વાર તે ઘેર આવી ચડ્યા, તેમને પિતાજીએ મારી હઠની વાત કરી. તે સમજુ શિક્ષક હતા. મને એ પોતાને ઘેર લઈ ગયા ને મારી જ ઉમરના તેમના પુત્ર ગટુભાઈ (જયંતીલાલ)નો પરિચય કરાવ્યો. પછી અમને સાથે જ તેમની પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં આવવાનું કહ્યું. તે મને ગમ્યું.

તારના પટાવાળા સદાશિવની સાથે હું સ્કૂલમાં જવા લાગ્યો. મગનજી-કાકા પાસે જ ગટુભાઈ પણ રમતા. અમે બંને બધા ક્લાસોમાં ઘૂમતા. ધીરે ધીરે બાળ વર્ગના એક શિક્ષકે અમને હાથમાં લીધા અને અમે રમતારમતાં બાળ વર્ગમાં પાસ થઈ ગયા.

શિક્ષકોના ઓરડાઓમાં ફરતાફરતાં મેં કેટલાક શિક્ષકોને રંગથી ભાત-ભાતનાં ચિત્રો કરતા જોયા. માનું છું કે તે વખતના ચિત્રગુરુ ઉસમાન બચલ

શિક્ષકોને ત્યાં ચિત્રકામ શીખવતા હશે. મને તે જોઈ નાદ લાગ્યો, અને હું પણ ઘર આગળ ચિત્રો કરવા લાગ્યો. આથી રજા કે ફુરસદના વખતે પિતાજી મને ઑફિસમાં લઈ જઈ એક તરફ બેસાડી લાલ-ભૂરી પેન્સિલ અને રદ્દી કાગળો


પિતાજી મને ઑફિસમાં લઈ જઈ લાલ-ભૂરી પેન્સિલો અને રદ્દી કાગળો આપતા અને હું તેમાં ચિત્રો ચીતરતો.

આપતા, અને તે વખતે મળતી એક સસ્તી ને સચિત્ર બાળપોથી આપતા. તેમાંથી હું ચિત્રો દોરવાનો ડોળ કરતો અને મારાં બાની ગેરહાજરી ભૂલી જતો.

ઘરમાં તો ભાગ્યે જ કોઈ ચિત્ર કે ચિત્રની ચોપડી મને જોવા મળતી. મુખ્ય ખંડની ભીંત ઉપર, આવનારને દેખાય તેમ, સામે શ્રી નથુરામ શર્માજીનો ફોટોગ્રાફ હતો. રસોડાની નજીકના ખંડમાં ગુરુશ્રીની બીજી એક નાની છબી, જેમાં તેઓ પદ્માસન કરી બેઠેલા તે રહેતી. બાજુમાં ગીતાજીનું પુસ્તક, માળા અને ભસ્મની ડાબલી રહે. રોજ સવારે સ્નાન કરી, હાથવણાટની ટૂંકી ધાબળી પહેરી પિતાજી શ્લોકો બોલતા બહાર નીકળતા અને ત્યાં સંધ્યા કરવા બેસતા. કપાળમાં ભસ્મનું ત્રિપુંડ કરી પ્રાણાયામ કરતા, ઊભા રહીને જપ કરતા, ઘણી વાર બદ્ધ પદ્માસન કરી ધમણની જેમ શ્વાસ ખેંચતા. એમનું જોઈ હું પણ ગમે ત્યારે પગની આંટીઓ ચડાવી, પીઠ પાછળ હાથની ચોકડી કરી, પગના અંગૂઠા પકડવા પ્રયત્ન કરતો. દરરોજ ભોજન કરતાં પહેલાં વૈશ્વદેવ માટે અંગારા અને છાણાંનો ભરેલો ત્રાંબાનો નાનો વેંત જેવડો કુંડ માતુશ્રી સાણસી વતી તેમની સામે મૂકતાં. તેમાં રાંધેલા ભાત ને ઘી સાથે પિતાશ્રી મંત્રોથી આહુતિ આપતા તે વખતે ઘરમાં ઘીની મધુરી સોડમ છૂટતી. અમે ભાઈબહેન પાસે બેઠાં હોઈએ તો બે ભમ્મર વચ્ચે એ વૈશ્વદેવની રાખથી આશકા કરતા, તેનાથી અમારાં મન પ્રફુલ્લિત બનતાં.

અંદરના ખંડમાં એક બીજી ફ્રેઈમમાં બેચાર ફોટો ભરી દીધા હતા. તેમાં કુટુંબના ગ્રુપ-ફોટો સાથે કવિ નર્મદની કપાળે આંગળી લગાડેલી છબી હતી, જેની નીચે 'નર્મદ આખરે જુદાઈ જ' વાક્ય છાપેલું હતું. બીજી એક છબીમાં બાલ ગંગાધર તિલક હતા. આ છબી ઘરમાં કેમ આવી હશે તે હું એ વખતે સમજ્યો નહોતો, પણ પછીથી પિતાશ્રીના સાથી તાર-માસ્તર પૂનાના

નારાયણરાવકાકાનો પરિચય થયો ત્યારે સમજ્યો તેમની પાસેથી પિતાશ્રીએ લોકમાન્ય તિલકની વાતો જાણેલી. તેઓ તેજસ્વી મહારાષ્ટ્રી હતા. પિતાશ્રી



નારાયણરાવકાકા



તાનીએ મને બહુ મમતાથી બોલાવી ખાવાનું આપ્યું

સાથે તેમને ભાઈ જેવો નાતો બંધાયો હતો ગણપતિ ઉત્સવના દિવસોમાં હું મારા બાપુ (હવે હું તેમને બાપુ કહેતા શીખી ગયો હતો) સાથે તેમને ત્યાં ગયો ત્યારે ગણપતિની આસપાસ કરેલી શોભા તથા ભીંત ઉપર ટાંગેલા ઓલિયોગ્રાફ ચિત્રો જોઈ હું ખૂબ જ પ્રભાવિત થએલો

મારાથી થોડાં વર્ષ મોટી તેમની પુત્રી તાનીએ મને બહુ મમતાથી બોલાવ્યો, ખાવાનું આપ્યું ને રમાડયો ત્યારથી તેની ગૌર વર્ણની આકૃતિ ને ભૂરી આંખોવાળું રૂપાળું મોં એક દેવી જેવું લાગતું એ સ્વરૂપ મારા મનમાં હંમેશ માટે સ્થિર થયું હતું કેંક વર્ષો બાદ ૧૯૧૭ના અરસામાં મારા પિતાશ્રીને પોસ્ટ માસ્તર જનરલની મુલાકાત માટે પૂના જવાનું થયું ત્યારે હું તેમની સાથે પૂના ગયો હતો. ત્યાં તેમણે કહ્યું કે મારા પુરાણા મિત્ર નારાયણરાવ પેન્શન ઉપર હજી હયાત છે એને ઘેર જવું છે મને થયું કે નાનપણની તાનીબહેન પણ મળશે.

સાંજે પૂનાના એક જૂના સાદા લત્તામાં મેડા પર અમે ચડયા ત્યારે દીવાના આછા અજવાળામાં પણ નારાયણરાવકાકાની એની એ થોભિયાવાળી મૂછો જોઈ મેં ઓળખી કાઢયા એમના ઘોઘરા અવાજે તે બોલ્યાઃ 'મહાશંકર ભાઈ, આપણે કેવો સુંદર જમાનો જોયો હતો? હું તો અહીં આવી દુઃખી થઈ ગયો. તાની તો બાળપણમાં જ વૈધવ્ય પામી છે. તેની મા વહેલી ચાલી ગઈ તેથી મારી સાથે જ રહી ઘર સંભાળે છે. તમને સૌને ખૂબ યાદ કરે કરે છે. તાની! ઇકડે યે. મહાશંકરકાકા અને રવિ આવ્યા છે'

'રવિ આવ્યો છે?' મેં સાંભળ્યું. તેમાં નાનપણનો ઉમંગભર્યો ટહુકો હતો. પણ બારણામાં આવેલી આકૃતિમાં કરુણાભર્યું જીવનખંડેર જોયું. દાંત પડી ગએલી, દૂબળી ઊંચી જેવી તાનીબહેન કેંક રમૂજ સાથે મને જોઈ રહી હતી વર્ષોના અંતરે કરેલું કેવું કાતિલ સ્વરૂપાંતર!

# ૪ રાજકોટનાં સ્મરણો

રાજકોટના સંબંધો અમારા કુટુંબ માટે જીવનભરના સંબંધો બન્યા હતા. મંગળજીકાકાના ગટુભાઈ (જયન્તીલાલ ઓઝા) આજે પણ અમદાવાદમાં એ પ્રસન્ન બાળપણના દિવસોની વાત મારા પુત્રપૌત્રો આગળ સંભારે છે; અને વિશ્વનાથ સદારામ પાઠક તે વખતે ગુજરાતી નિશાળોના ડેપ્યુટી હતા, એ તો રાજકોટના પહેલી વારના વસવાટ વખતે જ એક ઓસરીના પડોશી બન્યા હતા. તેમના પુત્ર રામનારાયણ પાઠક (બટુભાઈ) મારા મોટા ભાઈની વયના હતા અને ગજુભાઈ (ગજાનન) તથા હું સરખા હતા. તેમનાં માતુશ્રી આદિત્યબાને અમે માશી કહેતા અને એ બધા પાઠક ભાઈઓ મારાં બાને માશી કહેતા. પણ વિશ્વનાથકાકા અને મહાશંકરકાકા તો કાકા જ રહ્યા હતા. આ સંબંધો અમદાવાદ સુધી લંબાયા. આદિત્ય માશીના નામ પર ગજાનન પાઠકે અમદાવાદમાં આદિત્ય મુદ્રણાલય સ્થાપ્યું ત્યારે શરૂમાં મેં તેમાં ભાગીદારી કરેલી.



લેખક રાજકોટમાં: ઈ. ૧૮૯૫–'૯૬માં

ઘણી વાર આ બંને કુટુંબનાં બાળકો એકમેકના રસોડે જમી લેતાં. એક વાર બંને વડીલ પુરુષો નાટક જોવા ગયા હતા અને બધાં છોકરાં સૂઈ ગયાં હતાં ત્યારે ઘર પાછળની ભીંત ઉપર નવેળીમાંથી કંઈક ખોદાવાનો અવાજ આવ્યો. મારાં બા અને આદિત્ય માશી છોકરાં સાથે એકલાં જ હતાં અને જાગતાં બેઠાં હતાં. પણ બન્ને જણે હિંમત ભેગી કરી અને ઘરમાં જાણે ઘણા જણ છે એમ સાદ પાડવા માંડ્યાં: 'બટુ, (રામનારાયણભાઈનું હુલામણું નામ) જો ઓટલેથી તારા બાપુને બોલાવને; અને રવિ, તું પેલો લોટો મૂકવા ન ગયો?' એમ પાંચ-પંદર નામોના પોકાર કર્યા એટલે પાછળનો અવાજ તો બંધ થઈ ગયો, પણ વડીલો મોડી રાત્રે ઘેર આવ્યા ત્યારે જ બધાંને ધીરજ મળી. સવારમાં જાણ્યું કે બાજુના એક મકાનમાં ખાતર પડ્યું હતું!

આ બન્ને કુટુંબો શ્રીમન્નથુરામ શર્માના શિષ્યસંપ્રદાય પ્રમાણે જ ઘરમા સંધ્યા-પૂજા ને સ્તુતિ-સ્મરણ કરતાં, તેથી વાતાવરણ ને વર્તાવ ઉચ્ચ પ્રકારનાં રહેતા. કોઈ મળવા આવે ત્યારે છોકરાંઓ પણ 'જય જય' કરી સત્કાર કરતાં. કોઇને ઘેર જઈએ તો પણ એ રિવાજ પળાતો.

હું ઘણી વાર રાજકોટમાં નથુરામ શર્માના આશ્રમે જતો. ત્યારે તેમને હું દંડવત્ પ્રમાણ કરી ઊભો રહું એટલે પાસે બોલાવી મોગરાનાં ફૂલો આપે. મોગરાનાં ફૂલો માટેનો તેમનો શોખ જીવનભર રહ્યો હતો. વળી મોટેરાં જ્યારે શ્રવણમાં બેસે ત્યારે નાના છોકરાં માટે માધવજીભાઈ કરીને રસોઈ કરનાર

શિષ્ય હતા તેને આદેશ આપે કે બાળકોને પ્રસાદ આપજો. શ્રવણ થાસે એટલો વખત અમે પ્રસાદભક્તો માધવજીભાઈ પાસે બેસતા. એ પણ પંચકેશ રાખતા એટલે અમને તો મહાત્મા જેવા લાગતા, પણ તેમનું ભેજું મોટું નહિ.

મહાત્માશ્રીએ મારો ચિત્રો કરવાનો શૉખ જાણ્યો ત્યારે એક વાર કહ્યું કે એને રવિ શર્મા કહી બોલાવો. રવિ વર્મા તે કાળના મારા નામેરી ભારતપ્રસિદ્ધ ચિત્રકાર હતા, એટલે તેમનો એ વિનોદ પણ આશીર્વાદ જેવો લાગ્યો હતો. મોટી ઉમરે હું ઠીક ચિત્રો કરવા લાગ્યો ત્યારે રવિ વર્માની ઢબે Ravi Sharma એમ સહી પણ કરતો !

રાજકોટનાં બધાં સ્મરણો મારે મન મધુર સ્વપ્નાં જેવાં છે. મારાં બા ઘણી વાર તહેવારોમાં સાંજને વખતે પચનાથ મહાદેવના દર્શન કરવા જતાં ત્યારે હું સાથે જતો. તેના દરવાજા બહાર નીકળતાં સામે એક પેંડાવાળાની દુકાન હતી ત્યાંથી મને વખતોવખત એક પેંડો એ અપાવતાં. ગને એ પેંડાવાળો ને તેના ઘરનાં માણસો બહુ આકર્ષક લાગતાં.

પચનાથ મહાદેવમાં વારંવાર હરિકથા થતી તેમાં મારા પિતાશ્રી અને નારાયણરાવ કાકા જાય ત્યારે હું સાથે જતો. કથા સમજાતી નહિ પણ હારમોનિયમ વાગતું સાંભળવામાં ચમત્કાર અનુભવતો. કાળી પેટી પાછળ બેઠેલો માણસ માત્ર હાથપગ ચલાવે અને ગાયનો જેવા જ સ્વરો નીકળે તેનું મને એ વખતે બહુ આશ્ચર્ય થતું.

તાર-ઑફિસના પટાવાળાઓ મને બહુ યાદ રહ્યા છે. એક બ્રાહ્મણ પટાવાળાનું નામ સદાશિવ હતું. તે માથે કથ્થાઈ ફેંટો ત્રણ આંટીથી બાંધતો ને કપાળમાં ત્રિપુંડ કરતો. તે કાળે કોઈ પટાવાળાને ખાખી ડ્રેસ હતો નહિ. સૌ પોતાની કોમ કે જ્ઞાતિ પ્રમાણે જ પોશાક પહેરતા. માત્ર ઑફિસનો પટો પહેરવાનો ફરજિયાત હતો. બીજા પટાવાળા હતા એક દાઢીવાળા મિયાં. તે હમેશાં સ્વચ્છ સફેદ ફેંટો, અંગરખું અને સુરવાલ પહેરીને આવે. તે બને ઘરનાં કામ પણ કરતા. મને નિશાળે મૂકી જવાનું સદાશિવને માથે હતું. ચોમાસામાં તે મને પોતાને ખભે બેસાડીને ઘેર લાવે. બજારની ખરીદી મિયાં કરી લાવતા. બહુ મીઠી જીભવાળા. અમને તે ગમી જતા. એ વખતે હિંદુ-મુસલમાન વચ્ચે ખાનપાનની ચોખવટનો આગ્રહ રહેતો, પણ બીજી બધી રીતે બહુ નજીકના સાથીઓ જેવા સંબંધો હતા.



એ સમયની રાજકોટની તાર-ટપાલ ઑફિસ. ડાબી બાજુએ: આગળના ભાગમાં દેખાતો ખંડ તાર-ઑફિસનો હતો, ને ત્યાં જ ચિત્રકામની મારી શરૂઆત થઈ.

**આ વૃત્તાંતનો સમય સમજવા થોડી નોંધપાત્ર સાલવારી**

૧૮૪૫માં સૌરાષ્ટ્રમાં પહેલી પોસ્ટ ઑફિસ ધોલેરામાં થઈ.

૧૮૫૧ સુધી આખા કાઠિયાવાડમાં માત્ર રાજકોટ અને ભાવનગર એ બે શહેરોમાં જ ટપાલ ઑફિસો ખૂલી હતી.

૧૮૫૪માં હિન્દમાં રીતસરનું ટપાલખાતું શરૂ થયું.

૧૮૭૫: સયાજીરાવ ગાયકવાડનું રાજ્યપદારોહણ.

૧૮૭૬: અમેરિકામાં એડિસને ફોનોગ્રાફની શોધ કરી.

૧૮૭૭: રાણી વિક્ટોરિયા 'એમ્પ્રેસ ઑવ ઇન્ડિયા' બન્યાં.

૧૮૮૦: ભાવનગરથી વઢવાણ સૌપ્રથમ મીટર ગેઇજ રેલવે ચાલુ થઈ, અને બ્રોડ ગેઈજવાળી બી. બી. ઍન્ડ સી. આઇ. (બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા) રેલવે વઢવાણ કૅમ્પમાં તેને આવી મળી. મોરબીમાં પહેલવહેલી નાટકમંડળી સ્થપાઈ.

૧૮૩૩: સ્વામી દયાનંદ સરસ્વતી ભૂમિભૂત થયા. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી ભાવનગરમાં દીવાનના અંગત મંત્રીપદે.

૧૮૮૭: રાણી વિક્ટોરિયાનો ડાયમંડ જ્યુબિલી ઉત્સવ.

૧૮૮૮: ગાંધીજી બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગયા.

૧૮૮૯: એડિસને પહેલું ચલચિત્ર (સિનેમા) બનાવ્યું.

રાજકોટના જ્યુબિલીબાગનું મ્યૂઝિયમ જોવા હું વારંવાર જતો. પગથિયાં પરના સિંહોને દૂરથી જ જોતો. બારણામાં પેસતાં જ મૂકેલો ગ્રીક પહેલવાન જોઈ હું ડરથી દૂર ઊભો રહેતો. ત્યાં દાદરની ભીંત ઉપર ચોડેલું મગરનું શબ તો હું કદી ભૂલ્યો નથી. તે હજી પણ ત્યાં જ છે. આજે વિચાર કરું છું કે પાણીમાં વસતા પ્રાણીને એટલે ઊંચે ભીંત ઉપર કેમ રાખ્યું હશે? ગરોળીનો અને મગરનો આકાર સરખો છે તે માટે હશે?! કે પછી બીજું કંઈ સૂઝ્યું નહિ હોય તે માટે?

ત્યાં કૉનૉટ હૉલમાં કાઠિયાવાડના લગભગ બધા નાનામોટા રાજવીઓની સુંદર તૈલરંગી તસવીરો હતી. એ છબીઓ એટલે ઊંચે ટાંગેલી હતી કે હું તેમના ચહેરા બરોબર જોઈ શકતો નહિ, પરંતુ પોરબંદરના રાણા, પાલીતાણાના ઠાકોર ને ભાવનગરના તખ્તસિંહજીને હું ઓળખી લેતો. ઇંગ્લંડના નામી કલાકારો પાસે ખાસ કાળજીથી મોટા ખર્ચે તૈયાર કરાવેલી એ તસવીરો કલાના ઉત્કૃષ્ટ નમૂના રૂપ હોવા ઉપરાંત એ કાળના રાજવીઓના લાક્ષણિક ચહેરા, પોશાકો, આભૂષણો, આયુધો વગેરે ધરાવતી હોઈને ઊંચું દસ્તાવેજી મૂલ્ય પણ ધરાવે છે; પરંતુ ગ્લાનિની વાત તો એ છે કે સ્વરાજ્ય મળ્યા પછીના બૂજ વિનાના શાસનકર્તાઓએ તેની દેખભાળને બદલે તેને ક્યાંક ગોડાઉનમાં ધૂળ, જીવાત ને ભેજનો ભોગ થતી ખડકી મૂકી છે, ને ઐતિહાસિક મૂલ્ય ધરાવતો આપણો એ કલાવારસો આજે વિનાશને પંથે છે.



શ્રીમન્ નથુરામ શર્મા
જન્મ : ૧૯૧૪ના આશ્વિન સુદ ૪
નિધન: ૧૯૮૭ના આશ્વિન વદ ૧૧

જેમના પ્રભાવે સૌરાષ્ટ્ર, ગુજરાત અને મુબાઈ સુધી અનેક કુટુંબોમાં સદાચાર, સદ્દર્તન અને બધુભાવનો ઉદય થયો હતો અને તેમની પેઢીઓના બાળકો સંસ્કારથી સમૃદ્ધ બની સારાં નાગરિક તરીકે સમ્માનપાત્ર બન્યાં હતાં. પોતે લીમડી પાસે મોજીદડના ઔદિચ્ય બ્રાહ્મણ રાવળ કુટુંબમાં જન્મેલા. રાજકોટ ટ્રેઈનિંગ કૉલેજનો બે વર્ષનો અભ્યાસ પૂરો કરી ત્રીજા વર્ષ માટે અમદાવાદ જવાનો વિચાર કર્યો, પણ પિતાજીના દેહત્યાગને લીધે તત્કાલ પોરબંદરના તાબાના અડવાણા ગામમાં માત્ર બાર રૂપિયાના વેતનથી મહેતાજીની નોકરી સ્વીકારવી પડી. ત્યાં સારું સત્સંગ મળી મળ્યું. તે સાથે સ્વપ્રયાસે અંગ્રેજી શીખીને અધ્યાત્મના ગ્રંથો વાંચી શકાય એટલું જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું. સંતોની વાણી સમજ્યા અને ઉર્દૂ ભાષાનો પણ પરિચય કર્યો. તે વખતે જ તેમનું નિસર્ગજીવન સંયમ, વ્યવસ્થા અને સાવધાનીભર્યું હતું. વર્તનમાં શુદ્ધિ અને સત્યપ્રિયતા માટે આગ્રહ રાખતા.

માગરોળ, જાફરાબાદ, લીમડી વગેરે સ્થળે નોકરી કરતાં કરતાં આત્મકલ્યાણની લગની જાગી અને બ્રહ્મચર્યનું પાલન કરી સાધના કરવાનો નિશ્ચય કર્યો. નોકરી છોડીને થોડા મહિના વરલ દરબાર હરિસિંહજીના કારભારી થયા. દરમિયાન લગ્ન લેવાયાં, પણ તે માટે મોજીદડ ન જતાં

જ્યુબિલીનું મકાન ખુલ્લું મુકાયું ત્યારે ત્યાં રાજાઓનો મોટો મેળો થયો હતો ને શરતના ઘોડા દોડયા તે મેં જોયું હતું ત્યા ઊભેલી ગાડીઓમાં ગોંડલ દરબારની ઘોડા વગરની ગાડી (કૅરાથી ચાલતી મોટર)ની વાતો લોકો કરતા હતા. મેં દૂરથી એ ગાડી ઊભેલી જોઈ. આજની મોટરની કલ્પના ત્યારે અશક્ય હતી.

નાટકો પણ રાજકોટમાં જ મેં પહેલી વાર જોયાં. વડીલો સાથે કુમુદચંદ, વિક્રમવિજય ને સીતાસ્વયંવર નાટકો જોએલાં. પણ હું તેનું સર્વાંગ વસ્તુ સમજી શકું એટલી મારી બુદ્ધિ તે કાળે વિકસી નહોતી. કુમુદચંદ નાટકમાં પાણીમાં તરતી આવતી પેટી મરવાડો ઊંચકીને બહાર કાઢે છે, તેમાથી એક રાજકુમારી નીકળે છે, પછી ભરવાડો તે જ પેટીમા એક જંગલી રીંછ પૂરીને



બિલખા આશ્રમ (સ્કેચ: રવિશંકર રાવળ)

ભારતની યાત્રાએ નીકળી પડ્યા. તેમાં અનેક સાધુસંતો અને સિદ્ધોનો સમાગમ કરી, થોડો સમય હિમાલયમાં વિતાવી સૌરાષ્ટ્ર આવ્યા ત્યારે તેમનું વય તો માત્ર ઓગણત્રીસ વર્ષનું હતું, પણ તેમની યોગસાધના, સમાધાનપૂર્ણ જ્ઞાનચર્યા ને જીવનચર્યાથી તેમનો મહિમા ફેલાયો ને ઘણા જિજ્ઞાસુઓ તેમના શિષ્યમંડળમાં જોડાયા. બીલખા દરબારે તેમને બીલખામાં આનંદાશ્રમ અર્પણ કર્યો ત્યાર પછી કાયમ તેમનો નિવાસ ત્યાં થયો ને તેમનું આખું જીવન પ્રાચીન વૈદિક આદર્શો પ્રમાણે ઉપદેશકાર્ય અને ગ્રંથલેખનમાં વીત્યું. તેઓ કદી કોઈનું ખંડન કરતા નહિ, સારી વાતોનું પ્રતિપાદન જ કરતા, ને કહેતા કે જેમ ઓરડામાં દીવો આવતાં અંધકાર આપોઆપ દૂર થઈ જાય છે તેમ જ્ઞાનદીપથી અજ્ઞાન રૂપી પાપ નાશ પામે છે. તેમના પ્રભાવે ભાવનગરમાં 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવન' સ્થપાયું અને ગુજરાતમાં કેળવણીનો નવો યુગ શરૂ થયો. અન્ય સ્થળોએ પણ એમનાં આશ્રમો અને મંડળો થયાં. આ સ્મરણ સાળામાં આગળ તેમનો વિશેષ ઉલ્લેખ આવશે.

---

પાછી તરતી મૂકે છે, છેવટ કાવતરું કરનારો બીજે દૂર કિનારે એ પેટી પાણીમાંથી પોતાના ઘરમાં લઈ જઈ ઉઘાડે છે કે તુરત રીંછ તેને બાઝે છે ને પૂરો કરી નાખે છે, એ દશ્યો યાદ રહ્યાં છે. વિબુધવિજયમાં 'પ્રેમનો કૉલ દીઓ રાજકુમાર'વાળું ગીત ગાતાં સાવ કુમારકુમારી જેવાં પાત્રો યાદ રહ્યાં છે, કારણ કે એ ગીત બહારના લોકોમાં બહુ ગવાતું. પણ સાથે ભયાનક દેખાવના યમદૂતો અને પૂરના દેખાવવાળું એક દશ્ય પણ યાદ છે. સીતા સ્વયંવરમાં રામની થોડી કથા યાદ હતી, એટલે સીતા ધનુષ્ય લઈ રમે છે અને રાવણ ગર્જનાઓ કરતો આવે છે તે બરોબર યાદ રહ્યું છે. ઘણી વાર તો નાટક પૂરું થતાં પહેલાં હું ઊંઘી ગયો હોઈશ.

નાટકો કરતાં મને બહારના સાપ બનાવનારા મદારીઓ, વાંદરા-વાંદરીના અને દોરડા પર ચાલતા બજાણિયા જોવામાં રસ પડતો. પોસ્ટ ઑફિસ સામે જ એક યુરોપિયન કબ્રસ્તાન છે. ત્યાં ઘણી વાર મોટા રસાલા સાથે કે લશ્કરી પલટનો સાથે કોઈ ઑફિસરનું શબ આવતું ત્યારે હું પોસ્ટ ઑફિસના કૅમ્પાઉન્ડમાં પાળ પર પટાવાળા સાથે ઊભો રહી જોતો. એ લાલ-ભૂરા ડ્રેસવાળા સોલ્જરો મારા ચીતરવાનાં પાત્રો બન્યાં હતાં. મને નકામા કાગળો અને લાલ-ભૂરી પેન્સિલ ગમે ત્યારે તાર ઑફિસમાં મળતાં, એટલે મારો મહાવરો ઠીક ચાલતો. એક વાર કોઈ ડ્રૉઇંગ માસ્તર જેવા ગૃહસ્થે મને આડીઊભી લીટીઓ અને ચોરસ દોરી તે પ્રમાણે કરવા કહ્યું, પણ તેમાં રસ લઈ શક્યો જ નહિ. બાળકોનાં મનમાં કે વિચારમાં શું ચાલે છે, તેને શું ગમે છે, એ જાણવાનો પ્રયાસ કોઈ કરતું નહિ હોય એમ લાગે છે. મને એ યાદ રહી ગયું છે કે સદરમાં કેવળરામ માવજી દવેનું નવું ઘર બંધાયું હતું, કે ત્યાં કોઈ પ્રસંગ હતો, તે જોવા મારાં બા સાથે ગએલો. રાજકોટનાં ઘર રસ્તા પર અડીઅડીને બાંધેલાં જણાય, પણ દરેક ઘરને એક ડહેલી ને તેમાં, બાજુના લાંબા ઓટલા પરથી જવાય એવું ઑફિસનું કે મિલાપખંડનું બાંધ્યું હોય. એ ડહેલીમાંથી અંદરના ફળિયામાં જઈએ ત્યારે આ આગલા ખંડની પછીતે ઓટલો અને અંદર પડતાં બારણાં હોય, અને સામેની ઓસરીમાં રસોડું, પાણિયારું તથા ઘરવાસના ખંડો હોય. આવા એક સુંદર નવા ઘરમાં મેં ભીંત ઉપર ચિત્રો પણ જોયાં ત્યારે હું ખૂબ ખુશ થયો હતો. તેમાં કૃષ્ણ, ગોપીઓ, ગાયો, મોર વગેરે ભભકીલા રંગમાં છૂટાંછૂટાં આલેખેલાં હતાં. એ શોખ પ્રજામાંથી આજે તો નાશ પામ્યો છે.

### ૫ પહેલી આગ વગેરે

રાજકોટનું ચોમાસું પણ મારાથી ભુલાયું નથી. ચારે પાસ ખૂબ જંગલી છોડ અને ઘાસ ઊગી નીકળતાં. તેમાં પતંગિયાં આવતાં તેનું મને ખૂબ આકર્ષણ થતું. હું અને મારી નાની બહેન નણુ (નર્મદા) તેને પકડવા રખડતાં. આજી નદીમાં પૂર આવતું તે જોવા હું પટાવાળાની ખાંધે ચડી જતો. પોસ્ટ ઑફિસની પાછળના ભાગમાં રહેવાનાં સરકારી મકાન હતાં. તેની પાછળ જ વડીની બીજી બાજુ સરકારી છાપખાનું હતું. તેનો મૅનેજર ઘણી વાર રાત્રે દારૂ પીને બરાડા પાડતો. તેની ટેવનું ખરાબ પરિણામ પણ મેં જોયું.

મેં અગાઉ કહ્યું તેમ મારાં માતુશ્રી મારી નાની બહેન નણુ (નર્મદા)ને લઈને ભાવનગર ગયાં હતાં તે દરમિયાન મોટાં બા (ઝવલબા) મને અને બાપુને રસોઈ કરી આપવા આવ્યાં હતાં. તે ઘણી રીતે મને રાજી રાખતાં, પણ એક વાર સાંજે ખાવાનું ભાવતું મળ્યું નહિ એટલે હું રીસ કરી પથારીમાં જઈ સૂઈ ગયો. રાત્રે બાપુ આવ્યા ત્યારે મોટાં બાએ કહ્યું કે છોકરો રિસાઈને ભૂખ્યો સૂઈ ગયો છે. બાપુ હજી જમવા જ બેસતા હતા. કહ્યું કે જાઓ એને લઈ આવો. તે પોતે ન આવ્યા અને મોટાં બાને મોકલ્યાં. તેમણે કહ્યું કે ચાલ તારા

બાપ બોલાવે છે પણ મેં મિજાજમા પગ ઉછાળ્યો તે તેમની આખમા જોરથી વાગ્યો તે આખમાથી પાણી કાઢતા પાછા ગયા પછી તો શુ કહેવુ? કોઈ વાવાઝોડુ થાય એમ બાપુ સીધા મારા ખાટલા પાસે આવ્યા 'માને તેં લાત મારી?' કહીને મને ઊંચકી બહાર ઓટલા પર મૂકી બારણુ વાસી દીધુ

મારા પર તો જાણે ચારેકોરની દિશાઓ રૂઠી મારી બાને સાદ કરીને ખૂબ ઠૂઠવો મૂકયો રોઈ રોઈ થાકચો પણ બારણું ઊઘડયુ નહિ

એવામા વડીની પાછળ છાપખાના તરફથી 'આગ! આગ!'ની બૂમ ઊઠી અને અજવાળુ દેખાયું એ સાથે ઘરનુ પણ બારણુ ઊઘડી ગયું અને પિતાજી તથા મોટા મા બહાર આવ્યા 'ચાન ઊઠ, આગ જોવી હોય તો' કહી બાપુએ મને તેમણે ઓઢેની શાલમા ઊંચકી લીધો અને વડી આગળ લઈ જઈ ઊંચો કર્યો સામી બાજુ છાપખાનાનુ મોટુ મકાન ભડભડાટ સળગતું હતું ને પેલો મૅનેજર બરાડા પાડતો હતો તેને બે જણે પકડી રાખ્યો હતો તે દિવસથી 'ખ્રિસ્તીઓ દારૂ પીએ છે માટે નઠારા છે' એવી છાપ મારા મન પર રહી ગઈ

વડીની અમારી બાજુ પોસ્ટ અને તારના માણસો દોડી આવ્યા હતા મેં પહેલી જ વાર આગ જોઈ ઘર બળી જાય, કોઈ માણસ સળગી જાય એના વિચારો સ્વપ્ના લાવે એવા હતા રાત્રે મોટા માને પગે લાગી માફી માગી અને તેમણે ભાખરી ભાગી લાડુ કરી રાખેલો તે ખાઈને ઊંઘમા સવાર પાડી

એ વખતે પોરબદરના રાણા વિક્રમાતજીને રાજ્યથી પદચ્યુત કરી ત્યાના રાજવહીવટ માટે ઍડમિનિસ્ટ્રેશન નીમ્યું હતું તેથી તે રાજકોટમા રહેતા વખતો વખત તે સાદી ઘોડાગાડીમા બેસી સગ્રિયામ રસ્તે બિલેશ્વર મહાદેવના દર્શને જતા, તે પાછા આવે ત્યા સુધી તેમને જોવાને પોસ્ટ ઑફિસના પગથિયા પર અમે રાહ જોતા ઊભા રહેતા (તેમને વિષેની વિગત જુઓ પૃ ૩૮ના ચોકઠામા) તેમનો રાજહાથી પણ એ રસ્તે થઈ વારવાર નીકળતો જિંદગીમા પહેલવહેલો હાથી મેં ત્યારે જોયો તેથી તેનુ ઘણું જ કુતૂહલ થતુ એ હાથીએ તેના મહાવતને મારી નાખેલો તેની વાત મારા બા કહેતા એ મહાવત હાથી માટે આવતા ખોરાકમાથી ચોરી કરતો અને તેને ખૂબ મારતો, આથી હાથીને તેના પ્રત્યે રોષ હતો ને તેને મારવાના બેએક પ્રયત્નો કરેલા એક હુમલા વખતે તો એ આમલીના મોટા ઝાડ ઉપર ચડી ગયો, પણ હાથી ઝાડની આસપાસ ઘૂમતો જ રહ્યો આથી પેલાએ ઝાડ પરથી પોતાની પાઘડી દૂર ફેંકી, અને તે પર હાથી દોડી ગયો એટલે પોતે સડસડાટ ઊતરીને ઘરમા ઘૂસી ગયો પણ બીજા પ્રસંગે જન્માષ્ટમીને દિવસે ભરબજાર વચ્ચે તેને પટકીને સૂઢમા ઉપાડી દરિયા કિનારે લઈ જઈ તેને છૂદી નાખ્યો અને પછી પોતાના તબેલામા જઈ ખાવુ પીવુ બધ કરીને આસુ સારતો ઊભો! કોઈ બીજા મહાવતો આવીને ખાવાનું નીરે તો પણ મો ફેરવી લે આખરે એ મહાવતનો છોકરો, જે તેના ઉપર બહુ પ્રેમ રાખતો તેણે તેની પાસે જઈ તેને પપાળ્યો, એટલે તેના બોલને માન આપી તેણે ખાધુ અને તેને સૂઢ વડે ઊંચકી પોતાની પીઠ પર બેસાડચો રાજ્યે પછી એ છોકરાને તેનું મહાવતપદ આપ્યું



પોરબંદરના રાણા વિકમાતજી
(કે વિક્રમજિત?-વિક્રમાદિત્ય પરથી?)
(આલેખન: દેવજીભાઈ વાજા)

રાણા વિકમાતજીના પાટવીકુંવર માધવસિંહજી એક કૃપાપાત્ર ખવાસની ખરાબ સોબતથી દુર્વ્યસની (દારૂડિયા) બની ગએલા. તે બીમાર હતા તે દરમિયાન રાણાને ભુજ જવાનું થયું, એટલે પાછળથી તબિયતના સમાચારથી પોતાને વાકેફ રાખવાનું કહી ગએલા. પણ પેલા ખવાસે વૈદ્યને કે કોઈને તેની પાસે જવા ન દીધા અને કુમારનું મૃત્યુ થયું. રાણાને આથી ખૂબ દુઃખ અને રોષ થયાં ને ખવાસનાં નાક-કાન કપાવી નાખ્યાં. આથી તેણે મહેલની અગાશીએથી પડતું મૂકી આપઘાત કર્યો. આ પરથી સરકારે પોરબંદર રાજ્યને પહેલા વર્ગમાંથી ઉતારી ત્રીજા વર્ગમાં મૂકી દીધું અને ઈ. સ. ૧૮૮૬ના મે માસમાં રાજ્યના વહીવટ માટે ઍડમિનિસ્ટ્રેશન નીમ્યું. તે વખતે કરમચંદ ગાંધી (ગાંધીજીના પિતા) પોરબંદરના દીવાન હતા. રાણા વિકમાતજી વિભૂતિનું ત્રિપુંડ કરતા અને કેદારેશ્વર મહાદેવનાં દર્શને જતા. પહેલાં તેઓ વૈષ્ણવ સંપ્રદાયી હતા ને રોજ હવેલીએ દર્શને જતા. પણ ત્યાંના મુખિયાજીએ એક દિવસ તેમને કહ્યું કે હથિયાર બાંધીને આવો છો તેથી બાલ કૃષ્ણ બીએ છે! ત્યારથી તેઓએ શિવભક્તિ અંગીકાર કરી. વિ. સં. ૧૯૫૬ના ચૈત્ર વદ ૬ ને શનિવારે તા. ૧૪-૪-૧૯૦૦ના રોજ એમનું અવસાન થયું

## ૬ એક સામાજિક ઘટના

બાપુ ગઢડામાં તાર માસ્તર હતા તે વખતે પડોશમાં બનેલી એક સામાજિક ઘટના સાંભરેલી તે પણ હજી યાદ છે. ભાવનગરના એક જોહેલ સરદાર નજીકમાં રહેવા આવ્યા. રાજખટપટને લઈ તેમના પર કંઈ તોહમત મુકાયું હોઈ ભાગીને આવેલા. પોતાના વતનના એક ખાનદાન આસામીને આમ દુઃખી થએલા જાણી બાપુ તેમને મળવા ગયા ને કંઈ કામ પડે તો જણાવવા કહ્યું. પોતે સરકારી નોકર હોવાથી રાજ્યની ખફગીનો કશો ડર નહોતો. માત્ર પડોશીધર્મ બજાવવાની ઇચ્છા હતી. મારાં બા પણ તેમનાં બાઈને મળી આવ્યાં. તે વળી તેમના પાસેના ગામના પિયરવાળાં નીકળ્યાં એટલે તે ફોઈબા ઠર્યાં.

એ સરદારને વયમાં આવેલી એક કન્યા હતી તેનો સંબંધ નેપાળના યુવરાજ સાથે જોડવાની તેઓ પેરવી કરી રહ્યા હતા અને તે માટે પટણામાં



મંગળજી હરજીવન ઓઝા
જન્મ: વિ. સં. ૧૯૫૬ના કાર્તિક સુદ ૨
નિધન: વિ. સં. ૨૦૦૮ની ધનતેરશ

સરકારી વાચનમાળામાંની નળદમયંતીની કવિતાના લેખક તરીકે ગઈ પેઢીના પરિચિત શ્રી મંગળજીભાઈ રાજકોટની હંટર મેઈલ ટ્રેઇનિંગ કૉલેજના યશસ્વી શિક્ષક હતા. નાનપણમાં જ માબાપ ગુજરી જવાથી સ્વામીનારાયણના ગઢડા મુકામે મોસાળમાં ઊછરીને મોટા થયા અને રાજકોટની ટ્રેઇનિંગ કૉલેજમાં બે વર્ષનો અભ્યાસ કરી અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેઇનિંગ કૉલેજમાંથી પહેલે નંબરે સીનિયર ટ્રેઇન્ડ થઈ શિક્ષણનો 'હોપ મેડલ' મેળવ્યો. શરૂનાં સાત વર્ષ જામનગરની તાલુકા સ્કૂલમાં ગાળી રાજકોટ પ્રૅક્ટિસિંગ સ્કૂલના હેડ માસ્તર અને પછી હંટર મેઈલ ટ્રેઇનિંગ કૉલેજના હાઉસ માસ્તર તથા શિક્ષક તરીકે ૧૯૧૯ સુધી કામ કર્યું. રાજકોટની ટ્રેઇનિંગ કૉલેજ ફૉર વિમેનના હેડ માસ્તર અને પછી ત્રણેક વર્ષ સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કામ કરી નિવૃત્ત થયા. એની સાથોસાથ ઈ. ૧૯૧૨ થી ૧૯૧૮ સુધી રાજકોટની રાજકુમાર કૉલેજમાં રાજકુમારોને નીતિશિક્ષણ આપનાર શાસ્ત્રી તરીકે પણ કામ કરેલું. ત્યારે કવિ નાનાલાલ એ કૉલેજમાં શિક્ષક હતા. કવિના અભ્યાસકાળ દરમિયાન એમની બીજી ભાષા ફારસી હોવાથી તેઓ મંગળજી શાસ્ત્રી પાસે સંસ્કૃત શીખી પાવરધા થએલા.

બે કુશળ મુનશીઓને પગારથી રોકી લીધા હતા. એ મુનશીઓએ નેપાળના અમલદારો અને રાજકુટુંબમાં લાગવગ ચલાવી આ કન્યાની માહિતી પહોંચાડી.

નેપાળનું રાજકુળ શુદ્ધ સિસોદિયા વંશનુ છે એટલે શુદ્ધ ક્ષત્રિય કુળની જ કન્યા ત્યાં ખપે, એવી બધી બાબતો તેમના મનમાં ઠસાવીને મુનશીઓએ નેપાળનું ડેપ્યુટેશન કન્યા જોવા માટે ઠેઠ રાજકોટ સુધી ખેંચી આણ્યું. તેમાં નેપાળના દીવાન પણ હતા. એ બધા દિલ્હીથી આવતા હતા ત્યારે તેમને રસ્તામાં એક પાટીદાર ગૃહસ્થનો ભેટો થઈ ગયો અને તેણે પોતાની સલાહ કામ લાગશે એમ ડેપ્યુટેશનનાં માણસોનાં મનમાં ઠસાવી દીધું. ડેપ્યુટેશનને આદર આપવા ઉતારા વગેરેનો સરસ બંદોબસ્ત મોટા ખર્ચે સરદારે તૈયાર રાખ્યો હતો.

તેમણે કન્યાને જોઈ, પસંદ કરી અને લગભગ નક્કી જેવું કર્યું, પરંતુ પેલા પાટીદારે તેમને બાજુએ બોલાવી કંઈક સમજાવ્યું એટલે નેપાળીઓએ

પોતાનો નિર્ણય મોકૂફ રાખ્યો અને 'પછી જણાવીશું' કહી ઊભા થયા.

બપોરના ભાગે પાટીદાર ગૃહસ્થ અમારા ક્વાર્ટર્સમાં આવી ચડયા. તેનો ઇરાદો કંઈ તાર આવ્યા છે કે નહિ તે જાણવાનો હશે. બાપુજીએ પૂછ્યું. 'કેમ મિ. પટેલ? શું થયું?' એમણે કહ્યું: 'શું થાય? ભૂખ્યે પેટે કંઈ બને?' બાપુજી કહે: 'ભૂખ્યા હો તો ચાલો જમવા.'

'ના ભાઈ ના! તમે જાણો છો ને, કે આ તો લાખોનો મામલો છે. મારા જેવાની ભૂખ કેટલી હોય? માસ્તર! તમે ય શું ભલા માણસ! આવી તકનો લાભ લેતા નથી? કપાળમાં છૂંદણું છે ને, તેની જ મોકાણમાં કન્યા રદ થઈ જાય છે. સરદારને કંઈ સમજણ છે કે નહિ?'

બાપુજી સમજી ગયા કે કાઠિયાવાડી રિવાજ મુજબ કન્યાના કપાળમાં છૂંદણું હતું તેને કલંક ઠરાવી આ કામમાં કાંટો નાખનાર શાહુકાર એ પાટીદાર જ હતો. એટલે એને વિદાય કરી તરત પોતાના મિત્ર સરદારને ચેતાવવા તેઓ તેમની ડેલીએ પહોંચ્યા. પણ દરબાર તો બપોરે સૂઈ જાય તે ત્રણ વાગ્યે જાગે ને ડાયરો ભરાય ત્યારે દર્શન આપે! એમ છતાં હિંમત ધરી ઘર આગળ જઈ ખબર પહોંચાડી કે ઊંઘતા ન રહો. સામી પાર્ટીમાં કોઈ શત્રુ છે, માટે બધા ખુલાસા કરી લ્યો; નહિ તો વાંધો પડશે અને પસ્તાશો. પરંતુ દરબાર ઢીલા રહ્યા ને કશું કરી શકયા નહિ. રાતની ટ્રેઈનમાં ડેપ્યુટેશન વિદાય થઈ ગયું અને વઢવાણથી તાર આવ્યો કે 'વિચાર કરી જણાવીશું.'

તેઓ નેપાળ પહોંચે તે પહેલાં રાજકોટથી પેલા મુનશીઓ ચન્દ્રપ્રસાદ ને દેવ-પ્રસાદ ઉપર તાકીદે તાર કર્યો કે ડેપ્યુટેશનની પહેલાં નેપાળ પહોંચી જાઓ અને વાતને પાકરી કરી, દ્યો. આ કામમાં એમને ખૂબ પૈસા મળેલા, પણ તેમની કંઈ કારી ફાવી નહિ. એ સરદારના વંશજો હજુ હશે, પણ કુંવરી પછી ગુજરી ગઈ.

## ૭ રાજકોટનાં સંબંધીજનો

ઈ. સ. ૧૮૯૮ના મે માસમાં બાપુની બદલી ફરી એક વર્ષ માટે પોરબંદરના સબ પોસ્ટ માસ્તર તરીકે થઈ. તરત થોડા વખત માટે મને અને માને ભાવનગર મોકલી તે એકલા જ ત્યાં ગયા; પણ આ અરસામાં ધોરાજી ઑફિસમાં પૈસા ગેરવલ્લે ગયાના કેટલાક કેસ થયા હતા તે માટે પોરબંદરથી તરત તેમની બદલી ત્યાં કરવામાં આવી.

રાજકોટ છોડતાં અમને બધાને ગમ્યું નહોતું. મેં પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં પહેલી ચોપડી પૂરી કરી હતી. સ્કૂલ છોડતી વખતે મંગળજીકાકાએ (પરિચય માટે જુઓ પૃ. ૩૯ ઉપરના ચોકઠામાં) હેડમાસ્તર તરીકે લીવિંગ સર્ટિફિકેટ આપ્યું. તેમાં લખ્યું કે, 'આ વિદ્યાર્થીને ચિત્રનો ભારે શોખ છે.' મનોવિજ્ઞાનનો અભ્યાસ નહિ છતાં એવી રીતે બાળકનું વલણ પારખનાર તે સાચા શિક્ષક હતા.

રાજકોટના જીવનકાળમાં જે સંબંધીજનો હતા તેમાંની બે વ્યક્તિઓ મને હમેશાં યાદ રહી છે. એક હતા મારા પિતાશ્રીના મશિયાઈ ભાઈ શિયાણીવાળા કાનજીભાઈ આચાર્ય. તે કાઠી દરબારોના કામદાર હતા એટલે વખતોવખત

પોલિટિકલ એજન્ટની કચેરીના તેમના કામકાજ અંગે અમારે ત્યાં મહેમાન થતા. તેમની સાથે અંગત માણસ તરીકે બીજા મશિયાઈ ભાઈ મહાદેવકાકા આવતા. તેમની સ્થિતિ સારી નહિ, તેથી તે કાનજીદાદા સાથે રહી તેમની તહેનાત સાચવતા.

કાનજીદાદાનો સામાન ગાડીમાંથી ઉતારી ઘરમાં લાવે કે મહાદેવકાકા મારાં બા આગળ જઈ કહે, 'ભાભી! તમે ઘરનુ કામ સંભાળો, હું રસોઈ કરી નાખીશ.' ખરેખર તેમની સલૂકાઈ અને સેવાવૃત્તિ પ્રસન્નતાભરી લાગતી. કાનજીદાદા મને જોઈ તેમને કહેતા: 'મહાદેવ, રવિનું ભાતું આપજે.' એટલે તે મુસાફરીના ભાતોડિયામાથી એકાદ પેંડો કે બદામની પૂરી મને આપી દેતા. એમના ભાતાના ડબા સાથે લાલ કોથળીમાં પાણીનો કૂજો અવશ્ય હોય. કોઈ વાર કાનજીદાદાની ગાડીમાં મને તે બજારમાં લઈ જતા, અને એકાદ વખત રબ્બરનો રગીન દડો કે મોંનુ વાજું અપાવેલું તે યાદ છે.

બીજી વ્યક્તિ તે જટુભાઈ ઠાકર. એ સરકારી પ્રાંત ઑફિસરની ઑફિસમાં હેડ કલાર્ક કે એવું કંઈ હતા. ડિસ્ટ્રિક્ટમાથી આવે ત્યારે બાપુ તથા બાને મળવા આવે. કઈક ધૂની ને અલગારી વ્યક્તિ. નોકરી અંગે સાહેબની ટોપી, બ્રીચિઝ અને હાથમાં સોટી સાથે બૂમો પાડતા આવે. આવીને બાના પગને વંદન કરે અને કહે: 'હું તારા રતિનો મોટો ભાઈ છું. ખાવાનું આપ, ભૂખ્યો આવ્યો છું!' પછી બાપુ પાસે જાય ત્યારે કહે: 'બાપા પાસેથી તે શું મળવાનું છે? મા જગદબા જ છોકરાની ખબર તો રાખે છે.'


જટાશંકર ઠાકર

બાપુને તે મામા કહીને બોલાવતા, કારણ કે જટુભાઈના મામા પોરબંદરમા મંદિરના ભંડારી હતા તેમની સાથે અમારો પહેલો સંબંધ બધાએલો. જટુભાઈના પિતા કાઠિયા વાડના પ્રસિદ્ધ પુરુષ રાવબહાદુર પ્રાણજીવન-ભાઈ એજન્સીમા મોટા અમલદાર હતા; પણ ઝાલાવાડી સ્વભાવ પ્રમાણે જટુભાઈ-નાં માતુશ્રીને વઢવાણમાં જ રાખતા! માને કુટુંબના દુઃખી પાત્ર બનેલા જોઈને જટુ-ભાઈને ઘણુ દુઃખ લાગતું અને પિતા માટે તે આકરી ટીકા કરતા.

મા કે કોઈ કામે લઈ જતા તે જોતો ઘોગજીના પોગના કેમમા એક પગવાળો પગાએસો તેને સિપાઈઓ એ જ જેલમા લઈ ગયા ત્યારે મને ઘણું લાગ્યું હતું

કેદીઓના ચોકીદારોની એક આખી પલટન માટે સામે જ ઓરડીઓની હાર હતી તેમનો હવાલદાર એક હિંદુસ્તાની ભૈયો હતો તેનો સ્વભાવ બહુ માયાળુ હતો તેની ઓરડી સામે એક વૃક્ષ નીચે ઓટલા પર મહાદેવની નાની દેરી હતી ત્યાં તે રોજ સવારમા નાહીને પૂજા કરતો ત્યારે શંકરના ગણ જેવો લાગતો હું તેની પાસે જઈ બેસતો અને મારી નાની સાદી વાતો સાંભળી તે હસતો અને આનંદ પામતો પણ સિપાઈઓના હવાલદાર તરીકે તેનો કડપ અને રુઆબ જુદા જ હતા તે કવાયતો કરાવતો ત્યારે તેનો ધડાકા જેવો અવાજ સાંભળવાની મને બહુ મઝા પડતી

પોસ્ટ માસ્તરના દીકરા તરીકે હું સ્કૂલમા પણ ધ્યાન ખેંચતો શનિવારની સવારે પટાવાળો એક રૂમાલમા બાંધીને મારા માટે ચા લઈ આવતો એટલે માસ્તર મને બહાર મોકલી આપતા અને સ્કૂલની પડાળીમા બેસી હું ચા પી લેતો સવાર-સાંજ પગવાળો મને સ્કૂલમા લેવા મૂકવા આવતો જ એ સમયમાં પટાવાળા પોસ્ટ માસ્તરના ઘરનું કોઈ પણ કામ કરવાની ના કહેતા નહિ

પોસ્ટ માસ્તરની ગણતરી તો ત્યારે સરકારી અમલદારમા થતી, પણ તેમના પગારો જુઓ તો કાંઈ નહિ મારા પિતાશ્રીનો પગાર રૂ ૫૦ હતો તેમાથી માત્ર પંદર રૂપિયા ખર્ચના રાખી બાકીના ભાવનગર મા બાપ અને ભાઈના કુટુંબને માટે મોકલી આપતા મને યાદ છે કે તે વખતમા મારા બાના હાથની ચૂડી પર સોનાની ચીપ નહોતી, છતા તે બહુ પ્રસન્ન રહેતા કંઈ કંઈ મીઠું ખાવાનું બનાવી અમને રાજી રાખતા બપોરે તે કયું પુસ્તક વાંચે છે તે હવે મને સમજાતું હતું ચન્દ્રકાન્ત ભાગ પહેલો તે ધીરેધીરે ઉકેલતા અને તેમાના દૃષ્ટાંતો મને ને મારી બહેનને કહેતા એમના મોએ વાત કહેવાની રીત બહુ તાદૃશતાવાળી અને ભાવપૂર્ણ હતી દુખની વાત કહે ત્યારે અમે પણ ઉદાસ થઈ જતા, અને ભક્તના વિજયની કે કૃષ્ણ કે રામની વાત કહે ત્યારે અમે ખરેખર કોઈ મહાન બનાવોના સાક્ષી બનતા

આ સમયે મારા બહેનથી નાનો ભાઈ ઘરનુ લાડકુ બાળક હતો તેના ચહેરામા અને આંખમા મારા બાનો મીઠો અણસાર ઊતર્યો હતો અને સૌને તે ખૂબ જ પ્યારો લાગતો પટાવાળા, કારકુનો ને જેલના સિપાઈઓ સુદ્ધા તેને હેતથી ફેરવતા અને કોઈ તેને 'ગુલબદન ના હુલામણા નામે બોલાવતા

અમારા ઘરમા વસ્ત્રો માટે ગાઈમા ચાપલાઈ નહોતી પિતાજી ઑફિસમા અરધો કોટ પહેરતા કાઠલા ને કફવાળા ખમીસો કોઈએ જોયા નહોતા મને ને બહેનને જભ્ભા ને નાડીવાળી ચોરણીથી ચાલતું ઘરમા જૂના ધોતિયા કે ગાદલાના પડ હોય તેમાથી બા કોઈ વાર જભ્ભા કે પહેરણ હાથે સીવીને બનાવી આપે તે પહેરીને ઉમગમા રહેતા, તેમજ બહારથી પણ આ બાબત કોઈ ટીકા સાંભળવા મળતી નહિ

ધોરાજીમા હુ પોસ્ટ ઑફિસમા સૌનો લાડકો બની બધા કારકુનો અને પટાવાળાઓ વચ્ચે ઘૂમ્યા કરતો એક પારસી કારકુન ધનજીશા મને નજીકના તેના ઘરમા લઈ જઈ ખૂબ ગેલ કરી હસાવતા તેના કપડા અને રૂમની સજાવટ મને ગમતા પારસી ભાઈ લહેરી તો ખરા, પણ કામમા ઘણી વાર ભૂલો કરી બેસે ત્યારે પિતાજી તેને નિશાળના છોકરાની જેમ ધમકાવી નાખતા એક વાર તો તેની આખમા આસુ આવી ગયા ત્યારે મારા રોજના મિત્રને પિતાશ્રી કેમ દુખી કરતા હશે તે સમજાયુ નહિ પિતાશ્રીની ટોકણી આકરી હતી, પણ તેમની ઑફિસની વ્યવસ્થા અને શિસ્ત જબરી હતી કોઈ ખૂણે કચરો કે ખેરીઓ તેઓ નિભાવી ન લેતા ટેબલ પાસેની કાગળના કટકાની ટોપલીઓ એક કોથળામા ભરાવી લેતા આવેની ટપાલના થેલા તોડતા લેબલો સાથે લાખ સઘરાવતા અને ઠીક જથ્થો થાય ત્યારે પટાવાળાઓ બહાર જઈ નવુ પથરા પર એક લોખડના તગારામા તેને ઉકાળતા, ત્યારે જે રસ બને તેમાથી કચરો કાઢી ઓટલા પર તેને જરા ઠરવા દઈ લાબા લાટા કરતા ને કટકા કરી ઉપયોગ માટે ઑફિસમા લઈ જતા તે ઉપરાત એ વખતે ઑફિસના પત્રવ્યવહાર માટે સરકારી છાપેલા કાગળો કાપી કવરો બનાવી લેવા પડતા લાખ સઘરેલા, ફાડેલા કાગળો લાખ તથા લાહી ઉકાળવામા કામ લાગતા લાહી બનાવી તેમા મોરથૂથુ નાખીને તે સઘરવાની રીત હુ શીખી ગયો એ વખતે પોસ્ટ માસ્તરને કન્ટિન્જન્સીની અમુક જ રકમ મળતી તેમાથી ઑફિસનો બધો પરચૂરણ ખર્ચ બહુ કરકસરથી કાઢવાનો રહેતો

ધોરાજીના કેસોમા બાપુનુ કામ યશસ્વી થયુ ગુનેગારો પકડાયા અને તેમને શિક્ષા થઈ સુપરિન્ટેન્ડેન્ટ શ્રી કામદીન તેમના કામથી ખુશ થયા ને તેમની સાથે સારો સબધ બધાયો એ કામ પત્યા પછી ૭ મહિનામા ફરી બાપુને રાજકોટની અસલ જગ્યા પર મોકલવામા આવ્યા, પણ એક જ માસને અતે સને ૧૮૯૯ના જાન્યુઆરીમા રૂ ૬૦ના પગારથી રેલવે મેઈલ સર્વિસમા વઢવાણ ૧ વિભાગમા હેડ સૉર્ટર તરીકે નિમણૂક મળી એ વખતે પોસ્ટ અને રેલવે મેઇલ ખાતા સયુક્ત હતા

વઢવાણ કૅમ્પમા મકાનની ગોઠવણ થતા સુધી ઘરના અમે સૌ ભાવનગર જઈ રહ્યા પિતાશ્રી મેઈલના ડબ્બા સાથે બબ્બે દિવસની ટ્રિપ (ફેરો) કરી આવી જતા.

## ૩ ભાવનગર

ભાવનગરમા અમે રહ્યા તે દરમિયાન દાદા તથા મોટા માને વધુ ઓળખ્યા એ બનેનો સ્વભાવ મને ઉગ્ર લાગતો નાના બાળકોને કોઈ હુલાવીને બોલાવે જ નહિ

પિતાજી સાથે પોસ્ટ ઑફિસના હવા પ્રકાશવાળા ચૂનાબધી મકાનોમા રહેલા હુ તથા મારા બહેન ભાવનગરના ડેલાના એ અધારિયા ઘરમા બહુ અણગમો અનુભવતા મોટા ભાઈ તો એ મકાનથી ટેવાઈ ગએલા હતા કાકાકાકી તો અમને ઘણુંઘણું લાડ કરે, પણ ઉપર મોટા મા અને દાદાનો તાડૂકો બધી મજા ખલાસ કરી નાખતો દાદાને છેવટની અવસ્થાની બીમારી રહેતી

# બાળપણનાં સ્મરણો

## ૧ મોખડકા નાનજીદાદા

આ અરસામા મારા માતુશ્રી મને લઈને થોડા દિવસ મોખડકા ગામે મારા મોસાળમા ગયા હતા ત્યારે મેં તેમના પિતા નાનજી નવાડીને જોએલ ઊજળા વાનના, ઋષિ જેવા લાગતા એ વૃદ્ધ પુરુષમા મેં બ્રાહ્મણનુ તેજ જોયુ હતુ કપાળમા ત્રિપુંડ, ડોકમા બેરખો અને માથે કાઠિયાવાડી પાઘ જેમ ફેંટો વીંટતા રજપૂત કણબીઓના હારબંધ ઘરો વચ્ચે એક ઓરડા અને ઓસરીવાળુ બેઠા ઘાટનુ નીચુ ખોરડુ અંદર દિવસે ઘણા ચાદરણા પડે ઓશરીમા એનુ જાળિયુ, રાંધણિયુ ને તેને અડીને ચણેલુ પાણિયારુ ઘરવખરીમા અંદર માત્ર એક ખાટલો અને જૂનો પટારો રાંધવાના વાસણોમા હાંલ્લા અને લાકડાની કથરોટ, માત્ર બે ચાર કાંસાની થાળીઓ ખાવામા બાજરીના કે જારના રોટલા અને અડદની દાળ હોય ચોખા કે તુવેર દાળ તો શહેરના માણસોને મળે પણ આસપાસના રજપૂત કણબીઓ ભારે માયાળુ શહેરના ભાણેજોને જોઈ હરખ ઘેલા બને કોક વળી દૂધની દોણી મૂકી જાય છાશ તો આખા ગામને મફત મળે મને શહેરના દૂધ કરતા એ વલોણાની છાશ મીઠી લાગતી કોઈ શેરડીના વાઢવાળા પટેલ મામા ગોળનુ ભીલુ આપી જાય નાનજી મહારાજને ગામ પવિત્ર પુરુષ તરીકે માન આપે તેમને કોઈ ગરાસ નહોતો, પણ એક ગાય અને ઘોડી રાખતા તેના ઘાસ ખાણુ પટેલોના ઘર પૂરા પાડતા બાર મહિને વાડીઓ ને ખેતરોના પાકમાથી તેઓ જે અનાજ ને ગોળ આપતા તેમાથી ઘરની કોઠીમા સંગ્રહ થતો તે ઉપરાંત લગ્ન અને સારામાઠા પ્રસંગે બ્રાહ્મણિયુ કર્મ કરતા, મુહૂર્ત જોઈ આપતા અને સત્યનારાયણની કથા કરતા પર્વપર્વણીને દિવસે યજમાનોમા આંટો મારતા ત્યારે સીધુ તેમજ ચારો બાંધી લાવતા આમ આસપાસના બે ત્રણ ગામોની દાનવૃત્તિ પર તેમનો ગુજારો નભી જતો નાના મા પણ ઘણુ માયાળુ અને કુલીન સ્વભાવના હતા મારા મામા (મારા બાના નાના ભાઈ) ઘરના એકના એક લાડકા પુત્ર હતા નામ પ્રભાશંકર હતુ, પણ પિતાની પ્રભા જરા યે તેમનામા ઊતરી નહોતી માત્ર માતાનો રાંક સ્વભાવ જણાતો એમ છતા કુળવાન બ્રાહ્મણના છોકરા ઘોડિયામાથી વરી જતા એ રીતે એમને મામી વળગાડી દીધા હતા વાને શામળા, બુદ્ધિમા બોદુ પણ સ્વભાવે ભલા, ભોળા ભાવભર્યા એ મામી ગાય ને ઘોડી માટે ખેતરમાથી ઘાસના ભારા વાઢી લાવતા ને નદીથી બેડા ભરી લાવતા અમે ભાણેજો જઈએ ત્યારે ઊવટીઝીલટીને હમીને દુઃખણા (ઓવારણા) લેતા પહેરવાનો સાડલો થીગડા મારેલો હાથમા કે ગળામા સોનાના અલંકારનુ નામ નહિ

છતા ઘરની વેઠ આખો દિવસ આનંદભર્યે મોએ કરતા ઈશ્વરે કુલીનતાની કસોટી આદરી હોય તેમ એમને સંતતિ થવા માડી હતી અમને એમના દુ:ખોનો ખયાલ પણ ન આવતો.

આ બ્રાહ્મણ કુળ જ્ઞાતિસમુદાયમા એક ગણાતું આવી ગરીબી અને તગીના જીવનમા ય તેમની સાતસાત પેઢી સુધી કોઈએ કન્યા તગ્દનુ તણખલું પણ લેવાની ઇચ્છા કરી નહિ કન્યા પરણાવવા ભિક્ષા માગી હશે, દેશપરદેશ જઈ ટેલ નાખી હશે, પણ જમાઈ કન્યા અને ભાણેજને પવિત્ર પાત્રો માની તેમની સ્વાગતા કરવામા જ એ સતોષ અને તૃપ્તિ અનુભવતા અમે શહેરના બાળકો જાતજાતની સગવડો અને સેવાથી ટેવાએલા, છતા તેમના ભાવભર્યા આતિથ્યથી અમારા મનમા તેમના પ્રતિ મમત્વ ઊભરાતું નાનજીદાદાએ પોતાની બેઠક માટે સામેના કરે એક નાની છાપરી જેવડી ઓરડી બાધી હતી તેમા એક ખૂણે માટીનુ દેવાલય કરી તેમા શકર ગણપતિ વગેરે રાખ્યા હતા તે નાહીધોઈ ત્યા પૂજાપાઠ કરતા હોય ત્યારે જાણે ભગવાનના શિરસ્તેદાર હોય તેવા લાગતા! ગામના લોકો તે વખતે જો કાઈ કામે આવતા તો એમને દૂરથી જ વદન કરી મુહૂર્ત વગેરે પૂછી જતા

અમારે ભાવનગર જવાનુ આવ્યું ત્યારે દાદાએ પોતે જ ઘોડી તૈયાર કરી ઉપર બે બાજુ પોટકા લટકતા ગોઠવી દીધા પડોશીઓએ રોટલી અને તલના લાડુ આપેલા તે એ પોટકામા બધાયા છે કે નહિ તેની મેં ખાતરી કરી લીધી હતી! વહેલી સવારે ઘોડી ઉપર બાના ખોળામા મને આગળ બેસાડી, પોતે કેડ ઉપર ભેટ બાધી, એક હાથમા લાકડી લઈ બીજા હાથે લગામથી ઘોડીને દોરતા આગળ ચાલ્યા

એ વખતે ભાવનગર જવાને સવારે સોનગઢ સ્ટેશને ગાડી પકડવાની હતી, તેથી અમે પાછલી રાતના ચદ્રના અજવાળામા ચાલી નીકળ્યા ગામડાના માણસોને તો એ પ્રવાસમા કઈ લાગતુ નહિ હોય, પણ મને વૃક્ષઘટાઓ વચ્ચે જતા લાબા રસ્તા અને ઢાળવાળા નાળા આવે ત્યારે ચોર લૂટારા ઊભા હશે એવી કલ્પના થતી પવનના સુસવાટ સાથે વૃક્ષોના પાદડા ચાદનીના ચળકાટમા કઈક ભેદી અવાજ કરતા

દાતણ કરવાને વખતે અમે સોનગઢ સ્ટેશને પહોચી ગયા શાત સ્ટેશનમા લોખડના ટુકડા પર બે ડકા વાગતા ગાડી આવી તેમા અમે બેઠા ત્યારે બા રોતા હતા ને દાદા જાળી પાસે ઘોડી પકડી રાખી ભરેના ગળાએ હાથ ઊચા કરી કહેતા હતા 'પહોચીને કાગળ લખજે બેટા માણેક! ભાણિયા આવજે, હો!' એ પછી હુ તેમને કદી જોવા પામ્યો નહિ

## ૨ ધોરાજી

ભાવનગરથી તુરત અમે ધોરાજી ગયા ધોરાજીની પોસ્ટ ઑફિસ અને ત્યાની જેલ એક જ કૅમ્પાઉન્ડમા હતા હું હવે વધુ સમજણો થયો હતો જેલના ચોકીદારો ત્યા કલાકે કલાકે ડકા બજાવતા વખતોવખત જેલના દરવાજામાથી કેદીઓને કોર્ટ

એક બીજા ઘરમાં ભોંયતળિયે તેમનો ખાટલો પાથરેલો જ રહેતો. ત્યાં જ તેમનું ખાવાનું-પીવાનું મોટાં મા કે કાકી ઘૂમટો તાણીને પહોંચાડતાં. તે ચૂના સાથે તમાકુ ખાધા કરતા. તેમને કફનું દર્દ હતું એટલે આખો દિવસ ગળફા કાઢતા તે ખાટલા નીચેના એક મોટા પાળામાં થૂંકતા. એની સાફસૂફી ઘરની વહુવારુને માથે જ હોય. તે ઉપરાંત તેમને ઝાડે જવા માટે ઘરને પડખે અમારા કુટુંબની એક નવેળી હતી તેમાં રાખ પાથરેલું સૂપડુ મુકાતું ત્યાં તે જતા. આ જ સ્થાનને અમે વાડો કહેતા.

અમારા ઘરની સામે મ્યુનિસિપાલિટીની કચરાપેટી હતી. તેમાં આખા ડેલાનો કચરો સૌ નાખી જતાં. તે ઘણે ભાગે ભરાઈ જતો ત્યારે બાજુમાં મોટો ઢગલો થતો. તેની પાસે આગ વખતે કામ લાગે તે માટે પાણી ભરેલી એક ટાંકી રહેતી. તેના ચોકઠા નીચે આડાં લાકડાં હતાં તે પર બેસી ડેલાનાં બધાં છોકરાં ઝાડે બેસતાં. કોઈ વાર મ્યુનિસિપાલિટીનો સિપાઈ આવે ત્યારે 'સિપાઈ આવે છે' એવા ખબર કોઈ આપતું કે તરત બેઠેલાં બધાં ભુરરર કરતાં ભાગતાં અને તે બેઠો હોય ત્યાં સુધી કોઈ ફરકતું નહિ. પણ ગતે તો છોકરાં અને મોટી ઉંમરની સ્ત્રીઓ પણ મોઢું ઢાંકીને ત્યાં બેસી જતી. ટાંકી અને પેટીની પાસે જ એક મોટું ગટરપીપ રહેતું. તેમાં ડેલાના એકવાડનું ગંદુ પાણી અને ઘરમાની કૂંડીઓનું પાણી બૈરાઓ એક પથરા પર ચડીને નાખવા આવતાં ને આસપાસ કોઈ જોતું ન જણાય તો જમીન પર ઢોળીને જ ચાલ્યાં જતાં! આ ગંદવાડથી આખા ફળિયામાં માખીઓનો બણબણાટ ઊડતો.



દાદાજી છગન રાવળ

ફળિયામાંથી દરેક જણ બહારના લોકોને રોકે ત્યારે તકરાર અને ભાડણ થતા.

ઘરમાંથી પણ પાણી કાઢવાની મોરી નહોતી. રસોડું ધોવાય તેનું પાણી કાઢવા ખાળકૂવો કરાવેલો હતો, તેમાં પણ કચરો ભરાય ત્યારે બહાર ઓટલા



ભાવનગરમાં શેરડીપીઠના ડેલામાં દેસાઈ-ફળીનું દૃશ્ય

પર તેની શેડો પડતી. એવું થાય ત્યારે પણ મ્યુનિસિપાલિટીવાળા નામ લખી જશે એવી બીક રહેતી.

એ જૂના ઘરનું ભોંતળિયું બહારના ફળીથી એક વેંત જેટલું જ ઊંચું હતું. મુખ્ય બારણું એક જ. તેમાં પેસીએ એટલે ડાબી તરફ તરત ઉપર ચડવાનો જૂનો દાદરો હતો. તેનું ઉપરનું છેલ્લું પગથિયું મેડાથી ઘણું નીચું હતું. એટલે બધાં બાળકો ત્યાં સુધી ચડીને અટકી જતાં. કોઈ તેને ઉચકી લે તો જ ઉપર જઈ શકે. મોટાં બાને પણ દોરડાનો આધાર રાખવો પડતો.

નીચેની ઓસરી ૧૦ થી ૧૫ ફૂટની હશે. તેમાં દાદરાની પાસે સામેના ચોરસ ઓરડાનું મોટું બારસાખ હતું. તેનાં તોતિંગ કમાડને ચણિયારાં હતાં. બાળકો તો એને ઉઘાડવાસ કરી જ ન શકે. બારણાની બાજુમાં લાકડાની પટ્ટીઓનું એક એક જાળિયું હતું. એટલું જ માત્ર ઓરડીમાં પ્રકાશ-હવાનું સાધન હતું. જાળિયાની બાજુના ખૂણામાં દાદાવારાનો એક જ કબાટ હતો તે એ વખતે કાકાના કબજામાં હતો. તેમાં થોડી દવાની શીશીઓ, થોડા ચોપડા અને લખવાનાં સાધનો રાખતાં. આગળના મુખ્ય બારણાની ફળિયા તરફની ભીંતને અડી પાણિયારું હતું. તે પર બેડાંની બે-ત્રણ ઊતરડો રહેતી. નીચેના ભાગમાં એક ટીપમાં નાહવા માટે ખારું પાણી ભરવામાં આવતું. ઘરના પુરુષો અને છોકરાં સૌ ફળીમાં તાંબાકૂંડી લાવીને પાટલો મૂકી અથવા ઓટલાના પથ્થર પર બેસી નાહી લેતાં. બૈરાંઓ બે ખાટલાની આડચ કરી નાહી લેતાં. ઘરમાં નહાય તો કૂંડીઓ ભરાઈ જાય અને તેમને જ એ ઉલેચવી પડે, પરંતુ મહેમાનો માટે એમ પણ કરવું પડતું. ઉનાળાની રાત્રે બધાનું સહિયારું ફળિયું ખાટલા નાખેલી એક મોટી વણઝાર બની જતું, એટલે કોઈને મકાનની સંકડાશ જણાતી નહિ.

અનુકૂળ ઋતુઓમાં ફળિયાના બધા પુરુષો અને મોટા થએલા છોકરા અંધારામાં ઊઠી ગામ બહાર આવેલા કુંડો અથવા તળાવો પર નાહવા જતા, અને સાથે પોતાનાં ધોતિયાં પણ ધોઈ લાવતા. શૌચ, દાતણ બધું જળાશય પાસે જ પતી જતું અને તેથી ઘણી વાર નજીકની જગ્યાઓ ગંધ મારતી. વરસાદ પછીના મહિનાઓમાં તો એ કુંડ પણ ગંધ મારતા.

પણ ત્યા તરતા શીખવાની તથા ઊંચેથી ધૂબકા—ભૂસકા મારવાની મજા પડતી હું પણ ત્યા ડૂબવાનું જોખમ ખેડી થોડુ તરતા શીખ્યો એકબે વખત તો ઉલ્ટના રામ બોલતો માથોડા નીચે પણ ઊતરી ગએલો, પણ અચાનક કોઈએ ખેંચી કાઢેલો તે ભુલાયુ નથી જાતજાતની તરાઈ કરનારા, ગુલાંટ સાથે ભૂસકા મારનારા અને પ્રાણાયામ કરી ઘણી વાર સુધી ચત્તાપાટ પડી રહેનારા પ્રવીણો ત્યા જોયા હતા

આ જળાશયો ભાવનગરની સૂચકી કલબ પણ બની જતા રાજસત્તાથી માંડી બજારની કોઈ પણ વાત ત્યા છૂટથી ચર્ચાતી ઑફિસ સાથેની તકરાર, ન્યાતના ઝઘડા, ગામના કિસ્સા વગેરે ચર્ચતા આ જળાશયો દૈનિકપત્રનુ કામ કરતા કોઈને છાપા વાચવાની ટેવ જ નહોતી, તો પછી દેશ પરદેશની કથની તો અહીં કોણ કરે?

અમે તો સરકારી મકાનોમા નળના પાણી છૂટથી વપરાતા જોએલા ભાવનગર આવ્યા ત્યા તો નાહવા માટે ડેલાના ખારા કૂવાનુ પાણી મળે, અને છૂટથી નાહવુ હોય તો કાકી કે બા સાથે કૂવા પર જઈએ ત્યા એક ઘડો ખેંચી તે


ખારા પાણીનુ સ્નાન

અમારા પર ઢોળી દે. આવા ખારા પાણી સાથે સાબુનો તો મેળ જ કેમ થાય? આ કૂવામા ડેલાની દુખીઓની કેંક સ્ત્રીઓએ આપઘાત કર્યા હતા, એટલે મધરાતે કૂવા પાસે જતા છોકરા ડરતા પણ ખરા

પીવાના પાણી માટે તો દરેક ઘરના બૈરા વહેલા ઊઠી, સાથ કરી ઘોઘા દરવાજે ગામના ગંગાજળિયા કૂવા પર જાય અને સીંચવાની જગ્યા હાથ કરીને પોતાની ટોળીના બેડા વારાફરતી ભરી દે. પછી દરેક જણ માથે હાંડા અને ઘડાની હેલ ચડાવે વળી બગલમા એકાદ નાનો લોટો ઉપાડે અને હાથમા દોરડાનુ ફીંડલુ ઝુલાવતી, ઊભી બજારેથી, દુકાનો ઊઘડે તે પહેલા ઘરમા આવી જાય. એ જમાનામા સ્ત્રીમાત્રને પાણીના બેડા ભરવાની તાલીમ માતાઓના સાથમા મળતી

ઘરના કપડા પણ તેમજ જ ધોવાના હોય અઠવાડિયે કે પંદર દિવસે આખા ઘરના કપડા ભેગા કરી ખારાના પાણીમા ઝબોળે આ ખારો ગધેડા

પર વેચાવા આવે ત્યારે સંઘરી લે, અથવા ઘણી વાર સૌ સાથમાં જઈ દરિયાના ખારામાંથી એકઠો કરી લઈ આવે. જે દિવસે કપડાં ધોવા ઘાટ પર કે તળાવ પર જાય તે દિવસે કંઈક ટાઢું ખાઈ લે અને મોડી બપોરે કે સાંજે નીચોવેલાં કપડાંનો પિંડો તાસક પર ગોઠવી લાવીને સૂકવે. માત્ર ઑફિસમાં જનારા પુરુષોનાં કપડાં ધોબીને અપાતાં. દરેક મહોલ્લામાં જ ધોબીનું એક કુટુંબ વસતું હોય તેને જ એ ઘરાકી મળતી. ઘણી વાર ઘરમાં ખાવાનું વધ્યું હોય તો ધોબણ કે તેનાં છોકરાં લઈ જતાં.

કપડાં ધોવા ઉપરાંત ઘરનું લીંપણ અને થાપ પણ સ્ત્રીઓ જ કરતી. તે માટેનું છાણ દૂધવાળી રબારણ આપી જતી, પણ માટી તો ગધેડાંવાળા આવે તેમની પાસેથી ખરીદ કરવી પડતી. ગરીબ ઘરની સ્ત્રીઓ તો જાતે જ માટીના ટીંબે ખોદવા જતી. તેમાં ભેખડ પડતાં ઘણી સ્ત્રીઓ દબાઈ ગયાના બનાવો પણ બનતા.

અમારા ઘરમાં દર વરસે ચોમાસું જાય ત્યારે ઓટલા, ભીંતો, બધું ખોદાઈ ગયા જેવું લાગે. એટલે દિવાળી પહેલાં ભૈરાંઓ ઘરની મરામત કરી ઉપર ખડીનો ઘોળ કરી નાખતાં. પાણિયારા સિવાય ક્યાં ય પણ ચોકડી નહોતી. પાણિયારાની બરોબર'બાજુમાં રસોડાની એક ખાળ પથ્થરની લાદીની હતી. બાકી રાંધણિયું રોજ લીંપાતું. તેને થાપ કરેલા વાંસના બીંડલાની આડશ કરી હતી. ઘરડાંમોટાં તેની બહાર પાટલા નાખતાં અને અમે છોકરાઓ અંદર જ ગોઠવાઈ જતાં. બીંડલાની બાજુમાં ઓરડાની ભીંતને અડીને એક ગોખ હતો. તેમાં ઘરના કેટલા ય દેવની નાની મૂર્તિઓ હતી. મારા કાકા રોજ નાહીને આ દેવોની પૂજામાં સારો વખત લેતા. એક રકાબીમાં નાગફણી સાથેનું શિવલિંગ હતું. શાલિગ્રામનો નાનો ગોળ પથ્થર હતો. લાકડાના ગણેશ હતા. એક શંખ હતો. એક મેરુ પર્વત હતો અને પાછળ નવેક ઇંચના તાંબાના પતરા ઉપર કંઈક જંત્ર કોતરેલું હતું.



હરિલાલ કાકાની દેવપૂજા

મારા વા'લા' વગેરે) ગાતાં તે વખતે હું પાસે બેસી જતો અને તુલસીવાળી ચાકરની પ્રસાદીનો અધિકારી રહેતો. દાદાને શ્વાસની બીમારી રહેતી અને છેવટનાં વર્ષોમાં ખાટલાવશ થયા હતા. તેમનાં થૂંકનાં પાળાં તેમજ ઝાડા-પેશાબની સફાઈ ઘરનાં બૈરાં જ સંભાળી લેતાં. વઢવાણુ કૅમ્પમાં પિતાજીને નોકરી થઈ તે એક રીતે બધાને ગમ્યું, કારણ કે હેડ સોર્ટર તરીકે પિતાશ્રીને દર ત્રીજે દિવસે ભાવનગર જવાનું થતું તેથી માતાપિતાને અને ભાઈને મળવાની તક મળતી અને સૌને પરસ્પરના ખબરઅંતર મળતા રહેતા.

પિતાશ્રીની આ નોકરી હાડમારીની હતી, પણ પ્રોમોશન જતું ન કરવું એ હેતુથી તેમણે તેનો સ્વીકાર કર્યો હતો. ઉપલા ગ્રેઈડની જગ્યા તો ક્વચિત્ જ ખાલી પડતી અને પ્રોમોશનો દુર્લભ હતાં; છતાં ય કોઈ સારી જગ્યા ખાલી થાય તો લાગવગવાળા માણુસો ફાવી જતા. ઉપરના અમલદારોમાં મોટે ભાગે પારસીઓ હતા, એટલે પારસીઓ ઠીક ફાવતા. તે પણુ પાછા મામા-માસીનું કરે એવા જ હોય. કાગજીવાલા કે કામદીન જેવા તો કોઈક જ.

## ૪ વઢવાણુ કૅમ્પમાં

રેલવે મેઇલની હેડ ઑફિસ વઢવાણુ કૅમ્પ (હાલના સુરેન્દ્રનગર)માં હતી. તે વખતે મોરબી રેલવે દૂધરેજના માર્ગ ઉપરના બાગ આગળથી વાંક લઈ, ટાવર આગળ થઈ, ભોગાવાનો પુલ વટાવી નીકળતી હતી, તેથી તેના રસ્તાની બંને બાજુ કચેરીઓ અને ઑફિસોમાં કામ કરનારા વકીલો તથા અધિકારીઓનાં ભાડાનાં ઘરોની લાઈન બની હતી. આથી સવાર-સાંજ ટ્રેઈન નીકળે એટલે દરેક ઘરમાંથી છોકરાંઓ રસ્તા પર ઊભાંઊભાં તેને જોવાની મજા લેતાં. કૅમ્પ એટલે સરકારી થાણું; અને ત્યાં કોઈ અંગ્રેજ પ્રાંત સાહેબનું હેડ ક્વાર્ટર રહેતું, તેથી સફાઈ ને ચોકીદારી ઘણી હતી. છતાં પણુ એ જમાનામા યે ખાતરપાડુઓ હતા ખરા. રોજ ને રોજ ક્યાંક ને ક્યાંક ચોરી કે ખાતર પડ્યાની વાતો સાંભળવા મળતી.

વઢવાણુ કૅમ્પ પ્રાંત ઑફિસનું મથક હોવાથી ત્યાં સરકારી અમલદારોની વસ્તી મોટી હતી, અને વઢવાણુ, લીમડી, ધ્રાંગધ્રાના વેપારીઓ તથા મજૂરોએ પણુ તે ઉપર ગુજારો કરવા ત્યા વસવાટ કર્યો હતા. વળી વઢવાણુ રેલવેનું જંકશન બન્યું હોવાથી ત્યાં ભાવનગર, રાજકોટ તેમજ ધ્રાગધ્રા તરફથી આવતી ગાડીઓ ભેગી થતી. ઉપરાંત બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેની ગાડી વીરમગામથી પણુ આવતી. કાઠિયાવાડની બી. જી. જે. પી. (ભાવનગર-ગોંડલ-જૂનાગઢ પોરબંદર) રેલવે નામથી ઓળખાતી ગાડીની માલિકી સંયુક્તપણે કાઠિયાવાડના એ રાજ્યોની હતી. તેની વર્કશૉપ તથા વહીવટી ઑફિસો ભાવનગર પાસે વસેલા ભાવનગર પરાના વિસ્તારમાં હતી અને તેના દરેક ખાતા ઉપર એક અંગ્રેજ અધિકારી હતો. રેલવે બાંધવાની સરકારે આપેલી અનુમતિ સાથે તે એક મોટી શરત હતી. વળી, રેલવેનું પોલીસ ખાતું રાજકોટ એજન્સીના તાબામાં હતું. આથી રેલવેની ચાલુ વ્યવસ્થામાં રાજ્યના અધિકારીઓ જરા

પણ દાખલ કરી શકતા નહિ. દરેક રાજાને તેના પોતાના ઉપયોગ માટે પૂરી સગવડોવાળું એક સલૂન રહેતું, તે તેમના પાટનગરના મુખ્ય સ્ટેશને એક છાપરા નીચે સચવાતું. તેની ઉપર તે રાજ્યનું ચિહ્ન હોય જ. અમે સ્ટેશન ઉપરની રેલવે મેઇલની ઑફિસમાં જઈએ ત્યારે કોઈ કોઈ રાજાનું સલૂન ટ્રેઈનમાં લાગેલું કુતૂહલથી જોઈ રહેતા.

મારા પિતાશ્રી રેલવે મેઇલના હેડ સોર્ટર હતા. એમનું કામ દરેક સ્ટેશન માટેની ટપાલ થેલી તૈયાર રાખવાનું અને સ્ટેશને ટપાલી જે થેલો લેતો આવે તેમાંની ટપાલ ગામગામનાં ખાનાંમા જુદી પાડવાનું હતું. સાથે એક મદદનીશ અને થેલા બાંધનાર પટાવાળો હોય. ટ્રેઈનમાં ટપાલનો એ ડબ્બો એક અજબ ઘર જેવો લાગતો. રેલવે પર દોડતી એક ઑફિસ જેવો જ એ જણાતો. રેલવે મેઇલના એ ડબ્બામાં પેસવાનો અમને અધિકાર છે તે વિચારી અમે મલકતા.



રેલવે મેઇલ સર્વિસના ડબ્બામાં

અંતે વઢવાણ કૅમ્પમાં અમને લખતરના ઉતારા સામે અરજણ જીવાભાઈ નામના એક રજપૂત ગાડીવાળાના ડેલામા રસ્તા પર પડતું ઘર મળ્યું. ડેલામાંથી તે ગાડીઘોડો અંદરના ચોકડામા રાખેલા એક ઢાળિયામાં રાખતા. સામે એક ઓરડાવાળી પડાળી હતી. તેમા વાણિયા તેમજ અન્ય વર્ણના એકબે ભાડૂત રહેતા. અમારા ઘરનું પ્રવેશદ્વાર રસ્તા ઉપર હતું, પણ પાછળનું બારણું અને રસોડું ચોકડામા પડતું એટલે આગળને બારણે સાંકળ વાસી મોટે ભાગે અમે છોકરાંઓ ચોકડામાં રમતાં. અરજણભાઈ અને તેમનાં રજપૂતાણી વહુ અને બે છોકરાં બહુ પ્રસન્ન સ્વભાવના હતાં. તેમનું ઘર ઘણું સ્વચ્છ અને સાફસૂફ લાગતું, પણ તેઓ બધાં લૂગડાં પહેરી જમવા બેસતાં તે અમારી બ્રાહ્મણી રીતે બહુ અજુગતું લાગતું.

કાકા પહેલા તો ચદન ઘસીને એક વાટકીમા ભેગુ કરતા માવણુ રોજ ફૂલનો પડો નાખી જતી તે કાકાની બાજુમા ખુલો પડ્યો હોય બધા દેવોને તાજા પાણીથી નવડાની ધોઈ, ખભા પરના રૂમાલથી લૂછી ફરી ગોઠવીને તે પર વચલી બે આગળીથી ચદન કરતા અને ફૂલ ચડાવતા ફૂલોમા મોગ ભાગે કરેણના ફૂલ હોય કોઈ વાર જ ગુલાબ, મોગરા કે જૂઈના ફૂલો હોય ફૂલો ચડાવ્યા પછી ઘીનો દીવો કરે ડાબલામાથી અગરબત્તીનો એક ટુકડો સળગાવે અને છેવટે ઘટડી વગાડી આરતીનો મત્ર બોલે દેવસ્નાનનુ પાણી તરભાણામા ભેગુ કરતા તે પછીથી બારી આગળ નેવા પાસે લટકતા તુલસીકૂડામા રેડી દેતા

મારા પિતાશ્રી નથુરામ શર્માજીના વેદાન્તમાર્ગના અનુયાયી થયા હતા, એટલે તેઓ રોજ સધ્યા ઉપાસના ને આસન પ્રાણાયામ કરતા તેમા હું સમજતો નહિ, પણ માનતો કે તેઓ કઈક પવિત્ર કાર્ય કરે છે પરન્તુ કાકાની મૂર્તિપૂજાના ઠાઠમાથી મને દેવી દેવતાઓ વિષે જાણવાની ઇચ્છા થઈ, તેમજ પૂજાવિધિ મારફત દેવોને કઈક કહી શકાય કે તેઓ કઈક સાભળતા હશે એવા વિચારો પણ આવતા દીપ, પુષ્પ ને સુગધનુ એ વાતાવરણ ડેલાની મલિન છાપ થોડી વાર વિસરાવતુ

ભાવનગરમા મારે કઈ ભણવાનુ નહોતુ, એટલે ઘરમા જ ઘૂમ્યા કરતો મને ડેલાના છોકરાઓમા જતા ડર લાગતો તેઓ ગમે તેવુ બોલતા અને લોકોના દેખતા ઘણા જણ જાજરૂ કરવા બેસી જતા એમની સાથે જોડાવાનુ મન થતું નહિ

ઘરમા પણ ચારે તરફ સકડાશ દેખાતી નીચેના ઓરડામા તો અધારુ જ હોય તેની ઉપરના માળ પરના ઓરડામા એક હીંડોળો હતો, ત્યા મને ગમતું ઉપરના ખડને પાછલી બાજુ બે બારિયા હતા પણ આ ખડ નીચો હતો, કારણ કે તેની ઉપર વાસની છત કરી ત્રીજા માળનો મેડો બનાવેલો હતો તેના ઉપર કોઈ ચાલતુ હોય ત્યારે તે કચડમ્ચડ બોલે એ મેડામા ઘરનો બધો ખેરીચો—જૂના ખાટલા, પટારા, પાટલા વગેરે વેરવિખેર પડ્યા રહેતા તેમા અજવાળુ લાવવા અને નળિયા ચાળનારને છાપરે જવા એક વાબારુ હતુ વરસાદમા તે બધ હોય ત્યારે તો દીવો લઈને ઉપર જવુ પડતુ એ મેડા ઉપર એકલા જતા છોકરાઓને તો બીક લાગતી આ મેડા તેમજ પડખેના ઘરોના મેડાઓની વચ્ચે વાસની જ ફુડાતાલ (પાર્ટિશન) હતી, એટલે કેટલાક ઉંદરા ત્યાથી રાતને વખતે પ્રવેશને સદેશ આપતા

કાકાને ભાવનગર રેલવેના હિસાબી ખાતામા નોકરી હતી એટલે રોજ નવ વાગ્યે વહેલા જમી, બીજા ઑફિસવાળાઓ સાથે ચાલતા બે માઈલની મજલ કરી ટેશનની ઑફિસે જતા થોડા વર્ષો પછી ચારચાર જણાએ મળી ઘોડાગાડીવાળા બાધ્યા હતા તે દરેકને ઘેર ફેરો લઈ બોલાવી જતા અને સાજે તે જ પ્રમાણે મૂકી જતા ઘણા વર્ષો પછી રેલવે વર્કશૉપ અને ઑફિસો માટે ખાસ ટ્રેઈન જતી આવતી થઈ હતી

પિતાશ્રી પોતે ભણી શકયા નહોતા, એટલે પોતે નોકરી કરતા ભાવનગરનો ખર્ચ નિભાવીને પણ કાકાને મૅટ્રિક સુધી પહોચાડ્યા હતા આથી તેમને

એકદમ રૂ. ૫૦ની નોકરી ઘરઆંગણે મળી અને વધુ અભ્યાસ કરવાનું માંડી વાળ્યું. એ વખતે બી. એ. સુધી પહોંચ્યા હોત તો તેમની સાથેના કેટલાક દીવાનપદ સુધી પહોંચ્યા તેમ એ પણ કોઈ ઊંચો હોદ્દો મેળવી શકત. પણ દાદા તથા દાદીમાને, એક છોકરો ઘર આગળ રહે અને પોતાની માવજત કરે એવી બહુ ઇચ્છા હતી, એટલે કાકા કદી બહારગામના અનુભવો કે દૃષ્ટિની વિશાળતા મેળવી શક્યા નહિ.

તે બેઠી કાઠીના હતા, પણ વાને દાદાના જેવા શામળા ને તેમના જેવા ગરમ સ્વભાવના પણ હતા. એ જમાના પ્રમાણે સગાં-વહાલાંઓએ આ ખાનદાન નબીરાને નાનપણથી જ કાકીનું વાગ્દાન કરી દીધેલું, એટલે કાકી બિચારાં ગામડામાંથી અભણ અને અણઘડ બાળવયે કુલવધૂ બની આવેલાં. મહા ચકોર અને ચતુર દાદીમાના શાસનમાં એમનો એકડો ઊડી ગએલો. ઘરની બધી વેઠ-પાણી, એંઠવાડ, કૂંડી, ઘાટ પર ધોવાનું અને મહેમાનોની બરદાસ બધું કરવા છતાં તેમને સાસુ તરફથી જશ મળતો નહિ, એટલે વધુ ઠીંગરાતાં ગયાં. મારાં બા ભાવનગર આવે ત્યારે જ તેમને હૂંફ અને આશ્વાસન મળતાં. થોડો વખત જ સાથે રહેવાના કારણે કે મારાં બાના મીઠા સ્વભાવના કારણે, ગમે તેમ, પણ એ દેરાણી-જેઠાણીનો સંપ બીજાઓ વખાણતા.

પિયરમાં પણ કાકીને કોઈ નહોતું કે કોઈ મહિનો-બે મહિના પણ સાસરેથી છોડાવે. બીજી તરફ કાકા સારા ભણેલા ગણાય અને તેમને આવી જીવનસાથી મળી તેથી ઘણો ઉકળાટ કરતા, અને કોઈ વાર તો, એ જમાના પ્રમાણે, પ્રહારો કે મેણાંથી નવાજતા પણ ખરા.

છતાં કાકા અને કાકી મારાં બા પ્રતિ બહુ આદરમાન રાખતાં. કાકી વતી બા ભેર લઈ કાકાને ઠપકો આપે તે એ સાંભળી રહેતા. તેમાં આટલાં વર્ષોથી ઘરનો ભાર ખેંચનાર પિતાશ્રીનો પ્રભાવ પણ હશે. કાકા પિતાશ્રીનું સર્વ પ્રકારે માન રાખતા અને તેમનો સંપ રામ-લક્ષ્મણ જેવો ગણાતો.

દાદીમાની પ્રકૃતિ તેજસ્વી હતી. સ્વામીનારાયણ સંપ્રદાયની દીક્ષા લીધેલી એટલે ઘરમાં નાહવા-ધોવાનું અને સ્વચ્છતાનું ધોરણ જાળવવા તેમની જાગૃતિ પૂરી રહેતી. જે બૈરું રસોડામાં હોય તેનાથી કોઈને અડાતું નહિ. મોટાં મા પૂજાની પોટલી ખોલી ભગવાનની છબિઓ સામે મૂકીને આરાધના-ગીતો ('જમો



દાદીમા પૂજાની પોટલી ખોલી ભગવાનની છબિઓ સામે મૂકીને આરાધના ગીતો ગાતાં.

અમારા ઘરને અડીને ગલીમાં બીજા એક મુસલમાન ગાડીવાળા હતા. તેમનો દીકરો અબ્દુલ મારો ગોઠિયો બન્યો હતો. તે મને બહુ ગમતો. મુસલમાનના એ ઘરમાં પહેલાં તો હું ડરતો ડરતો જતો; પણ પછી તેના દાઢીવાળા પિતા મને હસીને પ્રેમથી બોલાવતા, ત્યારથી મુસલમાન નામથી ઘણા હિંદુ ભડકતા તેમ હું ભડકતો નહિ.

એ અબ્દુલને સુન્નત કરાવી ત્યારે તે મીઠાઈ આપી ગયો હતો. સુન્નતની વાત કહેતાં તે શરમાતો હતો. તેમાં બાળકની પેશાબની ઇંદ્રિય પર કાપ મૂકી ચામડી છૂટી કરવામાં આવે છે. એ એક મુસ્લિમ ધાર્મિક ક્રિયા છે એની મને તે વખતે સમજ પડી. જનોઈથી બ્રાહ્મણ ગણાય, તેમ સુન્નતથી મુસલમાન થયો ગણાય. અબ્દુલના પિતા કે અબ્દુલને મેં કદી અપશબ્દો બોલતાં સાંભળેલા નહિ. બીજો કોઈ એવું બોલે ત્યારે હું કાનમાં આંગળી ઘાલી દેતો. તેથી મને ઘણા ચીડવતા પણ ખરા. હું આજ સુધી અપશબ્દ ઉચ્ચારી શક્યો નથી.

એ વખતે દેશમા છપ્પનિયો (વિક્રમ સંવત ૧૯૫૬ની સાલનો) દુકાળ પડ્યો. અનાજ તો પરદેશથી આવતું હશે, પણ ઢોર માટે ઘાસ અને પાણીની ગજબ તાણ પડી એ છપ્પનિયાનો કેર હિંદુસ્તાન આખામાં ઐતિહાસિક બની ગયો છે. બેશુમાર ઢોર એમા મરી ગયાં. ગામડાંનાં લોકોને અત્યંત કષ્ટ પડ્યુ. કેટલાકે તો પોતાનાં છોકરાને પણ ત્યજી દીધાં કે કોઈને આપી દીધાં.

આવા વખતમા વખાની મારી એક વણઝારાની જમની નામે છોકરી મારા બાએ ઘરકામ માટે રાખી લીધી હતી. તેને ગામડાની રીતે રાજાનાં



જમની

કુંવર-કુંવરીની, 'રાખસ'ની અને દેવદેવીઓની વાતો આવડતી. તે એવો તો રસ લાવતી, કે અમને તો જમની કોઈ ભૂલી પડેલી પરી જેવી લાગતી. આમ બાળપણમા કલ્પનાનું જગત સરજનારી એ જમની કદી ભુલાવાની નથી.

વઢવાણ પહોંચ્યા પછી અમારા ઉતારાનો બંદોબસ્ત કરવાનો હતો. રેલવે મેઇલ ઑફિસના રેકર્ડ-ક્લાર્ક શ્રી દયારામ પુરુષોત્તમ ત્રવાડી મારા પિતાશ્રીના સ્નેહી અને મિત્ર હતા. વળી તેમણે અમારા કુટુંબ જોડે પારિવારિક સંબંધ સ્થાપ્યો હતો, એટલે તેમના ઘર સાથે અમારા બન્ને ઘરો નિકટનો નાતો બંધાયો હતો.

ઉપરાંત બંનેનો મનમેળ પણ સારો હતો. પિતાશ્રી હેડ ક્વાર્ટર્સમાં હોય ત્યારે બન્ને મળીને કામ દીપાવતા અને તેથી ઉપરીઓ પ્રસન્ન રહેતા.

ઑફિસનાં રેકર્ડોની ફાઈલો તેમજ અભરાઈઓ ઉપર સરસ અક્ષરનાં લેબલો કરવા પિતાશ્રીએ ચોરસ ખાનાં આંકી અંગ્રેજી પહેલી એ.બી.સી.ડી.નાં બીબાં જેવા માપસર અક્ષરો લખવાની રીત હાથ કરેલી. તેમને આંકેલાં ખાનાં કરતા જોઈ મોટા ભાઈએ એ રીતે ઘરમાં WEL COME અક્ષરોનું પાટિયું કરેલું. તેમની પાસેથી હું પણ તે રીત શીખી ગયો હતો ને પછી પહેલી એ.બી.સી.ડી.માં નામો પણ લખતો. મોટા ભાઈનું નામ રતિલાલ હતું તેથી અમારા બંને ભાઈઓના નામના પહેલા અક્ષર સરખા R.M.R. થતા. તે વખતે વીરમગામ સુધી આવતી રજપૂતાના-માળવા રેલવે વઢવાણ સુધી લંબાઈ ત્યારે તેના ડબ્બા પર R.M.R. જોઈ ઘણા અમારા નામની યાદ આપતા.

દયારામભાઈના મોટા પુત્ર ગોવિંદજીભાઈ અને મારા મોટા ભાઈ સમાન કક્ષાના હતા એટલે તે બંનેને મેળ થયો અને મારા મોટા ભાઈ રતિલાલ અંગ્રેજી શાળામાં જવા લાગ્યા.

હું હવે ચોથી ચોપડીમાં આવ્યો હતો અને ગોવિંદજીભાઈનો નાનો ભાઈ કેશુ મારી વયનો તેમજ એ જ ધોરણમાં હતો. તે પોતાના ઘરની સામે આવેલી મિશન સ્કૂલમાં ભણતો, એટલે સોબત ખાતર મને પણ તે શાળામાં દાખલ કરી દીધો. મારી બહેન નજીકની કોઈ કન્યાશાળામાં જવા લાગી. નાનો ભાઈ હજી ઘરમાં ડગલાં દેતો હતો.

મિશન સ્કૂલ માત્ર ચાર ધોરણની શાળા હતી. તે શાળા મિશનરી પાદરીઓએ દુકાળમાં ઉછેરેલાં અનાથ બાળકો અને તેમના સંઘમાં ધર્માંતર કરેલા ખ્રિસ્તીઓ માટે કરી હતી. એમનાં છોકરાં નજીકના મકાનમાંથી એકસરખાં પહેરણ તથા લેંઘા પહેરી આવતાં તેથી જુદાં તરી આવતાં. અમે અન્ય છોકરાઓ અમારા પોશાક અને ટેવોથી જરા ઊજળા દેખાતા. રવિવાર આવે ત્યારે બધાં છોકરાંને સવારમાં શાળામાં ફરજિયાત હાજરી આપવી પડતી. તે વખતે ગોરા પાદરી અને તેની મડમ હારમોનિયમ પર પ્રાર્થના ગવડાવતાં તેની એક લીટી મને હજી યાદ છે: 'ઈસુ ઈસુ તાનમાં...માણસોના ગાનમાં...' પછી ભાંગીતૂટી કાલી ગુજરાતીમાં ઈસુની કોઈ વાત કરી તેના ગુણ સમજાવતાં. બહારના લોકો તેમના પંથની ટીકાઓ કરતા, પણ અમે તેનો ભેદ સમજતા નહિ. અમને પાદરીઓની વાત સૂકી ને ફિક્કી લાગતી, કારણ કે ઘર આગળ અમને હિંદુ તહેવારો, વ્રતો, ઉત્સવો અને સાધુસંતોની વાતો તથા વાતાવરણથી અનેરો આનંદ પ્રાપ્ત થતો.

વઢવાણ કૅમ્પમાં અમે ઑફિસના નોકરિયાતો અને પટાવાળાઓના જ સંપર્કવાળું અલગ વાસનું જીવન છોડી પડોશીઓ અને વહેવારુ સંબંધી જનોના પરિચયમાં આવ્યા. વઢવાણ કૅમ્પ કપાસનું પણ મથક છે; એટલે કપાસની મોસમમાં અમારા ચોકાની સ્ત્રીઓ ઢગલાબંધ કાલાં ફોલવાનું કામ લઈ આવતી. ઊજળી દૂધ જેવી રાત જામી હોય અને ચોકામાં એ બધાં કાલાં ફોલવા બેસી જાય ત્યારે અમે પણ ઢગલો લઈ બેસીએ. ને તે વખતે એક વૃદ્ધ વણિક દાદા હોંશે

લઈને એક બાજુ ખાટલા પર બેસીને લાંબી વાર્તા કરવા માંડે ત્યારે ઊંઘ તો શાની જ આવે? ચમત્કાર અને સૌંદર્યના કોઈ વિશાળ પ્રદેશમાં મન ઊડવા લાગે. એવા વાર્તા કહેનારા આજના યુગમાં જોવામાં આવતા નથી. એમની વાર્તા કોઈ વાર બેચ્યાર દિવસ પહોંચે એટલી લાંબી ચાલતી અને ચોકડાનાં માણસોમાં મમતા અને ઉમંગની છોળ લાવતી.

એ જમાનામાં બાળકો વાંચે એવી વાર્તાની ચોપડીઓ હતી જ નહિ, તેથી વાર્તા કહેનારાં મોટેરાં બાળકોનાં પ્રિય પાત્રો બની જતાં. અમે હજી મોટી કથાઓ સમજવાલાયક થયા નહોતા. સત્યનારાયણની કથા માત્ર પ્રસાદ ખાતર સાંભળવા બેસતા. તેમાં માણસો પર આવતાં સુખદુઃખ ભોગવનારાં પુખ્ત વયનાં જ પાત્રો હોય, એટલે તેમના માટે અમને આકર્ષણ નહોતું. પરતુ અમારી સામે એક બીજું આકર્ષણ આવ્યું હતું. તે 'વાંકાનેર હિતવર્ધક નાટક કંપની.' ત્ર્યંબક મોટા એ કંપનીના મૅનેજર હતા અને ત્ર્યંબક નાના નાટકોની તાલીમ સંભાળતા. એ વખતે થીએટરો હતાં જ નહિ. કંપનીઓ જે ગામે જાય ત્યાં માંડવા બાંધી થીએટર બનાવી લેતી.

## ૫ નાટકો

મને નાટકો જોયાનું યાદ ખરું, પણ તે જોવાની ખરી લગની તો મારા મોટા ભાઈ રતિભાઈને હતી. એ મોટી વયના અને વધુ સમજદાર મિત્રોમાં ભળતા રહેતા. વળી તેઓ એકેએક નાટકનાં ગાયનોને મોંપાઠે કરતા અને રજાઓમાં કોઈ ઘરમાં નાટક જેવો ખેલ કરતા. એ મંડળીમાં મેં છેલભાઈ દવેને જોએલા. તે ક્રિકેટની ટોળીમાં પણ હતા. તેમના મોટા ભાઈ દેવશંકરભાઈ વઢવાણ કૅમ્પમાં વકીલાત કરતા. તેમનાં બા અને મારાં બાની વચ્ચે બહુ સખ્ય હતું. એકબીજાંને પ્રેમથી મળતાં. છેલભાઈ તેમના સૌથી નાના પુત્ર એટલે લાડકવાયા ગણાતા. નાનપણમા તેમનાં તોફાનોની રાડ બોલતી, પણ તે મા આગળ અધીન થઈ રહેતા. ક્રિકેટના મેદાનમાં જે ઝાલાવાડી તરુણોએ નામ કાઢ્યું તેમાં આ છેલભાઈ પણ હતા. ભવિષ્યમાં તો તે જામનગર, ભાવનગર, વડોદરા વગેરેના બહાદુર વડા પોલીસ-અધિકારી તરીકે પંકાયા.

મારા મોટા ભાઈને રમતગમતમાં બહુ રસ નહોતો, એટલું જ નહિ પણ તેનાથી કાયર હતા. પણ નાટકની વાતમાં છેલભાઈ સાથે તેમને મેળ થઈ ગએલો, અને એક વાર છેલભાઈના ઘરમાં ધોતિયાંના પડદા કરી નાટક જેવું કરેલું, તે જોવા મને અને બહેનને લઈ ગએલા તે યાદ છે. છેલભાઈએ ચીંથરાના લીરા કરી દાઢી બનાવેલી અને જોગીરાજની જેમ આસન લગાવી કોઈ રાજાને 'બચ્ચા, યે લે જા; તેરી રાણી કો પ્રસાદ દેના, પુત્ર હોગા' એવો આશીર્વાદ આપેલો તે યાદ છે.

એ જમાનાની બધી વાતોમા તેમ જ નાટકોમાં રાજા રાણી, કુંવર-કુંવરી, પ્રધાન, નગરશેઠ વગેરે જ મુખ્ય પાત્રો હોય. કુમળી વયના છોકરાઓ રાણી, દાસી તેમજ કુંવરી થતા. નાટકોમા સ્ત્રીપાત્રોમાં પુરુષો જ મૂછો સફા કરીને વેશ કરતા. મારા મોટા ભાઈ ઘરમાં હઠ કરીને પણ નાટકની ટિકિટના પૈસા



'બચ્ચા, યે લે જા; તેરી રાણીકો દેના, પુત્ર હોગા'

લેતા. એમની સાથે મેં બે-ચાર નાટકો જોએલાં, તેમા 'માધવો નળ', 'ગુમાનસિંહ ગાંડો' વગેરેના કોઈ કોઈ પ્રવેશો હું સમજ્યો હતો. પછી એની સળગ વાર્તા હું તેની ઓપેરા (ચોપડી)માથી વાંચી લેતો. પાત્રો વાત કરતાં હોય તે મને સમજાતું, પણ વચ્ચે ગાવા માડે ત્યારે થાય કે ક્યારે આ પૂરું કરીને પાછી વાત આગળ ચલાવે. મારા મોટા ભાઈનો ને મારો એક વાતમાં મેળ હતો. નાટકનાં દેખાવોની વાત તે કરતા તેમા મને રસ પડતો અને તેમણે ઘર આગળ પૂઠાનું એક નાનું ખોખું કરી, તેમાં પડદા ગોળ ગોળ વીંટાઈને કેવી રીતે ઉપર



ચડે છે તે રૂમાલ જેવડો પડદો નાખી, નીચે સળિયાની દાડી કરીને દોરા વતી પડદો વીંટાતો ચડે-ઊતરે એવુ કરી બનાવેલું. તેમાં તેઓ કોતરેલાં સીનસીનેરી પણ મૂકતા અને ચોપાનિયામાથી કાપેલી માનવઆકૃતિઓ પૂઠા પર ચોડી કોતરીને તેને એક સળીને છેડે ઊભી કરી સ્ટેઈજમાં મોકલતા. આમાં કોતરકામ અને ચિત્રકામ ખૂબ કરવું પડતું, પણ તેમાં ખૂબ આવડત વધી. (ઉપરનું ચિત્ર)

## ૬ દાદાનું અવસાન

આ દરમિયાન દાદાની તબિયત લથડતી ચાલી હોવાના સમાચાર પિતાશ્રી લાવ્યા ને પછી દરેક ફેરે વધુ ચિંતા બતાવતા રહ્યા. એવામાં એવું બન્યું કે એક વાર તેઓ ભાવનગર ગયા અને ત્યાંથી બીજે દિવસે સવારના મેઈલમાં પાછા વઢવાણ કૅમ્પ વળી આવવાના હતા, પણ તે રાતમાં જ દાદાના મંદવાડમાં વધારો થઈ ગયો. એક તરફ નીકળ્યા વિના છૂટકો નહોતો કારણ કે તેમનો ચાર્જ સંભાળનાર ત્યાં મળે તેમ નહોતું; બીજી તરફ પિતાની આખર સ્થિતિ હતી. પણ કેટલાક વૃદ્ધ સંબંધીઓએ હિંમત આપી કે આખર થતાં હજી એકાદ દિવસ ખેંચાશે, એટલે એવો નિર્ણય કર્યો કે વઢવાણ કૅમ્પ સુધીનો ફેરો પાર પાડી વળતી જ ગાડીમાં સાંજે ભાવનગર પહોંચવું.

પણ ધોળા પહોંચ્યા કે તારમાં ખબર મળ્યા કે તેમના ઘેરથી નીકળ્યા પછી તુરત જ પિતાએ દેહત્યાગ કર્યો હતો. તે જાણી તેમના મનમાં ખૂબ ગ્લાનિ થઈ આવી, પણ ઉપાય નહોતો. વઢવાણ જંકશન પહોંચી ચાર્જ સોંપી પાછા ફર્યા અને પછીથી મારાં બા અમને સૌને લઈ ને ભાવનગર પહોંચ્યાં.

દાદાના ઉત્તરકાર્ય માટે પિતાજીએ ચારે તરફનાં સગાંસંબંધીઓમાં નોતરાં લખ્યાં. ઘરમાં મોટા વગ માટે ઘઉં, ચોખા, કઠોળ વગેરે આવવા લાગ્યાં. સગાં-વહાલાં બપોરે આવી તે સાફ કરી નાખવા માંડ્યાં અને સૌ થોડુંથોડું દળવા પણ લઈ ગયાં. પડોશની ગરીબ બાઈઓ પણ દળણાં લઈ ગઈ. એ વખતે યંત્રની ઘંટીઓ નહોતી, એટલે સેંકડોના જમણનું સીધું હાથોહાથ તૈયાર થતું. સાંજ-સવાર બહારથી ઓ... ઓ... કરતાં, માથે ફાળિયાં ઢાંકી આવતાં સગાંવહાલાં


ઓ...ઓ... કરતાં આવતાં સગાંવહાલાં

દરબંધ આંગણામાં આવી બેસી જાય, તેમને છાનાં રાખવા પડમાંથી કોઈ મોટેરાં આવે અને બૈરાંઓ મોં ઢાંકી છાજિયાં લેતાં આવે.

દશમાને દિવસે સવારમા ઘરનો વશિયો (વિશરામ) હજામ (અમે છોકરા એને વશિયાકાકા કહેતા) વહેલો પોતાના એક સાથીને લઈને આવ્યો અને સૌ મૂછોવાળાને બોડવા માડયા સૌથી વૃદ્ધ હોય તે પહેલા બેસે નિરક્ષ મંગધવાળા વિધવા બૈરા પણ હજામને ઘરની અંદર બોલાવી માથાના સૂતકી વાળ ઉતરાવી નાખતા પિતા તથા કાકાને પહેલી જ વાર મૂછો વગરના જોયા ત્યારે અમને બાળકોને બહુ કુતૂહલ થયું હતું આજ સુધી અમે નાગરવાણીઓને જ મૂછો વગરના જોએલા આમ ઘરના પાચ ૭ કુટુંબીઓની નમૂછિયા પલટન થઈ ગઈ પછી દરેકને કારજની કામગીરી સોપાઈ ગઈ

ચોમાસુ હતું એટલે ગામ બહાર આશારામ બાવાની વાડીમા જમણની ગોઠ વણ કરી ત્યા બધુ સીધુસામાન, પતરાળા વગેરે લારીઓમા રવાના થતા એક ફૂવા કે મામાને કોઠારની કૂંચી સોપાઈ, અને ઘર આગળ દશા એકાદશા ને દ્વાદશાના શ્રાદ્ધનું કામ ચાલ્યુ કેટલાક સગાવહાલા આવી પહોચ્યા હતા તેથી રસોડાનુ કામ પણ વધારે હતું, પણ સૌ એકબીજાને હાથોહાથ મદદ કરતા એટલે મેળા જેવુ લાગતું

મેં એ વખતે ઘણા સગાઓને પહેલી જ વાર જોયા મોસાળમાથી મામાનુ ઘર અને પિતરાઈ મામાઓ માશીઓ તથા માના માતાના મોસાળિયા પણ આવી પહોચ્યા ગુજરાતમા સાણંદ ખાતે રાવળ કુટુંબની કન્યાઓ ત્રણ પેઢીથી અપાતી તે સર્વ આગલા ફઈબાઓના પરિવાર, અને છેવટે જીવના ફઈમાના વર તથા સાસુ પણ દેખાયા

એ જમાના પ્રમાણે પિતાશ્રી અને કાકાની સ્થિતિ ગામડાના સગાઓના હિસાબે ઘણી સારી ગણાતી અને સૌ સાથે સબંધો પણ ખૂબ સાચવેલા દાદીમાનુ પિયર દેવગાણાનુ એક શ્રેષ્ઠ કુટુંબ ગણાતું એટલા તેમના વળના સર્વ સંબંધીઓ મરનારની આબરૂને લઈને આવ્યા વિના રહે જ નહિ એ બધાના ઉતારા પણ ગામ બહાર આશારામ બાવાની વાડીમા જ રાખ્યા હતા આમ મોસાળના સગા, ગુજરાતમાથી ફઈમાઓની ત્રણ પેઢીઓ, સાસરા પક્ષના માણસો અને વેવિશાળ થયા પછીના વેવાઈઓ પણ હાજર થઈ ગયા હતા નિપક્ષી સગધાઓનુ જૂથ એટલુ આવી પડ્યુ કે રોજ રાત્રે બીજી વાર રસોઈ થતી સૌ મહેમ નોને ચાર દિવસ સાજે જમણ અને સવારમા ખીચડીનુ ભોજન રાખ્યું હતુ સવારમા ચાનો રિવાજ નહોતો પણ છોકરાઓને એક ખૂણે શિરામણ મળતુ

પિતાશ્રીએ દાદાની પાછળની શાસ્ત્રીય વિધિ જ્ઞાતિના વિદ્વાન મૂળજી શુક્લ (બાવળાના) પાસે સંપૂર્ણ શ્રદ્ધાથી કરી સાધારણ રીતે બારમું (દ્વાદશા શ્રાદ્ધ) થઈ ગયા પછી સૌ ઘેર જાય, પણ પિતાશ્રીએ તેરમાના દિવસે બરફી ચૂરમાની ન્યાત કરી સૌને એક દિવસ વધારે રોક્યા ત્યારે છપ્પનિયો દુકાળ ચાલતો હતો અને ઘી રૂપિયાનુ અર્ધો શેર થઈ ગયુ હતુ છતા આ વખતના જમણોમા સાગમા સારુ અનાજ અને વસ્તુઓ વાપરવા કુટુંબના વડીલોએ આગ્રહ રાખેલો ઘીની ખરીદી તો બે મોવડીઓને સાથે રાખી કરવી પડતી

વાડીના રસોડા પર મારા એક દૂરના ફૂવા (પિતાજીની મશિયાઈ બહેનના વર) ગઢડાના પુરષોત્તમ દવે હતા એમની કડક અને ખડી ચોકીમા કોઈ

જરા પણ ગરબડ કરી શકતું નહિ એમની સાથેના લીમડીના શિવલાલકાકાના લખુભાઈ એવા જ ખડતન, પણ સ્વભાવે તે ખૂબ આનંદી તેમની ઓળખાણ થતા હું તેમનો લાડકો બની ગયો હતો રોજ સવારમા લારી ભરી શાકના કોથળા આવતા દસથી બાર વાગતા સુધીમા સ્થાનિક નાતીલાઓના ઘેરઘેરથી એકાદ જણ શાક સમારવા આવતું અમને નાના છોકરાઓને કોઈ ચપ્પુ લેવા દેતા નહિ, પણ બાફેલા બટાટાની છાલ ઉતારવાનું સોંપતા પછી તો ધીરેધીરે અમે ચપ્પુથી રીંગણા ના પતીકા કરવા બેસી જતા ને તેમા મઝા પડતી શાક સમારનારા નાનીમોટી રોળ કરતા નાતીલાઓની ઘણી વાતો કરતા તે સાભળી ન્યાતનો ખ્યાલ હું મેળવી શક્યો તે જ પ્રમાણે લાડુ વાળવાના આવે ત્યા પણ અમને હાથ જમાવતા લહેર પડતી કોણ જલદી ઝાઝા લાડુ વાળી શકે છે તેનો હિસાબ કરતા

જમણવાર પતી ગયા બાદ ઘીના થરથી સફેદ બનેલા બરફી ચૂરમાના ચોસલા વધેલા તે ઘેર લાવ્યા હતા તેમાથી કેટલા યે દિવસ અન્ય જ્ઞાતિના સંબધીઓ સુધી પિરસણુ ચાલ્યા ઘર આગળ વ્યવહારના કુટુબો એક દિવસ વધુ જમ્યા બધુ સારી રીતે પતાવી, દાદીમાને માટે બધી ભનામણ સાથે ફઈબાને તેમની પાસે રાખી, પિતાશ્રી અમને લઈને પાછા વઢવાણ કૅમ્પ પહોચી ગયા

## ૭ ખૂની જોયો

અમારુ ઘર જેલના રસ્તા પર હતું તેથી ઘણી વાર જેલના કેદીઓને એ રસ્તેથી પોલીસો લઈ જતા તે જોવા મળતું કોર્ટ ચિરે તો ત્યારે અમને કશી ખબર નહોતી, પણ ખૂની, લૂટારા અને ચોર હોય તેને પોલીસ પકડી લાવે છે એ સમજાયું હતું વકીલો અને ગુનેગારોને શો સબધ છે તે પણ જાણતું નહોતું વકીલો રાજાઓનુ કંઈક કામકાજ કરતા હશે એટલું જાણ્યુ હતું

એક વાર સનસનાટીભર્યા સમાચાર આવ્યા કે આજ બપોરની મુબાઈની મોટી ગાડીમાથી એક ગરાશિયો ઊતર્યો કે તુરત તેની છાતી પર ઝવેર મુખી ચડી બેઠો અને બેચાર છરા ભોકી તેને પૂરો કર્યો! ઘણા કહેતા હતા કે બે ત્રણ દિવસથી તે ટ્રેઈન પર ફરતો દેખાયો હતો કોઈએ કહ્યુ, તેની દીકરીને ગરાશિયો ઉપાડી ગયો હતો પણ ભરવસની અને પોલીસોની નજર તળે ખરે બપોરે આવી હિંમત કરનાર કેવો કાતિલ આદમી હશે તેની સૌ વાતો કરતા હતા એક મજબૂત જમાદારે તેને બાથમા પકડી છરો ઝૂટવ્યો ત્યારે તેના આગળા વઢાઈ ગયા હતા તેને બાવડે બાધી સીધો સરકારી દવાખાને લઈ ગયા હતા અને હવે તેને લઈને પોલીસો જેલ તરફ ચાલ્યા આવે છે આ સાભળી અમે નાના છોકરા થડકતા અમારી જાળીવાળી ઓસરીને પગથિયે ઊભા રહ્યા થોડી વારે છોકરાઓ દોડતા આવ્યા કે એ આવે એ આવ્યો .

કારભારી જેવો લાગતો, માથે તાલવાળો, સારા કપડા પહેરેલો, ધોતિયાના કછોટાવાળો પડછંદ આદમી હાથના આગળા પર પાટા, બે બાવડે દોરડા બાધેલો, આખ ફાટી ગઈ હતી હાથીની જેમ વચ્ચે ચાલતો હતો આમ તો દુનિયામા



બે બાવડે
દોરડાં બાંધેલો
ખૂની જોયો

બનતા રોજિંદા બનાવો પૈકીનો જ તે એક હશે, પણ માણસ આમ માણસને મારે છે એ વાતની અસર મારા મન પર ત્યારે ભારે થઈ હતી.

દાદાના ઉત્તરકાર્ય પછી શય્યાદાનની સામગ્રી બાંધી ફૈબા ભાણાને લઈ પોતાનાં સાસુ તથા ફૂવા વિદ્યારામ જાની સાથે સાણંદ ગયાં હતાં. પણ થોડા જ વખતે સાસુના ખાવા બાબતના કચકચાટથી ત્રણ દિવસની લાંઘણ વેઠી ફૈબા અને એમનો એક વરસનો ભાણો એક દિવસે એકાએક વઢવાણ કૅમ્પ આવી પહોંચ્યાં. તેમને મારાં કાકી કરતાં મારાં બા પાસે વધુ આશ્વાસન મળતું.

## ૮ ભાવનગરમાં પ્લેગ

**આ** જ અરસામાં થોડા વખત પછી ભાવનગરમાં મરકી (પ્લેગ) ફાટી નીકળી. તેમાં દાદીમાને પણ ગાંઠ નીકળ્યાના સમાચાર મળતાં ફૈબા ભાણા સાથે ત્યાં પહોંચી ગયાં. દાદાની વરસી (વાર્ષિક શ્રાદ્ધ) હજી થઈ નહોતી એટલે દાદીમાએ વરસનો ખૂણો પાળવા ખાતર ભાવનગર ન છોડયું, એટલું જ નહિ પણ ફૈબા ત્યાં ગયાં તેમને પણ મરકીનો ચેપ લાગ્યો! આ ખબર મળતા અમને ત્રણે છોકરાં-ઓને એક માણસ સાથે મૂળી ગામે વિદાય કરી બા અને બાપુ ભાવનગર ગયાં.

એ વખતે મૂળીમાં મારા પિતાશ્રીના મશિયાઈ ભાઈ શિયાણીના કાતજી-ભાઈ આચાર્ય દરબારના કારભારી હતા. તેમને ખબર મળ્યા કે છોકરાં ઘેર એકલાં છે, એટલે તેમણે ખાસ માણસ મોકલી અમને મૂળી તેડાવી લીધાં હતાં. ત્યાં અમે તદ્દન અજાણ્યાં માણસોમાં જુદી જ રીતભાતથી ઘણાં સોરાયાં હતાં, કેમ કે બાળકોની ઝીણીઝીણી લાગણીઓ પર એ જમાનાના લોકો વિચાર કરતા થયા નહોતા. છોકરું ન સમજે કે રિસાય ત્યારે ડારો કે ધાક બતાવીને કે તર-છોડીને કામ લેવાતું.

થોડા દિવસમાં પત્ર આવ્યો કે પ્લેગમાં ફઈબા બાળકને મૂકીને ગુજરી ગયાં અને દાદીમાની ગાંઠ ફૂટી તે સારવારથી બચી ગયાં! તેમને અને ફઈબાના બાળપુત્રને લઈ બા તથા પિતાશ્રી વઢવાણ કૅમ્પ આવ્યાં. ઘરમાં દાદીમાનો ખાટલો વધ્યો અને નાના ભાઈ જેવડો જ ફઈબાનો દીકરો સાચવવાનું બાને માથે પડ્યું. તેમણે ધીરજથી સાસુની માવજત કરી અને બાળકને નાના ભાઈની બરોબર સાચવ્યો. પ્લેગનું જોખમ ખેડીને પિતાશ્રી અને કાકા તથા બા અને કાકીએ ભાવનગરમાં દાદીમા અને ફઈબાની જે સેવા કરેલી તે દૃષ્ટાંત રૂપ હતી. તે પછી ઘરને તાળું મારી કાકાકાકી બાજુના સેનેટોરિયમમાં રહેવા ગયાં હતાં. ફઈબાના ઉત્તરકાર્યના વરા એ વખતે થાય એવો સંભવ નહોતો, પણ પાછળથી સારા વખતમાં તે કરવા જ પડ્યા હતા.

મિશન સ્કૂલમાં મેં ચોથું ધોરણ પૂરું કર્યું. પરીક્ષા કેમ લેવાઈ તે સમજાયું જ નહોતું, પણ મને સરકારી શાળાના પાંચમા ધોરણમાં મોકલી આપ્યો ત્યાં શિક્ષક તરીકે દૂધરેજના ભૂદરભાઈ કરીને માસ્તર હતા. તે જાતે વાળંદ અને દૂધરેજના રહીશ એટલે રોજ ચાલીને આવતા. મજબૂત કાઠીના ઊંચા કડક જુવાન; સ્વચ્છ સફેદ કેડિયું, ધોતિયું અને જાડા ભારે જોડા પહેરે; અને માથે લાલઘૂમ ખેરનો આંટાદાર ફેંટો બાંધે, તેનો રંગ ઘણી વાર પરસેવાથી કપાળ પર ઊતરે વિદ્યાર્થીઓ તેમનાથી થથરતા. ગણિતનું કામ તેમનું પાકું, પણ હું ગણિતમાં નમળો. ક્લાસમાં વડા વિદ્યાર્થી તરીકે દેવશી તલસાણિયા કરીને એક જૈન નિશાળિયો હતો. તે અમારા ઘરની પાછળની ગલીમાં રહે મેં તેની દોસ્તી



દેવશીભાઈ
તલસાણિયાને ઘેર

બાંધી અને તેને ઘેર જવા માંડ્યું તેનું ઘર એકઢાળિયાનું નીચા છાપરાવાળું હતું. આગળ એક લીમડો હતો, તેની પડખે બેચાર કોથળા પાથરે અને ત્યાં બેસી અમે લેસન કરીએ. તલસાણિયા કુટુંબ ચુસ્ત જૈનધર્મી એટલે રોજ એમને ત્યાં સાધુઓ આવતા. તેમાં તેમના ભાઈ સાધુ બની ગએલા તે પણ આવતા.

ગરીબ છતાં તેમને તે ભાવથી આદર આપતા. તેનામાં સત્ય માટે અને વ્યવસ્થા માટે મેં આગ્રહ જોયો હતો. તે સરસ રીતે ચોપડીઓને પૂઠાં ચડાવતા. એ વખતે ગુંદર અને કાતરનો જે સરસ ઉપયોગ તે કરતા એ મેં ધ્યાનમાં રાખેલું.

આ દેવશીભાઈમાં પણ નાનપણથી ચિત્રકળા માટે આદર હશે, પણ તે બાબતમાં અમે શાળામાં કદી એકબીજાને જાણીતા થયા નહોતા. વર્ષો પછી હું જ્યારે મુંબાઈની કલાશાળામાં ભણવા ગયો ત્યારે દેવશીભાઈ મારાથી આગગના વર્ષમાં ચિત્રકામ શીખી રહ્યા હતા. પરંતુ તેમનામાં ઊંડી ધાર્મિક ભાવનાઓ રહેલી અને ઘણી મુસીબતો વેઠી આગળ વધેલા, એટલે સમાજની રીતો તેમને ફાવી નહિ અને ચિત્રકળામાં જોઈતો પુરુષાર્થ બતાવી શકયા નહિ. હાલ પણ તેઓ હયાત છે અને સ્વસ્થ સંતોષી જીવનની પોતાની ભાવનાનુસારનું જીવન સુરેન્દ્રનગર(વઢવાણ કૅમ્પમાં જ)માં ગાળી રહ્યા છે. મારો અને તેમનો આટલો જૂનો સંબંધ અમારી બંનેની મધુર સ્મૃતિ બન્યો છે.

## ૯ જૂનાગઢનો એક કિસ્સો

ઈ. ૧૯૦૧ના જાન્યુઆરીમાં પિતાશ્રીને જૂનાગઢના ઍક્ટિંગ સબ પોસ્ટ માસ્તર તરીકે નિમણૂક મળી. આથી આખા કુટુંબને ત્યાં ન ફેરવતાં માત્ર બા, બહેન અને નાના ભાઈને લઈ તેઓ ત્યાં ગયા ને દાદીમાને, મોટા ભાઈને તથા મને ભાવનગર કાકાકાકી પાસે મોકલી દીધાં.

જૂનાગઢના આ સમયના તેમના એક વિતકની વાત તેઓએ કહી હતી તે જાણવા જેવી છે. જૂનાગઢની પોસ્ટ ઑફિસ શહેર બહાર હતી અને તેના પાછળના ભાગમાં સીતાફળીઓનું મોટું વન હતું. તેમાં થોડે દૂર હનુમાનજીનુ એક દહેરું હતું. તેનો પૂજારી જગન્નાથ બાવો પિતાશ્રીનો પરિચિત બન્યો હતો, એટલે તેઓ કોઈ વાર ફરતા ફરતા જઈ તેની પાસે બે ઘડી બેસી વાતો કરતા. એક વાર એ રીતે સાંજને વખતે ગયા તો મંદિરની આસપાસ ખાખી બાવાઓનું ઝૂંડ પડયું હતું અને મંદિરને ઓટલે ભાંગ વટાતી હતી. જગન્નાથ દેખાયા એટલે પિતાજીએ પૂછ્યું કે આ બધું શું છે? ત્યારે પૂજારીએ કહ્યું, મારા ગુરુજીનો સંઘ આવ્યો છે. વિનય ખાતર પિતાજીએ કહ્યું, 'ચાલો ત્યારે, તેમનાં પણ દર્શન કરીએ.' એટલે જગન્નાથ તેમને મંદિરની બાજુના મકાનમાં લઈ ગયો. પ્રચંડ કાયાના અડબંગ અવધૂત ગાદી પર બેઠા હતા. તેને પ્રણામ કર્યા તે વખતે જગન્નાથે ઓળખાણુ આપી કે આ મારા સ્નેહી અહીંના પોસ્ટ માસ્તર છે, બહુ ભાવિક છે. એટલે ગુરુજીએ કહ્યું, 'અચ્છા! માસ્તર સા'બકો પ્રસાદી દો.' આથી એક બાવાએ ઊભા થઈ પ્રવાહી ભરેલી એક વાટકી પિતાજી સામે ધરી. વાસ પરથી એ મદિરા છે જાણતાં જ પિતાશ્રીએ બે હાથ જોડી કહ્યું, 'ક્ષમા કરો મહારાજ, હું બ્રાહ્મણ છું.'

'તો કયા હુઆ? વહ તો દેવી કા પ્રસાદ હય. લે લો!' ગુરુજી ગર્જ્યા; છતાં હજી પિતાશ્રીને અડગ રહેલા જોઈ તાડૂકયાઃ 'કયા દેખતે હો? પ્રસાદી કા અનાદર હોતા હૈ!' તુરત બે લઠ્ઠ બાવા ઊઠયા અને એકે પિતાજીનું પાછળથી



મોં પકડયુ' અને બીજાએ વાટકી મોં પર ધરી! પિતાજીએ જગન્નાથ તરફ જોયું ને કહ્યું, 'હું સરકારી અમલદાર છું તે ખબર છે ને?' તુરત તે સાવચેત થયો ને ગુરુને કહ્યું મહારાજ રહેવા દો; મુસીબત થશે. બાવાઓની પકડ છૂટી એટલે પિતાશ્રી ક્રોધમય ચહેરે ચાલી નીકળ્યા. બીજે દિવસે સવારે જમાત અલોપ થઈ ગઈ હતી!

---

# કિશોરકાળ

---

## ૧ ભાભી

ભાવનગર આવતા મોટા ભાઈને અંગ્રેજી શાળામા અને મને પીરછલ્લાની દરબારી શાળામા દાખલ કરી દીધા, ને કાકીએ તેમના દીકરાની સાથે ફઈબાના ભાણાનો ભાર ઉપાડી લીધો. પણ ભાવનગરમા મને જરા યે ગોઠતુ નહોતુ. મોટા 'ભાઈને તો અંગ્રેજી ભણતર ચાલુ થએલુ ને ભાભી પિયરથી આવી ગએલા, એટલે ભાવનગર છોડાય એમ નહોતું.

મોટા ભાઈ ક્યારે પરણ્યા હતા એ વાત અમે ભૂલી જ ગયા હતા. મને ઝાખુ ઝાખું યાદ હતુ કે કાકાએ એક વાર તેમના માટે ફૂલભરેલા મખમલના જોડા સીવવા આપ્યા ત્યારે મને પણ રાજી રાખવા જોડા કરાવી આપેલા. બજારમાથી



મોટા ભાઈનુ લગ્ન

નાટકના રાજા પહેરે છે એવી તોરાવાળી બત્તી (પાનડી) પણ લાવેલા ઝીક ભરેલું જારૂદાનીનુ અગરખુ કરાવેલું; અને કેરિયા નામે કોઈક ગામડામા રાત્રે તેમને માડવામા બે સાડચા ત્યારે હુ પણ હઠ કરી તેમના પડખામા ભરાયો હતો ત્યા સાડલામા ઢાકેલું, મોટા બલોયાવાળુ બૈરુ 'ભાભી' કહેવાય એમ કોઈએ મને કહેલું, તે પછી આજ સુધી એ ભાભી કયા હતા તે સમજાયું ન હતુ વેવિશાળ ઘોડિયામા થએલુ. એ વખતના ઘરડેરાઓ વયનો બહુ વિચાર કરતા નહિ તેરમુ વર્ષ બેસતા પહેલા તો પરણાવી દેવાનો આગ્રહ જ, અને પછી વરવહુ કાકુ ઘાલે ત્યારે આણુ વળાવી દે એવો રિવાજ હતો એટલે મોટા ભાઈ બીજી કે ત્રીજી અંગ્રેજીમા હશે તે વખતે એક સાજે કસબદાર પાઘડીવાળા બે મુરબ્બીઓ ને પાછળ સ્વસ્થ કાઠીવાળા ભાભી પોટકા લઈ આવી પહોચ્યા ત્યારે દીવા થઈ ગયા હતા દાદીમા ઝવલમાએ વેવાઇઓના દુ ખણા લીધા અને પગે લાગતા ભાભીને આશીર્વાદ આપી ઓરડામા લીધા તુરત લાપસી મુકાઈ અને કન્યાને કુલધામમા મૂકી તેના વડીલોએ બીજે દિવસે વિદાય લીધી

ભાભીને જોઈ હુ રાજી થઈ ગયો હેતાળ અને હસમુખા અને મારા બા જેવા ઊજળા એ ભાભી ભલે આવ્યા હવે આપણા લાડ વધશે પણ કોને ખબર હતી કે બાળલગ્નનો બોજો વહેતા દપતી માટે ભવિષ્યકાળ કેવો થવાનો છે?

કાકીને તો બહુ જ આનદ થયો એમને ઘરકામમા ભાગ લેનાર સાથી મળી ને ભાભીએ પણ કદી તેમા ઊણપ દેખાવા દીધી નહિ

આ બધા વખતમા પિતાશ્રી જૂનાગઢ સબ પોરટ માસ્તર તરીકે ગયા હતા તેમની સાથે બા, નાની બહેન અને નાનો ભાઈ જ માત્ર ગએલા, અને મારે મોટા ભાઈ તથા ભાભી સાથે ભાવનગરમા જ રહેવાનુ ઠર્યું હતુ દાદીમાની સેવા ચાકરી અને ભાણાની સભાળ કાકીએ તેમના એક દીકાની સાથે ઉપાડી લીધી હતી તેમનું કામ કપરુ હતુ પ્લેગની બીમારી પછી અને ફઈબાના અવસાનથી દાદીમાની પ્રકૃતિ અને સ્વભાવ બદલાઈ ગયા હતા ભાણા માટે તેમને પક્ષપાત રહેતો, અને હવે છોકરાઓના ઓશિયાળા બની ગયા એટલે વાતવાતમા તેમને વાધો પડતો કે દુ ખી થઈ જતા છતા તેમની રોજની પાડપૂજા અને વહેવારમા ઘરના વડીલ તરીકેનો મોભો સૌ જાળવી લેતા મોટા ભાઈ કરતા હું વધુ લાડકો ગણાતો, ને બહાર ખૂબ ફરેલો એટલે દરેક જણ સાથે છૂટથી નવીનવી વાતો કરવા બેસી જતો, તેથી મોટા મા ઘણી વાર મને લાડમા 'મારો

શુકદેવ' કહી બોલાવતાં. બધા કરતાં મારા પર તેમનો ભાવ પણ વધારે જણાતો.

અમને બંને ભાઈઓને ઓછું ન આવે તે માટે કાકા-કાકી કાળજી બતાવતાં અને રજા કે તહેવારે સારું ખાવાનું બનાવી ઉમંગ દેખાડતાં. એ વખતે સવારમાં ચાનું નામ નહોતું. નાનાં છોકરાં માટે મોટાં મા દૂધના મોણવાળી સરસ નાની ભાખરી હલકા તાપ પર શેકીને બનાવી રાખતાં. તે પર લચકો ઘી અને ગોળ મળતાં. એની મીઠાશ ઓર હતી. નિશાળમાંથી બપોરે કે સાંજે આવીએ ત્યારે પણ એ જ નાસ્તો. ચા તો કોઈ મહેમાન હોય ત્યારે કે રજાને દિવસે ખાસ થતી. જ્યારે ચા થાય ત્યારે ગળાય ત્યાં સુધી હું જોતો બેસતો ને તેની સુગંધ અનુભવતો. રકાબી-પ્યાલાને બદલે ઘરમાં રોજ વપરાતી વાટકીમાં ચા અપાતી અને ઠારવા માટે બીજી વાટકી કે નાની થાળીઓ મળતી.

## ૨ કુબેરદાસ માસ્તર

વૃંદાવન કૅમ્પમાં શરૂ કરેલી પાંચમી ચોપડીનું સર્ટિફિકેટ બતાવીને મને પીરના છલ્લા પાસે દરબારી નિશાળમાં દાખલ કર્યો. એ નિશાળ પહેલે જ દિવસે મને અંધારી જેલ જેવી લાગી હતી. મોટી લોખંડની સીડી ચડી ઉપર કુબેરદાસ માસ્તરના વર્ગમાં બેઠો. ત્યાં વળી બાજુની નવેળીને લીધે પ્રકાશ ઠીક હતો. એક જ ખંડમાં બે વર્ગો બેસતા અને તેના બે મહેતાજીઓ હતા. એક ક્લાસના મહેતાજી બોલે તે બંને ક્લાસના છોકરાઓ જુએ ને સાંભળે. કુબેરદાસ મહેતાજી શામળા ઠીંગણા ને પીઢ હતા. અંગરખું, ખેસ અને માથે કાઠિયાવાડી ઢબનું ઊંચું ફીંડલું બાંધતા. ક્લાસમાં આવે ત્યારે પાઘડી કબાટમાં મૂકે અને કથ્થાઈ રંગની એક ટોપી કાઢી પહેરે. ત્યારે અરધા બોડાવેલા માથાની ચોટલીની ગાંઠ બહાર રહેતી. એ કાળે દરેક માસ્તરના ટેબલ પર આંકણી રહેતી. તેનો ઉપયોગ તો ભારે સામુદાયિક સજા વખતે થતો, બાકી તો હરતાફરતા કે પાસે



કુબેરદાસ માસ્તરના વર્ગમાં

બોલાવેલા છોકરાને કાનબૂટ, થપાટ અને ચીંટિયાથી જ પાઠ ભણાવી દેતા મેં પહેલાની શાળાઓમા માસ્તરાની આવી રોજદારી જોએલી નહિ. એટલે વર્ગમા બેઠાબેઠા યે ઘર અને માબાપની ફફ યાદ કરી ગમગીન બની જતો અને કોઈ વાર હુ પણ ઝપાટે ચડીશ તેની બીક રહેતી

વર્ગ ચાલતો હોય ત્યાર પાણી પેશાબ કરવા જવાની જેને ઇચ્છા થાય તે મહેતાજી સામે એકવી ટચલી આગળી ધરી બતાવે, એટલે તેને પેશાબ કરવાની જરૂર થઈ છે એમ જાણી 'જા' એટલુ જ મહેતાજી કહે સંડાસ જવાનુ હોય ત્યારે બે આગળી બતાવવાની તે માટે મોટા ભાગે ઉભેલા છોકરાની મૂઝવણ ખરેખર બહુ હોય ત્યાર પણ મહેતાજી કહે કે બપોરની રજામા જજે। આ વખતે દબાણ થયું હોય તેવા છોકરાની સ્થિતિ ખરાબ થઈ જતી અથવા શ્વાસ બાધી ઘેર સીધી દોટ મૂકતા રસ્તામા તેના કપડા બગડી જતા આવો ખરાબ અનુભવ મારે પણ એકબે વાર વેઠવો પડચો હતો ઘર કઈ પાસે પડતુ ન હોય, એટલે બપોરની રજા સુધી ખેંચી રાખેલી ખણસથી આતરડા થાકી જતા અથવા દુખાવો પણ થતો

પાણીની બાબતમા તો એક વિષય પૂરો થાય ત્યારે સૌને છૂટ મળતી અને પાણીની કોઠીઓ આગળ ભીડ થતી ભરી રાખેલી મોટી કોઠીઓ પાસે એક બાઈ લોટો ભરી આગળ ધરેલા પ્યાલામા પાણી રેડતી જાય બ્રાહ્મણ, વાણિયા, રજપૂત, મુસલમાન, બધાના પ્યાલા જુદાજુદા રાખવામા આવતા તેથી છોકરા પૂછીપૂછીને પ્યાલો ઉપાડતા, પણ એકબીજાના પીધા પછી પ્યાલો વીછળવાનુ કોઈ જાણતુ નહોતુ આટલી ઉમરમાથી દરેક છોકરો જ્ઞાતિભેદો માટે જાગૃત બની જતો અને ભૂલ ન થાય તે માટે બહુ તકેદારી રાખતા શીખતો



જાદુના ખેલ કરનાર પ્રો નથુ મછા

બપોરની રજા એક કલાકની પડતી, પણ ઘરે ન જાય તે છોકરા શાળાના દરવાજા પાસે ભેગા થએલા લારીવાળા પાસેથી પાઈ કે પૈસાન મઈ લઈને નાસ્તો કરતા આ લારીઓમા ઋતુ પ્રમાણે તરબૂચ, ચણા મમરા, જામફળ કે ચણી બોર હોય ભૈયાની લારીમા ચેવરો (પ્રેમોદી) હોય સાથે કોઈ વાર દાડમના દાણા પણ હોય પ્રેમોદી શ્રીમાન ઘરના છોકરા લેતા બીજા એક પાઈના બોર કે ચણા મમરા લઈ સતોષ લેતા ત્યાર રૂપિયાની ૧૯૨ પાઈ



ભીખાભાઈ ગોપાળજી પારેખ

ભીખાભાઈ ગોપાળજી પારેખનું જીવન ભાવનગરના રોટીપીઠના ડહેલાની તથા મોઢ જ્ઞાતિની સામાજિક તથા સાર્વજનિક સેવાને કારણે અવિસ્મરણીય બન્યું છે. તેમણે અંગ્રેજી કેળવણી લીધી ન હોતી. માત્ર ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસ. આર્થિક સ્થિતિ સાવ સામાન્ય. રૂ. પાંચના પગારથી શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરીને ખોજા ગૃહસ્થ દ. જી. જમાલની શાળાના હેડ માસ્તરના હોદ્દે પહોંચ્યા હતા. તેમની શીખવવાની રીત પ્રસન્નતાભરી હતી. ધ્યેયનિષ્ઠ કુશળ શિક્ષક હતા. આજથી ૫૦ વર્ષ પહેલાં રોટીપીઠના ડહેલામાં રાત્રીશાળા શરૂ કરી વિદ્યાર્થીઓને તેમણે સહાય કરવા માંડી, બહેનો માટે સીવણ-ગૂંથણના વર્ગો ખોલ્યા, જ્ઞાતિ ઉત્તેજક ફંડ શરૂ કર્યું. કોમના તડાઓને એકત્ર કરવા પ્રયત્ન કર્યો, જ્ઞાતિનું 'મોઢ મહોદય' પત્ર શરૂ કર્યું જેનું ૨૫મું વર્ષ ૧૯૪૨માં ઉજવાયું. તે ઉપરાંત લોન ફંડ, મોઢ બોર્ડિંગ વગેરે કાર્યો કર્યાં.

સ્વાધ્યાય, સાધુસંતો ને વિદ્વાનોનો સમાગમ, ગીતાનું ચિંતન વગેરે તેમની ધાર્મિક વૃત્તિ બતાવતા, પણ તેમનામાં કદી વેવલી ધર્મઘેલછા દેખાઈ નહોતી. તે હંમેશા અત્યંત શ્રદ્ધાપૂર્વક સમતાથી કહેતા કે 'હાથ

મળતી ને પાઈનું ચવાણું દરેક ચીજ લેવામાં કામ આવતું. એક પાઈનું એક જામફળ કે પોપૈયાની ચીર મળતી કે નાનું મૂઠી જેટલું ગડિયું ભરીને ચણા મળતા.

એક વાર શહેરમાં પ્રો. નથુ મંછા નામે જાદુના ખેલ કરનાર આવ્યા. તેણે નિશાળો માટેના એક ખેલની બે આનાની ટિકિટ કરી નાખી. ટિકિટો માસ્તર પાસેથી લેવાની હતી, તેથી ઘેરથી મેં અને મોટાભાઈએ બબ્બે આના માગ્યા. અમારી હઠથી કચવાતા મને પૈસા તો આપ્યા, પણ મને ખૂબ સમજાવ્યો કે એ ખેલોમાં કંઈ મજા નહિ પડે, માટે પૈસા ભલે તું જ પાસે રાખ પણ કંઈક ખાવાનું લઈને ખાજે.

બે આનાની મારી મિલકત લઈ હું નિશાળે ગયો અને બપોરે સરસ જામફળ વેચાતા જોયા એટલે મન લોભાયું અને કાકાની શિખામણ યાદ કરીને રકમ તોડી બે પૈસાના જામફળ ખાધા. થયું, ટિકિટ રહી. ઘણા છોકરાઓ બે આના આપી ટિકિટ ઘેર લઈ ગયા. મને એ વખતે તેનું કંઈ લાગ્યું નહિ. પણ ઘેર આવ્યો ત્યારે જાણ્યું કે મોટાભાઈ તો તેમના પૈસાની ટિકિટ લઈ આવ્યા છે, એટલે મન ખાટું થઈ ગયું. બીજે દિવસે રવિવારે બપોરે ખેલ હતો, ત્યારે મેં હઠ લીધી કે ગમે તેમ મારે મોટાભાઈ સાથે જવું છે. મોટાભાઈએ ટોણો માર્યો કે 'જામફળમાં મોં બગાડવું તે લેતો જા!' એટલે ખૂબ ચીડાયો

માથી કોઈ લઈ જશે, પણ ભાગ્યમાંથી કોઈ લઈ શકવાનું નથી.' અહંભાવ રહિત, મીલનસાર અને વિનોદી સ્વભાવના એ ભીખાભાઈએ અનેક પર પ્રભાવ પાડી તેમને પ્રગતિશાળી નાગરિકો બનાવ્યા હતા.

તે અમારા ઘરની સામેની ખડકીમાં ઊંડી ગલીમાં દિવાળી ફઈના મેડા ઉપર રહેતા. વૃદ્ધ માતા, પત્ની અને એક જ પુત્ર હરિલાલ. હરિલાલના બા તેને બાળક મૂકી ગુજરી ગયાં. દિવાળી ફઈના અનાથ ભત્રીજા શાંતિલાલને અભ્યાસનું સાધન નહોતું પણ ભીખાકાકાના પ્રયાસોથી તે ગ્રૅજ્યુએટ થયા, અને છેવટ હાઈસ્કૂલના હેડ માસ્તર તેમજ મોઢ બોર્ડિંગના સુપરિન્ટેન્ડેન્ટ થઈ સાચા જ્ઞાતિસેવક બન્યા હતા.

એ જ ભીખાકાકાની પ્રેરણાથી બીજા એક પડોશી યુવાન દામોદર પરમાનદ દેસાઈ 'જીવણલાલ ઍન્ડ કંપની'–કલકત્તામાં નોકરી કરવા ગયા ને ત્યાંથી જાપાનનો પ્રવાસ કરી આવ્યા અને છેવટે પોતાની સ્વતંત્ર દુકાનો કરી. ડહેલાના સામાજિક સંપમાં વૃદ્ધિ કરવા ભીખાકાકા હમેશાં જાગૃત રહેતા. નવરાત્રિના તહેવારો તેમજ ડહેલાના કેટલાક કાર્યક્રમોમાં તેમની સલાહ સૌ લેતું. છેવટના જીવનમાં તે થીઓસૉફીની અસરમાં આવ્યા હતા અને 'સરસ્વતી' છાપખાનાના મૅનેજર થયા હતા છતા તેમની સેવાઓનું ક્ષેત્ર સંકુચિત કર્યું નહોતું સ્ત્રીસુધારા માટે ઘણા પ્રયાસ કરતા. ગરીબ ઘરોને ખાનગી રીતે ખોરાકી પહોંચાડતા. તે ગમે તે વ્યક્તિને સ્પષ્ટ વાત કહી શકતા. 'માઠું લાગે તો માફ કરજો' કહી કહેવાનુ સંભળાવી દેતા. 'મોઢ મહોદય'નો રજત મહોત્સવ તે જોઈ શકયા નહિ.

---

જમવા ન બેઠો. છેવટે મોટેરા બધાએ મારી ભેગ લઈ મારા બે આના પૂરા કરાવી મોટા ભાઈને સમજાવી તેમની સાથે ખેલ જોવા મોકલ્યો.

નથુ મછાચંદ યુરોપીઅન જેવા ગોરા અને હસામણા હતા પ્યાલા અદલબદલ કર્યા; ગંજીપાના પાના ઉપાડયા; ટોપીમાથી કઈંકઈં કાઢયુ; ગજરા, લાખી રિબનો અને છેવટે ખાવાના કણો કાઢી છોકરાઓમા ફેંક્યા. ઘણાના હાથમા જામફળ–સકરજન આવી ગયા અને તેમને હસતાહસતાં ખાતા પણ જોયા.

એક છોકરીને પેટીમા ગવ કરી ગુમ કરી અને પછી તે બોલાવતા બીજી વિંગમાથી આવી. તેને સુવાડીને એક સળિયા પર ટેકવેલી અદ્ધર રાખી અને એક ચકરડુ તેની આસપાસ ફેરવ્યું! (ચિત્ર પૃ. ૬૭) છેવટે જાહેર કર્યું કે આ કઈ મંત્ર કે જાદુ નથી, પણ હાથચાલાકી અને કરામત છે; એમ કહી તેણે કેટલાક ખેલ ખુ'ના કરી બતાવ્યા, અને પછી પાસેના ટેબલ ઉપર એક લૅમ્પ ને બીજી બેચાર ચીજો રાખી છોકરામાથી કોઈ આવીને દુનિયામા જાદુમંતર નથી પણ વિદ્યાની કુશળતા જ છે એવુ સાબિત કરે તેને પરીક્ષકો કહે તે પ્રમાણે ઈનામ આપવાનુ કહ્યું.

મોટી ઉમરના ઘણા વિદ્યાર્થીઓ સ્ટેઈઝ પર ગયા ને કૉલેજના બેત્રણ પ્રોફેસરો પરીક્ષક થઈને ખુરશીઓ પર બેઠા. ઇનામના ઉમેદવારોમા રાજવૈદ્ય ધીરાકાકાના પુત્ર ચદુલાલ પણ હતા. તેણે બહુ સારુ ભાષણ કરી પ્રથમ ઇનામ

મોગલ્યુ છે તેમને ઓળખતો ને આ પરિણામથી બહુ ખુશ થયો એ નથુ મધાને ભાવનગરના જૂના માણસો કદી ભૂલ્યા નહોતા

આ અરસામા મને કફની મોટી માંદગી થઈ આવી લગભગ ત્રિદોષ જેવુ થઈ ગયુ રાજવૈદ્ય ધીરાકાકા ઘેર આવી જોઈ ગયા અને કુટુમના સમધી જેવા ડૉ જટાશકર જે હમારી લક્ષ્મી નારાયણ ના લાન્સર્નના દવાખાનાના દાક્તર હતા તે પણ ઘેર આવી જોઈ જતા એ વખતે ડૉક્ટરો નાતીલાના ઘરમા તો મફત જતા અને કોઈને ત્યા વિઝિટની ફી પણ ભાગ્યે જ એક રૂપિયાથી વધુ લેતા, અને તે પણ તેમના નોકરી પછીના સમયમા દવાઓ છ બારી દવાખાનેથી મફત મળતી મોટા ભાગના લોકો ગામડી વૈદ્યોના ઉકાળા, ગોળીઓ, શેક વગેરે ઉપચાર કરતા ધધાદારી ડૉક્ટરની એક પણ દુકાન નહોતી મને ઘણા દિવસ સુધી અળશીના ગરમ ગરમ શેક કલાકો સુધી કર્યા હતા તે વખતે ઘરના બધા કેટલી તકલીફ ઉઠાવતા તે હુ જાણુ છુ કાકા ગાધીને ત્યાથી અળશી લાવતા, બપોરે ઈંગઓ ખાડીને ચાળી નાખતા, અને રાત્રે સૂતી વખત સગડી ને તાવડી મારા ખાટલા પાસે મૂકી પાણીમા અળશી બાફી, તેની પોટીસો ગરમ ગરમ વારાફરતી મારી છાતી અને પીઠ પર મુકાતી હુ સહન કરુ કે ન કરુ પણ તેઓ કલાક સુધી એ ચાલુ રાખતા આજે તો એવી દવાઓ થઈ છે કે આવી કોઈ ખટપટ રહી નથી

આ માદગીથી પીરછલ્લાના વર્ગમા હુ ઊતરી ગયો ભણવાનુ ઘણુ આગળ ગએલુ એટલે મને કઈ ચેન પડતુ નહિ. તેમા કુબેરજી માસ્તરે એક વાર કાન આમળ્યો થઈ રહ્યુ ! બપોરે સ્કૂલને રામરામ કરી ઘેર આવ્યો તે આવ્યો

રાત્રે કામ આવ્યા તેમણે મારી વાત જાણી બીજે દિવસે મારી હઠ ચાલુ રાખી ઘરમા જ રહ્યો કે મારે ભાવનગરમા ભણવુ જ નથી, ગમે તેમ કરી મને બાપાજી પાસે મોકલી આપો કામ મણીને થયુ કે આમ મોકલી દઈશુ તો વળી નોકરીની ફેરબદલીમા રખડી જશે એમણે આ વાત પડોશમા રહેતા ભીખાકાકાને જણાવી

ભીખાકાકા એક પરોપકારી ખોજા ગૃહસ્થ હરજી જમાલે સ્થાપેલી સ્કૂલના હેડ માસ્તર હતા ત્યા કોઈ ફી નહોતી એટલે ધર્માદાની સ્કૂલ કહેવાતી ભીખાકાકા અમારા મહોલ્લાના એક સરમારી સજ્જન અને સમજુ વડીલ તરીકે સૌના આદરને પાત્ર વ્યક્તિ હતા, અને કોઈનુ પણ ભલુ કરવામા સહાય કરવામા કે સમજાવવા પતાવટમા તેમની હાજરી ઘણી અસરકારક બનતી (વધુ પરિચય પૃ ૬૮ ૬૯) એમણે સવારમા આવી મને સમજાવી પકડી પોતાની શાળામા લઈ જઈ પાચમી ચોપડીમા દાખલ કર્યો અને વાર્ષિક પરીક્ષામા મને અંગ્રેજીમા જવાનુ પ્રોમોશન મળ્યુ પણ હુ ક્લાસ વિષયમા કાચો તો રહી જ ગયો

પરિણામ મળ્યા પછી અંગ્રેજી નિશાળમા દાખલ થવા અમે કેટલાક છોકરાઓ સાથની એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમા ગયા ત્યા અમને ખબર પડી કે અમારે મણિલાલ માસ્તરના વર્ગમા બેસવાનું છે તેથી અમે ખુશ થયા, કારણ કે તે માસ્તર સારા સ્વભાવના અને સારુ શીખવનારા ગણાતા બપોરે મારા મોટા ભાઈ, જે હાઈસ્કૂલમા ચોથા ધોરણમા હતા તે આવીને ખબર કાઢી ગયા

માસ્તરે તે દિવસે પાટિયા પર એ બી સી ડી લખી તે ઉતારી લીધી, ને બીજે દિવસે અંગ્રેજી પ્રાઇમર ખરીદી લેના આવવા કહ્યું. ઇતિહાસ, ભૂગોળ અને ગુજરાતીમાં તો હતી તે જ ચોપડીઓ આગળ ચાલવાની હતી. અંગ્રેજી અક્ષરો સુધારવાની કૉપીબુક પણ લાવવાની હતી. નોટો તો એકબે જ લાવવાની હતી. ડિક્ટેશન અને દાખલા તો સ્લેટમાં જ કરવાના હતા.

## ૩ મેં જોએલું ભાવનગર, ઈ. સ. ૧૯૦૦

અત્યાર સુધીમાં મેં મારી સમજણ પ્રમાણે ભાવનગરનો ખયાલ મેળવી લીધો હતો. કોઈ સંગાથ વગર એકલા જવાની હિંમત હું કરી શકતો નહિ, પણ કાકાની સાથે પર્સિવલ માર્કેટ જાઉં ત્યારે વચ્ચોવચ આવેલો ટાવર અને તેની



દરબારગઢનો
કોતરણીવાળો
દરવાજો

પાસેના દરબારગઢના કોતરણીવાળા દરવાજા મને બહુ આકર્ષણ કરતા. એ પૈકી આજે એક જ દરવાજો સુરક્ષિત છે. બજાર તરફનો દરવાજો એ જ અરસામાં લાગેલી કાપડ-બજારની આગમાં ખલાસ થયેલો.

એ દિવસે મને બરોબર યાદ છે—સાંજના ચાર વાગ્યે બૂમ પડી કે કાપડ-બજાર સળગી છે, એટલે હું કેટલાક છોકરાઓ સાથે ડહેલાના નાકે દોડ્યો, તો ત્યાંથી જ પોલીસ લોકોને રોકતી હતી. ગામના તળાવની પાસે રાખવામાં

આવતો એક આગબંબો ઘોડા ખેંચી લાવ્યા હતા. પછી તેઓ લાંબી કંતાનની પાઇપો (જેને અમે 'સૂંઢ' કહેતા)નાં ફીંડલાં ઉકેલી અમારા ફળીમાં આવેલી ટાંકી સુધી લંબાવી લાવ્યા. બીજા જિલ્લાની હાથ-હલામણની ડંકીઓ પણ આવી હતી (આજના બંબાઓ આગળ તો આ રમકડાં જેવાં લાગે.) કાપડના વેપારીઓ તેમના માલના ગાસડા મજૂર-લારીઓ દ્વારા ખસેડી રહ્યા હતા. સાંજ સુધીમાં સાંભળ્યું કે આગે સામી બાજુ દરબારગઢને પણ ઝાળ મારી છે, અને ત્યાં તો કચેરી અને દફતરો હતાં! રાત પડી ત્યારે રાધનપુરી બજારની બન્ને બાજુની હારો પર ભડકા દેખાવા લાગ્યા. પાછળ માર્કેટ હતી તે તો લોખંડના થાંભલા અને છાપરાવાળી હતી. આ તરફ આગ ઓલવવાની શક્યતા ન દેખાઈ એટલે બંબાવાળાઓએ બીજા મકાનો બચાવવા વચ્ચેથી પાંખો કાપવા માંડી, અને તે પછીના ભાગો બચી ગયા. બાકી બધું ચાર દિવસ સુધી સળગ્યા કર્યું. સુભાગ્યે કોઈ માનવીને ઈજા પહોંચવાનું બન્યું નહિ.

રાધનપુરી બજારની પાછળ અમારા એક સંબંધી જોષી કુટુંબના મોતીલાલ કાકા રહેતા હતા. તેમને સાવચેતી ખાતર મકાનમાંથી સામાન સાથે દૂર ખસેડી



આગ લાગ્યા પછી નવું બંધાએલું ભાવનગરનું રાધનપુરી બજાર. તેમાં જમણી બાજુ: દૂર કેસરબાઈની મસ્જિદનો ઘુમટ; ડાબી બાજુ: દરબાર ગઢની ઘુમટીઓ.

જવા કાકા બીજા સંબંધીઓ સાથે પહોંચી ગયા હતા અને રાત્રે વાળુ કરાવવા ઘેર લાવ્યા હતા, એ વાત મોતીકાકા જનમભર આભારથી યાદ કરતા. ભાવનગરની એ આગ સમસ્ત ભાવનગરની સાંભરણમાં યાદગાર પ્રસંગ બની રહી છે.

ભાવનગરનું મારું રોજ સાંજનું આકર્ષણ તો ઘોઘા દરવાજા બહાર ભરાતી ગુજરી હતી. તે માટે દરબારે ગામના તળાવની પાળે એક મોટો ચોતરો બંધાવ્યો હતો તે પર ગામના નાના વેપારીઓ, ફેરિયા, મોચીઓ, રમકડાંવાળા વગેરે હાટ પાથરતા. તેની કોઈને ફી આપવી પડતી નહિ. ચોતરાની આસપાસ ભર્જનિકોની મંડળીઓ અને તમાશગીરોનાં જૂથ જામતાં અને પાણીવાળી લારીઓ ફરતી. તેમની પાસેથી પ્રેમોદી, દાડમના દાણા, ગંડેરી કે જામફળનાં મસાલેદાર પત્તીકાં જેવો થોડા પૈસાનો સ્વાદિષ્ટ નાસ્તો લઈ તળાવની પાળે બેસી ખાતા લોકો લહેર માણતા.

તળાવની વચ્ચોવચ આવેલું તાજમહાલના રૂપની યાદ કરાવતા ગુંમજવાળું તમામ આરસનું ગંગામંદિર અને ત્યાં સુધી પહોંચવા માટે એવા જ નાના



ભાવનગર શહેરનુ સૌદર્યસ્થાન ગગામદિર

ગુમજોની હારવાળો આરસનો પુન ભાવનગરનુ મનોહર સ્થાન છે એ પુલ પર થઈને મદિરના ઊચા પરથાર પગ જઈને બેસવાની અને સાથે ખાવાનુ હોય તો તે મિત્રો સાથે વાતો કરતા ખાતાખાતા પાણીમા અસ્ત પામતી સંધ્યાના રગો જોવાની માણેની મજા મેં મારી ભાવનગરની ચિરસ્મરણીય સ્મૃતિ માની છે આ આરસમદિરની રૂપકલ્પના મુબાઈનો સર જે જે સ્કૂલ ઑવ આર્ટના પ્રિન્સિપલ જે આફ્રિસે આપી હતી

તળાવની પાળે આગળ ચાલતા બાજુમા વિક્ટર સ્ક્વેરમા સાજે કથા કરનારા, ચારણી વાતો મભળાવનારા અને ગામગપાગ મારનારા સહેનાણીઓના ટોળા જામતા ત્યાથી આગળ જતા તળાવનો ખૂણો વળતા સામે જ મોતી બાગનો દરવાજો આવતો તેને દરવાજે ખડો પહેરેગીર રહેતો અને માત્ર દર બારી અધિકારી કે મોટા માણુસો જ તેમા પ્રવેશ કરી શકતા આ મહેલ એક વખત મહારાજા તખ્તસિંહજીનુ નિવાસસ્થાન હતુ તેમની પહેલાના રાજાઓ તો જે દરબારગઢમા આગ લાગી હતી ત્યા જ, ગામ વચ્ચોવચ રહેતા આ વખતે મહારાજા ભાવસિહજી વળી દૂર દૂર એક વિશાળ ઉપવન વચ્ચે નીલમબાગ નામનો બગલો બધાવી રહ્યા હતા તખ્તસિંહજી મહારાજાના સમનમા 'સરસ્વતીચંદ્ર'ના લેખક શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી ભાવનગરમા એ મોતીબાગ ખાતે નોકરીમા રહેલા એ મેં પુખ્ત વયે જાણ્યુ હતુ

તળાવની ચાર બાજુ મોટી સડકો બાધેલી હતી તેમજ તળાવની પાળ પણ એક નાની સડક જેટલી પહોળી હતી, એટલે પુષ્કળ લોકો તેના ઉપર ચાલવામા મઝા લેતા, કારણ કે ત્યાથી તળાવ વચ્ચેનુ આરસનુ મંદિર અને ચારે તરફ આવેલા મકાનો પાણીમા જે પ્રતિબિંબ પાડી રહેતા તેનુ સુદર દૃશ્ય નજરે પડતુ આ દૃશ્ય બારે માસ કાયમ રાખવા માટે એ તળાવમા એક નહેર વાટે



એવુ જ બીજુ રમણીય સ્થળ ગૌરીશંકર તળાવ (બોર તળાવ)

બોર તળાવનુ પાણી છોડવામા આવતુ, અને વરસાદમા છલકાય ત્યારે તેને વડવા તરફના એક ગરનાળામાથી કાઢી નાખવામા આવતુ એ ઠેકાણે વડવામા નગરની સ્ત્રીઓ માટે કપડા ધોવાનો ઘાટ પણ હતો



ચરોનાથ મંદિર

વડવા તરફ જતા તળાવનો ખૂણો પૂરો થાય ત્યા ચરોનાથ મહાદેવનુ વિશાળ ચોકવાળુ મંદિર નગરના ટાઉન હૉલની ગરજ સારતુ ત્યા મહાપંડિતોના વ્યાખ્યાનો, શાસ્ત્રીઓની કથાઓ, ચાતુર્માસના કીર્તન અને અભિનંદન કે શોકની સભાઓ થતા, પર્વો તેમજ ઉત્સવો પણ ઉજવાતા

એ મંદિરની બાજુમા ભાવનગરની જનતા અને પ્રવાસીઓના શ્રેષ્ઠ આકર્ષણ રૂપ આવેલો પીલ ગાર્ડન હાલ પણ છે તો ખરો, પરતુ એ વખતે ત્યા જે સજીવ પ્રાણીઓ અને પક્ષીઓના મંગ્રહસ્થાનો હતા તે, લોકોના કહેવા પ્રમાણે મુબાઈના વિક્ટોરિયા બાગની સ્પર્ધા કરતા ચીતા, સિંહો, વાઘ, વરુ, જરખ, શાહુડી, જાતજાતના વાંદરા, સમવા અને અવનવા પક્ષીઓએ ભાવનગરમા એક પ્રકારનો પ્રતિપ્રેમ કેળવ્યો હતો પીલ ગાર્ડનની વનરાજિ પણ કુદરતી નવિન રખાતી, સાંજના વખતે તેના બાંકડા તો બધા ભરચક્ક હોય જ, ઉપરાત એની લીલીછમ



ડાબી તરફ પીલ ગાર્ડનનો દરવાજો. સામે એ સમયની શામળદાસ કૉલેજ.

ગોંદરીઓ પર પણ સભ્ય લોકોનાં ટોળાં ને ટોળાં આવીને બેસતાં. બાગની વચ્ચે એક ઊંચી ગોંદરી પર આવેલા મંડપમાં દર બુધવારે રાજ્યની બૅંડની ટુકડી દેશી રાગો વગાડતી. મહારાજા ભાવસિંહજીને એ ખાસ શૉખ હતો કે દેશી રાગો બૅંડમાં ઉતારવા. અલબત્ત, તેમાં આલાપી ગાન તો આવી જ ન શકે, પણ રાગનું સ્વરૂપ અને ધૂન સમજાતાં. મારા મોટા ભાઈ દર બુધવારે અચૂક જતા અને હું પણ તેમની આગળીએ પહોંચી જતો. ત્યાં જઈને બૅંડ-મંડપ પાસે એક થાંભલા પર મૂકેલા રાગોની નોંધ વાંચી લેતા અને પછી પોતાના દોસ્તદારો સાથે નજીકની ગોંદરી પર ગુણગુણાવતા બૅંડ-રાગોની નકલ કરતા.

આ ગાર્ડનને પીલ સાહેબનું નામ કેમ મળ્યું હશે? ભાવનગરની કોઈ વહીવટી પંચાતમા પીલ સાહેબનો ફેંસલો અનુકૂળ થયો તેથી તેમની યાદગીરી અહીં સ્થાઈ છે. કવિ દલપતરામ ક્યાંક કોઈને અપીલ વિષે જવાબ આપતાં બોલ્યા હતા:

પીલ તણી પચાનથી દુનિયા રીઝે દિલ,
ફરે કરેલો ફેંસલો, એને જાણુ અપીલ.

વર્ષમાં જે અનેક તહેવારો આવતા તેમા એક વાર રૂવાપરી માતાએ મેળો થતો. આ સ્થાન દરિયા તરફ ખારવાળી જમીન પર આવેલુ છે. ઘણા કહેતા કે 'સરસ્વતીચંદ્ર'ની કથાનો પ્રારભ આ સ્થાન જોઈને ગોવર્ધનરામભાઈએ કર્યો હશે. ત્યાં સુધી ચાલીને જતા હુ બહુ થાકી જતો, પણ ત્યા જવાનું કુતૂહલ ખૂબ રહેતુ નગર છોડી, ખારનો સૂનો સૂનો વૃક્ષહીણો સપાટ પ્રદેશ, દૂર દરિયાની રેખા, કે જતી-આવતી એકાદ સ્ટીમરના ધુમાડા, ખારમાં માણસ ખૂંચી જાય એવા બોરા પડે છે તેની વાતો, તેલના ટશિયા ફૂટતા હોય તે ભાગમાં તેલ ભરેલાં વહાણો ડૂબ્યા હોવાના તુક્કા, બધુ મને નવા તરંગે ચડાવતુ.

ભાવનગર રાજ્યની સાંસ્કૃતિક એકતાનુ પ્રતીક તો બળેવની સવારી હતી. સવારના ભાગમા તો બ્રાહ્મણો નદી તળાવ કે બીજા જળાશયો આગળ ટોળે-ટોળાંમાં ભેગા થઈ જનોઈ બદલવાનું ઉપાકર્મ કરતા. અમારા જ્ઞાતિ-શુક્લનો

પાળો સૌથી ઊંચો ગણાતો તે પરભુદાસના તળાવે જમાતો. ઘેરથી કાકા પરોઢિયામાં તરભાણું, પંચપાત્ર, પૂજા નૈવેદ્ય અને અમારા માટે થોડો નાસ્તો એક પોટકામાં બાંધી, અમને સારાં કપડાં પહેરાવી ઊપડતા અને રસ્તામાં બેચાર સંબંધીઓને ઘેર તેમને સાદ પાડતા કે સાથે ખેંચતા. પરભુદાસના તળાવની પાસેની કોઈ મંદિરની જગ્યામાં અમને બેસાડતા. મને જનોઈ નહોતું મળ્યું એટલે હું જનોઈવાળાઓને પાણીમાં ફૂદાફૂદ કરતા જોઈ જરા સોસાતો, પણ ગમે ત્યારે નાસ્તો કરવાનો અધિકાર હતો તેથી સંતોષ માનતો.

સાંજે સમુદ્રપૂજન માટે મહારાજની સવારી નીકળવાની હોય, એટલે ઘણા ઘરમાંથી છોકરાઓને લઈ લોકો નીકળી પડે. જેમને ઓળખાણપિછાન હોય તેઓ પોતાના સંબંધી કે મિત્રોના દુકાને બાળકોને બેસાડીને પોતે રસ્તા પર ઊભા રહે. દરેક મહોલ્લાને નાકે સ્ત્રીઓ, છોકરાઓ ને બુઢ્ઢાઓ ઊભા હોય તે સવારીના વખતે ખૂબ ખેંચાઈ ખેંચાઈ જોતા કરે કે ડંકે નિશાન દેખાતા કે નહિ



રાજસવારીનાં
ડંકેનિશાન

લગભગ ચાર વાગ્યે મોતીબાગથી સવારી ચડે અને સીધી બજારમાંથી ખા ના દરવાજેથી દરિયા પર જાય, ત્યાંથી અઢી કલાકે શહેર વચ્ચે આવે. ડંકે નિશાનવાળા ઘોડેસવારો રસ્તાની બે બાજુઓ પર ઘૂમતા આવે. પોલીસ લોકોની હાર લાંબી કરતા જાય. પછી આરબોની બેરખ આવે. તેઓ રંગીન પોશાકમાં હોય, કેડે જમૈયો ખોસ્યો હોય અને હાથમાંની જામગરીવાળી બંદૂકો માંથી ભડાકા કરતા ચાલે. ભડાકો થાય એટલે અમે ચમકી તો જઈએ, પણ બંદૂક ફૂટતી જોવાનો હરખ થાય. તે પછી પાયદળ લશ્કર આવે. તેના અમલદાર



આલ્ફ્રેડ હાઈસ્કૂલ



એન્જિનીઅર પ્રૉક્ટર સિમ્સની સ્મૃતિમાં બંધાવેલુ સિમ્સ જળાશય અને ફુવારો

પાછળ ખુલ્લી તલવારે ઘોડા પર હોય. પછી રાજ્યનુ બૅંડ આવે. તેનો અવાજ સંભળાતા જ અમે સમજીએ કે પાછળ મહારાજાનો હાથી હશે. તેની પાછળ એકબે નાના હાથી હોય, તે પર મહારાજાના ભાઈ મંગળસિંહજી અને દીવાન હોય. મેં વિઠ્ઠલભાઈ દીવાન અને જવલભાઈને છેલ્લી સવારીમા જોએલા એવુ યાદ છે. પણુ તે તો વિક્ટોરિયા ગાડીમા હતા, એટલે નિવૃત્ત દીવાન તરીકે એ માન મળ્યું હશે

મહારાજાએ અમુક સાફો બાંધ્યો છે, તે ઉપર ફોટોગ્રાફમા દેખાતું ગરુડનુ ચિહ્ન દેખાય છે, સાફાને સોનેરી દોરીથી ગળા ઉપર બાંધી લીધો છે એમ બારીકીથી તેની વિગતો વર્ણવાય. તુરત પાછળ રાજ્યના મુખ્ય ભાયાતોની ગાડીઓ અને પછી નાયબ દીવાન અને રેવન્યુ તથા મેડિકલ વગેરે અધિકારીઓનો ક્રમ હોય. સમુદ્રપૂજન કરી સવારી પાછી આવે ત્યારે દીવા થઈ જાય, પણુ લોકો ત્યાં સુધી ગિરદી કરીને ઊભા જ હોય

આ સવારીમા તે વખતે પ્રાઇવેટ સેક્રેટરી પ્રભાશંકર પટ્ટણી, ડૉ. શિવનાથ અને બીજા અધિકારીઓ ઉપરાંત કૉલેજના પ્રિન્સિપલ તેમજ પ્રોફેસરને પણુ ગાડીમા બેસવાનુ માન મળતુ.

સવારીના સમયમા રાજ્યની આગળપાછળની જાહોજલાલી તથા દીવાનો અને મહાત્માઓની વાતો સાંભળવા મળતી.

મહારાજા તખ્તસિંહજી ઈ. ૧૮૭૫ થી ૧૮૯૬ સુધી ગાદીએ રહ્યા. તેમના અમલ દરમ્યાન મિ. પ્રૉક્ટર સિમ્સ નામના બાહોશ એન્જિનીઅર થઈ ગયા. ઈ. ૧૮૮૫મા તેમની દેખરેખ નીચે તખ્તસિંહજી હૉસ્પિટલ, આલ્ફ્રેડ હાઈસ્કૂલ,


બાર્ટન લાયબ્રેરી અને
દીવાનપરાની હવેલીઓ

બાર્ટન લાયબ્રેરી, ગૌરીશંકર તળાવ, ગંગામંદિર વગેરે ભાવનગરનાં શોભા-સ્થાનો બંધાવ્યાં. એ બધાનાં ડિઝાઇનો (ગંગામંદિરના અપવાદ સિવાય) ઇંગ્લંડથી કરાવી મંગાવ્યાં હતાં. પ્રોક્ટર સિમ્સને આઝમ ગગા ઓઝા સાથે સારો સંબંધ હતો. એ સિમ્સ ઈ. ૧૯૦૦માં કૉલેરા થતાં તેમણે યોજેલા ભાવનગરના પોર્ટ આલ્બર્ટ વિક્ટરમાં અવસાન પામ્યા.

મહારાજા ભાવસિંહજી ભાવનગરની ગાદીએ આવ્યા તે પહેલાં રાજકારભાર 'કાઉન્સિલ'થી ચાલતો. મહારાજા તખ્તસિંહજીને ચાર રાણી હતાં. તેમાં ગોંડલનાં માજી રાજબા સાત માસના ભાવસિંહજીને મૂકી દેવલોક પામેલાં. વઢવાણવાળાં બાઈ ને નાના કુંવર મંગળસિંહજી હતા. એક રાણી કેસરબા તે સંગીતપ્રવીણ મુસ્લિમ ગાયિકા હતાં, તેમનું ધર્માન્તર કરાવી મહારાજ પરણ્યા હતા અને તેમની યાદગીરીમાં બંધાવેલી કેસરબાની મસ્જિદ અને તે હિન્દુ બન્યા પછી દર્શન કરવા જતાં તે માટેની કેસરબાની હવેલી પણ છે.

તખ્તસિંહ મહારાજના રમમહેલની અને ખવાસોની ખટપટોની વાતો ઘણી બોલાતી, પરંતુ તે સાથે તેમની ઉદારતાની વાતો પણ બહુ ગાજતી. તેમના વખતમાં ૧૮૮૫માં રાજ્યમાંથી વેઠનો રિવાજ કાયદાથી નાબૂદ થયો. તેમના મહેલમાંથી કોઈ યાચક ખાલી હાથે પાછો વળતો નહિ. કહેવાતું કે ટેબલના ખાનામાં હાથ નાખી મૂઠીમાં આવે તે આપી દેતા—જેવું માગનારનું નસીબ! બ્રાહ્મણોએ તેમને શાસ્ત્રવિધિથી કેસરબા પરણાવી આપ્યાં એટલે તેમને


ત્યાં ઊભાંઊભાં જ
ધીનો લોટો
ગટગટાવી ગયો

માટે દાનોની મોટી બારી ઊઘડી ગઈ હતી. મહારાજા વર્ષમાં એકબે વાર બ્રાહ્મણોની ગામચોર્યાશી જમાડતા, જેમાં ઘણી વાર દક્ષિણા પણ આપતા. તે માટે તખ્તેશ્વર ટેકરી પાસેના હાથીખાનામાં દરેક બ્રાહ્મણ નાતની પંક્તિઓ પડતી. એક વખત તેમણે ઉપર-ધારે ઘી અને સુરમાની ચોર્યાશી કરી, તેમાં એક બ્રાહ્મણે જમતાં જમતાં ઘીનો લોટો ભરી લીધેલો તેને બહાર નીકળતી વખતે દરવાજે દરબારી માણસે ટપાર્યોઃ 'મહારાજ, લોટામાં શું છે?' જવાબ મળ્યોઃ 'કંઈ નહિ, પાણી છે.' કહ્યું, 'પાણી હોય તો પી જાઓ!' કહેતાં જ તેણે લોટો મોઢે માંડચો અને ઘટઘટાવી ગયો! આથી દરબારી ચિંતામાં પડી ગયો કે આ બ્રાહ્મણ આથી કદાચ મરી જશે તો બ્રહ્મહત્યા લાગશે, પણ એવું કશું બન્યું નહિ.

બ્રાહ્મણોમાત્ર ઘર આગળ મુગટા-પીતાંબરો પહેરી, ઘણા તો ઠંડા પાણીના લોટા લઈ ઘરેઘરથી નીકળી પડતા ત્યારે એક માઈલના રસ્તા પર પીતાંબરોની સેના ચાલતી હોય એમ લાગતું. નાગર મુત્સદ્દીઓને બ્રાહ્મણોના આ દૃશ્યમાં મઝા પડતી હશે. મહારાજની કીર્તિ થાય અને બ્રાહ્મણો ભિક્ષુકો જ રહે એ માટેની પણ આ નીતિ તેમણે આવકારી હશે. લાડુભૂખ્યા બ્રાહ્મણો પણ કહેતા કે તખ્તસિંહજી મહારાજા જેવા ફરી આવે અને ચોર્યાશીઓ થાય તો જ બ્રાહ્મણોનું તેજ વધે. પણ ભાવસિંહજી મહારાજાના વારસામાં તખ્તસિંહજીએ તિજોરી તળિયાસાફ કરી મૂકી હતી. વળી ઈ. ૧૮૯૯-૧૯૦૦નું વર્ષ મોટા દુષ્કાળ અને પ્લેગથી ખરાબ નીવડયું હતું, એટલે તેમને રાજ્ય ચલાવવામાં ખૂબ કરકસરના ધોરણ પર જવું પડયું હશે.

મહારાજા ભાવસિંહજીનું બચપણ નાગર અધિકારીઓની દેખરેખ નીચે વીત્યું હતું. કાઉન્સિલમાંના અંગ્રેજ અધિકારીઓ બદલાતા રહેતા. તેમાં મિ. પર્સિવલે ઘણી લોકપ્રિયતા મેળવી હતી. તેની યાદગીરીમાં રૂવાપરી દરવાજે 'પર્સિવલ ફુવારો' છે. રાજ્ય-મહાલોના વહીવટના ઇજારા આપી દેવામાં આવતા જેનો લાભ મોટે ભાગે નાગર મુત્સદ્દીમંડળને જ મળતો અને તેમાંથી જ ભાવનગરના દીવાનપરા અને નાગર-વિસ્તારની મિલકતોની આબાદી થઈ મનાય છે. નાગરમંડળ સામે ઊંચું માથું કરી શકે એવો કોઈ વર્ગ નહોતો. વણિકો, પારસીઓ વગેરે તેમના પડખામાં સમાઈ જતા. બ્રાહ્મણ કમ તો હજુ નવા યુગમાં પગલાં


મહારાજા તખ્તસિંહજી


મહારાજા ભાવસિંહજી


પ્રભાશંકર પટ્ટણી

પાડની હતી તે વર્ગમાંથી માત્ર શિક્ષકો, મહેતાજી અને પ્રોફેસરો થવા લાગ્યા હતા

મહારાજા ભાવસિંહજી રાજકોટની રાજકુમાર કૉલેજમાં શિક્ષણ લેતા હતા ત્યારે શ્રી પ્રભાશંકર પટ્ટણી એક સાદું દવાખાનું ચલાવતા, તેમનો એમને સમાગમ થયો. પ્રભાશંકરભાઈ કુમાર ભાવસિંહજીની અનેક પ્રકારે શુશ્રૂષા કરી તેમના મદદગાર બન્યા હતા. તેથી ગાદીએ આવતાં જ મહારાજાએ તેમને પોતાના અંગત સેક્રેટરી નીમ્યા અને પાંચ વર્ષમાં તો કાઉન્સિલનો વહીવટ બંધ કરી દીવાન અને ન્યાયાધીશની નિમણૂકોવાળો વહીવટ દાખલ કર્યો. તે પછી રાજ્યમાં નાગર કારભારીનું વર્ચસ્વ ઓસરી ગયું ને બીજી કોમોના અધિકારીઓ આગળ આવવા લાગ્યા

આની બધી વાતો મહોલ્લાઓમાં પડેલા કુટુંબોના જૂથોમાં ઓળખવતા મહાલાથી ગામની વણિક વતનદારો વચ્ચે અમારા બ્રાહ્મણોના ઘર વ્યવહાર અને વૈભવમાં ઘણા જ વિનમ્ર અને અપ્રસિદ્ધ ગણાતા. એ સર્વમાં મને અમારા પડોશમાં રહેતા એક વણિક ગૃહસ્થ ખાસ યાદ છે. તે મગનલાલ ધોળકિયા વકીલ તરીકે ઓળખાતા. તેનો પુત્ર લક્ષ્મીદાસ બીજા વણિક છોકરાઓથી અલગ રહેતો. તેના પિતા ધોળકિયાને લોકો રાજના બહારવટિયા કહેતા, કારણ કે તેઓ ઘણી વાર કારભારની પોલ ઉઘાડની પત્રિકાઓ બહાર પાડેલી, કેસો ચલાવેલા અને પરિણામે અધિકારીઓની ખફા વહોરી જેલમાં પણ જઈ આવેલા. જેલમાં જઈ આવેલા માનવ માટે એ કાળે સમાજમાં કંઈક ભય અને શરમ સહજ રહેતાં, પણ મને તો એમને જોતાં માન અને આદર થતાં. તેમનામાં આપત્તિ સામે હસતું મોં રાખવાની તાકાત હતી અને વિપરીત સંજોગોમાં પણ તે જેમતેમ કરીને આબરૂભેર ઘરસંસાર ચલાવતા.

ભાવનગરના આ ગાળા દરમિયાન ખબર મળ્યા કે પિતાશ્રીની બદલી ફરી વઢવાણ કૅમ્પમાં રેકર્ડ ઑફિસની જગ્યાએ થઈ છે. ત્યાં જવાનો અમે બંને ભાઈઓ વિચાર કરતા હતા ત્યાં થોડેક માસમાં વળી જાણવા મળ્યું કે મહેસાણા ખાતે પોસ્ટ ઇન્સ્પેક્ટર તરીકે રૂ. ૮૦ના પગારથી તેમની કામચલાઉ નિમણૂક થઈ છે.

હવે મેં જેમ તેમ કરી તેમની પાસે જ જવાની જીદ લીધી. મોટા ભાઈનો અભ્યાસ આગળ ગયો હતો, એટલે તેમનાથી તો હવે મૅટ્રિક સુધી ભાવનગર છોડાય નહિ એવું રી ચૂક્યું હતું

## ૨૦ મહેસાણા

ઈ. ૧૯૦૧ના ઑક્ટોબરની પહેલી તારીખે પિતાશ્રીએ મહેસાણા સબ ડિવિઝનના પોસ્ટલ ઇન્સ્પેક્ટરનો ચાર્જ સંભાળ્યો ને રહેવાના મકાનની ગોઠવણ થતાં જ મોટા ભાઈ રતિભાઈ સિવાય અમને ઘરનાં બધાંને તેડાવી લીધાં. ઇન્સ્પેક્ટરોને એ કાળે પોતાની અંગત પસંદગીનો પટાવાળો ભરતી કરી પગારે રાખવાનો અધિકાર હતો, એટલે સગામાંથી એક આત્મારામને સાથે લઈ ગયા હતા. આ વખતે કુટુંબે પહેલી જ વાર કાઠિયાવાડની બહાર પ્રવાસ કર્યો.

વઢવાણ જંક્શનથી વીરમગામ સુધી મોટી ગાડી (બ્રૉડ ગેજ)માં અને ત્યાંથી આર. એમ. આર. (રજપૂતાના માળવા રેલવે)માં નાની ગાડી (મીટર ગેજ)માં બદલીને અમે મહેસાણા પહોંચ્યા.

ત્યારે મહેસાણા થોડા વખત પહેલાં જ વીસનગરને બદલે ગાયકવાડી રાજ્યનું પ્રાંત-મથક થયું હતું. અમને સ્ટેશન પાસે સાંકળચંદની લાટીમાં, રસ્તા પર ચારે તરફ બાંધેલાં ઘરોની હારમાં એક ઘર મળી ગયું. ત્યાં ઘણાખરા બહારના સરકારી નોકરો, શિક્ષકો તથા કચેરીવાળા જ રહેતા. અમારી સામે સરસૂબાનું મકાન, ધર્મશાળા, ઇજનેર ઑફિસ તેમજ પોસ્ટ ઑફિસનાં સરકારી મકાનો હતાં. પોસ્ટમૅનોથી પોસ્ટ માસ્તર સુધીના સૌ ઇન્સ્પેક્ટરને ઉપરી વર્ગના ગણી તેમનું કામકાજ કરવા ખડે પગે રહેતા. હલકારા અને પટાવાળાઓની ફરિયાદો, ફેરબદલીઓ કે પ્રમોશન પણ ઇન્સ્પેક્ટર દ્વારા જ થતાં હોઈ અમને દૂર ગામનાં કામકાજ કરનારાની ખોટ જ ન જણાઈ.

પહેલાં તો બાનાં કાનનાં ઠોળિયાં અને પગનાં ભારે કડલાં જોઈ આસ-પાસના લોકોને લાગ્યું કે આ કાઠિયાવાડી લોકો જડસા ગામડિયા હશે; પણ બાની સલુકાઈ અને મીઠાશથી પડોશમાં ભીમભાઈ નાયક કરી સુરતના ગૃહસ્થ હતા તેમનાં પત્ની મંછાબહેન સગી બહેન જેવાં બની ગયાં અને સુખદુઃખનાં સાથી થઈ રહ્યાં. તેમના મોટા પુત્ર લાલભાઈ પરણેલા હતા અને નાના ગુલાબ-ભાઈ ભણતા હતા. લાલભાઈ નાટકના શૉખીન હશે, એટલે તેમણે નાટકોની ઘણી ચોપડીઓ એકઠી કરેલી. તે બધીમાં નાટકના ટૂંક સાર આપેલા તે હું વાંચી ગએલો. ગાયનોમાં ગમ તો પડે નહિ પણ લાલભાઈ જાતજાતના રાગોવાળાં ગાયનો બોલ્યા કરે તેની લીટીઓ યાદ થઈ જતી.

અમારી બીજી બાજુ હરિલાલ ભગવતી માસ્તર રહેતા. તેમના પુત્ર નટવર-લાલ ભગવતી મારા જેવડા જ હશે. તેમની મને ઠીક સોબત મળતી. તેમને નવાં મા હતાં. ભગવતી માસ્તરનું શિસ્ત ઘણું આકરું. અમને બાળકોને તેમની ઘણી ધાસ્તી રહેતી. એ ભગવતી કાકાએ મને સાથે લઈ જઈ મહેસાણાની સરકારી નિશાળના પહેલા ધોરણમાં દાખલ કરાવી દીધો. તે પોતે ચોથું ધોરણ ભણાવતા. પહેલા ધોરણમાં અમદા-વાદના અંબાલાલ કરીને યુવાન માસ્તર હતા. હેડ માસ્તર તરીકે વીસનગરના મણિભાઈ કરીને એક વયોવૃદ્ધ નાગર હતા. એ બધા સ-માજપ્રેમી, સંસ્કારશીલ મળતાવડા માણસો હતા.


શ્રી હરિલાલ ભગવતી

અંગ્રેજી શાળા ચાર કે પાંચ ધોરણ સુધીની હતી. પહેલી અંગ્રેજી સાથે પાંચમી ગુજરાતીના અને બીજી અંગ્રેજીમા સાતમી ગુજરાતીના વિષયો ચાલતા. ગુજરાતી શાળામા વિદ્યાર્થીઓ છઠ્ઠી અને સાતમી ચોપડી ભણી શાળાન્ત પરીક્ષા આપીને ગુજરાતી શિક્ષકો તરીકેની નોકરી મેળવતા. ગુજરાતી ચોપડીઓ બધે જ સરખી હતી. જૂની 'હોપ વાચનમાળાની' છઠ્ઠી ચોપડી મારે ચાલતી. તે છેક મારા કાકા ને પછી મોટા ભાઈ ભણી રહેલા તેમ સચવાતી આવેલી મને મળેલી. બધાં જ કુટુંબમાં આ રીતે ભણાઈ ગએલી ચોપડીઓ સાચવી રાખ-

વાનો ખટકો રહેતો વેલ્સની પાઠમાળા ભાગ પહેલો, નળાખ્યાન, પ્રાઇમર વગેરે ચોપડીઓ હતી દલપતરામ કવિની રચેલી કવિતાઓ 'રળિયામણી ગુજરાત જોવા જોગ જેની જાણજો' ને 'જાનેવારી જાણજો, ફેબ્રુઆરી ફરી હોય, માર્ચ એપ્રિલ મે પછી જૂન જુલાઈ જોય' વગેરે કવિતાઓ આખી મુખપાઠ કરવી પડતી ('ઘણું વર્ષ જીવો વિક્ટોરિયા આ જ ચોપડીમા છાપેલી હતી, પણ ૧૯૦૧ના જાન્યુઆરીની ૨૧મીએ તે ગુજરી ગયા પછી પડતી મુકાએલી) ઉપરાત નળાખ્યાનની પ્રથમ બસો લીટીઓ અર્થ સાથે ગોખી નાખવાની હતી, જેમાની ઘણી લીટીઓ આજ સુધી યાદ રહી છે

## ૨૧ નિશાળ અને મિત્રો

**મ**હેસાણા મને બહુ ગમી ગયુ જંકશન સ્ટેશન પાસે જ હોવાથી ગતદિવસ આવતી જતી ગાડીઓ જોવા અમે નાના છોકરા નીકળી પડતા સામે ધર્મશાળામા જાતજાતના પ્રવાસીઓ આવતા-જતા નિશાળમા નવાનવા દોસ્તો થતા મણિલાલ કરીને એક ઊજળો પાતળો છોકરો મારો મિત્ર થયો હતો દેત્રોજથી એક ઊંચો કાળો બ્રાહ્મણ વિદ્યાર્થી રોજ ટ્રેઇનમા ભણવા આવતો, તેને અમારા માસ્તર મા'રાજ કહીને જ બોલાવતા એક સુતાર મિત્ર નજીકમા રહેતો, તેના બાપાના કારખાનામા થતું કામ જોવામા મને બહુ રસ પડતો

મારા ક્લાસના માસ્તર અબાલાલ સાહિત્ય અને સંગીતના રસિયા હતા, એટલે ગુજરાતી કવિતાઓ બરાબર ઢાળ અને તાલમા ગવડાવતા ત્યારે કવિતા ગાતા મઝા મળતી મને અને મણિલાલને 'રળિયામણી ગુજરાત'નો હરિગીત છંદ બહુ જ ફાવી ગયો હતો અને અમે બને સાથે ગાતા ત્યારે માસ્તર ખુરશીના હાથા પર તાલ દેતા

મહેસાણાની શાળામા મારા પોશાકમા મોટો ફેરફાર થયો મુસલમાન કે પારસી સિવાયના છોકરાઓ ધોતલીઓનો કચ્છ મારી પહેરતા વાણિયા કાછડી ખોસી છૂટી પાટલી રાખતા મેં પણ ગાઠ મારીને પોતડી પહેરવાનુ શરૂ કર્યું સાદો કોટ પણ રોજ પહેરતો થયો સાજે વ્યાયામશિક્ષક કસરત કરાવે તે વખતે બધા સાથળ સુધી કાછડો મારી દેતા નાની ટોળીમા મારી ને મણિલાલની જોડી ગુલાટો તથા કમાનોથી સૌમા આગળ રહેતી ધીમેધીમે હું સિંગલબાર ઉપર ચક્કરી લેતા પણ શીખ્યો હતો



નાની ટોળીમા મારી ને મણિલાલની જોડી ગુલાટો તથા કમાનોમા સૌથી આગળ રહેતી

## ૨૨ કાકા સાથે અંબાજીની યાત્રા

એ વામાં ઈસ્ટરની રજાઓ આવી ત્યારે ભાવનગરથી કાકા તેમના ખોટના ઊગરેલા ફીકાના વાળની બાધા અંબાજીમાં ઉતરાવવા રેલવેપાસમાં મોટા ભાઈને સાથે લઈને આવ્યા. તેમની ઑફિસના બીજા બેત્રણ મિત્રો પણ સાથે નીકળ્યા હતા. દીનાનાથભાઈ, પીતાંબરદાસ અને મંત એવાં એમનાં નામ પણ યાદ છે.

આટલા બધા મહેમાનો અને મોટા ભાઈને જોઈ હું રાજી થઈ ગયો. ઘરમાં રસોઈ કરનાર અને કામ કરનાર પટાવાળા હતા, એટલે બાને કશી મૂઝવણ ન લાગી. એકાદ દિવસનો આરામ લઈ આ સંઘ સવારની ગાડીમાં અંબાજી જવા ઊપડ્યો તેમાં મને પણ સાથે લીધો.

એ કાળે અંબાજીનો માર્ગ ખરેડી સ્ટેશને ઊતરીને ગાડાં કરીને કે પગરસ્તે પહોંચવાનો હતો અને રસ્તો જંગલો વચ્ચે પહાડીઓ પરથી જતો હતો, એટલે જંગલી જાનવરોનો ભય રહેતો. માણસો ટોળાંમાં જ ચાલતા. સાથે ભવડાં કે ભીલ જાતિનો એક તીરકામઠાંવાળો રખોપિયો લેતા. એમાંના કેટલાક પગરસ્તાના મુસાફરોનો સામાન ઉઠાવવાની મજૂરી પણ કરતા. એ કહેતા કે એમની ગંધથી વાઘ નાસી જાય છે. કાકા અને તેમના મિત્રોએ યાત્રાનું પુણ્ય મેળવવા ચાલીને જવાનું પસંદ કર્યું. સામાન ઉઠાવનારાં બેત્રણ ભવડાં બાંધી લીધાં. ફીકા અને મારા માટે એક ટટ્ટુ ભાડે કરી લીધું.


અંબાજીને રસ્તે

અંબાજીમાં પૂનમનો મેળો હતો, એટલે ગાડાં મળવાનું દુર્લભ પણ હતું. રસ્તે થોડુઘણું ટીમણ કરેલું તેના આધારે ખચાતા થાકતા છેક સમી સાંજે અમે અંબાજી પહોંચ્યા ભાગોળે સામાન મૂકી ધર્મશાળામાં જગ્યા શોધવા બે જણ જઈ આવ્યા પણ નિરાશ થઈ પાછા આવ્યા. પૂનમની યાત્રાને લીધે બધી જગ્યાઓ ખીચોખીચ ભરાઈ ગઈ હતી. છતાં એક ઘણી સારી વાત નક્કી કરી આવ્યા હતા.

પૂનમની બાધાએ ઊજવનારાઓને બ્રહ્મભોજન કરાવવા માટે બ્રાહ્મણો પૂરા મળતા નહોતા. કોઈક શ્રીમતે રસોઈ કરાવી હતી, પણ ભર્યા પેટવાળા બ્રાહ્મણો દક્ષિણા લઈ ચાલતા થયા હતા એટલે ઘણી રસોઈ વધી હતી. તે જમાડવા ભૂખ્યા

બ્રાહ્મણો શોધતો શેઠનો માણસ તેમને મળી ગએલો એમને ચાલ્યા આવતા જોઈ પૂછ્યુ, 'તમે બ્રાહ્મણ છો?' અને 'હા' સાભળતા તેણે સૌને માટે જમવાનુ તૈયાર છે કહી આમત્રણ આપ્યુ હતુ. એટલે તેનો સ્વીકાર કરી ઠેકાણુ જાણી લીધુ હતુ. હવે મુશ્કેલી રહી હતી સામાન રાખવાની અને રાત રહેવાની, પણ અમારા મજૂરે પોતાની ઝૂપડીમા જ મુકામ ગોઠવી આપ્યો અને સરસામાનની સભાળનો પાકો વિશ્વાસ આપ્યો એટલે સૌ મુગટા પહેરીને એક ધર્મશાળામા જ્યા જમવાનુ હતુ ત્યા પહોચી ગયા.

## ૨૩ ભવાઈ

ત્યાં જાણ્યુ કે રાત્રે માતાજીના ચોકમા ભવાઈ થવાની છે અબાજીની ભવાઈ વખણાતી કેટલાક ભવૈયાઓ પ્રથમ માતાજી આગળ વેશ કર્યા બાદ જ બહાર ટોળી લઈ નીકળતા, તેમજ ગુજરાતના નાગર બ્રાહ્મણ કે બીજી કોમોના કુટુંબોમા પણ સતાનની ખોટ જણાય ત્યારે બાધા લેતા કે પહેલા બાળકના વાળ પહેલી વાર માતાજી આગળ ઉતરાવીશુ, અગર મોટો થશે ત્યારે દર સાલ માતાજીને પારે આવી ચૂદડી ચણિયો પહેરી માતાજી સામે નાચશે કેટલાક કુટુંબોમા વર્ષોવર્ષ આ રીતે અબાજી આવવાનો ક્રમ ચાલતો હતો

ઠડીની મોસમ હતી, પણ અમારી મડળીને બીજુ કામ નહોતું અને અબાજીની ભવાઈ જોવાનો રસ જાગ્યો હતો, એટલે માતાજીના ચોકમા એક બાજુના ઓટલા પર સૌ ગોઠવાઈ ગયા ગણપતિના વેશથી આરભ થયો એવામા પરદેશી સૈયાનો વેશ આવ્યો તે વખતે મારા કાનમા એકાએક સણકા શરૂ થયા અને મેં મોટાઓને અકળાવવા માડ્યા કોઈને ભવાઈ છોડી દેવાનુ મન નહોતું, પણ કાકાને મારા માટે ચિંતા થઈ છેવટ કોઈએ ઇલાજ સુઝાડ્યો કે બાળકનુ મૂત્ર સણકા બધ કરે છે, એટલે મને ઊચકીને ચોકમાની ધર્મશાળામા પાછલી બાજુ લઈ ગયા અને એક કાચની શીશી તેમા મને પેશાબ કરાવીને ખોળામા સુવાડી પોતાના હાથની અજલી વતી તે મારા કાનમા રેડ્યો મને જરા રાહત થઈ, એટલે ફરી મદિરના ઓટલે લાવ્યા



ભવાઈ

એ વખતે સવાર પડી જવા આવી હતી અને રામ-રાવણનો વેશ શરૂ થયો હતો. રામ-લક્ષ્મણ સીતાને શોધવા નીકળ્યા હતા. રાવણ યુદ્ધે ચડયો હતો તેના હાકોટા અને બૂમાબૂમ સંભળાયાં. રામ-લક્ષ્મણે ધનુષ તૈયાર કર્યાં. તેમની આડા મોટા વાંસડા બંધાયા. ત્યાં સામેની બાજુ બે પડખે બાવડેથી દોરડાં બાંધેલા ને પાછળનાં માણસોને ખેંચતા મોટાં ઘોળિયાં ને મોટાં ભવાંવાળા રાવણે બે હાથમાં ખુલ્લી તલવારો ઘુમાવતાં ભવાઈની નૃત્યકળાથી તોફાન અને ગભરાટનું વાતાવરણ જમાવ્યું. લોકો કહેતા હતા કે તેનાં બાવડાંનાં દોરડાં જો છૂટે તો કોઈ ને મારી બેસે એટલો આવેશ તેનામાં થયો છે. અજવાળું થયું તેમ લોકો વેરાતા ગયા, પણ ભવાઈ તો ચાલુ રહી હતી. હવે કુંભાર-કુંભારણનો વેશ આવ્યો હતો, પણ મારા વડીલોએ તેમાં કંઈ ભૂંડા ચાળા જોયા એટલે અમને લઈને મુકામના ઝૂંપડે પહોંચી ગયા.

નાહીધોઈ, અબોટિયાં પહેરી, શાલ ઓઢી અમે માતાજીની પૂજા અને દર્શન કરવા ગયા. બ્રાહ્મણોને જ પ્રતિમા પાસે જઈ પૂજા કરવાનો અધિકાર હતો. મૂર્તિ હતી કે નહિ તે સમજાતું નહોતું. વસ્ત્રાઅલકારોનો ઠાઠ, દીવીઓ, ધૂપ, કંકુના ઢગલા એટલું યાદ રહ્યું. પણ ભક્તોના ભાવો, ગીતો, ઘંટાઓ અને ઝાલરોના અવાજો તથા આરતીમાંથી માતાજીના રૂપની જે છાયા ઊભી થતી તેની છાપ પડ્યા વિના રહેતી નહિ. 'જયો! જયો! મા જગદંબે!' એમ બોલતાં મહાશક્તિની જ આરાધના થતી લાગતી. પૂજારીએ કાતરથી ફીકાના વાળની લટ લઈ માતાજી આગળ મૂકી એટલે બહાર આવી તેનો ચોટલો ત્યાંના હજામ પાસે સાફ કરાવી મૂંડો બનાવ્યો, અને સ્નાન કરાવી મંદિરના મુખ્ય ગોર પાસે બાધાની દક્ષિણા મૂકી. એમાં પણ બ્રાહ્મણો માટે તકલીફ નહોતી, પણ અન્ય વર્ણો પાસેથી તો મોંમાગ્યા કર લેવાતા.

જાત્રાએ ખૂબ થકવ્યા હતા, પણ કાકાને અને મોટા ભાઈને મહેસાણા આવેલા જોઈ ઘરનાં બધાંને ખૂબ જ ગમ્યું હતું. હું દસ વર્ષનો થયો હતો અને આઠ વર્ષે જનોઈ દેવાનો મારો યોગ્ય સમય વીતી ગયો હતો, તેથી આ સાલ તો ગમે તેમ કરીને જનોઈ દેવાનું પાર પાડવુ એવો કાકાનો આગ્રહ હતો; એટલે મારો અભ્યાસ ન બગડે એમ ઉનાળાની રજા પડે કે તુરત બા મને ને બહેનને તથા નાના ભાઈને લઈ ભાવનગર પહોંચી જાય. પિતાજી જનોઈના દિવસો પૂરતી રજા લઈ આવે અને નાત જમાડવાની બધી તૈયારી કાકા કરી રાખે એમ ઠર્યું.

## ૨૪ ઊંટને કાળો 'વા' થયો

પિતાશ્રીનો મહેસાણા સબ ડિવિઝનનો વિભાગ બહુ મોટો હતો. પશ્ચિમે કચ્છના રણને અડતું થરાદ, ઉત્તરે મોડાસા ને તારંગા અને દક્ષિણે વીરમગામ તેમાં આવી જતાં. અમદાવાદના પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ તેના અધિકારી હતા. ઇન્સ્પેક્ટર થયા પછી પિતાશ્રીએ ખાખી પાટલૂન, કોટ અને માથા પર ફેંટો બાધવાનુ શરૂ કર્યું હતું.

પ્રવાસોમા તેમને જાતજાતનાં માણસો મળતાં અને અનુભવો વીનતા. ગામડાંની ઑફિસો તપાસવા દિવસના ત્યાં મુકામ કરતા ને રાત્રે કે વહેલી સવારે નીકળી ગાડારસ્તે, ઊંટ પર કે ઘોડા પર બીજા મુકામે પહોંચતા. રક્ષણ માટે

સરકારી કે રાજ્યનો એક પોલીસ કે ચોકિયાત મેળવી શકતા.

એક વાર થરાદ તરફ રણપ્રદેશમાં ધાનેરાથી સાંચોર ઊંટ પર જતા હતા, એવામાં સાથે ચાલતા ઘોડેસવારે દોરનાર પાસે ઊંટ ખડો કરાવ્યો ને બૂમ પાડી: 'સા'બ, સા'બ, જલદી નીચે ઊતરી જાઓ!' પિતાજીએ કારણ પૂછ્યું, ત્યારે તેણે ફરી મોટી બૂમ પાડી: 'દેર મત કરો. પીછે પૂછના; ઊતર જાઓ, અભી કે અભી!' પિતાજીએ ઊંટ પરથી જમીન પર સીધો ભુસકો માર્યો ન માર્યો ત્યાં તો તુરત ઊંટ બીજી બાજુ ઢળી પડ્યો! ઘોડેસવાર ઊતરીને પાસે આવ્યો ને જોયું તો પિતાજીનો હાથ મચકોડાયો હતો અને ઊંટ તદ્દન મરી ગયો હતો. તેણે સમજ પાડી કે ઊંટને કાળો વા થયાનાં ચિહ્ન જોઈ તેણે ચેતવણીની બૂમ પાડી હતી. પલવાર મોડું થયું હોત તો ઊંટની સાથે સાહેબ પણ બેફામ નીચે પટકાત અને તો શુંનું શુ બની જાત! આવા એક બીજા પ્રવાસમાં ઊંટ ભડકી નાઠો હતો ત્યારે પણ દૈવયોગે બચાવ થએલો. જેમનેમ ઝોળી કરી મહેસાણા આવ્યા ત્યારે હાથનો ઇલાજ થયો. પણ તે પછી ઘણાં વરસ લગી એ હાથમાં દુખાવો રહેલો. ઊંટવાળાએ ઊંટ માટે સરકાર સામે દાવો કર્યો હતો પણ તે ચાલી શકેલો નહિ.

## ૨૫ રાજવીનો ભેટો

**બી**જા એક પ્રવાસમાં કર્નલ પ્રતાપસિંહનો ભેટો થઈ ગયો હતો. પિતાજીએ કોઈ ગામડાના દરબારી ઉતારામાં રાતવાસો કર્યો હતો. શિયાળો ઠંડી હતી, એટલે બારણાં બંધ કરી સૂતા હતા. એવામાં મધરાતને સમયે કોઈએ આવી બારણાં ખટખટાવ્યાં. પિતાશ્રી પોતે સરકારી અમલદાર હતા એટલે જરા ગુસ્સો કરી જણાવ્યું: 'કોણ છે? અત્યારે જાઓ, સવારે મળજો. બારણું નહિ ઊઘડે!'



કર્નલ પ્રતાપસિંહ

સવારે ઊઠીને પોતે જુએ છે તો ચોકમાં ખાટલો નાખી કોઈ સૂતું છે ને પાસે લશ્કરી સાજવાળો ઘોડો બાંધેલો છે! થોડી વારે ગોદડું ખસેડી જે પાત્ર બેઠું થયું તે, જુએ છે તો, બીજું કોઈ નહિ પણ કર્નલ પ્રતાપસિંહ હતા! પિતાજીએ પાસે જઈ જુહાર કરી રાતના પ્રસંગ માટે માફી દર્શાવી; તો કહે, 'હું ક્ષત્રી; મારે તો ઊલટું તારી મનવારી (મહેમાની) કરવી જોઈએ.' અને એમ કહી એક લાંબી સિગારેટ કાઢી કહ્યું, 'લે.' પિતાશ્રીએ કહ્યું, 'માફ કરો, હું બ્રાહ્મણ છું'. એટલે કહે, 'મારી પાસે બીજું તો કંઈ નથી, ને તું બ્રાહ્મણ રો પુતરો; તારી બીજી શી મનવાર (મહેમાની) અહીં થાય?'

એ કર્નલ સર પ્રતાપે પહેલા મહાયુદ્ધ વેળા બ્રિટિશોના સૈન્યમાં ઇજિપ્શી લડાઈઓમાં સારી કામગીરી બજાવી હતી, એટલે ઈડરની ગાદી બિનવારસ થઈ જતાં સરકારે તેમની સેવાઓની કદર રૂપે તેમનો ઈડરની ગાદીએ રાજ્યાભિષેક કર્યો. તેમનો પોતાનો કોઈ રાણીવાસ નહોતો અને એક સૈનિકની જેમ રાજ્યમાં એકલા ફરતા.

કહેવાય છે કે રાજ્યકુટુંબની એક કન્યા લગ્નવયની થતાં કર્નલ પ્રતાપે પોતાની વટ ચલાવી રાજસ્થાનના કોઈ રાજ્યમાં તેનો સંબંધ ઠરાવ્યો. ઇડર રાજ્યની કન્યા એ ઊતરતા રાજકુટુંબમાં જાય એ ઈડર રાજ્યના સંબંધીઓને રુચ્યું નહોતું. લગ્નનું ખાંડું આવ્યું ત્યારે સર પ્રતાપના હુકમ અનુસાર ખાંડા સાથે ઓઝલ કરેલી કન્યા પરણીને વિદાય થઈ, પણ લોકવાયકા છે કે એ ખરી રાજકન્યા નહોતી. ખરી રાજકુંવરીનું શું થયું એ જણાયું નથી.

## ૩૪ દવે મહારાજ

પિતાશ્રીની ડિસ્ટ્રિક્ટ બહુ જ મોટી ને આકરા પ્રવાસોવાળી હતી. મોડાસા તરફ કે સાંચોર તરફ જાય ત્યારે પંદરવીસ દિવસનું સીધુ, વાસણોની પેટી, બિસ્તર, પાણીનો કૂજો અને ઑફિસનો ચામડાનો ફેલિયો સાથે લઈ જતા. સાથેના પટાવાળાનો પગાર સરકાર તરફથી મળતો અને પોતાની પસંદગીનો માણસ રાખવાની છૂટ હતી, એટલે કોઈ સંબંધી કે વિશ્વાસુ બ્રાહ્મણને જ રાખતા, જેથી ગમે ત્યાં રસોઈ અને બીજી સરભરા બરોબર સચવાય. આને લીધે દુઃખી કે બેકાર સંબંધીઓ તે નોકરી માટે આવી મળતા.

પિતાશ્રીનાં માશીનાં એક દીકરી હતાં. તેમના વર ખાનદાનીના ફાંકા તથા ગરમ મિજાજને કારણે કોઈ ઠેકાણે નોકરીમાં સ્થિર થતા નહિ. ઘરમાં ધાનધાન થવા લાગ્યું, એટલે એ ફેઈબા પોતાના એકના એક ભાણાને લઈ એક સવારે મહેસાણા આવી ચડયાં. તેમના ગરીબ સ્વભાવે મારાં બાને પીગળાવી દીધાં અને પાસે રાખ્યાં. થોડા વખતમાં તેમના પતિરાજ પણ પાછળ આવ્યા જ છે! એ કાળે કોઈને 'જાઓ' કહેવાતું નહિ. અને તેઓ જાય પણ ક્યાં? એટલે બાપુજીએ હાથ પરના માણસને ક્યાંક ખાલી પડેલી પોરટર્મેનની જગ્યામાં ગોઠવી દઈને શ્રીમાન દવેજીને પોતાના એ. ડી. સી. બનાવી દીધા!

દવેજીના એક પગે વા હોવાથી જરા ઢીંગાતા, તેથી એ તરફના હાથમાં જાડો ડગોરો રાખતા. વખત ઓળખી એમણે પણ પટાવાળાનો ચોરણો ને પટ્ટો લગાવી દીધો. સ્વભાવે સાચુકલા ને મિજાજે તેજ હતા, પણ બાબાપુના ઉપકાર આગળ વિનમ્ર થઈ રહેતા. ફોઈબા બધુ સમજતાં. દવેજીને નોકરીમાં કંઈ ખર્ચ નહિ ફોઈબા ઘરમાં જ બા આગળ પોસાતા ભાણિયો જરા રિસાળ હતો અને બધી રીતે બાપ ઉપર ઊતર્યો હતો. દવેજીના પગારની બચતથી ઠીક મૂડી થઈ એટલે ફોઈબાએ નજીકમાં બીજાં સંબધીઓની પાસે ઘર રાખી લીધુ અને હાલાં ફેલવાનુ કે દળવાનું કામ કરી થોડુ કમાવા માંડયુ. ભાણિયાને નિશાળે મૂકયો. મુસાફરીમાથી દવેજી આવે ત્યારે એક લારીમા સામાન ઘરે લાવી ઉતારે અને પછી



દવે મહારાજ

પોતાને ઘેર જાય; પણ રોજ બાપુજીની બેઠક અને દફતર ગોઠવી જાય, ટપાલ પહોંચાડે કે બીજુ કામ કરે. રસોઈમા તે એક્કા હતા. બનેવી ઠર્યા એટલે બાપુજી તેમને 'દવે કયાં ગયા હતા' એમ માનવચનથી બોલાવતા. આથી તે બીજા માણુસો–પટાવાળાઓ, હલકારા વગેરે પર રોફ ચલાવતા.

એક વાર એક ગામડાની પોસ્ટ ઑફિસમા મુકામ થયો હતો અને દવેજીએ બનાવેલી કૉફી બાપુજી પી રહ્યા હતા, ત્યા ટપાલ લઈ ગામડાનો હલકારો આવ્યો. આગળના કોઈ પ્રસંગે દવેજી સાથે તેને સામાન ઉપાડવાની બાબતમાં ચડભડ થએલી અને તે નાફરમાન બનેલો. તેને આવેલો જોતા દવે અંદરથી ડગોરો લઈ બહાર આવ્યા અને કોઈ ને કાઈ સમજાય તે પહેલા તો હલકારાના પગમા ડગોરો ફટકારી દીધો! 'હ...હં...દવે! આ શુ કરો છો?' એમ બાપુજીએ હાંકોરો કર્યો; પણ દવેજીનું રૂપ તો બદલાઈ ગયું હતું. સંબધ, સ્થાન, સ્થિતિ બધુ ભૂલી ગયા હતા. હલકારો તો ચાલ્યો પોલીસમા ફરિયાદ કરવા બાપુજીએ દવેને વઢવામાં બાકી ન રાખી, પણ શુ થાય? ફરિયાદ થાય તો તેમા તેમને પણ સાક્ષીમા જવુ પડે એવો હાલ થયો હતો. પોસ્ટ માસ્તરની મારફત બાપુજીએ હલકારાને સમજાવ્યો અને તેની દવાદારુના પૈસા આપી કેસ થતો અટકાવ્યો. ઘેર આવ્યા ત્યારે આ વાત અમે જાણી. ફોઈબા તો ખૂબ રડયા. અવતાર આખો આવા સ્વભાવના પતિરાજને વેઠયા હતા! વખત જતાં દવેજીને કોઈ વૈષ્ણવ મંદિરમા જગ્યા મળી ત્યારે છૂટા કરી દીધા

પિતાશ્રી લાંબા પ્રવાસો પર જતા ત્યારે ઘર સૂનું પડતું, પણ બાના મળતાવડા સ્વભાવે પડોશીઓને વશ કરી લીધા હતા. દિવસે તેમજ રાત્રે કેટલાક પીઢ બૈરા તથા જાગરણવ્રત કરનારી જુવાન સ્ત્રીઓ અને છોકરીઓનો અમારા ઘરમા જમેલો થતો. રાત્રે ઘણી વાર સોગઠાબાજી રમાતી, તેમા કોઈ અમને છોકરાને પણ ભેરુ બનાવી દાણા નખાવતા. સારા દાણા પડે ત્યારે ભેરુ ખુશ થાય, અને ખાના ગણી કોઈ સોગઠી ઉડાડી મૂકે ત્યારે અમને પોરસ ચડતો પણ મને આ સોગઠા બાજીમા કાયમનો રસ લાગ્યો જ નહિ પિતાશ્રીની લાંબી ગેરહાજરી દરમિયાન

પોસ્ટ માસ્તર બે સ્થાનિક વૃદ્ધ પોસ્ટ મૅનને ઘેર સૂવા મોકલતા, તે રસ્તા પરની જાળીવાળી પડાળીમા પથારી નાખતા તેમા એક રૂપજી ઠાકરડા હતા અને બીજા ડોસલ ભાટ હતા એ બને લાબી લાબી લોકવાર્તાઓ કહેતા તે અમારુ રોજનુ મનોરજન હતુ


ડોસલ ભાટ રૂપજી ઠાકોર

દિવાળી પાસે આવી ત્યારે બાએ રોજ સવારમા વડેલા ઊઠી કઈ કઈ બનાવવા માડયુ અમે જાગીએ ત્યા તો ખારીમોળી પૂરીઓ વણેની પાથરી હોય, ફાફડા થયા હોય અને ઘણી વાર તે ઘૂઘરા ધારી ભરતા બેઠા હોય બાજુમાના મછાબહેન સૂરતી આવી પહોચ્યા હોય, તે નવી જાતની કાગરી પાડવાનુ બતાવતા હોય બાએ આ રીતે પ્રવાસી પાડોશીઓ પાસેથી જમવાની ઘણી વાનીઓ શીખી લીધી હતી ગજકોગના દક્ષિણી બહેનો પાસેથી પૂરણપોળી શીખ્યા હતા અને મછામહેને સૂરતી શિખડ બનાવવાનુ શીખવ્યુ હતુ મેં સૌરાષ્ટ્રમા ક્યાઈ ઠેકાણે શિખડ ખાધા નહોતો, તેમજ બનતો જોયો પણ નહોતો મછાબહેન સાચુ કેસર, ચારોળી, પિસ્તા વગેરે ખૂબ નાખતા એવો શિખડ આજકાલ મળવો દુર્લભ અમારા ઘરમા બહારથી તો પેંડા અને બરફી સિવાય કોઈ પણ ખાવાની ચીજ કદી આવતી નહિ 'ખપે નહિ' એ મોટો ખુલાસો હતો

## ૩૫ કળાના સસ્કાર

**મ**હેસાણાની સ્કૂલમા મને ઘણી જાતના દોસ્તદારો મળ્યા તેમા એક હસનઅલી કરીને વહોરા શ્રીમતનો પુત્ર હતો તેનો બગલો સ્ટેશનની નજીક રેલવે લાઈન પાસે હેડક્વાર્ટર્સ તરફ જતી સડક પર હતો ત્યા એક વાર સાજે તેણે બીજા ગોઠિયાઓ જોડે મને તેનુ મૅજિક લૅન્ટર્ન જોવા બોલાવ્યો એક બારણા આડુ સફેદ કપડુ બાધી, પાછળ તેણે મુબાઈથી આણેલુ રમકડા જેવુ મૅજિક લૅન્ટર્ન ગોઠવ્યુ તેમા પ્રકાશ માટે અદર ઘાસલેટની બત્તી કરવાની હતી તેના ચોગ્ફાનસના કાચ જેવા ઊપસેલા કાચમાથી જે પ્રકાશ નીકળે તેની આડે તે ચિત્રો પાડેલી નાની કાચ પટ્ટીઓ ભરાવતો અને આગળ એક બીજો કાચ હતો તેમાથી તે ચિત્ર પડદા ઉપર મોટુ દેખાતુ

દીવાના પ્રકાશ અને કાચની મદદથી ચિત્ર મોટુ કરવાની આ તરકીબ મારા મનમા ઘર કરી ગઈ અને એ વિષે નવા પ્રકારની ઘડભાગ શરૂ થઈ ઊપસેલા કાચની કાર્યશક્તિ વિષે વિચારમાળા જામત થઈ તેમાથી જ હુ ભવિષ્યમા ચિત્ર, ફોટોગ્રાફી, સિનેમા વગેરે પ્રકારોમા વૈજ્ઞાનિક રસ લેતો થયો એમ જરૂર કહી શકુ

બીજો એક મિત્ર સુતારનો છોકરો હતો તેના પિતાનુ કારખાનુ નજીકમા હતુ એટલે હુ વખતોવખત ત્યા જતો અને સુતારી ઓજારોથી કેટલુ કામ થાય છે તે ધ્યાનથી જોતો સાફ કરેલા જાડા પાટિયા સાલવતા જે ટુકડા પડે તે


મૅજિક લૅન્ટર્ન

પર કોતરણી કરવા એ છોકરાએ મોટા કાળા ખીલા તપાવીને તેને જુદજુદા કદની ફરસી જેવા ધારદાર બનાવ્યા હતા. પછી લાકડાના સાફ કરેલા ટુકડા પર તે ફૂલ પક્ષી વગેરે આકારો ટ્રેઈસ કરીને કાર્બન કાગળથી તેના પર છાપ લેતો, અને પછી હથોડી લઈ પેલા ખીલા વડે તેની આસપાસનો ભાગ કોતરી કાઢતો એટલે બીબું બની જતું. છાપવાના બીબાનું એ અસલ રૂપ હશે એમ હું અનુમાનથી સમજી ગયો.

મેં પણ ઘેર આવી બેચાર ખીલા ચૂલામાં તપાવી ખાંડણી ઉપર દસ્તાથી ટીપીને તેને પાતળાં ફળાવાળા કર્યા અને ઓસરીના પથ્થર પર ઘસી તીવ્ર ધાર કાઢી. પછી સુતારના છોકરા પાસેથી સાફ લાકડાના વધેલા ટુકડા લઈ આવ્યો, અને હાથી, ઘોડો, ફૂલ એવી આકૃતિઓ (પેલાના કરતા વધુ સારી રીતે) ઉતારી, પેલા ખીલા પર એક દડુકા વતી ઠોકીઠોકીને તેની ધારથી તે કોતરી કાઢી. પછી પોસ્ટ ઑફિસમાં કાગળો પર છાપ મારવાની શાહી હતી તેમાની થોડી એક કપડાની પોટલી પર લઈ આવ્યો અને પેલાં


બીબાં કોતર્યાં

બીબાં પર તે દાબીદાબીને ચોપડયા પછી કાગળો પર તેની છાપ લેવા માંડી. આકૃતિની ઘણી નકલો ઉતારવાની આ મઝા અને અનુભવે મારામાં છાપવાનાં અને બીબાંનાં કામ જોવાનો રસ પેદા કર્યો.

ત્રીજો એક ઘાંચી મિત્ર યાદ આવે છે. તે બહારગામથી ભણવા આવેલો. નિશાળની નજીક એક ઓરડી રાખી તે હાથે રાંધી ખાતો અને પછી નિશાળમાં

આવતો. તેની દોસ્તી થઈ એટલે બપોરની ગઝમાં હું તેને ત્યાં જવા લાગ્યો. નાની સાંકડી ઓરડીમા એક જ બારી રસ્તા ઉપર પડતી હતી ત્યા તેણે બેઠક ગોઠવી હતી, અને વળીના દાદાવગી નાની સીડીથી જ્યાં ઉપર જવાતું એવા નાનકડા માળિયા જેવા મેડા પર તે ગધવાનુ કરતો. આટલી ઉમરે એક નાનું ઘર ચલાવનારો આ મિત્ર મને બહુ પાવરધો લાગ્યો. પણ મને તેને ત્યા જવાનો રસ તો એટલા માટે લાગ્યો કે તેણે કાપડના તાકા ઉપરની ઘણી જાતની છાપો ભેગી કરીને, બારી પાસેની ભીંત ઉપર એક મોટો કાગળ ચોડી તે પર લગાડી શૉખ કર્યો હતો એ છાપોમા બેગમો, બાદશાહો, ફૂલો, સાહેબો, મડમો એવાં જાતજાતનાં ચિત્રો હતા, આવુ એકસામટુ જોવાનુ એ કાળે કોઈની પાસે નહોતુ મળતું. આ ભાઈબંધે વળી પાછળના વાડામા ડમરા અને બારમાસીના છોડ વાવી નાનો પાયમાન ફૂટનો બગીચો બનાવ્યો હતો ઘણી વાર સાજે તેને ઘેર થતો જાઉ ત્યારે તે ત્યા પાણી છાંટી વચ્ચે કોથળો નાખી બેઠો હોય, તે જાણે બાદશાહ બાગમાં બેઠો હોય એમ લાગે!

પણ આ દોસ્તમા સૌરાષ્ટ્ર બહાર વ્યાપક અને લોકમાન્ય બનેલુ બીડી પીવાનુ વ્યસન હતું. મેં તો કાઠિયાવાડમાં વાણિયા-લુહાણા જેવામા પણ કોકને જ હોકો કે બીડી પીતા જોએલા. બ્રાહ્મણની સમગ્ર કોમમાં તો બીડી તિરસ્કાર-પાત્ર વ્યસન મનાતુ. કોઈને એકાંતે બીડી પીતો જાણ્યો હોય તો કહેવાતુ 'હાય હાય! એ તો બીડી પીતો થઈ ગયો છે!' પણ મહેસાણા ગયા પછી જોયું કે પડોશમાના ઉચ્ચ વર્ણના સૌ બ્રાહ્મણ વાણિયા પણ ઘરમાં કુટુંબની વચ્ચે બીડીઓ પીતા હતા. અમારા ભલા પાડોશી મઠ્ઠા માશીના વર ભીમભાઈ કે તેના મોટા



મારા મો પર
ધુમાડા ફૂંકે

પુત્ર બાલુભાઈ પણ ધુમાડા કાઢતા બેઠા જ હોય હુ ઘણી વાર તેમની પાસે નાક પકડી બેસુ ત્યારે મને ચીડવવા મારા મો તરફ ધુમાડા ફૂંકે અને હસે! એક વાર મારા આ દોસ્તદારે મને બીડીની લહેજત લેવા ખૂબ આગ્રહ કર્યો અને બીડી સળગાવી મારા મોમા મૂકી શુ છે તે જાણુ તો ખરા જ, એમ માની મેં જરા દમ ખેંચ્યો ત્યા તો અંદરથી મારી સાત પેઢી કપી ઊઠી! હુ ગભરાઈને તેના ઘરમાથી બહાર નીકળી ગયો અને ફરી ત્યા કદી ગયો નહિ

## ૩૧ બ્રાહ્મણના સંસ્કાર

બીજી તરફ ભાવનગર પહોંચીને કાકાએ પત્રમાં જણાવ્યું હતું કે મને દસમું વર્ષ બેસી ગયું છે અને બ્રાહ્મણ પુત્રને તો જનોઈ આઠમે વર્ષે દઈ જ દેવી જોઈએ તેથી ઘણું મોડું થયું છે; એટલે બે મહિનામાં ઘરનાં સૌ વહેલાં ભાવનગરમાં આવી જાય અને જનોઈના દિવસો પૂરતી આઠ દિવસની રજા લઈ બાપુજી ત્યાં હાજરી આપે. આથી પિતાજીએ મને અગાઉથી તે પ્રસંગ માટે તૈયાર કરવા માંડ્યો. તેમાં સૌપ્રથમ હજામને સૂચના આપી કે તેને મધ્યા કરતી વખતે શિખા બાંધવી પડશે માટે હવે વાળ કાપતી વેળા શિખા પૂરતા વાળ બચાવીને વધવા દેવા. બીજો પાઠ, હું અત્યાર સુધી ધોતિયાને કેડે ગાંઠ વાળીને કછોટો મારતો હતો તેને બદલે કેડ પર વાટો ચડાવીને ચાર છેડે બ્રાહ્મણી રીતે ધોતિયું પહેરવાનો મહાવરો શરૂ કરવાનો હતો.

એવામાં, અમારી લાઇનમાં જ રહેતા અને સામે આવેલી ઇજનેર ઑફિસમાં ડ્રાફ્ટ્સમૅન તરીકે નોકરી કરતા ગણપતરાવ કરીને એક દક્ષિણી ગૃહસ્થ હતા, તેમણે પોતાના પુત્રોને ઘર-આંગણે જનોઈ દીધું તે જોવા હું ગએલો. દક્ષિણી ગૃહસ્થો રિવાજ કરતાં શાસ્ત્રીયતાનું વધુ પાલન કરે છે એવો અભિપ્રાય પિતાશ્રી ધરાવતા, એટલે મને પણ એ કુટુંબના છોકરાઓ પ્રતિ સદ્‌ભાવ બંધાયો હતો. હું જનોઈની વિધિઓ તો ન સમજી શક્યો, પણ પછીથી એ છોકરાઓ નિત્ય ઘરમાં લંગોટી પહેરી રાખતા અને પછી ચોરણી કે ધોતિયાં ઘરમાં પહેરવાની જરૂર નહિ એ જોયું. ઘણી વાર તો તેઓ ઘરનાં આગળ



મોઈદંડાની
રમત રમતા

આગળ પણ માત્ર લંગોટીઓ પહેરીને લખોટીઓ, મોઈદંડા કે ભમરડાની રમત રમતા! બહુ સભ્યતા બતાવવી હોય તો પહેરણ પહેરી લેતા. આ ખરેખર ત્રાસ-

કાળનો એક રિવાજ હતો. વળી આ છોકરાઓ ગામના બીજા છોકરાઓ કરતા જુદી જ ભાત પાડતા. વડીલો અને આઈની મર્યાદાઓ સાચવતા, અપશબ્દ બોલતા નહિ, રોજ પૂજા દેવદર્શન અને સધ્યા કરતા અને નાહવું, હાથપગ ધોઈને ઘરમા જવુ, વગેરેથી સમાજમા સાસ્કૃતિક શ્રેષ્ઠતા ભોગવતા.

પછી તો એ ગણપતરાવ ડ્રાફ્ટ્સ્મૅન(નકશા કરનાર)નો મોટો પુત્ર શકર મારો મિત્ર થયો અને હુ તેને ઘેર જતો-આવતો થયો. ઇજનેર ઑફિસમાથી જુદાજુદા રગોની ટીકડી એ લાવતો, તે કાચની રકાબીમા ઘસવાથી રગ થતા તે હુ જોતો, પણ કાગળ પર તે કેમ વાપરવા તે હુ તે વખતે સમજી શક્યો નહોતો. તેની પાસેથી મને પૂના ચિત્રશાળાએ ગુજરાતીમા પ્રસિદ્ધ કરેલી 'લઘુ રામાયણ'ની ચોપડી મળી. તેમા હુ પહેલી જ વાર સળગ રામાયણકથા વાંચી ગયો, અને રામ-ચરિતની ભાગ મન પર ઘેરી છાપ પડી ગઈ. તે પછી વર્ષો બાદ મેં ભાગવત સપ્તાહ પણ પૂરેપૂરુ સાભળ્યુ તેમજ બીજા પણ ઘણાં વ્યાખ્યાનો સાભળ્યા, છતાં હજી પણ શ્રીરામનુ પાત્ર મારા મન પર વિશેષ અધિકાર કરી રહ્યુ છે. જનોઈ મળે કે તરત પૂજા-સધ્યાનો યોગ્ય અધિકારી બનવા ઘરમા હુ પ્રયત્નશીલ હતો. સધ્યા અને પ્રાર્થનાઓની પણ એક ચોપડી મળી ગએલી તેમાથી ઘણું મુખપાઠ કરવા મડ્યો હતો. બીજી તરફ, જનોઈના પ્રસગ માટે વ્યવહાર કેવો થશે, કોણ સગાવહાલા બોલાવવા પડશે, વગેરે બા પાસે થતી વાતો પર કલ્પનાઓ કરતો. કાકા કાકી, ભાઈભાભી, મોટા મા, ફોઈ, બધાની સાથે ઘણુ રહેવાનુ મળશે તેથી અમે બાળકો ખુશ થતા હતા.

## ૩૭ બહારનું વિશ્વ

બહારનુ વિશ્વ પણ મોટુ થતું જતુ હતુ. મહેસાણા સ્ટેશને ઘણી જાતના ખેલ બતાવનારા ઊતરી પડતા હતા. આબુ રાજ્યના રીંછો રમાડનારા અને લાલ માકડાની મિયા બીબીની જોડ લઈ ફરનારા મદારીઓ તથા દોરડા પર થાળી મૂકી ચાલનારા બજાણિયા અને ટોપલામા છોકરાને ગુમ કરી દેનારા તથા નજર સામે ગોટલો જમીનમા નાખી પાણી છાટી કપડુ ઢાંકે અને ઉઘાડે ત્યા આંબો ઉગાડી તે પર કાચી કેરીઓ ઝૂલતી બતાવનારા જાદુગરો વગેરેના ખેલો અનેક વાર જોયા. માથે મોટી પેટીઓ જેવા ખોખા લઈને ફરતા અને તેમા 'દેખો મુબાઈકા ખેલ, દેખો વિલાયતકી રાણી' વગેરે કહીને તેમાના ત્રણ મોટા ઊપસેલા કાચમાથી નાના ચિત્રોને મોટા કરી બતાવનારાના ખેલ જોતો ત્યારે તો ખરેખરાં દશ્યો જોતો હોઉં એમ લાગતું. એક પૈસાની એ મઝા હુ કદી ચૂકતો નહિ.

મારા પિતાશ્રીનો પોર્ટફોલિયો (ચામડાની ઑફિસપેટી) જેમા લખવાના સાધનો, કાગળો, સિક્કા વગેરે રહેતું તેમા પણ એવો એક મોટો આગિયો કાચ રહેતો. તેને 'આગિયો' એટલા માટે કહેતા કે તડકામા તેની નીચે કાગળ કે રૂ મૂકી તે પર સૂર્યનુ કિરણ ઝીણુ કરતા પદાર્થ સળગી ઊઠતો. સૂર્યની બાળવાની શક્તિને આમ નીચે ઉતારીને હાજર કરનાર એ કાચ મને એક જાદુઈ ચીજ લાગતો. પિતાજી તે વડે કાગળો, છાપ કે ટિકિટ તપાસતા કે નકશા



કાગળ સળગી ઊઠતો

જોતા. ડિસ્ટ્રિક્ટમાંથી તેઓ ઘેર આવે ત્યારે આ કાચ અમારા હાથમાં આવતો.

'મુબાઈનો ખેલ' જોયા પછી અમે પણ અમારા કાચ વડે એવો ખેલ ઊભો કર્યો. પૂઠાનું એક ખોખું મેળવ્યું, તેમાં એક બાજુ અમારો આગિયો કાચ રહે એમ કાણું પાડી ગોઠવ્યો, અને અંદર સામે ચિત્રો મૂકી 'મુબાઈનો ખેલ' ઘરમાં જોયાનો ગર્વ અનુભવ્યો. આ કાચથી બહારના ઓળા અંદર પડતા જોયા, એટલે એક ઓરડાની ભીંત પર તે કાચથી બહારના પડછાયા પાડી, ધીરે ધીરે કાચની આસપાસની જગ્યા બંધ કરી અંધારામાં ભીંત પરની આકૃતિઓ સ્પષ્ટ કરીને જોઈ. એકબે વખત કોઈ છબી પાડનારાઓએ મને ઊંચો કરી કૅમેરાના કપડા નીચે સામે બેઠેલાંની છબી બતાવી હતી, તેથી આ કાચની શક્તિ કૅમેરામાં કેવી રીતે કામ કરતી હશે તે સમજાયું. ઘરમાં આ જે એક કાચ હતો તેમાંથી જ મને ભવિષ્યમાં ફોટોગ્રાફી, ફિલ્મ, મૅજિક લૅન્ટર્ન વગેરેની ક્રિયાઓમાં પ્રવેશ મળ્યો એમ માનું છું.

એ જ અરસામાં 'બાયોસ્કોપ' યાને હાલતાં-ચાલનાં ચિત્રોની શહેરમાં જાહેરાત થઈ. મારા સુતાર મિત્રની નજીકની વાડીમાં જ તે બતાવાતું હતું, એટલે અમે બંને જણ વડીલો પાસેથી એકએક આનો લઈને રાતે એ જોવા ગયા. એ કાળે વીજળીની બત્તી નહોતી. એક ઓરડામાં એક ખૂણે કાર્બાઈડ ગૅસના બે મોટા પીપ હતાં તેની ગંધ ફેલાતી હતી. વચમાં એક સફેદ પડદો લટકાવેલો હતો, તેને બંને બાજુની ખીંટીઓ સુધી દોરીથી ખેંચી અક્કડ રાખ્યો હતો. પીપની બાજુએ ચિત્રોનું મશિન હતું, બીજી બાજુએ જોનારા છોકરાં અને બીજાં મોટેરાં બેઠાં હતાં. પડદામાંથી પાછળના યંત્રનો દીવો દેખાતો હતો. તેમાંથી પડદા પર પ્રકાશનો એક ધોળો ચોરસ થયો, ત્યારે એક માણસે પરદા પર પાણી છાંટી તેને જરા ઘટ્ટ બનાવ્યો અને અમારી ભારે અજાયબી વચ્ચે એક બગીચાનું ચિત્ર દેખાયું. તેમાં એક બાંકડો પડ્યો હતો ત્યાં એક માણસ રંગનું ડોલચું અને પીંછી લઈ આવ્યો અને બાંકડાને રંગ લગાડી ચાલ્યો ગયો. ચલચિત્રની આ બધી ક્રિયા બતાવનારા એ યંત્રને પાછળથી હાથથી ફેરવવામાં આવતું હતું.

## ૩૮ બોલતું-ગાતું વાજું

એક વાર રાત્રે પોસ્ટ માસ્તરે કહેવડાવ્યું કે છોકરાંઓને મોકલો; પોસ્ટ ઑફિસની બાજુની મેડી પર બોલતું-ગાતું વાજું આવ્યું છે. અમને પટાવાળો ત્યાં લઈ ગયો ત્યારે નીચે લોકોની ઠઠ જામેલી. મેડા પર પણ માણસો ખીચોખીચ હતાં. એક ખૂણામાં ટેબલ ઉપર દરજીના હાથ-મંચા જેવું મશિન હતું. એક માણસ હાથ-ચાવીથી તેની કમાન ઘૂંટતો. ટેબલની બાજુમાં કૉફીના ડાબલા જેવા પૂંઠાના લાંબા ડબ્બા હતા. તે પૈકી એકનું ઢાંકણું ખોલી તેણે એક નળાકાર કાળો ચૂડલો કાઢ્યો અને પેલા મશિનના રોલ ઉપર બેસાડ્યો. મશિન ઉપર એક લાંબું મોટું તતૂડું હતું અને તેના નાના છેડા પર એક નાની ડાબલી હતી, તેમાં ટૂંકી ખીલી–'પિન' ચડાવી, ચૂડીને જરા ફરવા દઈને ઉપર મૂકી એટલે તેમાથી અવાજ નીકળવા માંડ્યો.

કર્રર્રર્ર કરતા અવાજથી શરૂ થઈને એકદમ જીવતા માણસની જેમ તેમાંથી 'ધૂંવેકી ગાડી ઉડાય લિયે જાય' શબ્દોવાળુ ગીત શરૂ થયું. માણસની જીભથી બોલાય તેવા શબ્દો ગીત ને અવાજ શી રીતે નીકળ્યાં તેનું સૌને આશ્ચર્ય થયું! ગીતની મતલબ કે લાયકાતનો સવાલ જ નહોતો. આવી અજબ શોધ જ જમાનાનું એક મહાન આશ્ચર્ય હતું પછી તો આઠ-દસ 'ચૂડીઓ' વારાફરતી ચડાવી તેમાં લોકોને મોંએ ચડી ગએલા ઘણા ગીતો સાંભળ્યાં. અમે તો છક્ક થઈ ગયા.

'ડર મા તું દિલ સાથ છોકરા,' 'મારા તનમા મનમાં ભર્યો છે, ઠર્યો છે' એ બધા મુંબાઈનાં નાટકોનાં જાણીનાં ગીતો મશિનના ટ્રૅ ટ્રૅ અવાજે વચ્ચે થાય તે પણ સાભળ્યાં. ક્યાં આજની ટેઈપ કરેલી ઉસ્તાદી તેમજ રંગીલી ગીત-વાનીઓ, વ્યાખ્યાનો, તંતુ સંગીત, ભજનો અને ક્યા તેના પૂર્વજની આ છબી! એ વખતે લોકોમા આ 'ફોનોગ્રાફ'ની નકલ બનાવવા કેટલાક રમૂજ કરનારા સભા વચ્ચે નાક પકડીને એવુ જ ગાતા પણ હતા. કોઈ શેઠિયા કે રાજાને ત્યા જ એ જોવા મળતુ. એના યત્ર કરતા યે ચૂડીઓનો રસાલો બહુ નાજુક અને મોટું બારદાન બની જતો. એક મજૂરને માથે ત્રીસ-પાત્રીસ ચૂડીના ડાબલા હોય ત્યારે સ્ટેશનના પોર્ટર જેવો દેખાય. આ શોધના અનુસંધાનમાં ભવિષ્યમા કોઈ સાર્વભૌમ જરૂરિયાત બની જશે, સંસ્કાર માહિતી અને રાજકારણી પ્રચારનું કોઈ અજબ અનિવાર્ય સાધન નીપજી આવશે એવું ત્યારે કોઈને સ્વપ્નુ પણ નહોતું.


બોલતુ-ગાતું વાજું

નિશાળે જવાને સ્ટેશનથી ગામ સોંસરો રસ્તો પસાર કરવો પડતો હતો. તેમાં વચ્ચે એક ઓટલા પર દુકાન જેવા ઘરમા 'લાયબ્રેરી' આવતી હતી. રોજ સવાર-સાંજ હું ઘણા માણસોને ત્યા જતા અને નીકળતા જોતો. એક વાર કોઈની જોડે હું ત્યાં પેઠો ત્યારે 'ગુજરાતી', 'સયાજીવિજય', 'મહાકાળ' અને મુંબાઈનું

પોતે જુદાજુદા ગાયનોની કડીઓ લલકારતા ને બીજાઓને પડકારતા ધાબરે ચડી ગયા હતા! પતંગ કપાય તે પકડનારી ટોળી પણ કીકિયારીઓ કરતી હતી મોટાઓના એ રમખાણ વચ્ચેથી નાના છોકરા કપાતા દોર પકડવા માટે વાસડા પર ઝરડિયા બાંધી ફરતા અને ભૂતમા ગોઈ ચગેલા પતંગની ઢીલી દોરી પર ઝંડીનુ દાનઙુ નાખતા તે વખતે પતંગવાળા આદમીનો મિજાજ અને મો જોવા જેવા થતા ઝડીવાળો છોકરો નાસે નહિ તો એક સારી થપ્પડનો પ્રસાદ જરૂર પામતો મેં પણ એવી એકાદ થપ્પડ ખાધેલી!

મારુ માનુ છે કે ગુજરાતમા પતંગનો આવો ઊજળો તહેવાર ત્યાના મુસ્લિમ સુલતાનોના યુગને આભારી છે, અને તેનો વધુ પ્રભાવ તથા દિલ્લગી ઉત્તર ભારતમા વધારે છે તેનુ કારણ પણ એશિયાઈ તુર્કસ્તાનમા વસતી મોંગોલિયન જાતિઓ ચીનમાથી તેને સાથે લાવી હોવાનુ હશે આજે પણ આપણે ત્યા મોસમમા સારા પતંગો બનાવનારા આગ્રા કે દિલ્હીથી આવીને જ અમદાવાદમા હાટ ખોલે છે

## ૪૨ ભાવનગરમાં પ્લેગ

વૅકેશન પડતા જ મને જનોઈ આપી દેવાનું ઠર્યું હતુ એ વખતે દરેક કુટુંબના આવા વ્યવહારો વતનમા જઈને જ કરાતા ભાવનગરથી કાકાનો કાગળ આવ્યો હતો કે ત્યા પ્લેગ ચાલતો હતો આથી બધા પરિવારજનો અને થોડા પડોશીઓએ ગામ બહાર રુવાપરીને રસ્તે બાપુ મહેતાની વાડીમા જગ્યા લઈ રહેવા માડયુ હતુ ને જનોઈનો માડવો પણ ત્યા જ નાખી નાતવહેવાર કરવાનો હતો શાળામા રજાઓ પડતાની સાથે જ અમને છોકરાઓને અને બાને ભાવનગર મોકલી આપ્યા ને દવેજી તથા ફઈબાએ ઘર સંભાળી લેવાનુ માથે લીધુ

ભાવનગરના સ્ટેશને અમને લેવાને કાકા તથા મોટા ભાઈ સામા આવ્યા હતા ભાડૂતી ઘોડાગાડીમા બેસાડી ચક્કર લઈ ગામ બહારના રસ્તે વાડીના રહેઠાણ પર લઈ ગયા અસલ ઘર જોવાનુ આ વખતે અશક્ય બન્યું હતું વાડીએ પહોચતા એક મોટા ચોગાનમા વચ્ચોવચ્ચ શિવાલય જોયુ તેની ચારે પાસ સંખ્યાબંધ ઓરડીઓ હતી એક ખૂણે મોટા ખડનું મજલાવાળુ ઘર હતું તે અમારા માટે હતુ બીજા મિત્રો તથા પડોશીઓએ વિદ્યાર્થીઓ માટેની પૈકી બબ્બે ઓરડીઓમા વાસ કર્યો હતો સ્ત્રીવર્ગ તેમા રસોઈ કરતો અને રહેતો તથા આગળ લાબી પડાળી હતી તેમા ખાટલા કે પાથરણા નાખી પુરુષો દિવસ રાત ત્યા વીતાવતા

ત્યા વસતા વિદ્યાર્થીઓને આ નાગરિક સમાજની હાજરી ગમી નહોતી, કારણ કે તેમના તોફાનો અને મારફાડ જાહેર થઈ જાય તો તેમને દાન સીધા મળવાની મુશ્કેલી પડે એ કાળે સંસ્કૃત પાઠશાળામા કે વેદશાળામા ભણવા આવતા વિદ્યાર્થીઓને રાજ્ય કે કોઈ સસ્થાઓ તરફથી મકાન, વસ્ત્રો, સીધા કે છાત્રવૃત્તિની સગવડ મળી રહેતી, એટલે હાઈસ્કૂલમા કે બીજા ભણતરમા બ્રાહ્મણના જે છોકરા ફાવે નહિ તેવા સૌ અહીં ગોઠવાઈ પેટિયું કાઢતા કથા, કાવ્ય, સાહિત્ય

અને વૈદક માટે સંસ્કૃત શીખવા આવનારા પણ તેમાં હતા. પણ મંદ બુદ્ધિના ગરીબ બ્રાહ્મણો માટે મોટે ભાગે કર્મકાંડ કે ગોરપદુ નિર્વાહનો જીવતો ધંધો હતો. લોકોને પૂજા, લગ્ન, મુહૂર્ત, શ્રાદ્ધ, સ્થાપના, યજ્ઞ વગેરે માટે બ્રાહ્મણોની પૂરી ગરજ રહેતી. આ નિમિત્તે ઘણા બ્રાહ્મણો સમાજ પર શિરજોરી પણ કરતા; જ્યારે બીજા કેટલાક વિદ્યાસપન્ન, અગ્નિહોત્રીઓ, પુરાણીઓ અને સાહિત્યપ્રવીણો પણ હતા. પરંતુ તે બધાનુ જીવનદૃષ્ટિબિંદુ તો શાસ્ત્રે બનાવેલા જૂના વર્ણાશ્રમ પ્રમાણે જ ઘડાયુ હતુ. નવા યુગના વિચારો, સાહિત્ય, વૈજ્ઞાનિક પ્રગતિ કે નવી ભાવનાઓનો વિવેકપૂર્ણ આદર કરવાની વૃત્તિ એમનામા જરા પણ જણાતી નહોતી.

## ૪૩ એક ભૂતપ્રકાર

બાપુ મહેતાની વાડીમા રહેતા કેટલાક ખલ વિદ્યાર્થીઓએ છોકરાઓ મારફત ધીમેધીમે વાત ચલાવી કે ચોગાનમા ઘેઘૂર લીમડો છે તેમા કોઈ કોઈ વાર રાત્રે 'ચરિતર' (ભૂત) થાય છે અમે ગયા તે જ અરસામા અધારી રાત્રે દસેક વાગ્યે કોઈએ લીમડા પરથી ખરેખર અંગારા ખરતા જોયા! સવારમા તો વાત ફેલાઈ ગઈ વાણિયા પડોશીઓમા ભયનો સંચાર દેખાયો. આ વાત કાકાએ જાણી ત્યારે કહ્યુ કે હવે કઈ દેખાય ત્યારે મને બોલાવજો. બે દિવસ ગયા ને ફરી રાત્રે અગારા ખરતા દેખાયા, એટલે બે પડોશીઓએ કાકાને બહાર બોલાવી એ બતાવ્યું કાકાએ તો તુરત એક હાથમા ફાનસ અને એક હાથમા મજબૂત લાકડી લઈ લીમડા તરફ કદમ ઉપાડયા ઘરના રોકવા લાગ્યા, પડોશીઓ આઘા ઊભા રહ્યા.

કાકા તો પહોચ્યા લીમડા નીચે અને જોયુ તો ઉપર કોઈ ધામળો ઓઢી બેઠુ હતુ તે જ અગારા નીચે નાખતુ હતુ! 'અલ્યા, કોણ છે ત્યા!' કરી કાકાએ પડકાર દીધો એટલે સામે પેલાએ 'હૂ...હૂ ..હૂ...'કર્યુ. અવાજ પરથી જાણી



'અલ્યા, કોણ છે ત્યાં!' કરી કાકાએ પડકાર દીધો

એક મજી ચિત્રોવાળું 'પચદાડ' નામનું ચોપાનિયું ત્યાં જોયા એ 'પચદાડ'ના હાસ્યમય મવાદો અને ચિત્રોમાં મને ખૂબ મજા પડી તેમાં મોટે ભાગે પારસી મસારી મજાતે, 'અલો અલી' નામથી મુબાઈના રોજરોજણીની કરેલી રમૂજો અને રાજદ્વારી પુરુષોને ટકોરતા ચિત્રો શિલાછાપથી છાપેલા હતા પછી તો ખાસ એ ચોપાનિયું જોવાને જ હું દર અઠવાડિયે ત્યાં જતો આવતો થયો અને નિશાળ ઉપરાંત જ્ઞાનપ્રકાશ મેળવવાની કોઈ જગ્યા હોય છે એવી મને સમજ પડી

## ૩૯ અબાજીના સેવકો

એ જમાનામાં રજાને દિવસે કોઈ કોઈ મહોલ્લામાં કે પોળોમાં બ્રાહ્મણ ભિક્ષુકો 'અમાજીના સેવકો' બનીને આવતા તેઓ બબ્બેની જોડીમાં ફરતા એક જરા દેખાવવાળો, કપાળમાં કકુની પિયળ કાઢી, ગળામાં લાલ સૂતરની ફાળકી નાખીને હાથમાં નાનુ ત્રિશૂળ પકડી આગળ ચાલે અને તેનો સાથી કેટલાક પોટકા ખભે રાખી પાછળ ચાલતો હોય કોઈ પોળ કે ફળિયામાં આવે એટલે ત્રિશૂળ જમીનમાં ખોસી બાજુમાં પોતાના ખડિયા થેલા મૂકી થાળી વગાડે પછી મોટો બોલેઃ 'અલ્યા સેવક, આ મહોલ્લામાં માતાજી આવ્યા છે' સેવક કહેઃ 'હા ..મા...' 'તો હવે સૌને કહી દે કે માતાજીનું પૂજન કરીને વધાવે' સેવક બોલેઃ 'હા...મા' 'જેનું સીધું પહેલું આવશે તેને માતાજીના આશીર્વાદ મળશે' સેવક ઉત્તર આપેઃ 'હા...મા, ખરુ છે, પણ આ સૌ છોકરા કહે છે કે માતાજી પરચો આપે તો સીધા લાવીએ'

પેલો કહેઃ 'અલ્યા સેવક. આ કળિયુગ આવ્યો છે, પણ માતાજીનું સત પ્રકટશે' એમ કહેતામાં તો થાળી વાગે ને ફાળિયું ઓઢેલો બ્રાહ્મણ હ હ હ કરતો મો ખુલ્લું કરે ત્યાં તો તેના મોમાંથી નાની ચૂંદડી લટકતી દેખાય! તે લઈને બીજો બ્રાહ્મણ ત્રિશૂળ ઉપર મૂકે અને વધુ પરચો બતાવવા કહે એટલે ફરી ઓઢીને મો પરથી કપડું ખસેડે ત્યારે મોમાં એ નાળિયેર હોય! આમ દરેક પરને ઠીકઠીક સીધા ભેગા થાય ત્યારે માતાજી વિદાય લે અને એ બ્રાહ્મણો ખડિયા પોટકા ઉપાડી ત્રિશૂળ હાથમાં લઈ બીજા મહોલ્લામાં જાય કોઈ છોકરા કંઈક કુતૂહલથી તેમના કપડા ઊંચા કરે તો લાકડીથી હાંકી કાઢે! અંબાજીના આવા સેવકો હવે દેખાતા નથી

## ૪૦ અમદાવાદનું પ્રદર્શન

એ વખતે ઈ ૧૯૦૨ની 'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ' અમદાવાદમાં થઈ જેના પ્રમુખ પ્રખ્યાત વક્તા સુરેન્દ્રનાથ બૅનરજી હતા કૉંગ્રેસની સાથે મોટુ ઔદ્યોગિક પ્રદર્શન પણ ભરાયેલું તે જોવાને બાપુજી મને અમદાવાદ લઈ ગયા અમદાવાદનો વિસ્તાર જોઈને હું તો મૂંઝાઈ જ ગયો બાપુની આંગળી પકડીપકડીને ખેંચાતો ચાલતો તેમણે મને જ પ્રદર્શન બતાવવાની મનમાં ખાસ ઇચ્છા રાખી હતી. લાલદરવાજા પર કૉંગ્રેસ અને પ્રદર્શનના મંડપો હતા મોટા દરવાજામાંથી અમે પેઠા અને માંડવા નીચે ચોમેર હાટડીઓ હતી તેમાં જોતા ચાલ્યા પણ ગરમીથી

મારું માથું તપી ગયું અને ઊલટી જેવું થઈ ગયું. પરાણે અરધુંપરધું ભાન રાખી હું ઘસડાતો ફર્યો પણ કશી પ્રેરણાદાયક છાપ લઈ શક્યો નહિ. વડોદરાના નરેશે આ પ્રદર્શન ખુલ્લું મૂકયું હતું. સર ફિરોઝશાહ મહેતાએ જાહેરમાં કહ્યું હતું કે આવું માન તેમને રાજા તરીકે નહિ પણ એક પ્રગતિમાન વિચારોવાળા ભારતીય તરીકે કૉંગ્રેસ આપે છે. વડોદરાથી રાજા રવિ વર્માનાં ચિત્રો પણ ત્યાં મૂકયાં હતાં, પણ હું મારી બેચેનીના કારણે કશા પર આંખ ઠેરવી શકયો નહિ. માંડવામાંથી બહાર નીકળ્યા પછી એક ઠેકાણે કોઈ કારીગર કાચના તાવડામાં સૂર્યકિરણો કેન્દ્રિત કરી તેની ગરમીથી તેલ ગરમ કરી ભજિયાં બનાવતો હતો તે કુતૂહલથી જરા જોઈ લીધું; બાકી એ ફેરો ફોગટ ગયો. પિતાશ્રીને પણ મેં અકળામણ કરાવી હશે એમ તેમના મારા પરના ગુસ્સાથી હું સમજ્યો હતો.

## ૪૧ ઉત્તરાયણ

**મ**હેસાણામાં મેં પહેલી જ વાર ઉત્તરાયણના પતંગોની ધમાલ જોઈ. સૌરાષ્ટ્રમાં ઉત્તરાયણમાં બ્રાહ્મણો માટેના તલના ને દાળિયાના લાડુ સાથે ઘરનાં છોકરાંને પણ બેચાર દિવસ ચાલે એટલા લાડુ થતા તેનું જ માહાત્મ્ય હતું. કોઈ કોઈ છોકરા પતંગો ચગાવતા ખરા, પણ વીરમગામ વટાવતાં ગુજરાતમાં નાનાંમોટાં સૌમાં પતંગનો જે ઉત્સાહ જોયો તેનું દર્શન સૌરાષ્ટ્રમાં ન હતું. ઉત્તરાયણ પહેલાંના દિવસોમાં કેટલાક છોકરાઓ સાથે હું નાની પતંગો 'ટિકિટના દોરા'થી ચગાવતાં શીખ્યો હતો. (સીવવાના દોરા એ વખતે ગોળ ખૂણિયા કાપેલા પૂઠાના જે ટુકડા પર વીંટેલા વેચાતા તેને 'ટિકિટ' કહેતા.) પણ ઉત્તરાયણની સવારે તો, રોજ ગંભીર ને પ્રૌઢ લાગતા પડોશી મુરબ્બીઓને પણ પતંગો સાથે મેદાને પડેલા જોઈ મને ખૂબ નવાઈ લાગી! ભગવતી માસ્તર રોજ સવારે પૂજાપાઠ કરે, ધ્યાન કરી



પતગ ઉડાડતા ભગવતી માસ્તર

વૈષ્ણવી તિલક ખેંચે અને એકાદ હવેલી પર જઈને દર્શન કરી આવે; પણ ઉત્તરાયણને દહાડે પોતાના સુપુત્ર નટવરના હાથમાં દોરાનું મોટું ફીંડલું પકડાવી

લીધું કે અવાજ જીવના મશ્કુમનો જ છે એટલે ફરી વાર હાકલ કરી કે: 'ગાળુ છે બેટમજી! નીચે ઊતર, નહિ તો પથરો મારું છું!' એટલામાં તો બીજા એક-બે હિંમતવાળા જુવાન પણ ત્યાં જઈ પહોંચ્યા ઉપરવાળો ગભરાઈને બોલી ઊઠ્યો: 'ભાઈશાબ, કંઈ કરશો નહિ નીચે આવું છું' એમ કહી ધામણો ને સગડી લઈ એ નીચે ઊતર્યો ત્યારે મોં જોઈ, વિદ્યાર્થીને બધાએ ઓળખી કાઢ્યો 'બદમાશ! સા . બનાછોકરાને બિવડાવી અમને ડરાવી તારે ભગાડવા હતા, કેમ?' એમ કહેતાં બેપાંચ ધોલધપાટના તેના પર ફટકા પડ્યા કે નીચો પડી હાથ જોડી કરગરી ઊઠ્યો 'એ કામ, તમારી ગાય છું, બ્રાહ્મણનો દીકરો છું, માફ કરો' કાકાએ કહ્યું. 'જા, આજ તો જવા દઈએ છીએ પણ હવે કોઈએ કંઈ કર્યું છે તો તમારે જ અહીંથી ટળવું પડશે'

મને આ બનાવમાં બહુ જ રસ પડ્યો, કારણ કે મને ઘરમાં નિશાળમાં અને સમાજમાં ભૂત, ડાકણ ને ચૂડેલની વાતો બહુ સાંભળવા મળતી અને તેના અસ્તિત્વ વિષે ખાતરી કરવા તેહો ગોધનો ડરપોક બની ગયેલા સમાજમાં સંશોધન, હિંમત, સાહસ કે વિરોધ આવશ્યક સદ્ગુણ છે એમ એ કાળે કોઈ માનતું જ નહોતું

## ૪૪ જનોઈની તૈયારીઓ

જનોઈનો દિવસ નજીક આવવા માંડ્યો તેમ ઘરમાં નાતવરા માટે અનાજ તૈયાર થતું રહ્યું મોતીલાડુ, જલેબી અને ગાંઠિયા કરવાનું ઠર્યું એ કાળે બ્રાહ્મણો કંદોઈની દુકાનનો લાડુ, જલેબી વગેરે ખાઈ શકતા નહિ, કારણ કે તે પાણીની ચાસણીમાં તૈયાર થતા કાકાએ વળી થોડા ગાંઠિયા પણ ઊના પાણીમાં કરાવવાનું નક્કી કર્યું હતું, જેથી બહારગામ પણ લઈ જઈ શકાય આમ બ્રાહ્મણ જ્ઞાતિમાં લાડુ, જલેબી, ગાંઠિયા સારુ જમણ ઠર્યું હતું તે વખતે ઘી તો ચોખ્ખું જ મળતું, પણ ચુરમાના ભોજનમાં ઘી વાપરી શકાય તેટલું મીઠાઈમાં ન જોઈએ, અને મોતીચુરમાના લાડુમાં તો ગમે તેટલું ઓછું વધુ પ્રમાણ ચાલી શકતું આખી બુંદીના લાડુ કરતાં બુંદી ભાંગી નાખીને લાડુ થાય ત્યારે ઘીનો દોરો પણ ચાલી જાય ખાંડ ઘણી સસ્તી હતી એટલે ખાંડનું પ્રમાણ પણ સારો ટેકો આપે

નજીકના સગાં વહેલાં આવી ગયાં ફઈબા તો નહોતાં પણ સાણંદથી મારા પિતાશ્રીના ફોઈના છોકરા જગનાથ જાનીએ તેમના બીજી વારના પત્નીને મોકલી આપ્યાં, અને શિનાણીવાળા દાદા કાનજીભાઈ આચાર્યના ચોથી વારના પત્ની પુરાણા ઘર સચિવ મહાદેવકાકાને સાથે લઈને આવી ગયાં એ સાણંદવાળાં ભાભુ અને શિયાણીવાળાં ભાભુ વયમાં તો મારાં ભાભી કરતાં થોડાંક જ મોટાં હશે, પણ તેમના પતિ મોટેરા એટલે બાપુ અને કાકા બંને માટે તે સૌનાં વડીલ ઠર્યાં તેમને તો, આથી કાંઈ કામ સોંપાય નહિ અને તેમને કોઈની લાજ ખેંચવાની નહિ મહાદેવકાકા સ્વભાવે ઘરકામઢા તે તેમણે મારાં બાને કહી દીધું 'ભાભી, તમે કશી ચિંતા રાખશો નહિ ગમે તે કામ મને સોંપજો' બન્ને ભાભુઓ એ જમાનાની તેજસ્વી સન્નારીઓ હતી ઘરના મોભા, કુટુંબના

વહીવટ અને બાળકોના ઉછેરમાં ઘણી ચીવટ તથા કાબેલિયત જાળવી તેજસ્વી પરિવારમાં પ્રભાવી પુત્ર-પુત્રીઓથી તેમણે સંસાર સાર્થ કર્યો છે.

બધાએ મને લાડ કરવામાં ખૂબ જ ઉમંગ અને વહાલ બતાવ્યાં. કાકાએ સૂરતની દુકાનેથી મારા માટે એક શેર બરફી લાવી ઘરમાં મૂકી દીધી. તેમાંથી ભાભી મને રોજ સવારે એક ચોસલું આપતાં. એવી સ્વાદિષ્ટ બરફી આજે ચાખવા યે મળતી નથી. હું લહેરકડો બની ભાભુઓ પાસે વાતોમાં ભળુ અથવા ઘર પાછળ એક વંડા જેવું હતું ત્યાં વણકરો ગામડી કાપડ હાથશાળ પર વણતા ત્યાં જઈ કલાકો સુધી તાણાવાણાના બંધ બેસતા જોઈ રહું. મને ઘરમાંથી ચેતવણી મળી હતી કે એ લોકોને અડવું નહિ; દૂરથી વાતો કરવી.

## ૪૫ ઢેડગુરુના યમપટ

વણકરો ઘરને આંગણે જ કામ કરતા એટલે તેમનાં બૈરાં અને પડોશીઓ ચોગાનમાં બેસી સૂતરના તાણા બાંધતાં તે, તેમજ નવું વાણ કેમ ગોઠવાય છે તે પણ જોતો. એક એક દોરો ચડતા ધીમે ધીમે મોટું થાન બનતું જોઈ આખો દિવસ આ એકધારી ક્રિયાથી તેમના મનને કંટાળો નહિ આવતો હોય, એવા વિચાર હું કરતો પેલા વણકરો વણતાંવણતા સામસામા ગપાટા મારતા, કિસ્સા કહેતા અને કોઈ વાર અશ્લિલ લાગે એવી વાતો યે કરતા તેઓ મારી રમૂજ કરતા કે આ મા'રાજ કંઈ સમજ્યા લાગતા નથી. આજે મને વિચાર આવે છે કે એકલી હાથપગની ક્રિયા કરનારનુ મન અવિકસિત અથવા અઘટિત કલ્પનાઓમાં ખદબદતું રહે એ જરા યે ઇષ્ટ નથી. એમની ભીંતો પર ચિત્રો ન મળે; સુંદર ગીત કે ગાયન તેમને આવડે નહિ, ઘરમાથી કોઈ કથાવાર્તા વાંચી સંભળાવે નહિ. કથાવાર્તા ને આખ્યાનો તો એમનાથી ક્યા યે છેટે પડેલા. કોઈ વાર ઢેડગુરુઓ આવતા તે યમપટના ચિત્રો તેમને બતાવતા. તેમા જીવનની કોઈ શ્રેષ્ઠ ભાવનાઓનુ પ્રતિબિંબ નહોતું. રામાયણ-મહાભારતનાં છૂટક દૃશ્યો અને સ્વર્ગની લાલચો કે નર્કની ભયાનક સજાઓ ચીતરેલી હોય. આવા યમપટો શેરીમાં આવતા ઢેડગુરુઓ પાસે મેં પણ જોયા હતા. મને તો તેમા પ્રજાનો ચિત્રો જોવાનો શોખ જીવતો રહેતો લાગ્યો હતો. ઢેડગુરુ યમપટ લઈ ચોક વચ્ચે બેસે. લાકડીથી છોકરાઓને દૂર રાખી યમપટ ખોલે. તેમા ગણપતિ, હનુમાન, રામ-રાવણનુ યુદ્ધ, ભીમસેનની પ્રચંડ કાયા અને નારકી યાતનાઓનાં ચિત્રો બતાવતા બતાવતા રાગડા કાઢી તેનુ વર્ણન કરે: 'આ જુઓ ભીમસેન! અરધી કાયા


ચિત્રો બતાવતા ઢેડગુરુ

તાબાની, અડધી કાયા લોઢાની સવામણનો ખીચડો ખાય આ દસ માથાવાળો રાવણ! રામ-લક્ષ્મણની સાથે યુદ્ધ ખેલે છે છેવટે લંકા બળી ગઈ, સીતામા રામને મળ્યા વગેરે આ પટ જોઈ મે પણ ઘરમા કાગળો ચોડી એવો પટ કરવા પાછળથી પ્રયત્ન કરેલો

### ૪૬ જનોઈ

જનોઈનો માંડવો નખાઈ ગયો તે જ દિવસે પિતાશ્રી થોડી રજા લઈ મહેસાણાથી આવી ગયા તેમની ધર્મશ્રદ્ધા જાણીને શુક્લજીએ કોઈ બીજાને ઘેર જે ચીવટ નહિ રાખેની એવી અમારે ઘેર બતાવી એમની વિગતોમા ત્રાંબાનાણુ કે રૂપાનાણુ પણ ગણાવતા ત્યારે તેમની નાણુ પડાવવાની રીતભાત જાણનારા કાકા ચીડાતા પણ બાપુ કહેતા કે શુક્લ બ્રાહ્મણ બીજે ક્યાથી પામશો? શુક્લ ઠરેલા બ્રાહ્મણો બ્રાહ્મણ સિવાય કોઈને ઘેર કમકાંડ કે યતકાર્ય માટે અથવા પર્વણી માગવા જતા નથી અમારા મૂળજી શુક્લ ભાવનગરના સર્વ બ્રાહ્મણોમા શુક્લનો શ્રેષ્ઠ અધિકાર ધરાવતા કારણ કે અસલમા રામજીભાઈ આ ના ત્યારે અમારા મૂળજી શુક્લના વડવાઓને લાવી વસાવ્યા હતા તેમના કુટુંબીઓની એક શેરી હતી તે શુક્લોની શેરી કહેવાતી ભાવનગરમા શુક્લકર્મ માટે યોગ્ય બ્રાહ્મણોની તાણ રહેતી તેથી અન્ય જ્ઞાતિના ઘણા યુવાનો મૂળજી શુક્લના શાગિર્દ બન્યા હતા આ પૈકીના કેટલાક પાછળથી ભાવનગરના શ્રેષ્ઠ શુક્લો તરીકે પંકાયા હતા

આમ બધી તૈયારી ચાલતી હતી તેમા હુ મારા બાને જ ઉદાસી જોતો, તેનુ કારણ હુ સમજ્યો મોખડકામા મારા એક મામા પ્રભાશકર બીમાર હતા અને મારી જનોઈ વખતે બટુકને ખભે બેસાડવાને તે આવી શકે તેમ નહોતા પણ બીજા નજીકના તેમના સગપણી ભાઈ મહાશકર ત્રવાડીએ તેમને આશ્વાસન આપ્યુ કે, 'બહેન, તારો દીકરો ખધોયે ચડયા વિના નહિ રહે હુ બેઠો છુ ને, તારો ભાઈ!

ગ્રહશાંતિને દિવસે મોટા ભાઈ અને ભાભી પાટલે બેઠા તેમણે આખો દિવસ સજોડે બેસી હોમહવન કર્યા એ બધો વખત છેડાછેડી બાધેલી રાખી હતી અને બૈરાઓએ બધા કુટુંબીજનોને સભારી સભારીને બધો વખત ગીતો ગાના કર્યાં હતા—જાણે આજે એ બને ફરી લગ્નની પાટે બેઠા હોય!

બીજે દિવસે બટુકની ક્રિયાઓ થઈ વશા હજામના પુત્ર મૂળજી હજામે મને મુડન કર્યું વડીલ કાકીઓ, ભાભુઓ તથા ભાભીઓએ મને વહાલથી પીઠી ચોળી નવડાવ્યા અને શુક્લ મડળીએ બ્રહ્મચારીના કૌપીનિક મ ત્રુ દડ વગેરેથી મને સજાવ્યો યજ્ઞોપવિતના મત્રો બોલાઈ ત્યા પછી પિતાજીએ પોતે એક વસ્ત્ર ઓઢાડી મને ગાયત્રીમત્ર બોલાવ્યો મત્ર તો મેં ગોખી નાખ્યો હતો, પણ તેનો અધિકારી તો હુ આ રીતે આજે બન્યો કુટુંબીઓ ને સગાંઓએ બટુક ભિક્ષા આપી ભિક્ષામા મળેલા ઢગલા ઢંધ પેંડા, લાડુ બરફી અને વસ્ત્રો સક પ કરાવીને ગુરુજીએ રાખી લીધા અને મને નવી ટોપી કપડા ને જોડ પહેરાવી પોથી પધરાવી અને માશીએ ગોખલી દેવાની તૈયારી કરાવી

બટુક (બડવો) માબાપની રજા લે છે રસ્તા પર પૂર્વ દિશાએ મો રાખી

પાટલા આગળ સાત સમુદ્ર ને નદીઓની પાણીની ધારો પાડી છે તેને વગાની આગળ જવા ગુરુની આજ્ઞા મળે છે, એટલે બડવો દોટ મૂકે છે ઢોલ શરણાઈ જોરથી વાગે છે બડવાની દોટ જોતા લોકો બન્ને બાજુ ઊભા રહે છે સામે છેડે મામા ભેટ બાધી ઊભા હોય તે દેશન જાવના બડવાને પકડી લે છે અને કાધે ચડાવી ઘેર પાછો લાવે છે સૌ વાજતેગાજતે પાછા મડપમા આવે છે હવે બડવાને



ગુરુની આજ્ઞા મળતા બડવો દોટ મૂકે છે



મામાની કાધે

કાશી કે પરદેશ જવાનુ નથી મામાએ પૈસા, ઘર અને વહુ લાવી આપવાની લાલચો આપેલી તેના ગીત બૈરા ગાય છે મડપમા બટુકનો સત્કાર થાય છે શુકલ પોકાર મારે છે, બટુકને હાથઘરણાનો–ચાલ્લાનો સમય થયો છે, અને સંકેત કરે છે કે, 'ધોળી ગાય ને રાતી વાછડી' એટલે કે બટુકને હાથમા રૂપા નાણાની ભેટ થાય તે સાથે શુકલને પણ વાછડીરૂપી નાની ભેટ મળવી જોઈએ। ખાનદાન ગણાતા કુટુબોમા તો આ વખતે, જો કોઈ બટુકનુ વેવિશાળ થયુ ન હોય તો કોઈ ને કોઈ સબધી આ પ્રસગે વાગ્દાન પણ કરે છે મારે માટે તો એ બધુ ઘોડિયામા હતો ત્યારે પતી ગયુ હતુ, પણ અત્યારે તો મને બ્રહ્મચારી, સધ્યા, તપ અને સાધનાના જ વિચારો આવતા હતા

ન્યાતવ્યવહાર સારી રીતે પતી ગયા એ દરમ્યાન અમને થોડા દિવસ ભાવનગરમા રહેવાનુ વધારે મળ્યુ પિતાશ્રી તો તરત નોકરી પર ચાલ્યા ગયા હતા

## ૪૭ ફરી મહેસાણા

વૅકેશન પૂરુ થવા આવ્યુ એટલે નિશાળો ઊઘડે તે પહેલા બાકીના અમે સૌ ભાવનગરથી મહેસાણા પહોચી ગયા છમાસિક પરીક્ષાના પરિણામમા જણાયુ કે મણિલાલનો નબર પહેલો ને મારો બીજો આવ્યો હતો આથી નિશાળના અભ્યાસમા મારો રસ વધી ગયો વળી અમાવાલ માસ્તરે લેસન વધુ પાકા કરવા મને તથા મણિલાલને રોજ સવારમા પોતાને ઘેર આવવા કહ્યુ તેમનુ ઘર નજીકની બીજી લાટીમા જ હતુ તે પણ ભોયતળનુ એકઢાળિયુ હતુ એક જ ઓરડા ને નાની ઓસરીમા તેમનો ઘરવાસો હતો, છતા કેળવાએલા

સરખારી ઘરનો એ નમૂનો લાગતો ઓસરીમા એક બાજુ ટેબલ ખુરશી ત્યા થોડી ચોપડીઓ ને લખવાના સાધનો હતા ભીંત પર ફોટાઓ હતા, ખાસ ચિત્રો કોઈ નહોતા અમને તેઓ એક ગોદડો પાથરી બેસાડતા અને પાઠોમાની અઘરી બાબતો સમજાવતા કોઈ વાર તેમના પત્ની તેમના ફ્રોગને સાચવવાને કે બહાર આટા મારી છાનો રાખવા અમને સોપતા ગુરુનુ બાળક અમારા હાથમા રમે તેમા અમે ખાસ અધિકાર માનતા એમની નજીકમા જ અમારા હેડ માસ્તર મણિભાઈનુ ઘર હતુ કદાચ નાગરોથી ભરેલો એ પરોશ હતો, કારણ કે બધા ઘરો વચ્ચે બૈરાઓનો બહુ સારો મેળ દેખાતો "અમારી લાઈમા માન અમારુ જ ઘર આસપાસના બૈરાઓની રાતદિવસની બેઠક જેવુ બની રહ્યુ હતુ કારણ કે પિતાશ્રી લાબી ડિસ્ટ્રિક્ટમા જાય ત્યારે ઘ મા મોટા મરદ કોઈ ન મળે લાલ ભાઈના વહુ મણિકાકી તો સવા સાંજ ગમે ત્યારે આવે ને ખબર રાખે એમને ત્યા મહેમાનો ઘણી વાર આવે ત્યારે કઈક સારુ ખાવાનુ કરે તે પણ છોકરા માટે મૂકી જાય

બા વિશે એક ચિંતાકારક માહિતી આ પ્રસંગોમા મળી કોઈ કોઈ વાર તે એકાએક ચત્તાપાટ ઊંધમૂધ સૂઈ જતા, દાત સજ્જડ થઈ જતા અને મૂઝવણ ભરી ચીસો પાડતા તે વખતે મણિકાકી કે કોઈ તેમને નવસાર સુઘાડતા અને ઘણી વારે તે સ્વસ્થ થતા મહિનાઓના આતરે આવુ બનતું, પણ અમને એનો ખુલાસો મળતો નહિ બૈરાઓ કહેતા કે કઈક વળગાડ છે એ વાત પર મને ઘણા વર્ષે સમજણ પડેલી પણ ત્યારે તો અમે ભણવા રમવામા ભૂલી જતા

નિશાળમા હુ અને મણિલાલ સરખા બાઘાના હતા એ જૈન કુટુંબનો બાળક હતો, એટલે તેની સાથે હુ પહેલી જ વાર મહેસાણાનુ જૈન મદિર જોવા ગયો તેથી અમારા વર્ગના બીજા એકબે જૈન છોકરા પણ ઓળખીતા થયા તેમને જૈન પર્વોમા પાર્શ્વનાથની પ્રતિમા સામે નૃત્ય કરવાનુ તથા સ્નાત્ર કરવાનુ શીખવવાનુ ઉ ત્સવની રાત્રે વાઘા તથા માથે રાજકુમાર જેવી બત્તી પદેરી હાથમાં નિયમ-નમવા સાથે છ-નનન ઝુમઝુમ તે નાચતા એ જોવાનુ ક તા કુતૂહલ અમને લાગતું ત્યારે તે દેવકુમારો જેવા લાગતા તેમને શીખવ નાર મથક નૃત્યના જાણકાર ભોજક કે નગારા વગાડનારા હતા પછી મારા જાણવામા આવ્યુ કે આ માટે તેમને સઘ તરફથી સોપારીઓ વગેરેની મદદ મળતી


ઉત્સવની રાત્રે અંગે વાઘા તથા માથે રાજકુમારો જેવી બત્તી પદેરી નાચતા

## ૪૮ નગર સસ્કૃતિ

જૂના અને નવા યુગને સાધતા એ કાળમા મને મહેસાણામા બન્નેના સાથે દર્શન થયા. મહેસાણા ગામ બહુ વિસ્તરેલુ નહોતુ, પણ રેલવેનુ જંકશન બન્યું હોવાથી આસપાસના પ્રાચીન સ્થળોની સસ્કૃતિ ને પરપરાઓની છાપ ત્યાની પ્રજામા હતી પાટણ, વડનગર, સિદ્ધપુર, વીજાપુર ને વીરમગામની વિવિધ વસ્તી મહેસાણામા ધધાધાપા માટે આવતી થઈ હતી વડોદરાના આ મહાલનુ મથક મહેસાણા થવાથી ગાયકવાડી રાજ્યના સુધારા અને તેના નિયામક અધિકારીઓનો પ્રભાવ પણ અહીં જણાતો સરકારી અને કેળવાએલા લોકોમા વડોદરા અને મુબાઈના છાપા વચાતા 'મુબાઈ સમાચાર', 'ગુજરાતી' અને 'સયાજી વિજય' પ્રગતિમાન લોકો વાચતા રહેતા સાહિત્યના પ્રકાશનોમા 'સરસ્વતીચદ્ર' અને 'ચદ્રકાન્ત' જેવા શિષ્ટ પુસ્તકોના નામ સાભળવા મળતા જૂના રિવાજો અને કર્મકાડથી કટાળેલા અને નવી રીતે આધ્યાત્મિક જ્ઞાનની ઇચ્છાવાળા કુટુબોમા વડોદરાના નૃસિંહાચાર્યના ઉપદેશ અને સાધના પ્રચાર પામતા હતા તેમનુ માસિક 'મહાકાળ' શિષ્ટ જનોમા વચાતુ. અમારા પડોશમા એક ગૃહસ્થના ઘરમાથી તેમના પુસ્તક 'ભામિનીભૂષણ'ના ભાગો માગ બાને માટે હુ લેવા જતો, ત્યા મને 'મહાકાળ'ની ફાઈલો મળી ગઈ. તેમાના ગહન વિષયો કે કાવ્યો તો હું સમજી શકતો નહિ પણ 'યોગિનીકુમારી'ની વાર્તા સળગ વાચી નાખી. તેમા પણ બહુ તાત્ત્વિક ફકરા હુ મૂકી દેતો, પરતુ એ વાર્તા વાચ્યા પછી મનમા ઉચ્ચ જીવનના ઘણા સકલ્પો જાગ્યા તપસ્વી અને પવિત્ર જીવનનુ સૌંદર્ય કેવુ હોય તેનો ખ્યાલ મળ્યો તે સાથે અદૃષ્ટ તત્ત્વો અને સિદ્ધિઓની વાસ્તવિકતા માટે શ્રદ્ધા પ્રકટી ને ચમત્કારો, પ્રેતો તથા પરચાની વાતોમા રસ પેદા થયો.

## ૪૯ પિતાશ્રીની ગુરુભક્તિ

ગુજરાતના ગામેગામ અબાજીમાનુ માહાત્મ્ય બહુ હતુ, તેમના પરચાની વાતો બહુ થતી હજારો ઘરોમા અબાજીમાની બાધાઓ રખાતી નવરાત્રમા હજારો માણસો વર્ષોવર્ષ અબાજીની યાત્રાએ જતા અને ટ્રેઈનની અગવડોને કારણે ઘણા યાત્રીઓને મહેસાણા સ્ટેશનમા કે નજીકની વીશી કે ધર્મશાળામા રાતવાસો કરવો પડતો હુ અને મારી નાની બહેન અમારા ઘરની પરસાળમાથી રોજ અનેક યાત્રાળુઓને સામેની મોટી સરકારી ધર્મશાળામા પોટકા અને કોથળા સાથે જતા-આવતા જોતા

મા । પિતાશ્રી ડિસ્ટ્રિક્ટમાથી પદર વીસ દિવસે આવે ત્યારે પરસાળમા તેમનો રસોયો નોકર ગાદલાનો વીંટો કરી તકિયો બનાવે અને બીજુ ગોદડુ પાથરી બેસવાની ગાદી કરી તે પર તેમનો ચામડાનો પોર્ટફોલિયો તથા દફતરોના પોટલા ગોઠવી દે એક દિવસે સાજને વખતે મારા પિતાશ્રી તેમની ગાદી પર બેસી ટપાલ લખતા હતા, અમે બહારના ભાગમા રસ્તા તરફ રમતા હતાં, એટલામા આબુ-અબાજી તરફની ગાડી આવી અને તેના યાત્રિકોની હાર ધર્મશાળા તરફ ચાલી રહી તેમા ખભે ખડિયાવાળા, બાધી દડીના એક વૃદ્ધ અને

સાથે માથે પોટલા લીધેલી બેચાર સ્ત્રીઓ ધર્મશાળા તરફ જતા દેખાયા

અચાનક પિતાશ્રીની નજર તેમના તરફ ગઈ અને સફાળા ઊઠ્યા અમે તેમને ઝપાટાબંધ ધર્મશાળા તરફ જતા અને પેલા વૃદ્ધ ડોસા સામે જઈ તેમના ચરણને સ્પર્શ કરી વંદન કરતા જોયા 'રામલાલ મહેતાજી તો નહિ?' ડોસા તો આભા બની રહ્યા 'હા ભાઈ, પણ તમે કોણ? ઓળખ્યા નહિ '



વૃદ્ધના ચરણને સ્પર્શ કરીને વંદન કરતા પિતાજીને જોયા

'મહેતાજી, હું આ વનગરના છગન રાવળનો મહાશંકર તમારી નિશાળે આંક અને કક્કો ભણેલો હવે ધર્મશાળામા જવુ નથી સામે આપણુ ઘર છે ' કહી હાથ પકડી તેમને અને પેલી બાઈઓને લાવી અમારા નાનકડા ઘરમા તેમના પોટલાનો ઢગલો કરાવ્યો નહાવાનું પાણી મુકાવ્યું અને બાને કસાર કરવાનું કહ્યું બહુ ભાવથી સૌને જમાડ્યા અને સવારની ગાડીમા વિદાય કર્યા પિતાશ્રીની ધર્મશ્રદ્ધા ને ગુરુભક્તિ તેમના જીવનનું એક સ્વાભાવિક વલણ હતું શ્રી નથુરામ શર્માના અનુયાયી થયા પછી તેઓ ઘરમા કે પ્રવાસમા નિત્ય સધ્યાવદન ને વૈશ્વદેવ કરતા, અને અમને લાગતું કે તેમની સાધનાથી ઘરને દિવ્ય શક્તિનુ રક્ષણ મળે છે

## ૫૦ યોગીનો મેળાપ

યોગ અને જ્ઞાનની વાતોમા પિતાશ્રી બહુ રસ ધરાવે છે એવુ પડોશીઓ જાણતા હતા એટલે એક વાર બાજુના ઘરમા મછારામ કરીને કોઈ યોગસાધક આવ્યા ત્યારે તે પડોશી તેમને લઈને અમારા ત્યા આવ્યા પિતાશ્રીના નમસ્કાર ઝીલીને તે બેઠા કે તરત સૂડીના પાંખિયાથી જરા ચૂનો ઉપાડી મારો નાનો ભાઈ ત્યા બેઠો હતો તેના હાથમા 'લે બચ્ચા' કહી ચોપડ્યો તે બાળકને કઈ સમજ પડી નહિ પણ મારા પિતાશ્રીએ તેનો હાથ લઈ સૂઘ્યો, તો ગુલાબના અત્તરની વાસ આવી! વધારે ચોળ્યું તો તેની મહેક બીજાને પણ આવી!

આ કોઈ યોગીપુરુષ છે એમ સમજીને પિતાશ્રીએ તેમની સાધના વિષે પૂછવા માડ્યુ ત્યારે તેમણે વાત કરતા જણાવ્યું કે તેઓ ખેચરી મુદ્રા સુધી પહેચ્યા હતા પણ ગોરક્ષાના ફડ માટે સામાન્ય લોકોને આકર્ષવાને મેસ્મેરિઝમના પ્રયોગો કરી બતાવતા હતા

પિતાશ્રીએ તરત પૂછ્યુ કે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે જેઓ ખેચરી કરી જાણે છે તેમને આકાશગમન સહજ સિદ્ધ થાય છે એ ખરું? મંછારામજીએ કહ્યું: 'હા, એ ખરી વાત છે. મને તે બાબતમાં થોડો ઘણો અનુભવ છે.' પિતાશ્રીએ હાથ જોડી વિનતી કરી: 'તો કૃપા કરી તેનો થોડો પ્રયોગ બતાવો.' શ્રદ્ધાળુ ભાવિક પ્રેક્ષક જોઈ તેમણે કહ્યું: 'સારુ, પડોશમાથી બીજા ચારપાચ માણસોને બોલાવો.'

પડોશના બીજા બેત્રણ ગૃહસ્થો આવી ગયા, એટલે પોતે શેત્રજી પર ચત્તા સૂઈ ગયા. પછી હાથપગ તથા માથા આગળ એકેક જણને એકેક આગળી લગાડી રાખવા કહ્યું, ને સૂચના કરી કે શરીર અધ્ધર થાય કે સાથોસાથ ઊભા થઈને તે નીચે આવે તે વખતે ટેકવી દેજો.

એમ કહી તેમણે ખેચરી મુદ્રા શરૂ કરી. ગળામાંથી લાબો 'ઓ ... મ' સ્વર નીકળતા મો ફાટીને અદરની જીભ બેવડી થઈ ઊતરી ગઈ લાગી અને મો ખાલી ગોખલા જેવું જણાયું. ત્યાં તો એકાએક શરીર ઊંચું થયું! બધા પણ સાથોસાથ ઊભા થયા, અને દરેકના માથા સુધી તેમના હાથ પહોચ્યા એટલે લગી અધ્ધર જઈ પછી શરીર નીચે આવી ગયું. દરેક જણે કહ્યું કે શરીર ઊંચુ થયું ત્યારે તેમને કઈ જ વજન લાગ્યું નહોતું!

પાછો તેમના ગળામાથી સ્વર નીકળ્યો અને જીભ યથાસ્થાને દેખાઈ. પછી તેમની વાતથી જાણવા મળ્યું કે ખેચરી સિદ્ધ કરવાને યોગીઓ જીભ નીચેની ચામડી રોજ તીક્ષ્ણ શસ્ત્રથી કાપતા જાય છે અને માખણથી રૂઝવતા જાય છે. છેવટે જીભ અદર વાળીને ઉપરના તાળવાને સ્પર્શે છે ત્યારે ત્યાથી ચદ્રામૃત નામનો રસ મળે છે. તેનુ પાન કરી તે અસામાન્ય તૃપ્તિ મેળવે છે. પછી તો ખબર પડી કે તેઓ તો સામેની બીજી લાટી (વડા)મા અમારા હેડ માસ્તર, વીસનગરના મણિભાઈને ત્યા જ રહ્યા છે અને રોજ રાત્રે ભજનો કરે છે તથા તે પછી ભાવિકોને કઈ કઈ ચમત્કાર બતાવે છે. ધગતો લાલચોળ પાશેરો દાતમા પકડી શકે છે, મૂઠી ખોલીને માગ્યો પ્રસાદ આપે છે અને કોઈ કોઈ ભાવિકને માથે વસ્ત્ર ઢાકી તેના ઇષ્ટ દેવનુ દર્શન કરાવે છે. એક વૃદ્ધ માસ્તરને એ રીતે શ્રીનાથજીના દર્શન થએલા.

ચમત્કારો પ્રત્યક્ષ બતાવનાર વ્યક્તિ સમીપ છે તો આપણે પણ કઈક પરચો જોવો એવી મારા મનમા રઢ લાગી; એટલે પિતાશ્રીને વીનવી એક રાતે તેમની સાથે ત્યા ગયો લોકોથી ઓશરી ખીચોખીચ ભરેલી હતી તેમણે ભજનો ગાયા. પછી સૌ વિખરાવાના થયા ત્યારે હુ પણ તેમના પાસે ગયો અને પિતાશ્રી સામે જોઈ ને મેં ધીમેથી કહ્યુ: 'એમને કહો કે મને કોઈ દેવનુ દર્શન કરાવે.'

'છોકરો શુ કહે છે?' તેઓ બોલ્યા

પિતાશ્રીએ કહ્યુ કે: 'એ કઈક માગણી કરે છે.'

એમણે મને પૂછ્યુ: 'શુ છે બોલ?'

'મારે કોઈ દેવ કે દેવીના દર્શન કરવા છે'

'પણ તેં કોઈ દવદેવી જોયા છે?'

'ફક્ત અમારાજીમા પ્રતિમાના દર્શન કર્યા છે, સાક્ષાત્ નથી જોયાં'

'પણ તું નજરે જોઈને ભય પામીશ નહિ?'

'જરા ય નહિ; ગમેતેમ કરી બતાવો.' મારી તે વખતની કાકલૂદીથી તેમના પર અસર થઈ કે ગમે તેમ, પણ તેમણે તરત કહ્યું: 'મારા માટે સ્નાનની ગોઠવણ કરો; અને અંદરના ખંડમાં બે પાટલા નખાવો.'

## ૫૧ પ્રત્યક્ષ પરચો

વિખગના લોકો રોકાઈ ગયા. સૌને કુતૂહલ થયું કે કંઈક પ્રયોગ જોવાનો મળશે. એ બધાને તેમણે બહાર રહીને શાંતિથી જે થાય તે જોવા કહ્યું. મારાં બધાં વસ્ત્રો ઉતરાવી એક અમોટિયું માત્ર ઓઢાડીને પાટલા પર લંગોટીભેર મને બેસાડયો. બે બાજુએ ઘીના માત્ર બે દીવા હતા, બીજી બત્તી નહોતી. મારી સામેના પાટલા પર પોતે બેઠા અને ભોંય પર પાણીથી કંઈક યંત્ર દોર્યું. પછી મને કહ્યું: 'જરા ય ડરીશ નહિ. જો, તારા રક્ષણ માટે આ ચપ્પુ છે.' કહી ચપ્પુ ભોંયમાં ઊભુ ખોસી રાખ્યું અને મને અંબાજીનું ધ્યાન કરવા કહ્યું. થોડી વારે પૂછ્યું: 'શું દેખાય છે?' મેં કહ્યું: 'હું વિચાર કરું છું તે પ્રમાણે આકૃતિ દેખાય છે, પણ બહારનું કોઈ સત્ત્વ હાજર હોય એવું લાગતું નથી. મને કંઈક પરચો બતાવો.'

આ સાંભળી તે ગંભીર બની ગયા: 'તો પછી હવે બીનો નહિ' એમ કહી તેમણે 'અ...ઉ...મ' સ્વરથી શ્વાસ ખેંચી મોં ખુલ્લું કર્યું, તો અંદર જીભ મળે નહિ! ખાલી ઊંડા ગોખલા જેવું પોલાણ હતું. એ દશ્ય મને બહુ જ વિસ્મયકારક લાગ્યું અને શું બને છે તેની રાહ જોતો સ્થિર નજરે બેઠો. ઓરડામાં અમે બે જ જણ હતા અને તદ્દન ચૂપકીદી હતી. બહારના લોકોએ અમારી વાત સાંભળી લીધી હશે પણ કોઈએ અવાજ થવા દીધો નહિ.

એકાએક મોટી ત્રાડ પાડી તે પાટલા ઉપર પાછળ ઊછળી પડયા અને ચત્તાપાટ પડયા. એ વખતે મેં બરાબર જોયું કે તેમના મોમાંથી નળના પાણીની



મંછારામજીની યોગસાધનાનો પરચો

જેમ કંકુ છૂટતું હતું. બહારના લોકો અંદર ધસી આવ્યા અને કંઈ સમજ્યા વિના 'જે અંબે! જે અંબે!' બોલી તાળીઓ પાડવા લાગ્યા. કોઈએ તેમના પર પંખો નાખવા માંડયો, ત્યારે થોડી વારે 'સ...ઊ...ઊ...' કરતા અવાજ સાથે તે સ્વસ્થ થયા અને પહેલું જ પૂછ્યું: 'છોકરો ભાનમાં છે ને?' હું તો ભાનમાં

જ હતો, પણ દિગ્મૂઢ બની ગયો હતો મારા આખા શરીર પર કકુનો વરસાદ થયો હતો માગ પિતાશ્રીએ એક ખોબો ભરી લીધો અને બીજાઓ જોવા આવતા ગયા તેમ જમીન ઉપરથી, આસપાસની ચીજો પરથી, ડામચિયા પરથી જ્યા નજરે પડયુ ત્યાથી કકુ લેવા માડયા આખા ખડમા જાણે છાપરામાથી કકુનો વરસાદ થયો એવુ લાગ્યુ મારા પગ તેમણે હાથ ફેરવ્યો અને મેં વદન કર્યું તેમણે મારા પિતાશ્રીને કહ્યુ 'રાત્રે ઊંઘમા ચમકે અને બોલવા માડે તો મને ખબર કરજો '

મારા પિતાશ્રીને પણ આ પ્રસગથી યોગવિદ્યાની એક પ્રતીતિ મળી હોય એમ લાગ્યુ ઘેર આવી મારા માને કહ્યુ 'રવિ નસીબદાર કે તેને યોગીની પ્રસાદી અને પરચો મળી ગયો માતાજીનુ કકુ તેના પગ વરસ્યુ ' હુ પણ મનમા અધ્ધર ઘૂમતો હતો, પણ પ્રશ્ન રહી ગયો કે મને કેમ કઈ થયુ નહિ અને પ્રયોગની અસર તેમના ઉપર જ થઈ ? પછીથી કોઈએ કહ્યુ કે તેમણે જાણી જોઈને આકરો પ્રયોગ પોતાની ઉપર ખચી લીધો હશે પણ મારી એટલી તો ખાતરી હતી કે તેમા કોઈ જાતની બનાવટ, દભ કે પાખડ નહોતુ થોડા વર્ષો પછી મને ખબર મળી કે એ પછી બહુ ટૂકી મુદતમા તેમનુ દેહાવસાન થયુ હતુ. મારા પર કરેલા પ્રયોગ જેવા ઘણા આઘાત ખમે એવુ તેમનુ શરીર નહોતુ જ.

પિતાશ્રીની સેકન્ડ ગ્રેઈડના ઇન્સ્પેક્ટર તરીકે નિમણૂક પ્રોબેશનર (અજમાયશી) તરીકે હતી તેમા તેમણે એક મોટા ડિસ્ટ્રિક્ટનુ કામ જોખમો અને જહેમત ખેડીને ખતથી કર્યું હતુ અમદાવાદના ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડેન્ટ તેમના કામનો સારો રીપોર્ટ કરે તો જ તેઓ કાયમ થાય એમ હતુ પણ સુપરિન્ટેન્ડેન્ટ છોટાભાઈને કોઈએ ભરમાવેલા તેથી તેમના કામ માટે ભળતો રીપોર્ટ કરી મોકલ્યો પરતુ પોસ્ટ માસ્તર જનરલ મિ મૅક્સવેલને પિતાશ્રીના આગળના કામોની માહિતી હતી એટલે તેના પર ઇતબાર ન મૂકતા જાતે અમદાવાદ આવી રૂબરૂ પૂછપરછ કરી એ વખતે પિતાશ્રીએ બધી વાતનો ખુલાસો કરી દીધો, તેમા છોટાલાલભાઈની પણ આખ ઊઘડી ગઈ અને વિરુદ્ધ વલણ માટે દિલગીરી બતાવી મૅક્સવેલ સાહેબે પિતાશ્રીને ઇન્સ્પેક્ટર તરીકે કાયમ કરી દીધા અને તે પછી અમદાવાદ, મહેસાણા ને વીરમગામ સુધીના મડળમા તેમની પ્રતિષ્ઠા વધી ગઈ

## ૫ર સાહિત્યસસ્કાર

વડનગરમા અમારા કુટુબના સબધી મકનજીભાઈ રાવળ પોસ્ટ માસ્તર હતા, તેથી એ તરફની એક સફરમા અનેક દિવસ માટે પિતાશ્રી મને તથા નાની બહેનને લઈ ગયા, અને અમને તેમને ત્યા મૂકી આસપાસના ગામો તપાસવા ગયા મકનજીભાઈ રસિક ઉમગી અને બાળપ્રેમી હતા તેમના ઘરમા મને નારાયણ હેમચન્દ્રની બગાળી પરથી અનુવાદ કરેલી ચોપડીઓ મળી ગઈ ખિસ્સામા રહી શકે એવડી ડાયરીના કદની આ ચોપડીઓમા તેણે 'વિષવૃક્ષ', 'દુર્ગેશનદિની' અને 'બકિમની વાતો' પ્રસિદ્ધ કરી હતી માણસના મનની ઊર્મિઓ તથા

ઉર્વ-હેતનુ વર્ણન મેં પહેલી જ વાર રસપૂર્વક એમા વાચ્યુ અને અનુભવ્યુ વાચવામા હુ લીન થઈ જતો, ગ્સતરબોળ બનતો, પણ વાચેલી વાત બીજાઓ પાસે તે વ્યક્ત કરવાની મારામા શક્તિ નહોતી

વડનગરમા બીજો યે એક પ્રેરક પરિચય થયો પોસ્ટ ઑફિસની નજીકમા બાલ,પણ મહારાજનુ મદિર હતું ત્યા મકનજીભાઈ અમને લઈ ગયા એ જુવાન મહારાજે મદિરની ભીંતો ઉપર 'સીતાન્ભૂમિપ્રવેશ' અને 'દ્રૌપદી વસ્ત્રહરણ'ના પ્રસગોના રાજા રવિ વર્માના ચિત્રો ફૂલચદ નામના ચિત્રકાર પાસે ચીતરાવ્યા હતા મેં રામાયણ વાચેલુ એટલે સીતા ભૂમિપ્રવેશના ચિત્રની કરુણા અને દ્રૌપદી વસ્ત્રહરણમા અપમાનિત થએલા પાડવોની મુદ્રાઓએ મને બહુ પ્રભાવિત કર્યો

એ મહારાજ હારમોનિયમ સરસ વગાડતા લોકો નાટકના ગાયનો ગાતા તેથી વિશેષ સગીતમા કઈ મેં જાણેલુ નહિ મહારાજશ્રીને ફોટોગ્રાફીનો પણ શોખ હતો અને વર્ષો પછી તેમણે ચિત્રો છાપવાના બ્લૉકો બનાવવાનુ પણ શરૂ કરેલુ પાછળથી એક વખત અચાનક મળેલા ત્યારે એ વૃદ્ધ થએલા, પણ આખ અને મો પર એક રસિક મસ્તી પ્રયોગવીરની છાપ હતી જીવનમા ઘણા માણસો ખોટા સ્થાનમા ખોટે સમયે મુકાએલા હોય છે તેમાના એક એ હતા

પિતાશ્રીના કાયમ થયા પછી વધારે પગારવાળી જગ્યા મળવાની આશા અને ભણતરા ચાલુ થતા હતા, તેથી અંબાજીના દર્શન કરી લેવાની બાની તીવ્ર ઇચ્છા પાર પાડવા એમણે દાતા-અંબાજીની એક સફરમા આખા ઘરને સાથે લીધુ આબુથી અમે ગાડામા દાતા ગયા ત્યા રાજ્ય તરફથી ફૂલવાડી વાળા એક બગલામા ઉતારો મળ્યો ત્યા બેત્રણ દિવસ હરવાફરવાની મઝા માણી રાજ્ય ત રફથી જણ દીઠ પાકા સીધા રોજ આવતા તેમા ઘી ઘણુ વધી પડતું એટલે દવેજી અમારા માટે મગજના લાડુ બનાવી રાખતા ત્યાથી નીકળ્યા ત્યારે રાજ્યે ગાડુ અને ઘોડેસવાર અબાજી સુધી સાથે મોકલ્યા સવારથી સાજ સુધી ડુંગરાળ કાચા રસ્તા પર અથડાતા અમે જતા હતા કેસડાથી બે બાજુના વન ભભકી રહ્યા હતા એટલામા અચાનક સવારનો ઘોડો એ પગે ઉછળ્યો અને ગાડાના બળદો આકા ફૂટાતા હતા તેને હાકનારે મહાપરાણે રાશ ખેંચી થભાવ્યા 'શુ થયુ, શુ થયુ' એમ પૂછીએ ત્યા તો ફલાગ દેતો એક દીપડો રસ્તાની સામે એક બાજુથી નીકળી બાજુની ઝાડીમા ચાલ્યો ગયો! સવારે બદૂક મગાવી લીધી હતી, પણ થોડી વારે બધુ શાન્ત પડી ગયું એટલે તે આગળ ચાલ્યો અને બળદો પણ ચાલ્યા

અબાજીમા આ વખતે અમે તો સરકારી મહેમાન હતા ત્યાના પોસ્ટ માસ્તરે મોગ પૂજારીને ખબર આપેલા એટલે અમારે માટે સવારમા દર્શનની ખાસ ગોઠવણ થઈ હતી માતાજીને થાળ ધરી મારા બાએ પ્રસન્નતા અનુભવી.

અમારા ઉતારામા અબાજીનું એક છાપખાનુ ચાલતું હતું તેમા માતાજીના ગરબાની ચોપડીઓ છપાતી હતી નાનકડી ઓરડી જેટલી જગ્યામા એક જ માણસ બીબાથી એક જ પાનુ ગોઠવતો પછી ઝરીથી શાહી એક પથ્થર પર પાથરી દેતો, અને તે પર લુગડાની પોટલી ઘૂટીને તે પર શાહી લઈ બીબા

ગોઠવેલા ચોકઠા પર દાબતો. ત્યાર બાદ ચોપડીના માપના કાગળોની થપ્પીમાથી એકેક કાગળ તે પર મૂકી એક લાકડાનો દાંડો નીચો કરતો એટલે બે પાટિયા વચ્ચે તેને ખીમાં સાથે ભીંસ થતી. દાંડો ઊંચો કરે એટલે કાગળ પર ખીમાંથી ગરબાની છાપ છપાએલી દેખાતી. આમ એક એક કાગળ દરેક વખતે મૂકીને બધાં પાનાં છપાઈ રહે ત્યારે ચોપડી તૈયાર થતી. આ હતો મારો છાપખાનાનો પહેલો પ્રત્યક્ષ પરિચય. બેનણ કલાકો સુધી ત્યા બેસીને મેં ખૂબ કૌતુકથી એ કામ નિહાળ્યું હતું.

મહેસાણાની પોસ્ટ ઑફિસમા પાછળથી ત્રિભુવનદાસ દવે કરીને લીમડીના અમારી જ્ઞાતિના એક પોસ્ટ માસ્તર આવ્યા. તેનો પુત્ર છોટાલાલ મારો સમવયસ્ક હતો, તેથી પોસ્ટ ઑફિસમા મારી આવ-જા વધી ઉનાળામાં એક વાર રજાઓમા દાક્તરીની કૉલેજમા ભણતા તેના મોટા ભાઈ કેશવલાલ આવ્યા. તેનામાં મેં નવા સુધારાની રીતભાતો જોઈ. વયમા મોટા છતા તે અમારી સાથે સારી રીતે વાતો કરતા. ઘણા વર્ષો બાદ મેં તેમને લીમડીના ચીફ મેડિકલ ઑફિસર થએલા જોયા.

એક વાર પોસ્ટ ઑફિસની પેટીઓ રગનાર તથા અક્ષરો લખનાર પેઈન્ટર અમદાવાદથી આવેલા. ગામની અને ડિસ્ટ્રિક્ટની બધી જૂની પેટીઓ ત્યા આવતી તેને તે સરસ લાલ રગ કરી અક્ષરો લખતો. તે માટે એક નાના ડબ્બામાં સફેદો રાખતો ને તેમા ટર્પેન્ટાઈન નાખી જરૂરી પાતળો બનાવી પીછીથી છાપેલા જેવા અક્ષરો લખતો. ત્યારે પીછી મેં પહેલી જ વાર જોઈ. કાગળ પર કિત્તાથી આવા અક્ષરો લખતાં તો મને આવડતા, પણ આવા રગ તો વાળની પીછીથી જ વાપરી શકાય એ જ્ઞાન થયું. તેણે મારી છત્રી ઉપર R. M. R. લખી આપ્યું. એ પીછીની રચના જોઈ લઈને મેં ઘરમા એક ખૂણે જઈ મારી ચોટલીની શેડ કાપી લીધી, પછી વાસની સળી પર દોરાથી તે બાધી પીછી બનાવી લીધી અને પેઈન્ટર પાસેથી સફેદો લાવી બીજી છત્રી પર અને પેટીઓ પર નામો લખ્યા.


ચોટલી કાપીને પીછી બનાવી

મહેસાણામા જ મેં પહેલી અંગ્રેજી પાસ કરી. તેમા મણિલાલનો નબર પહેલો અને મારો બીજો હતો. એ વખતમા પહેલી અંગ્રેજી સાથે છઠ્ઠી ગુજરાતીનુ ભણતર અને બીજી અંગ્રેજીમા સાતમી ગુજરાતીનુ ભણતર જોડેલું રહેતું. હોપ સાહેબની એ વાચનમાળાના પાઠોમા નીતિચરિત્રના પાઠો સારા હતા. વિશેષ સાહિત્યનો પરિચય કરાવવા ગણપતરામ અનુપરામ ત્રિવેદીએ અંગ્રેજીમાથી અનુવાદ કરેલી 'બાલમિત્ર' નામની ચોપડી ચાલતી તેના પાઠોની જીવન પર ભારે અસર થતી

મારી પાસેની પાડમાળા, નળાખ્યાન, છઠ્ઠી ચોપડી, પ્રાઈમર વગેરે મારા મોટા ભાઈ ભણી ગએલા તે જ ભાવનગરથી હુ લેતો આવ્યો હતો. હવે બીજી અંગ્રેજી માટે પણ થોડીક જ નવી ચોપડીઓની ખરીદી કરવાની હતી. પણ એવામા

ઘણા મહિનાથી જેની અટકળ કરતા હતા તે સમાચાર આવ્યા પિતાશ્રીને ફર્સ્ટ ગ્રેઈડના ઇન્સ્પેક્ટર તરીકે રૂ ૧૦૦ના પગાથી ભાવનગર મુકામે નીમતો હુકમ મળ્યો મારા બા અને અમે સૌ ખુશખુશ થઈ ગયા કે હવે મોટા ભાઈ, ભાભી, કાકા કાકી, મોટા મા, ભાણો વગેરે સૌ સાથે જ રહેવાના

# અંગ્રેજી શિક્ષણકાળ

## ૫૩ ભાવનગરનુ ઘર

પિતાશ્રીને ભાવનગર ડિવિઝનમા ઇન્સ્પેક્ટર તરીકે રૂ ૧૦૦ના કાયમી ગ્રેઈડમા નિમણૂક મળી તે આખા ઘરને માટે અતિ હર્ષનો પ્રસંગ બન્યો વરસોથી વતન બહાર રખડ્યા પછી એક સરકારી અમલદાર તરીકે પોતાના વતનમા સ્વજનો અને સગાસબંધીઓ વચ્ચે રહેવાનુ થશે એ વિચારે મારા બાના હરખનો પાર નહોતો અમને બાળકોને પણ કાકા કાકી, ફોઈ, મોટા ભાઈ ભાભી ને બહોળા પરિવાર વચ્ચે દાદીમા સાથે રહેવાનુ થશે તેની જિજ્ઞાસા હતી

ભાવનગર આવતા જ જાણી શકાયુ કે દાદીમાને કાકીની સાથે ફાવતું નહોતુ, એટલે ભાડે આપેલું ઘર ખાલી કરાવી તે ત્યા રહેતા હતા અને ખચા ળીનો વાડો પણ વાપરતા હતા અમે મહેસાણા રહ્યા તે દરમ્યાન ફઈબાનો ભાણો મોટો થઈ ગયો હતો અને કાકાના કીકા સાથે ઊછરતો હતો, તેને પણ તેમણે પોતાની પાસે રાખી લીધો હતો વધારામા વળી તેમના એક કાકાની દીકરી બહેનના દીકરાએ ભાલના ગામડામાથી પોતાના પુત્ર ત્રિભુવનને અંગ્રેજી ભણવા મોકલી દીધો હતો આ બને છોકરાઓને દાદી પોતે જ સાચવતા હતા

અમે ભાવનગર ગયા કે તુરત કાકા સાથે બધાનો સમાસ અશક્ય લાગતા બાએ દાદીમાનો ભાર ઉપાડી લઈ મોટા ભાઈ અને ભાભીને પણ એ જુદા ઘ મા સમાવી લીધા એકાદ મહિનામા તો એ જ ઘરનું જે અડધિયુ ગીરો મુકાયુ હતુ તે પિતાજીએ છોડાવી લીધુ અને વચ્ચેના પાટિયાની પડદી કાઢી નાખી ઉપરની મેડી તથા નીચેની પરસાળ મોટી બનાવી ઉપરની મેડી બાપુજી-ની બેઠક અને ઑફિસ બની નીચેના એક ઓરડામા મને મોટા ભાઈને અને ત્રિભુવનને અભ્યાસ માટે જગ્યા મળી, તોપણ અનાજ દાણાની કોઠીઓ બે મોટા પટારા ને પાગરણપાથરણાના ડામચિયા ખડકેલા હતા વળી એને બારી જ નહોતી ઓસરીમા પડતુ બારણું બધ થાય તો સાવ અધારુ બની રહેતુ

અહીં મોટાભાઈએ એક જૂના ગોળ ટેબલ પર પોતાની છૂટી અંગ્રેજીની ચોપડીઓ રાખી હતી. તેમની માનીતી નાટ્યપ્રવૃત્તિ ચાલુ જ હતી તે બતાવતું, એક વધુ સજાવટ અને કૌશલથી બનાવેલું રમકડા-નાટ્યગૃહ બનાવ્યું હતું.



અમને મેડીના દાદરા નીચે જગ્યા કાઢી આપી હતી.

વળી તેમાં રસ લેનાર બેચાર મિત્રોનું મંડળ પણ હતું. તેથી એમને ઠીક લાગે તો અમને પોતાના ઓરડામાં બેસવા દે; નહિ તો દફતરો રાખવાને તો અમને મેડીના દાદરા નીચેના એક જૂના પટારા પર જગ્યા કાઢી આપી હતી. ભણવા કે લખવા માટે ઓસરીમાં કે ઓટલા પર બેસવાનો પરવાનો મળ્યો હતો.

હવે બાપુજીએ ઘરમાં આગળપાછળ થોડો સુધારો કરાવ્યો. વાડામાં જાળી પડાવી પાણિયારું કરાવ્યું; ઉપરના રસોડામાં પથ્થરો નંખાવી ચોકડી કરાવી; અને સૌથી મોટું કામ તો ડાબી બાજુની નવેળીની બહાર લાંબો ઓટલો હતો તેની ઉપર સંડાસ બંધાવ્યું તે. આ સગવડ થતાં દાદીમા અને ઘરનાં બૈરાં બહુ રાજી થયાં; અમે જે કદી ઉઘાડામાં જાજરૂ બેસવાનું શીખેલા નહિ તેમને પણ હાશ થઈ; પરંતુ આખા ફળીને ઈર્ષ્યા થઈ. તેમને તો પહેલાંની પેઠે ટાંકી અને કચરાની પેટી પાસે ચોકીદારની નજર બહાર કુદરતી હાજત પતાવવાનું જ રહ્યું.

પિતાજીની ડિસ્ટ્રિક્ટ બહુ મોટી હતી. દક્ષિણે મહુવા-જાફરાબાદથી પશ્ચિમે બાબરા, ઉત્તરે ગઢડા અને પૂર્વમાં ધંધુકા સુધીની પોસ્ટ ઑફિસોની તપાસ લેવા ફરવાનું હતું. એમાં મોટો ભાગ પગ-રસ્તાનો હતો. કોઈ વાર તળાજા-મહુવા તરફ જાય ત્યારે એ પ્રવાસ ગાડા રસ્તાનો હોઈ પાછા આવતાં મહિનો વીતી જાય. એવા વખતમાં ઘરની બધી વ્યવસ્થા બા કરી લેતાં અને જરૂરી ખરીદી કાકા કરી આપતા. અમને વારાફરતી શાક, દાતણ અને ગાંધીઆણા માટે કામ સોંપાતું. ઘરની કામગીરી બજાવવાના પ્રથમ પાઠ એ રીતે મળવા લાગ્યા.

## ૫૪ અંગ્રેજી નિશાળમાં

ભાવનગર પહોંચ્યા પછી જાણ્યું કે ત્યાંના નવા વર્ગો તો બે માસ પહેલાં શરૂ થઈ ગયા હતા. એટલે વધુ વખત ખોયા વગર મોટા ભાઈએ મને ઍંગ્લો-વર્નાક્યુલર શાળામાં દાખલ કરાવી દીધો. ત્રિભુવન, જેને મોટાઓ 'તમો' કહેતા (અને અમે પરસ્પર રવિભાઈ અને તમોભાઈ કહેવાનું સ્વીકાર્યું હતું) તે પણ બીજીમાં હતો. નવા વાતાવરણમાં તેનો સાથ મને આશ્વાસન રૂપ બન્યો. મેં હજી બીજી ચોપડીનો એકે વિષય શરૂ કર્યો નહોતો અને અહીં તો અંગ્રેજી, ગણિત, પાઠમાળા, ઇતિહાસ વગેરે ઠીકઠીક આગળ ચાલ્યું હતું. વળી અહીં પહેલી જ વાર જાણ્યું કે અઠવાડિયામાં એક વાર ડ્રૉઇંગનો એક કલાક આવે છે. તે વખતે વર્ગશિક્ષકો લાયબ્રેરીમાં જઈ છાપાં વાંચતા હોય કે ઝોકાં ખાતા હોય.



અમારા શિક્ષકો

એ વખતના શિક્ષકોના પોશાક સાદા બજારુ જન જેવા હતા. ભાગ્યે જ કોઈ બટનવાળો કોટ પહેરતા. કેટલાક તો શાળાઓ સ્થપાઈ તે દિવસના વૃદ્ધ જનો જ હતા. માથે ધારી અને ચોટલી, અથવા સળંગ મૂંડામાં માત્ર ચોટલી જ હોય. તે પર કોઈ ભાવનગરી પાઘડી પહેરતા, કોઈ દક્ષિણી ખોબું લગાવતા તો કોઈ આંટીવાળો ફેંટો વીંટતા. ખુદ હેડમાસ્તર શ્રી ઝવેરી (કૃષ્ણલાલ મો. ઝવેરીના મોટા ભાઈ)ને માથે અરધી ધારી હતી. તેઓ ભરૂચી પાઘડી પહેરતા. પાટલૂનવાળું તો કોઈ જ નહિ. એક મુસ્લિમ શિક્ષક હતા તે સ્વચ્છ સફેદ કેડિયું, આંટીવાળો ફેંટો ને સુરવાલ પહેરી આવતા ને સુઘડ કાપેલી દાઢી રાખતા. તેમનું મોં હમેશાં હસુંહસું રહેતું. રસ્તામાં કોઈ પણ છોકરો તેમને અદાથી સલામ કર્યા વિના ન રહે એવા મમતાળુ તે હતા.

મારા વર્ગના માસ્તર મોહનલાલને પળિયાં આવી ગયાં હતાં. કેટલી યે પેઢીઓ તેમણે ભણાવી હશે; કારણ કે ઘણા મોટાઓને પણ તે માસ્તર યાદ હતા. છોકરાઓ ગમે તેટલી ગણગણ–ગરબડ કરતા હોય, પણ તે બારણામાં દેખાય કે તુરત સૂનકારની ચાંપ પડે. અંદર આવીને તે પાઘડી કબાટમાં મૂકી,

સાચવી રાખેલી એક ટોપી કાઢી, મૂંડા પરની ચોટલી તેમાં ગોઠવીને પહેરી લે; અને ચાંચ વાળેલા હાથાવાળી જૂની ખુરશી પર બેસી, ટેબલ ખોલી, હાજરી-પત્રક કાઢીને નામો બોલે ત્યારે દરેક જણ પોતાનું નામ સાંભળી 'પ્રેઝંટ' બોલે તે માસ્તરની આંખ ચોકસાઈથી જોઈ લે અને P લખે. જો કોઈ બોલવું ભૂલ્યો તો આવી બન્યું: 'એલા, કાને બહેરો છો? જા, છેલ્લો બેસ!'

દરેક જણે ગઈ કાલે સાંજે પોતે જે નંબર પર આવ્યો હોય ત્યાં જ બેસવાનું હતું. બે વિદ્યાર્થીઓ માટે કહેવાતું કે એ બે તો પહેલો-બીજો નંબર છોડતા જ નથી. એ થોડું દાઝથી પણ બોલાતું. હું મહેસાણામાં પહેલા-બીજા નંબરનો ગર્વ લેતો, પણ અહીં તો આગલા પાઠ કાચા હતા તે પાકા કરી સૌની સાથે રહેવાનું પણ મુશ્કેલ લાગ્યું. અમારા તભાભાઈ પાંચમે-છઠ્ઠે નંબરે પહોંચી ગયા હતા. પહેલો-બીજો નંબર રાખનારા કાશીરામ અને છગનલાલ તો અમારા સગા નીકળ્યા. તેમના પિતા મયાશંકર ત્રવાડીએ જનોઈ વખતે મને ખભે ચડાવી કાશીએ જતાં રોક્યો હતો. તે દિવસથી એ મયારામ મામાને હું હેતથી યાદ કરતો. થોડા પગારવાળી દરબારી નોકરી તે કરતા, તેથી તેમના પુત્રોને ફીની માફી મળી હતી. એ બંને ભાઈઓ ગણિતમાં પાવરધા હતા, રજાને દિવસે હું અને તભાભાઈ એમને ત્યાં 'લેસન' પાકાં કરવા જતા. બાપુજીનો હોદ્દો, સ્થિતિ વગેરે આસપાસના સંબંધીઓમાં ઊંચાં હોવા ઉપરાંત ઊંચી કુળપરંપરાથી પણ ઘણાં કુટુંબો અમારા પ્રતિ ખૂબ આદર બતાવનાં, તેમાં એ કુટુંબ પણ હતું. અકાળે પિતાની ખોટ પડતાં એ ભાઈઓ આગળ અભ્યાસ વધારી શકેલા નહિ, પણ પોતપોતાના જીવનક્ષેત્રે પ્રમાણમાં યશસ્વી બન્યા હતા.

## ૫૫ ડ્રૉઇંગ માસ્તર ભગવાનજી ભટ્ટ

અમારી શાળામાં ડ્રૉઇંગના વર્ગો શરૂ થયાનું એ પહેલું જ વર્ષ હતું એટલે પહેલી ચોપડીથી છઠ્ઠી ચોપડી સુધી એક જ ડ્રૉઇંગ માસ્તર દરેક વર્ગમાં અઠવાડિયે એક કલાક પાઠ આપવા જતા. બધે પહોંચી ન શકવાથી બે ક્લાસ સાથે પણ લેતા. મને ચિત્રો માટે લગન તો હતી; પણ અહીં તો ઘણા ય છોકરા ચિત્રવર્ગમાં આવતા અને તેમાંથી કેટલાંકનાં નામ ઉપર બોલાતાં. મને વિસ્મય થતું કે તેઓ ચિત્ર વિષે કશુંક ખાસ જાણતા કે કરી બતાવતા હશે. મારા ક્લાસમાં ચિત્રનો દિવસ આવ્યો ત્યારે શું કરવાનું હશે તેનું મને કુતૂહલ જાગ્યું.

ડ્રૉઇંગનો અવર (સમય) થતાં વર્ગશિક્ષક ચાલ્યા ગયા અને છોકરાઓ પોતપોતાના નંબરની જગ્યાઓ છોડી કાળા પાટિયા સામે જમીન પર મનફાવતી જગ્યાઓ લઈ બેસી ગયા.

ડ્રૉઇંગ માસ્તર આવ્યા: બેઠી બાંધણીના, ગોળ ચહેરાના, બેઠા ગોળ નાક ઉપર ચશ્માંમાંથી દેખાતી ઝીણીઝીણી આંખોવાળા, મોઢામાં પાન સાથે મોટા કપાળ પર કાળું દખણી ખોખું પહેરેલા, મુંબાઈશાહી બે ખિસ્સાંવાળો બનાતનો કોટ અને દખણી બ્રાહ્મણની ઢબે પહેરેલા ધોતિયામાં પૂનાશાહી લાલ સપાટ

જોડા પટપટાવતા બે હાથ ઝુલાવતા આવ્યા. કેટલાક છોકરાઓને ડ્રૉઇંગનો સમય મઝા માણવાનો હતો. તે વિષય પરીક્ષા માટે નહોતો છતાં જેવાતેવાં કાગળ-પેન્સિલ-રબર લઈ બેસતા; કારણ કે તેના માર્ક નંબર લેવામાં કામ લાગતા.

ચિત્રમાસ્તરે ગંભીરતાથી મૉનિટરને હુકમ કર્યો. પેન્સિલ, ડ્રૉઇંગબુક ને રબર-ની તપાસ શરૂ થઈ. ડ્રૉઈંગમાં હજુ બેચાર પાઠો જ થયા હતા. દરેક છોકરાને ડ્રૉઇંગ માટે 'એચ. બી. જ્યૉન ફેબર, મેઇડ ઇન બૅવેરિયા'ની છાપવાળી પેન્સિલ, રબર અને જાડા પા સાઈઝ ફૂલસ્કૅપ કાગળની નોટ એટલાં વાનાં લાવવાં પડતાં. ઘણા ભૂલી જતા કે ઘણા કોઈનું માગી લાવતા, એટલે આ કડકાઈ જરૂરની હતી. પછી તપાસમાં કોઈની પેન્સિલ ટચુકડી હોય તો કોઈની ઝાંખી હોય, તો કોઈ વળી કાગળ છૂટા લાવ્યા હોય, તે બધાને મૉનિટર એક બાજુ ખડા કરી દેતો. પહેલે દિવસે તો હું પણ એ ટોળામાં ખડો થઈ ગયો. માસ્તરે ઝીણી આંખ કરી મારી સામે જોઈ કહ્યુ: 'તું નવો લાગે છે. આજ માફ કરું છું. બીજી વાર નહિ લાવે તો બહાર કાઢીશ. બીજા બધા બહાર જાઓ.' ભોંઠો પડી હું બેઠો તો ખરો પણ ડ્રૉઈંગ કેમ થાય છે તે જોવાનું મળશે તેનું આશ્વાસન લીધું. માસ્તરે ખિસ્સામાંથી ચૉકની લાકડી કાઢી. બીજા માસ્તરોને ચાકના ગાંગડાથી લખવું પડતુ, પણ ડ્રૉઈંગ માસ્તર તો મુંબાઈથી શીખી આવેલા, એટલે પોતાની ચૉકસ્ટિક ખિસ્સામાં જ લાવતા. એ ચૉક પણ મને તો નવાઈની ચીજ લાગી.



કંઈ પણ સાધન કે આંકણી વગર એમણે હાથેથી જ સીધી લીટીઓ દોરી...અને ચોરસ કર્યો.

હાથમાં ચૉકસ્ટિક પકડતી વેળા ટચલી આંગળી છૂટી મૂકી, બાજુની વીંટી-વાળી આંગળી જરા નમાવીને તેમણે પાટિયા આડે ઊભા રહી આશરે નવ ઇંચની એક બરોબર ઊભી લીટી કરી. કંઈ સાધન કે આંકણી વગર હાથેથી જ આમ સીધી લીટી કરી તે મારે મન એક અજાયબી નીવડી. પછી પાટિયાને બાંધેલા ઝાપટિયા(ડસ્ટર)ની દોરી વડે એ લીટીનું માપ કાઢી ઉપર અને નીચેને છેડેથી આડી બાજુ બિંદુ મૂક્યાં અને તે પ્રમાણે ઉપર-નીચે આડી લીટીઓ દોરી, અને તેના છેડા જોડતી ઊભી લીટી દોરી ચોરસ કર્યો. પછી છોકરાઓ તરફ ફરી, પોતે કર્યું તે પ્રમાણે તેમની નોટબુકમાં બને તેટલો મોટો ચોરસ કરવા કહ્યું.

છોકરાઓ ચપોચપ કામે લાગ્યા લાંબી પેન્સિલો રાખવાની જરૂર સમજાઈ આ વખતે ઊભા આડા માપ લેવાનુ તે સાધન હતી પેન્સિલને એક છેડેથી પકડી અણીવાળા ભાગથી માપ પ્રમાણેના અન્તરે અગૂઠાનો નખ રાખી, મળેલી લબાઈ મુજબ કાગળ ઉપર બિંદુ મૂકવાની રીત તે દિવસે હુ શીખ્યો કામ પૂરુ કરી છોકરાઓ ડ્રૉઇંગ માસ્તરના ટેબલની ચારે બાજુ ઘેરો વળતા ડ્રૉઇંગ માસ્તર એક એક ડ્રૉઇંગ તપાસતા, છોકરાની સામે જોઈ જાતજાતની મજાક અને ટીકા કરતાકરતા સુધારતા ચાલાક છોકરા આફીને ડ્રૉઇંગ કરી લાવતા તે પકડી પાડતા કોઈ તો માપની રીત પણ સમજતા નહિ અને નાના કડો ચોરસ કરી બતાવતા, ત્યારે માસ્તર કટાક્ષ કરી કહેતા કે 'કાગળમા આ આટલી બધી ખાલી જગા શુ કામની છે? નાત જમાડવાની છે?' અને પછી ચોરસના તળિયાની લીટી દોરી આપતા

મેં પણ એક માગેલા કાગળ પર ચોરસ તો કર્યો હતો—પાનામા સમાય એટલો મોટો કર્યો હતો, પણ રબરથી સાફ કર્યા વિનાની ખચકા મારીને લીટીઓ કરેલી તે જોઈ માસ્તર ઉગ્ર થઈ ગયા 'રબરને શુ બાફી ખાવાનુ છે? આમ લાઈન કરાય?' એમ કહી એક લાઇન પર રબરને મારી, ધીરે હાથે એકસરખી જાડી ઊભી લીટી કરી બતાવી મ મનમા ગાડ વાળી કે હવે એવી જ લાઈન કરી બતાવીશ અને ખરેખર તે પછી કોઈ દિવસ એ ટીકા મેં સાભળી નહોતી માસ્તર આમ ને આમ ચોરસ, લબચોરસ, ત્રિકોણ અને ગોળ જેવી આકૃતિઓ કરાવીને ત્રિકોણના બાજુઓ પર કમાનદાર લીટીઓ સુધી લઈ ગયા દરમિયાન કઈક છોકરા કટાળવા લાગ્યા ત્યારે એક પાદડુ અને તેની નસો ચીતરાવી પછી બેત્રણ પાન સાથે કરાવ્યા

એવામા મને ખબર પડી કે મારા મોટા ભાઈ સાથે ભણતા એક ગુલાબ રાય પારેખ માસ્તરના બહુ માનીતા વિદ્યાર્થી છે અને સવારે પણ તે માસ્તરને ઘેર જાય આવે છે ગુલાબરાય આમ તો અમારા પાડોશીના સબધી હતા, એટલે હુ તેમને મળ્યો અને તેને ઘેર ગયો ત્યારે જાણવા મળ્યુ કે તે સાકરના વેપારીને ત્યાની વિલાયતી ચોપાનિયાની પસ્તીમાથી મોટા ચહેરાવાળી છાપો લઈ આવે છે અને તેની ઉપર ચોરસ ખાના પાડી નકલ કરે છે તેણે મને પ્રેમથી ખાના પાડવાની રીત શીખવી આથી સારા ચિત્રોની શોધ કરવાની વૃત્તિ મારામા જાગી, પણ હાથની આલેખનશક્તિ બધિયાર થઈ

## ૫૬ ચિત્રશિક્ષણ

**મા**સ્તરે હવે ફરી ફ્રીહૅન્ડ ડ્રૉઇંગની વાત ચલાવી તે માટે તેમણે એક ખાસ વર્ગ શરૂ કરવાની જાહેરાત કરી તેની ચૂટણી માટે તેમણે બધાની ડ્રૉઇંગ બુકો મગાવી તે હમેશા ડ્રૉઇંગ તપાસીને તેના પર પોતાના નામ (ભગવાનજી)નો પહેલો અક્ષર B કરી, ૨૫ માથી ૧૦, ૧૯ ને ૨૩ સુધી માર્ક આપતા વીસ ઉપર જેમણે કાયમ માર્ક લીધા હોય તેમને એ ખાસ વર્ગમા લેવા એવુ ધોરણ બાધી, તેમણે

પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓની ડ્રૉઈંગબુકો તપાસી તેમાથી કુલ ૪૦ વિદ્યાર્થીઓ ૨૦ ઉપર માર્ક લેનારા નીકળ્યા સદ્ભાગ્યે હુ પણ તેમા આવી ગયો એ ચૂટાએલા વિદ્યાર્થીઓને ચાલુ કલાસમા જુદું કામ કરવાનુ સોંપાયુ, અને માગ ચાલુ વર્ગમા મારુ માન વધ્યુ પણ બીજા વિષયોમા હુ આગળપડતો બની શક્યો નહિ

હવે પસદગી પામેલા ચાળીસ વિદ્યાર્થીઓ માટે ડ્રૉઈંગ માસ્તરે હાઈસ્કૂલ ના કોર્ટ તરફના ખડમા ગવિવારનો ખાસ વર્ગ શરૂ કર્યો તેના પહેલા રવિવારે ત્યા હાજર થયો ત્યારે જોયુ કે મૅટ્રિકના ઉચા મૂછાળા વિદ્યાર્થીઓ, પારસીઓ ને મુસ્લિમોની સાથે ૪૦ની સંખ્યામા હુ સૌથી નાનો અને બટુકડો દેખાતો હતો મને તેનો ખૂબ જ ક્ષોભ થતો; પણ મને આશ્વાસન રૂપ એક બીજા વિદ્યાર્થી શાન્તિશકર ભવાનીશકર ભટ્ટ સૌમ્ય અને મસ્કારી દેખાવના મારા જેવા બટુક કદના હતા તેની મૈત્રી થઈ કોને ખબર હતી કે એ ૪૦ની સંખ્યા ખોટી બનીને તેમાથી હુ એકલો જ ચિત્રકલાનો ધજાગરો છેવટ સુધી પકડી રાખીશ?

આ વર્ગમા શુ શુ શીખવાનો તેનું લાબુલચક ભાષણ માસ્તરે કર્યુ તેમા મેં પહેલવહેલા ફ્રી હૅન્ડ, જ્યોમેટ્રી, ડિઝાઈન, ડ્રૉઈંગબોર્ડ, કપાસ્બૉક્સ, ટી સ્ક્વેર, સેટસ્ક્વેર વગેરે શબ્દો સાભળ્યા ગ્રે પણ આવશે, પીછીઓ લેવી પડશે, [illegible]નો, ડ્રૉઈંગપેપરો વગેરે મુબાઈથી મગાવવા પડશે એમ કહ્યુ, અને તે બધુ મેકલનાર જે બી નવલખીનુ નામ ત્યા પહેલી વાર સાભળ્યુ બધાને લિસ્ટ લખાવ્યું અને સામટો ઑર્ડર આપવા ઉત્સાન રૂપિયા જેવી રકમ બીજા રવિવારે લાવવા કહ્યુ એ બધુ આવે ત્યા સુધી મૉડેલ ડ્રૉઈંગ તથા ફ્રી હૅન્ડ ડ્રૉઈંગ શીખવવાનું ઠરાવ્યું એ દિવસે કઈ જ કામ ન થયું, પણ હું ઉપરના ધોરણના મોટા વિદ્યાર્થીઓ જોતા ઓળખવા પામ્યો કેટલાકને મારા જેવા નીચલા ધોરણના છોકરાઓ સાથે બેસવુ પડયુ તેનો ઉપહાસ થતો સાભળ્યો

હુ અને તભાભાઈ બીજી ચોપડીમા સાથે પાસ થઈ ગયા અને ત્રીજીમા અમે પ્રાણજીવન માસ્તરના વર્ગમા ગયા એ ગુરુ અમારા સંબંધી સમુદાયના હતા અને અમારા ઘરના માણસોને ઓળખતા ન્યાતના જમણોમા પણ મળતા પાકા સ્વામીનારાયણ ધર્મી હતા અને સ્વભાવે પોશાકે તથા દેખાવે સપ્રદાનની કડક નીતિરીતિના પાલક હતા ગાડ જેવા ધાટના માથે મોટી ભાવનગરી પાઘડી પહેરે, પણ તેથી બુદ્ધિ ઢકાઈ જતી લાગે જાડુ અગરખુ, જાડામા જાડુ ધોતિયુ ને બે વર્ષે પણ ન ઘસાય એવા તળિયાવાળા, તેલ પાયેલા ગામડી જોડા પહેરતા વહેલા ઘરભંગ થએલા અને છોકરા હજુ ભણતા હતા, એટલે ઘરમા સૌ ગધુ ધાધુ વગેરે કામ હાથે જ કરી લેતા અમે તેમની પાસેથી શુ ભણ્યા કે ભણતા તેની કોઈ છાપ રહી નથી, પણ એ તભાભાઈના ગામના વતની એટલે તેમના સ્વભાવ [illegible] તભાભાઈ તેમની ખૂબ જ ટોળ કરતા

## ૫૭ તભાભાઈ

મુહેસાણાથી આ[illegible] ત્યારે તભાભાઈ કોઈ જુદી જ દુનિયાનું પાત્ર લાગતા હતા એક વર્ષ અગાઉથી તે આવેલા એટલે ડહેલાના છોકરાઓમા ફરી વળ્યા

હતા. એમનો પગ ઘરમાં ટકતો જ નહિ. ઘરમાંથી જેવી કાંઈક છૂટ મળે તેવા જ તે નીકળીને ડહેલાના કોઈ ખૂણે અગર જમાની ભાઈબંધોમાં જાતજાતના ગપાટા હાંકતા બેઠા હોય. આથી હું આવ્યો ત્યારે હું તો એમનાં બહારનાં જ્ઞાન અને અનુભવ આગળ ગભરૂ અને ભોટ ગણાયો. બહારના દોરનો આગળ એમણે મારા પર મુરબ્બીવટ સ્થાપી શેરીના કેટલાક નામચા છોકરાઓની ટોળીમાં તેણે સરદારી સ્થાપી દીધી હતી. પિતાના લાડકા પુત્ર હોઈ જનમથી રખડ-પટ્ટીની ટેવ હશે, એટલે તેને ચારે કોરની ખબર મેળવવાની આદત પડી હતી. ડેલામાં કોણ કેવા છે તે એ જાણે. એકેએક છોકરાને તેના નામથી બોલાવી શકતા: જમુડિયો બાડો, ખારાકૂવાવાળો શામળિયો, જમનો, ભેગિયો વગેરે. મોટા વકીલ કે પારેખ કે દેસાઈના છોકરાને પણ તોછડા નામે જ તે બોલાવતા. પણ જેવો મને તેના ભાઈ તરીકે તેની ટોળીમાં પ્રવેશ મળ્યો અને તેનાં પરાક્રમો હું જેમજેમ જાણવા લાગ્યો તેમતેમ મને લાગ્યું કે હું જે સ્વચ્છ ને જિજ્ઞાસાપૂર્ણ મુક્ત વાતાવરણમાં ઊછર્યો હતો તેના કરતાં સાવ નિરાળું, વિકૃત અને વિષમતાઓભર્યું બંધિયાર જીવન મારી આસપાસ ગણગણી રહ્યું હતું.

તભાભાઈ માટે દાદીમાને ભારે પક્ષપાત હતો, કારણ કે એ તેમની બેનના દીકરાનો દીકરો હતો. ઘરનાં બૈરાં કોઈ તેને કંઈ કહી શકતાં નહિ. ફક્ત કાકા કોઈ વાર તેને ડેલાના રખડુ છોકરાઓ જોડે જોઈ જાય ત્યારે ધમધમાવે. પણ પછી તો તેણે ઘણી બાબતો છાની રહે તેની સાવચેતી રાખવા માંડી; અને હું જ્યારે તેનો ચોવીસ કલાકનો સાથી બનીને આવ્યો ત્યારે તેને થોડી ચિંતા પણ થઈ હશે. ઘણી વાર હું તેમની વિચિત્ર વર્તણૂકથી કંટાળતો કે થાકતો, પણ તે બધા મને સમજાવી, રાજી રાખી, તેમનામાં ભેળવી દેતા. જે કેટલાક છોકરા માબાપના લાડકા હતા તે ઘરમાથી પૈસા લાવતા અને તેમાંથી બેચાર મિત્રોની સાથે ગુજરીમાં જઈ પ્રેમોદી કે બીજું કંઈ ખાવાનું લઈ તળાવની પાળે ગપાટા મારતા બેસતા. તેમાં ભાવનગરની પ્રજા, પોલીસો, ફોજદાર, ગુંડા કે ડેલાની સ્ત્રીઓની વાતો પણ આવતી. ઘણી વાર તેમની ગલીચ ટીકાઓથી હુ ગૂંગળાતો. રોજ નજરે પડતી ડેલાની સ્ત્રીઓમાની એટલી બધી રખડેલ કે વંઠેલ હશે એવું હું માની શકતો નહિ.

## ૫૮ ડેલાનું વાતાવરણ

આવી વાતો મનને મેલું બનાવે છે તે હું સમજતો, પણ મારી વયના, જરા નાના કે મોટા, ડેલાના તમામ છોકરાઓને એ તો સામાન્ય ચર્ચા લાગતી. એનું કારણ ડેલાનાં પુખ્ત નરનારીઓમાં કોઈ સંસ્કારી ઉચ્ચ શિક્ષણ પામેલું કે ઉચ્ચ કોટિના સમાજ સાથે સંબધ ધરાવતું નજરે પડતું નહિ. અપવાદ રૂપ એકલા ભીખાભાઈ માસ્તર હતા. તેમણે વાતાવરણ સુધારવા ડેલાને નાકે રાત્રિશાળા સ્થાપી હતી, લાયબ્રેરી કરી હતી અને નવરાત્રના ઉત્સવોમા તે ગરબી, દાંડિયા-રાસ, કથાઓનાં પ્રવચનો વગેરે ગોઠવતા. છતા નિરક્ષર સમાજ, ધર્મઘેલા વૃદ્ધો ને અણુપઢોટ યુવાનોમાં નિંદાઓ, વઢવાડો તેમજ મત્સરના પ્રસંગો રોજ-

ભ-રોજના હતા. માત્ર પારેખ કુટુંબોમાં વૈષ્ણવ સંપ્રદાયની ભક્તિ અને રીતભાતની તેજસ્વિતા દેખાતાં અને તેમાંના મથુરદાસ વગેરે યુવાનો જુદી ભાત પાડતા; પણ તેઓ અમારાથી આઘેના ખાંચામાં રહેતા.

મારાં બાના આગમને અમારા ફળીમાં ચમત્કાર સર્જ્યો. પડોશીઓ કરતાં અમારી સ્થિતિ હવે ઊંચી આવી હતી એટલે દાદીમાની હેડીનાં ડોશીઓ બાને ભલે ઊજમવહુ કહેતાં પણ બધી તરુણીઓ તો તેમને ઊજમમા કહેતી થઈ. તેમની પાસે પણ બાએ કદી મોટાઈ દેખાડી નહિ. ડોશીમાને મોટાઈની ટીકા કરવાની મળે નહિ તે માટે તે ઘણી વાર કાકી અને ભાભીને સાથે રાખી ઘોઘાને દરવાજેથી મીઠા પાણીનાં બેડાં લઈ આવતાં અને ભાભીને ઘરકામ ઉકેલવામાં હાથ દેતાં, છતાં પડોશની ઘણીક બાઈઓને પાણીનાં બેડાં અને દળણાં આપી ઉપકાર કરતાં. રાત્રે ઓટલા પર સૌને ભેગાં કરી ગીતો અને ભજનો ગવડાવતાં. ઘણાએ રોજ બબ્બે કડીઓ તેમની પાસેથી ગોખીને હરતાંફરતાં ભાગવતના કૃષ્ણલીલાના પ્રસંગો ગાવા માંડ્યા હતા.

પિતાશ્રીના લાંબા ડિસ્ટ્રિક્ટ-પ્રવાસોથી ઘરમાં તેમની હાજરી બહુ જ ઓછી રહેતી અને તેમાં યે ઘર આગળ તેમના કામનું અને મુલાકાતોનુ રોકાણ ખૂબ રહેતું. પણ તેમની તથા કાકાની રહેણી તેમજ વ્યવહાર ઉપર અમારી નજર રહેતી અને અમારે માટે તે ધ્રુવ આદર્શ હતી. કાકાની રોજની સંધ્યા-પૂજા હું જોતો. દાદીમા સ્વામીનારાયણ ભગવાનની પૂજા પાથરી નિયમિત કીર્તન-માળા કરતાં. બાને આવો કોઈ નિયમ નહોતો, પણ કોઈ કોઈ વાર હવેલી કે નીલકંઠ મહાદેવનાં દર્શને જતાં. હું સવારસાંજ સંધ્યાપૂજા કરતો. મોટા ભાઈએ વચ્ચે કંઈક ગફલતી ચલાવી હશે, પણ બાપુજી સાથે ફરી રહેવાનુ આવ્યું એટલે ત્રણ અર્ધ્ય આપવાનું શરૂ કર્યું હતું. તભાભાઈને પણ મને-કમને કપાળ પર ભસ્મ કરવી પડતી હતી. નાહ્યાધોયા વગર કોઈ જમવા બેસતું નહિ. નાના ભાઈ કે બહેન માટે, અને ભૂખ લાગે તો અમારે માટે દૂધમાં બાંધેલી બેચાર ભાખરી ઘીતેલની પેટીમાં રાખી હોય. તે સિવાય મોટાંઓ તો કોઈ નિયમ ચૂકતાં નહિ.

ડેલાના વાતાવરણમાં મોટા ભાઈને પણ રસ નહોતો એ હું સમજ્યો હતો. નાની ઉંમરે પરણેલા અને શરીરનુ કાઠું જામેલું નહિ એટલે ઘણા તેમની ઠિઠોરી કરતા એ તેમને કે ઘરનાંને ગમતુ નહિ. અભ્યાસમાં પણ તેમને મજા નહોતી. પણ નાટક વિષેનો તેમનો નાદ અજબ હતો. નાની નાટકશાળાની રમત તેમણે છોડી દીધી હતી, ગાયનો અને મલ્લારોમાં તેમને રસ પડ્યો હતો અને મોટ લાયબ્રેરીમાંથી વાર્તાઓ અને નાટકોની ચોપડીઓ લાવવા માંડ્યા હતા. તે વખતે સાક્ષરી ગ્રંથો માટે સામાન્ય વાચકને જરા યે આકર્ષણ નહોતું. તેમના ખાસ એકબે મિત્રો ઘેર આવતા, તેમાંના એક વિખ્યાત નાટ્યકાર ને મોરબી નાટક-કંપનીવાળા વાઘજી આશારામના સંબંધી હતા. તેમને ખૂબ નાટકો જોવા મળતાં હોવાથી એ કંપનીનાં નાટકોનાં કેટલાં યે ગીતો તે સુંદર રીતે ગાઈ શકતા. મોટા ભાઈની મારા પર પ્રીતિ હતી અને ભાભી તથા તેમની વચ્ચે હું એક સુલેહદૂત જેવો હતો, એટલે મને ઘણી વાર સાથે રાખતા હોવાથી હું તેમના

શાખની થોડી વાનગી પામનો. નાની બહેન અને નાનો ભાઈ હજુ અણસમજુમાં ગણાતાં, પણ બંનેની નિશાળો બરોબર ચાલુ થઈ ગઈ હતી. હું ડ્રૉઈંગમાં આગળ આવ્યો તે જાણી મોટા ભાઈ ઘણા રાજી થયા અને પોતાની પાસે એક જાપાની રંગપેટી અને પીછી હતાં તે મને આપી દીધાં. જોકે એ રંગોની મેળવણી અને પીછી વાપરતાં મને હજી આવડતાં નહોતાં.

## ૫૯ પદાર્થચિત્રનો પરિચય

રવિવારના ચિત્રવર્ગમાં પાટિયા પર ચિત્ર આપવાને બદલે ડ્રૉઈંગ માસ્તરે ખંડની વચ્ચોવચ એક સફેદ ઘનચોરસ ખોખું મૂકયું અને તે પર એક નાની લોટી મૂકી. પછી અમને તેની ફરતા ચારે કોર બેસવાનું કહીને 'પોતાની જગ્યા પરથી જેને જેમ દેખાય તે પ્રમાણે દોરવાનું' જણાવ્યું. આની રીતે પ્રત્યક્ષ પદાર્થ ઉપરથી ચીતરવાનો પ્રયોગ અમે કદી કરેલો નહિ અને એની રીત પણ જાણતા નહોતા, એટલે ડ્રૉઈંગ માસ્તરે અમને પેન્સિલ આડી રાખી, બે હાથ વડે એના છેડા પકડી, પેલા ઘનચોરસના અમારી તરફ સૌથી આગળપડતા ખૂણા જેટલે અધ્ધર એને આંખ સામે હાથ લંબાવીને ધરી રાખવા કહ્યું; અને પેન્સિલની આડી રેખાને એ ખૂણો અડતો દેખાય એટલે પછી પાછળ દેખાતા બીજા ખૂણા એ રેખાથી કેટલા ઊંચા જાય છે એ ધ્યાનમાં લેવા જણાવ્યું. પછી ફરી પેન્સિલ-ને એક હાથે આડી પકડી એનો એક છેડો પેલા આગળપડતા ખૂણા પર ધરતાં, પાછળનો ખૂણો એ આડી રેખા પર કેટલો દૂર આવે છે એ જોવા, તથા પેન્સિલ પર અંગૂઠો આઘોપાછો કરી એ અંતર નક્કી કરવા કહ્યું. આ માટે પેન્સિલને એક છેડેથી આંગળીઓ વચ્ચે એવી રીતે પકડવાની કે અંગૂઠો મુક્ત



ચિત્ર દોરવા માટે પેન્સિલથી માપ લેતાં શાખવ્યું.

રહી ખસી શકે. આમ, એક-મે જણાની પાસે જઈ પેન્સિલ પકડતાં, માપતાં અને પ્રમાણો લેતાં શીખવ્યું ને પછી બધાને શરૂ કરવાનું કહ્યું. સરળતા માટે પેન્સિલ પર આવતાં માપ કરતાં ત્રણ ગણા માપમાં ચિત્ર દોરવાનું સૂચવ્યું.

પણ પ્રમાણો નક્કી કરવાની એમની આ સૂચના એટલી અટપટી હતી કે કોઈ કામ શરૂ કરી ન શકયું. હું યે સમજ્યો નહોતો; છતાં આંખથી જ આઘા જતા ખૂણા હું જોઈ શકતો હતો, તેમજ ચોરસની બધી બાજુઓ સરખી

હોવા છતાં તેના દૂર જતા ખૂણાવાળાં, બાજુનાં પડખાં દષ્ટિરેખામાં મંડાયાનાં દેખાતાં હતાં, એટલે મેં આકૃતિમાં તે પ્રમાણે બરોબર ઉતાર્યાં. એ દરમ્યાન બીજા વિદ્યાર્થી એકબીજાનાં પાટિયાંમાં ડોકિયાં કરતા ગુસપુસ કરતા રહેલા.

કલાક પૂરો થયો પણ કોઈનું ઠેકાણું પડશું નહોતું. માસ્તર તો ગુસ્સે થઈ ગયા; બધાની પાસે ફરતા ફરતા મારી પાસે આવ્યા ત્યારે ચિત્ર જોઈ બોલી ઊઠ્યા: 'જુઓ, આ છોકરો બરાબર કરે છે. ચાલ ઊભો થા, બધાને સમજાવ કે તેં શી રીતે કર્યું છે.' હું શું બોલું? માસ્તરે બતાવ્યા પ્રમાણે હાથ લાંબા કરી પેન્સિલ આઘીપાછી ધરીને કંઈક માપ બતાવ્યાં પણ એ ખરાં નહોતાં. માસ્તરે પોતે જગ્યા પર બેસીને એ ચકાસી જોયાં તો એમાં ફેર પડવા લાગ્યો. છેવટે એ પણ થાકયા. મારું અને એમનું માપ સરખું ઊતરે નહિ, પણ મારું ચીતરેલું ડ્રૉઇંગ મળતું આવતું હતું. બીજાઓને તો એ કેમ બન્યું એ કોયડો જ રહ્યો, પણ સૌ ઉપર એટલી છાપ પડી કે એ ચિત્રમાં મારી નજર કામ કરી ગઈ હતી.

ઘણાં વર્ષો પછી અનુભવે મને સમજાયું કે પદાર્થચિત્ર શીખવવાની એ રીત ખોટી હતી. નજર કેમ કામ કરે છે તે માટે મનમાં ખાતરી મેળવવા



કાચના ચોકઠામાંથી પદાર્થ પર આંખને એક કેન્દ્રમાં ઠેરવી જુઓ તો પદાર્થની સપાટીઓ કેટલી નજીક-દૂર જાય છે કે નાની-મોટી દેખાય છે તે સમજાઈ જાય છે. પછી તો આંખ પોતે જ એ બધી સરખામણી આપમેળે કરતી થઈ જાય છે. માપ લેવાં ને ગણતરીઓ કરવી, એ બધાંમાંથી તો ગૂંચવાડો જ ઊભો થાય છે. પણ બિચારા એ ડ્રૉઇંગ માસ્તરો નજર કેળવ્યા વિના મુંબાઈથી કક્કો ઘૂંટી લાવેલા તે જ વિદ્યાર્થીઓનાં મગજમાં ઘુસાડતા રહ્યા હતા. ચિત્રકામનાં સારાં અંગ્રેજી પાઠ્ય પુસ્તકોમાં જોત તો ખરી રીત ગ્રહણ કરી શકત. પણ એટલું પૂરુંપાધરું અંગ્રેજી પણ કેટલા પાસે હતું?

## ૬૦ ત્રીજી ચોપડીનાં સ્મરણો

ત્રીજી અંગ્રેજીમાં પાઠશાળા ભાગ બીજો અને એક અંગ્રેજી વાચનમાળા દ્વારા અમારે અંગ્રેજી શીખવાનું હતું અને એમાં કવિ કાઉપરની 'વિન્ટર ઈવનિંગ' (શિયાળુ સાંજ) અંગ્રેજી કવિતાનો પરિચય કરવાનો હતો. બાકીના બધા વિષયો —ગણિત, ઇતિહાસ, ભૂગોળ વગેરે માટે ગુજરાતી ચોપડીઓ હતી. ગણિતમાં ત્રિરાશી ને અપૂર્ણાંકનાં મનોયત્નો ચાલતાં. ભૂગોળમાં દુનિયાના મુખ્ય દેશો, શહેરો, નદીઓ, પર્વતો વગેરે જાણ્યાં અને નકશામાં તે બતાવતાં આવડ્યુ એટલે પતી ગયું. દુનિયાના કોઈ સ્થાનનું મહત્ત્વ કલ્પનામાં નહોતું. ઇતિહાસમાં બાબરથી મુઘલ રાજ્યના અંત સુધીનો અને મરાઠી રાજ્યનો પેશ્વા સુધીનો

ઇતિહાસ (હન્ટર પરથી તરજૂમો) શીખવાનો હતો. પાઠોનું અંગ્રેજી વાંચતાં આવડે, તેના પરથી તરજૂમો કરતાં આવડે, સ્પેલિંગની ભૂલ વગરનું ડિક્ટેશન લખતાં આવડે અને એ જ પ્રમાણે કવિતાનો અર્થ કરતાં આવડે એટલે ચાલ્યું, પણ અંગ્રેજીમાં વાત કરી ન શકીએ.

મારા કાકા અને મોટા ભાઈ જે ચોપડીઓ ભણેલા તે જ અમારે ભણવાની હતી. નવી ચોપડીઓનો ખર્ચ ભાગ્યે જ કરવો પડતો. વળી મોટેરાઓ ભણી ગએલા તે એમને યાદ હતું એટલે ઘર આગળ કંઈ પૂછીએ તો તેઓ શીખવી કે બતાવી શકતા. મારા કાકાને તો કાઉપરની કવિતાની કડીઓ પણ યાદ હતી અને વખતોવખત બોલતા:

> But a bold peasantry when once destroyed,
> can never be supplied.

(પણ બહાદુર ખેડૂતવર્ગનો એક વાર જો નાશ થયો તો ફરી તેનું ઉત્થાન કદી જ નહિ થઈ શકે.) એ રીતે ખેડૂતનું એ કવિતામાં ગૌરવ થયું હતું. પછી તો ઘણાં વર્ષે ગુજરાતી વાચનમાળામાં 'રે ખેડૂત તું ખરે! જગતનો તાત ગણાયો' સાંભળ્યું; છતાં સમાજે ખેડૂતનું એ કાળે ખરું માન કરેલું નહિ. ખેડૂઓ ઊજળાં વર્ણથી કે ભણેલાઓથી આઘા ઊભા રહેતા. અમલદારો અને મુત્સદ્દીઓએ તેમને ટીપી નાખ્યા હતા. અમલદારો ઘણી વાર તોછડાઈથી બોલતા: 'રેંટાં તો ત્રોફ્યાં ભલાં'. જૂના વખતની વેઠ કાયદેસર નાબૂદ થઈ હતી છતાં ખૂણેખૂણે અમલદારો અને ફોજદારોની હાક વર્તતી.

અમારા માસ્તર પ્રાણજીવન ભટ્ટ બહુ ચતુર શિક્ષકમાં ગણાતા નહિ. માથે કાયમ મૂંડો રાખતા, એટલે વિદ્યાર્થીઓ પાછળથી તેમના નામ સાથે તેમનો મૂંડો પણ જોડી દેતા. કોઈ વિદ્યાર્થીનું ટીખળ તે પકડી ન શકે ત્યારે કોઈ નબળાને પકડી ઝૂડી નાખતા. તભાભાઈના ગાંફ ગામની નજીકના પછેગામના તે રહીશ, એટલે તભાભાઈ ઉપર તેમનો ખૂબ જ કટાક્ષ રહેતો.


પ્રાણજીવન માસ્તર

એ વખતે 'પીરીઅડ' શબ્દ નહોતો, પણ કલાકો પ્રમાણે અઠવાડિયાનાં સમયપત્રક ગોઠવાતાં હોઈ 'અવર' (કલાક)થી વિષયો ગોઠવાતા ને 'ગણિતનો અવર', 'અંગ્રેજીનો અવર' એમ બોલાતું. ડ્રૉઇંગનો અવર આવે ત્યારે અમારે બીજા એક ક્લાસમાં જઈ બેસવું પડતું. ત્યાં પસંદગી પામેલા વિદ્યાર્થીઓ માટે પાટિયા પર જુદું ચિત્ર હોય, ને બાકીના ચાલુ આકૃતિઓ દોરે. પસંદગી પામેલાઓ માટે ડ્રૉઇંગના

કી ચૂકેલા ૨૫માંથી ૨૩ માર્ક જ મુકાતા, બીજાઓને ભાગ્યે જ ૧૯ માર્ક સુધી મળે. આની ઘણાને અદેખાઈ આવતી હશે, પણ અમે ફુલાતા ફરતા. ડ્રૉઇંગના અવરમાં પ્રાણજીવન માસ્તર પોતાના ખાલી ક્લાસમાં ખુરશી પર ઊંઘ ખેંચી કાઢતા. વળી નિશાળમાં બપોરનો રોજનો જે એક કલાકનો વિરામ પડતો તેમાં પણ તેમનો જીવ નિયમિત શાંતિ લેતો. નિશાળનો શરૂઆતનો સમય દસથી બે, જેમાં અંગ્રેજી કવિતા ને ડિક્ટેશન હોય; ત્યાર પછી બેથી ત્રણ વિરામ અને ત્રણથી પાંચ પાછા વર્ગો ચાલે. પણ એ પાછલે પહોરે તો ઇતિહાસ કે ગણિત જેવો નીરસ વિષય હોય.

ત્રીજી ચોપડીમાં ઘણા વખત સુધી હું બીજા વિદ્યાર્થીઓ સાથે ભળી શક્યો નહિ. તભાભાઈને તો ચારે તરફ ઓળખાણો થઈ ગઈ હતી એટલે તે અભ્યાસમાં નરમ પડવા માંડ્યા. એમનો નંબર આઘો જવા લાગ્યો અને હું ચોથો-પાંચમો રહેવા લાગ્યો એટલે વાંચવામાં એમની સાથે ગાંઠ ન બનતી. ધીરેધીરે મારા જેવા સ્વભાવના એકબે નવા વિદ્યાર્થીઓ સાથે મારો મેળ લાગ્યો.

## ૬૧ ભગવાન સોની

એ નવા વિદ્યાર્થીમિત્રોમાંનો એક ભગવાન સોની મને બહુ યાદ રહ્યો છે. ઘણો ભલો, મીઠો ને હસમુખો હતો. એની ન્યાતના રિવાજ પ્રમાણે એટલી નાની ઉંમરે તેનું લગ્ન થએલું. એ વખત તે નિશાળમાં ગેરહાજર રહ્યો હતો અને લગ્ન થયા પછી મારા માટે બરફી લાવ્યો ત્યારે મારી સલાહ લીધી કે આપણા માસ્તરને મીઠાઈ શી રીતે પહોંચાડવી. મેં તભાભાઈની સલાહ લીધી કેમ કે માસ્તરનો સ્વભાવ તે જાણે. રાત્રે આઠ વાગ્યે બરફીની છાબડી સાથે અમે ત્રણે જણે માસ્તરની મેડીએ ચડી બારણું ઠોક્યું. તેમણે જ તે ઉઘાડ્યું. ભગવાને માસ્તરને પગે પડી છાબડી પગમાં મૂકીને આશીર્વાદ માગ્યા.

'એમ? તું પરણ્યો? પણ હવે ભણવામાં ધ્યાન રાખજે' એમ જરા મમતાથી પણ હસ્યા વિના જ એ બોલ્યા. કંઈ ઠપકો ન સાંભળ્યો તેથી મલકાતા અમે નીકળી આવ્યા. એ જમાનામાં વર્ગના કોઈ શિક્ષકો ટ્યુશન કરતા નહોતા; ઊલટું પરીક્ષા વેળા નબળા છોકરાઓને શાળામાં કે ઘેર બોલાવી મહારતા.

ભગવાન ઘણો જ ભોળો અને નિખાલસ છોકરો હતો. મેં કુતૂહલથી તેને પૂછ્યું: 'લગ્ન કેમ થયું? તારી વહુ કેવી છે? તારી સાથે શી વાત કરી?' વગેરે. બીચારો કહે: 'મને પોશાક અને માથે કલગીવાળી બત્તી (રાજા જેવી પાઘડી) પહેરાવીને ઘોડા ઉપર ફૂલેકામાં (વરઘોડામાં) ફેરવ્યો ત્યારે હું લગભગ થાકી ગયો હતો. માંડવામાં ફેરા ફરી અમને વરવહુને મોડી રાતે ઘેર લાવી તકિયે બેસાડ્યાં. વહુ નાનકડી છોકરી જ હતી. હું તો ત્યાં જ ઊંઘી ગયો. સવારે ઊઠ્યો ત્યારે એ ઢીંગલી પણ સૂતી જ હતી. સવારમાં તેનાં માબાપ તરફથી તેને કોઈ તેડી ગયું.' આ રીતે લગ્નનું સીધું જ્ઞાન તેણે મને આપ્યું. તેની વાતથી



અમને વરવહુને મોડી રાત્રે ઘેર લાવી તકિયે બેસાડયાં.

અમને ખૂબ વિનોદ ને હાસ્ય મળ્યાં અને અમે પાછા હતા તેવા શાળાના વિદ્યાર્થી બની ગયા. ત્રીજી ચોપડી પૂરી થયા પછી ભગવાન કદી શાળામાં દેખાયો નહિ. કેટલાક મહિના પછી જાણ્યું કે તે તો માંદગી ભોગવી ગુજરી ગયો હતો.

## ૬૨ શેરીના છોકરાઓ

**આ** બાજુ શેરીના છોકરાઓના હાલ જુદા હતા. ગત પડે ત્યારે શેરીના કોઈ ખાલી ઓટલા પર એકાદ ચોકડી ચોંટીને બેઠી જ હોય. ભોગિયો, શામળો, જમનો બાડો, કોઈ ને કોઈ ત્યાં હોય જ; અને તે ભેગા મળે એટલે તભાભાઇને બોલાવ્યા વિના રહે જ નહિ. એ પણ ગમે તેમ કરી ઘરમાંથી છટકી જાય. કોઈ કોઈ વાર હું તેની સાથે ખેંચાઈ જાઉં, તેથી એ બધાની મને પિછાન થઈ ગઈ. ડેલાનાં મુખ્ય કે યુવાન સ્ત્રીપુરુષોની વાંકીચૂંકી વાતો વધારીવધારીને કરવી એ આ ચોકડીનો મુખ્ય વિષય. એ સાંભળી મને લાગતું કે ડેલામા કોઈ પણ નીતિમાન નથી. જેઓ શાંત અને વ્યવસ્થિત છે તેઓ બાયલા કે બીકણ છે.



શેરીના ઓટલા પર ચોકડી ચોંટી હોય

ખાનામાં એક ખાનું છોડીને એક ખાનું ભરવાની રીત કરી બતાવી એમાં ઉપરની તરફ બાજુ સાચવીને ભર્યા બાદ રંગ જ્યારે નીચેની લીટી પાસે આવે, ત્યારે પીછીને બ્લૉટિંગ પર ખાલી કરી તેથી બાજુ લીટીની ધાર પ્રમાણે મેળવી લેવાનું સમજાવ્યું એ પ્રમાણે એક પાનું પીળા રંગથી, બીજું લાલ રંગથી અને ત્રીજું વાદળી રંગથી ભરાવ્યું પછી રાતા પીળાનું મિશ્રણ કરી નારંગી કરવાનું, પીળા અને વાદળીથી લીલો બનાવવાનું, અને લાલ તથા વાદળીથી જાંબુડી બનાવવાનું શીખવ્યું આ રીતે પાન્જા ઍનીલીન (બજારમાં મળતા દેશીના રંગો)થી અમારા રંગકામના પાઠ શરૂ થયા આજે મળતી રંગપેટી અમે જોઈ નહોતી, તેમ માસ્ટરે પણ કદી તેનો ઉપયોગ કર્યો નહોતો પીછી નવું જ સાધન હતું કોઈને ભાર દીધા વિના કાગળ પર તે ચલાવતા આવડે નહિ લસરકા કે ધાબા પડી જાય તેમાં ધીરજ રાખી સાફ કામ કરેલા તરીકે મારું કામ દીપી નીકળ્યું, કારણ કે મને ઘરના પ્રયોગોથી પીછી હાથમાં બેસી ગઈ હતી

અમાઉ જણાવ્યું તેમ આ ડ્રૉઈંગ ક્લાસમાં બધા ધોરણોના વિદ્યાર્થીઓનો શંભુમેળો જામ્યો હતો જેમજેમ ડ્રૉઈંગ અને રંગનું કામ અઘરું બનતું ગયું તેમતેમ ઉપરના વર્ગોના વિદ્યાર્થીઓ ઓછા થતા ગયા તેમને તો મૅટ્રિક પાસ કરવાની ચિંતા હતી ડ્રૉઈંગમાં કઈ બુદ્ધિયુક્ત કરવાનું હતું નહિ, એમાં તો પીછી અને પેન્સિલનો કઠોર મહાવરો હાથ કરવાનો હતો, એથી ઘણા ગેરહાજર રહેતા એમાંના ઘણાની મને ઓળખાણ થઈ ગએલી તેથી ગમે ત્યાં મળતા ત્યારે તેમની સાથે વાતો કરવાની મજા પડતી એ બધાને ડ્રૉઈંગ એટલે એકદમ હાથીઘોડા અને પરીઓ ચીતરવાનું મળશે એવી આશાઓ હતી વર્ષો પછી હવે છેક આ જમાનામાં *creative drawing* અથવા *design* કે *composition* કે સ્મૃતિચિત્રના નામે ચિત્રવર્ગમાં એવું કામ કરવાનો પ્રદેશ ઊઘડ્યો છે

## ૬૪ ચિત્રશિક્ષક ભગવાનલાલભાઈ

ચિત્રવર્ગમાં ભગવાનલાલ માસ્તર મુંબાઈની 'સ્કૂલ ઑવ આર્ટ'ની વાતો કરતા એમનું અંગ્રેજી અધકચરું એટલે અમને 'સ્કૂલોપાર્ટ' સંભળાતું એ વળી કવિતાઓ ને સંગીતમાં ભજનો રચવાના શોખીન હતા થીઓસૉફિસ્ટોના સંબંધમાં પણ આવ્યા હતા પહેલાં તે દરબારી ઇજનેર ખાતામાં ડ્રાફ્ટ્સમૅન તરીકે નોકરીમાં જોડાએલા એવામાં દીવાન શ્રી ગગાશંકર પટ્ટણીએ પોતાના પુત્રોના શિક્ષણ માટે કૈલાસબાગમાં એક શાળા કરી તેમાં ડ્રૉઈંગ શિક્ષકની જરૂર પડી, એટલે તેમને બે વર્ષની સ્કૉલરશિપ આપી મુંબાઈ મોકલેલા ત્યાં તે થર્ડ ગ્રેઈડ પાસ કરી, શિક્ષકવર્ગમાં બીજું વર્ષ કરીને પાછા આવી ગયા શરૂઆતમાં તેમને કૈલાસબાગમાં રાખેલા, પણ પછીથી મુંબાઈ સરકારે ડ્રૉઈંગનો વિષય શાળામાં રાખવાનું ફરમાન કાઢ્યું ત્યારે તેમને કેળવણી ખાતામાં અપનાવી લીધેલા અંગ્રેજી ભણેલા નહિ પણ મુંબાઈ જઈ આવવાથી તેમના પોશાકમાં મુંબાઈની વ્યવસ્થિત છટા આવી હતી દક્ષિણી ચકરી પાઘડી અને લાલ પુણેરી સપાટ તે પહેરતા અંગ્રેજી ભણતર નહિ તથી બીજા શિક્ષકોમાં ભળી શકતા નહિ.

મુબાઈથી એ ત્યાના પ્રાર્થનાસમાજમાંથી ભજન મંડળનો પ્રકાર લઈ આવ્યા હતા તેથી પોતાના કણબીવાડના નિવાસ નજીક ઠાકરદ્વારામા ભજન-મડળની સ્થાપના કરી રાત્રે ભજન કરાવતા. તેમા કોઈ સંપ્રદાયનુ સ્વરૂપ નહોતું. થીઓસોફીના કારણે તેઓ હેડમાસ્તર જમશેદજી ઊનવાળાના પરિચયમાં આવ્યા હતા, તેમજ થીઓસોફીના પરમ ભક્ત ગોપાળજીભાઈ ઠક્કર તેમના મિત્ર થયા હતા. તેમણે તેમના ભજન કાર્યમા સાથ આપ્યો અને ધીમેધીમે એ ભજન-મડળમા શિક્ષિત વર્ગ પણ હાજરી આપતો થયો ડ્રૉઈંગ માસ્તરને પ્રિય થએલા કેટલાક વિદ્યાર્થીઓ પણ નિયમિતપણે ત્યા જતા. તેમાં રોજ રાત્રે જવાનુ તો મારા ઘરની રીત પ્રમાણે મારા માટે અશક્ય હતુ, એટલે અઠવાડિયે એક વાર જવાનુ રાખ્યું પહેલી વાર ગયો ત્યારથી જ મારા મન પર સારી છાપ પડી.

ઠરાવેલે સમયે માણસો ભરાવા માંડે એટલે કોઈ એક ભાવિક જન ઊભો થઈને, ખીંટી પરથી તુલસીમાળાઓનો ઝૂમખો ઉતારીને દરેક આવનારને એક-એક આપી દે. વખત થતા માસ્તર પહેરણ ને સાદી ટોપી પહેરીને આવે; મુખ્ય આસન પર ગોઠવાય; ગોપાળજીભાઈ પણ આવી જાય 'શાતાકારમ્ ભુજગ શયનમ્'ના શ્લોકથી સૌ સાથે ધીમી ગતિએ પ્રાર્થના શરૂ કરે. પછી ભોળાનાથ સારાભાઈનુ 'પ્રભુ સર્વશક્તિમાન, કરુણા કૃપાનિધાન' પદ ગવાય. વચ્ચે 'બોલશ્રી ગોવર્ધનનાથ કી જે' કરીને વિગમ આવે તે વખતે ગોપાળજીભાઈ અમૃતલાલ પઢિયારનુ 'સંસારમા સ્વર્ગ' વાચે. ત્યાર બાદ તરત ધૂનો ઊપડે અને આ ધૂનોનો જબરો કટાળો લાગતો 'હરેરામ' વગેરે થઈ રહે એટલે 'કોને શરણે જાઉં કૃપાળુ'-વાળુ પ્રાર્થનાસમાજનુ ગીત ગવાય. છેવટ 'સૌનુ કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ' ગવાય અને તે પૂરુ થયે 'ગોવર્ધનનાથ કી જે' બોલાવી સૌ વિખરાય

આ મડળમા બધા વર્ગનાં પ્રૌઢ પુરુષો ને સ્ત્રીઓનો મોટો સમુદાય એકઠો થતો. વર્ષો પછી તો નીચેના ચોકમા પણ માણસો બેસી જતા. હું બહુ રાત્રિઓ સુધી એમા હાજરી આપી શક્યો નહોતો, પણ કેટલાક મિત્રો વર્ષો સુધી આ મડળના અગ્રભૂત સેવકો બની રહ્યા હતા તેમા એક ભાઈશ્રી હરિદત્ત પાઠક હતા જે આજ પણ એ દિવસોની સ્મૃતિ સાથે ધોળકામા નિવૃત્તિનિવાસ કરી રહ્યા છે.

## ૬૫ ડ્રૉઈંગનો આગળ અભ્યાસ

રવિવારના વર્ગમા ઘણી વાર વિદ્યાર્થીઓની મદ ગતિ પર માસ્તર અફસોસ બતાવતા ઘેર આવેલી લૉંગમૅન્સ કપનીની ફ્રીહૅન્ડ છાપો (જેમા યુરોપી આકૃતિ ઓ જ હતી તે) પરથી સવા કે દોઢ ગણી મોટી નકલો કરી લાવવાનુ અમને આપતા. તેમા લગભગ માપથી બિંદુઓ મૂકી છોકરાઓ દોઢી કે બમણી નકલો કરી લાવતા. એ રીતથી કોઈના હાથનો વળાક કે રેખાની સ્થિરતા સુધરતા નહોતા ને મોટા ભાગના કામોમા બે બાજુની સમાનતા કે સુરેખતા જણાતી નહિ

એ ઉપરાત રગોના દસબાર નકશા હતા. તે પ્રમાણે જુદાજુદા રગોના મિશ્રણો તથા કાળી શાહીના ચડઊતર રગપટો વગેરે કરાવી લીધા પછી માસ્તરે

અમારી પાસે એમાના એક પર પરનું લીંબુ પાન ચિતરાવ્યું અને બીજા પર પૂરા થતા એટલે બગીચામાંથી અનેક જાતના પાદડા લાવી, જૂની જાડી ચોપડી


લીંબુ પાન તથા અન્ય ચિત્રો ચિતરાવ્યા

એમા દાબી સપાટ કરીને તે પરથી નકલો અને રંગ કરવાનુ સોંપ્યુ આ કામ કોઈથી બન્યું નહિ, પણ મેં એકલાએ એવા દસબાર જુદીજુદી તરેહના પાનના ચિત્રો કરી રજૂ કર્યા ત્યારે માસ્તરે ખૂબ હર્ષથી સૌને મારુ દૃષ્ટાન્ત આપ્યું પાદડાની નસો દોરતા હું પીંછીની જાડી, ઝીણી કે ઓછીવત્તી શોભતી રેખાઓમા પાવરધા થઈ શક્યો હતો

વર્ગમા માસ્તર પોતાના સંગીત અને કાવ્યરચનાના શોખની વાતો કરતા શોખ અને ધૂન કેવી સાધના માગે છે તેની વાત કરતા તેમણે કહેલુ કે તેમને વિવિધ રાગ સાંભળવાનો શોખ હતો એટલે ગિરગામની ગણિકાઓના ગીત મેડા પર ચાલતા હોય ત્યારે નીચે પગથિયા આગળ કલાકો સુધી બેસીને પોતાના ગળામા રાગ બેસાડતા વર્ગમા ચિત્રકામ ચાલતું હોય ત્યારે તે આંગળીથી ટેબલ પર ટપારા દેતા કંઈ ગણગણતા જ હોય, અથવા ભજન કે ગીત રચી રહ્યા હોય

અમારા ડ્રૉઈંગ ક્લાસમા મૅટ્રિકના કુંભાર જ્ઞાતિના એક વિદ્યાર્થી કરસનદાસ ભગત હતા સૌને બહુ નમ્રતાથી વંદન કરે બહુ ઓછુ બોલે કામ પૂરુ સમજે નહિ તો પણ મૂંગામૂંગા મહેનત કરે એક વાર રવિવારનો ઓરડો ઊઘડ્યો કે તરત અમે સૌ અંદર પેસીને કામ કરવા બેસી ગયા એટલામા નોકર ઘંટ વગાડવા આવ્યો અમે અમારી જગ્યાઓ પરથી ઊઠી બાકડા પર જતા રહ્યા, પણ કરસન ભગત તો કામ કરતા બેસી જ રહ્યા આમ બેધ્યાન બનેલા એમને એકલાને ક્લાસ વચ્ચે બેઠેલા જોઈ માસ્તર પણ હસી પડ્યા અને નવ કેદાર રાગમા બોલ્યા 'ભગત ભાગીને સામે જાઓ ' ને પછી ભ ગ ત ભા ગી ને સા મે જા ઓ એમ આલાપ કર્યો, તેથી સૌ હસી પડ્યા ત્યારે ભગતને ભાન આવ્યુ એ કરસન ભગત પછીથી નાગપુર ઍગ્રિકલ્ચરલ કૉલેજની ડિગ્રી લઈ આવેલા અને કોઈક રાજ્યની નોકરીમા રહેલા

હુ એકબે વાર ઠાકુરદ્વારાના ભજનોમા ગયેલો તે માસ્તર સાહેબના ધ્યાન બહાર નહોતું વર્ગમા પણ તે ઘણી વાર મારા પ્રત્યે મીઠી નજરે જોતા જેમજેમ વિદ્યાર્થીઓ ખરતા ગયા તેમતેમ અમારો સંપર્ક વધતો ગયો એક વર્ષને અંતે તો માંડ પાંચસાત જણ રહ્યા તેમા મારી સાથે છગન સોની, નારણદાસ ઘોઘારી, સીનોર ને બીજા બેચાર હતા તે સૌના નામ આજે યાદ નથી થોડી સંખ્યા જોઈ માસ્તર સાહેબે હવે અમને રવિવારે બપોરે ઘર આગળ બોલાવવા માંડ્યા સવારના ભાગમા એમણે વિદ્યાર્થીઓ માટે ભજનનો કાર્યક્રમ ગોઠવ્યો હતો એટલે ચિત્રના વિદ્યાર્થીઓને તો બહુ વહેલેથી જવુ પડતુ અને ભજનમા

સૌ સાથે બેસવું પડતું એ વખતે શહેરમાં 'કાઠિયાવાડી નાટકમંડળી'નો સુપ્રસિદ્ધ ખેલ 'કૃષ્ણચરિત્ર' ચાલતો એ કંપનીના માલિક વિશ્વનાથ ભટ્ટ કરીને પ્રશ્નોરા બ્રાહ્મણ હતા, એટલે પ્રશ્નોરા વિદ્યાર્થીઓને એ નાટકના ગીતો મુરાવટથી ગાતા આવડતાં તેમાં મારા શાળામિત્ર ભાઈશ્રી હરિદત્ત પાઠક સુંદર હલકથી ગાઈ શકતા

## ૬૬ તસવીરકાર નરોત્તમ બાવાજી

આ સમય દરમિયાન મને એક ધંધાદારી તસવીરકારનો પરિચય થઈ ગયો મારા કાકા રેલવેની ઑફિસમાં હતા તેમની સાથેના રંગરૂમાં એક નરોત્તમ બાવા કરીને હતા તે ફોટોગ્રાફી અને તસવીર પેઇન્ટિંગ જાણે છે એવા ખબર મારા કાકાએ મને આપ્યા અને એક વાર તેમને અમારે ઘેર પણ તેડી લાવ્યા તેમને મેં મારા સ્કૂલના ચિત્રો બતાવ્યા ત્યારે તેમણે કહ્યું. 'આમાં શો શણગાર વળવાનો છે? છબીઓ ચીતરવા માટે ગ્રેઈડિંગ (કાચી છાયાનું કામ પહેલાં કરવું જોઈએ મારી પાસે આવતો જજે, હું બતાવીશ' હું તો બીજે સવારે એક-દોઢ માઈલ ચાલીને તેમને ઘેર—કયાના કયા ગામના સીમાડે સ્મશાનની સડકે એક જૂના મેડીબંધ વડામાં તે રહેતા હતા ત્યાં—પહોંચ્યો



ફોટો પડાવનાર ઘરાકો આવે ત્યારે નરોત્તમદાસ નીચેના ફળિયામાં કાળાપીળા રંગે ચીતરેલો પડદો ભીંત પર ટાંગી તેની આગળ ફર્નિચર ગોઠવી ફોટોગ્રાફ લેતા

હું ગયો ત્યારે તે નાહીધોઈ પૂજા કરતા હતા તેમના વૃદ્ધ માતાપિતા જીવતા હતા તેમના વહુ જ બધું ઘરકામ કરતાં ઘરમાં કોઈ બાળક નહોતું તેમણે મને હેતથી આવકાર્યો, પૂજાની પ્રસાદી આપી અને ચિત્રના ઓરડામાં લઈ ગયા ત્યાં કૅનવાસ પર ચીતરેલી મોટીમોટી છબીઓ, કેઈ ઊંચેનીચે, કોઈ અરધી કરેલી, કોઈ પૂરી થએલી જોઈ એ છબીઓમાં સોનેરી કસબવાળા

પાઘડીઓ, સાચી લાગે એવી મોની ચામડીના રંગ, બધું જોઈ હું તો કોઈ સોનાની ખાણ મળી હોય એમ આશ્ચર્યમૂઢ થઈ ગયો

તે ફોટોગ્રાફી પણ જાણતા હતા અને અગાશીમા સૂર્યપ્રકાશમા નેગેટિવ કાચ સાથે પી ઓ પી. કાગળ મૂકીને છાપો પણ ઉતારતા હતા અધૂરા પેઇન્ટિંગો પાસે પરંતુ તૈલરંગોથી ભરેલું પાટિયુ, પીછીઓ, એ બધાનો ઉપયોગ થતો જોવાનુ મને ત્યા મળ્યુ પછી તો રવિવાર સિવાય હું બને તેટલા દિવસો વહેલી સવારમા એમને ત્યા પહોચી જતો

તે મુંબાઈ ગયા ત્યારે મારા માટે મોંઘા કાગળો, કેન્વાસની ડબ્બી ને એક બે સ્ટમ્પ (કેન્વાસના ઘસારાને ભરવા પર ઘૂટવાનું સાધન) લેતા આવ્યા હતા તે પોતાની બધી તસવીરો મૂળ ફોટોગ્રાફ ઉપર ચોરસ ખાના આંકીને પછી તેના પ્રમાણમા કેનવાસ પર મોટા ખાના પાડીને કરતા અને એ બધુ પહેલેથી છેવટ સુધી મને પાસે બેસી જોવા દેતા એમને ત્યા ફોટો પડાવનાર ઘરાકો આવે ત્યારે નીચેના ફળિયામા કાળાધોળા રંગે ચીતરેલો પડદો ભીંત પર રાખી, તેની આગળ ફર્નિચર ગોઠવી ફોટો લેતા પણ તે કામમા તો મોટો કૅમેરા અને કિંમતી સાધનો વપરાતા જોઈ મેં એ વખતે તેમા રસ લીધો નહિ જ્યા અમારા માટે પાઈ પૈસા કે આનાનો હિસાબ થતો હોય ત્યા આવી ખર્ચાળ કળાનો વિચાર જ આવવો કયાથી સંભવે?

એ નરોત્તમ બાવાજીએ મને તસવીરના ધંધાની તરકીબ બતાવી એટલે હું તે પર લાગ્યો, અને ઘર આગળ સારા ફોટા મળે કે તે પર ચોરસ ખાના આંકી તેના પરથી મોટી છબીઓ બનાવવા પાછળ પડ્યો છબીઓમા ભાવ નગરના મહારાજા ચીતરવાની ખાસ હોંશ થતી, કારણ કે તેમાં છોગા, માળા, ફૂમતા વગેરે આકર્ષક વસ્તુઓ હતી એવી એક છબી ગનારી, મેં ઘરની ભીંત પર રાખી હતી જોકે ફોટા પરના નાના ખાના પ્રમાણે તસવીરના કાગળ પર મોટા ચોરસોના બિંદુઓ મૂકી કામ કરવામા સમય બહુ જતો આ પદ્ધતિએ મારી જેમ અનેકની ચિત્રશક્તિઓનું ઘણો વખત ખંડન કર્યું હશે

અમારા ડહેલામા એક મિત્રને ઘેર વીરમગામથી દલપતરામ લીલાધર દવે નામનો એક વિદ્યાર્થી આવેલો તેને પણ તેના ડ્રૉઈંગ માસ્તર પાસેથી ખાના પાડી ચિત્રો કરવાની દીક્ષા મળી હતી પણ તેણે તો ઘણુ વ્યવસ્થિત કામ કર્યું હતુ છબીઓને બદલે તેણે સારા સારા જાનવરો પ્રાણીઓ વગેરે 'વેર ઈંગ્ટર'ની ડ્રૉઈંગચોપડીઓમાથી પેન્સિલકામમા ઉતાર્યા હતા તેના કામની સફાઈ અને ચીવટથી હું ખૂબ મુગ્ધ થયો રંગકામ માટે તે રંગીન પેન્સિલો વાપરતો તેણે જ્યારે મારા દેખતા રવિવર્માનું લક્ષ્મીનુ ચિત્ર અભ્યાસથી બિંદુએ બિંદુ આપીને મોટા કદમા તૈયાર કર્યું ત્યારે તો મને એક નવો ચીલો મળ્યો એવુ લાગ્યુ એ જોઈ મેં પણ હવે ફોટોગ્રાફો છોડી રવિવર્માની છબીઓ શોધવા માડી એ વિદ્યાર્થી આગળ ભણ્યો નહિ અને એ કાળે તેને કોઈ ઉત્તેજન આપત કે નહિ તેની શકા પણ હતી, નહિ તો તેનામા એ ઉંમરે સાધનાબળ ઘણું હતુ

## ૧૭ નાટક કંપનીઓ

આમ ચિત્રકળાના મારા શૉખને ધીમેધીમે આકાર મળી રહ્યો હતો. તેમાં મારા મોટા ભાઈનું ઘણું ઉત્તેજન હતું. તેઓ પણ ચિત્રની કોઈ ને કોઈ તરકીબો માટે પ્રયત્નશીલ રહેતા, પણ અકાળ લગ્નજીવનના કારણે એમને અભ્યાસમાં જ એકાગ્ર થવાની ફરજ પડી અને એમના બીજા છંદ છૂટતા ગયા. માત્ર નાટક અને નાટકની ખૂબીઓ, રચના અને પ્રસંગોનો તેમનો નાદ ચાલુ રહ્યો. શહેરમાં આવતી નાટક કંપનીઓના ખેલ જોવા તે વડીલો પાસેથી પિટ ક્લાસની ટિકિટના પૈસા લઇને પણ પહોંચી જતા. મને તે બાબત જરા ય રંજ થતો નહિ. તેમણે વાઘજી આશારામની 'મોરબી નાટક કંપની' કે ત્ર્યંબકની 'વાંકાનેર નાટક કંપની'નો એકે ય ખેલ ભાગ્યે જ જોયા વિના છોડયો હશે. એ કાળે નરસિંહ મહેતાના પાત્રમાં નાના ત્ર્યંબકે નામ કર્યું હતું અને લોકો ઠામોઠામ તેનાં જ ગાયનો ગાતા. પણ 'કાઠિયાવાડી નાટક કંપની'એ આવીને કૃષ્ણચરિત્રનો ખેલ પાડી તેને ભુલાવ્યું. તેમાં કૃષ્ણનું પાત્ર ભજવનાર ગોપાળ કામણ કરી ગયો. એ નાટકમાં બચુભાઈ મૂળાણીએ પહેલી વાર દેશી દશ્યોવાળા પડદા કર્યા હતા. મારા મોટા ભાઈએ મને તે ખેલ બતાવ્યો. ઘરનાં તો કોઈ નાટકનું નામ લેવાય કે છછેડાતા, પણ મોટા ભાઈ ને હું એક થઈ જતા ત્યારે પિટ ક્લાસની ટિકિટ લેવા ચારચાર આના મળતા.



જુસબ ઘડિયાળી

શહેરમાં બીજે ક્યાં ય પણ કળાહુન્નરનો નાદ વધારે એવાં સ્થાનો ન હોતાં. છતાં એકબે દુકાનો તો અમારા માટે મ્યૂઝિયમ કે અજાયબીઓ અને નવીનતાનું કેન્દ્ર બની હતી. એક હતી જુસબ ઘડિયાળીની દુકાન. તે ઘડિયાળો

વેચવાનુ અને દુરસ્ત કરવાનું કામ તો કરતા, પણ સાથે ઘડિયાળના યત્રોની મદદથી મોટી છબીઓમા આખોના ડોળા બેસાડી આમતેમ ફરતા બતાવતા. કોઈ વાર કોઈ પૂતળુ પણ યત્રોથી ચેષ્ટા કરતું મૂકતા એક વાઘ ત્યા ડોકુ હલાવ્યા કરતો જતા આવતા અમે તેની દુકાન પાસે થોભી તેની ઝાખી કર્યા વગર રહેતા નહિ એ જુસબની દુકાનમા જોએલી છબીઓની આખો ચલાવવાની તરકીબ પરથી અમે ઘેર હાથે ચીતરેની છબીમા આખનો ગાળો કાપી, પાછળ ગખેલી પટ્ટીમા ડોળા ચીતરી, હાથના ચલનથી તેમ કરી બનાવતા

બીજી દુકાન હતી છત્રીના કૂવા નજીક બેચરની દુકાન તેની દુકાને અવનવી છબીઓ, રમકડા, બત્તીઓ વગેરે કોઈ ઠેકાણે ન હોય તેવા જોવા મળતા પૂનાના ચિત્રો, રવિવર્માના ચિત્રો, ચિત્ર પોસ્ટકાર્ડો એવુ બધુ ત્યા જ હોય બે ચાર મહિને તે મુબાઈ જઈ આવે ત્યારે છેલ્લામા છેલ્લી કઈક નવીનતા લાવીને પોતાની દુકાનમા તેણે રજૂ કરી જ હોય ભાવનગરમા પહેલી કિટસન લાઈટ તેની દુકાનમા દેખાઈ હતી રવિવર્માના ચિત્રો તો તેની દુકાન પર લટકતા જ હોય ત્યારે મોટા મોટા ઘરોમા સારી છબીઓ ભીંત પર મૂકવાનો રિવાજ હતો અમને બાળકોને ત્યા જવાનો અધિકાર નહોતો, પણ તે બધાનુ ખરીદ કરવાનુ સ્થાન બેચરની દુકાન હતી આમ બધુ સહજ સજોગો પ્રમાણે જીવનમા પ્રવેશતુ હતું, એવામા અમારા મોટા માએ કુટુંબજીવનમા નહિ ધારેલો એક નવો પલટો આણ્યો

## ૧૮ રઝળતુ બાળપણ

ભાવનગરમા આવ્યા પછી દિવસો ને મહિનાઓ પસાર થતા ગયા તેમતેમ અમે સમજાતુ ગયુ કે બહારનુ પ્રવાસી જીવન એક આકસ્મિક સ્વપ્નુ જ હતુ વતનમા આવીને તો અમારુ કુટુબ હવે નાતજાત, વ્યવહાર સબધો અને ડહેલાની વસતિમા વ્યાપેલી ગરીબી, કકળાટ અને કજિયાના વાતાવરણમા ખૂપતું જતું હતુ ઉચ્ચ આદર્શો, સમાગમો અને સ્નૂકાઈભર્યા વ્યવહારનુ દર્શન પણ હવે વિરલ બન્યુ હતું તેમા ય બાળકો અને છોકરાઓની હાલત તો રખડતા કૂતરા જેવી જ લાગતી હતી ઘરમા જમવા સૂવા સિવાય તેમના માટે સ્થાન નહોતુ નિશાળની ધોસરી દરકના ઉપર ચડાવેલી હતી, છતા એટલા પર જેમતેમ લેસનો પતાવી ચોકમા ખેલાતી છૂટદડી, ગામઠી ક્રિકેટ અથવા ભમરડાની રમતો તેમને માટે જરાતરા સ્ફૂર્તિદાયક જીવન બનતી પણ તેમા યે લડાઈઓ–વઢવાડો થતી માબાપ કે પાડોશીઓને બેતયાલ થયા કરતી લોકોના ચાલવાના માર્ગમા ક્રિકેટનુ મેદાન મડાય, ધોવાનુ ધોકણું બૅટ બની જાય અને એકાદ ખૂણેથી પથરો લાવી સ્ટમ્પ ખડો કરી દેવાય તેમાથી કોઈ વાર આવતા-જતા માણસો કે ગૈરાઓના બેગ પર દડો બાઉન્ડરી મારે એટલે જોઈ લ્યો તમાશો ! કોઈ જાણીતા વડીલ કે વઢકણી બૈરી મોરચે આવી જાય તો દરેક ખેલાડી ઉંદરડાની જેમ બૅટ કે દડો લઈ આઘોપાછો થઈને જે બારણુ ઉઘાડુ ભાળે તેમા ઘૂસી જાય એકાદ પકડાઈ જાય તો કાનઉમેળ કે થપાટની

પ્રસાદી પામતાં લેંકડો તાણી બીજાઓનાં નામ બોલી જાય: 'હું એકલો ક્યાં હતો? ફલાણા ફલાણા અને તમારો કીકો પણ હતો.'



શેરીની ક્રિકેટ

છોકરાઓમાં આથી 'સસ્સે કા તીન પાઉ' કરવાની કળા ખીલતી હતી. 'વાત જ કોણ જાણે છે' કહી બીજા છૂટી જાય અને પાછળથી નામ દેનારને 'ચાડિયો' કહી રમતમાંથી દૂર રાખવાની સજા ફટકારે. કોઈ બૈરીને દડો વાગે તો તે દડો લઈને ચાલી જાય; પાછળથી તેના જ વળનો છોકરો દડો લઈ આવે. બાળકોને રમતો માટે સગવડવાળી જગ્યા અને સમય તથા સાધનો આપવાં જોઈએ એવો વિચાર આજે પ્રચાર પામ્યો છે, પણ તે વખતે તો માબાપો, શિક્ષકો અને પાડોશીઓની ધમકીઓ વચ્ચે આ રમત-પ્રકારો ચાલતા, એટલે સાથેસાથે ખાનગી ટોળીઓ, ગુંડાગીરી વગેરેનો ફાલ નીકળતો. દાવ આપવાનો વખત આવે ત્યારે ઉલાળિયો કરીને નાસી જવાનું સૂત્ર શહેરની ઘણી ટોળીઓના કૅપ્ટનોએ પણ સ્વીકાર્યું હતુ. તેમાં મારામારીઓ પણ થતી.

આવા વિસંવાદો વચ્ચે હું ભમરડો ફેરવતાં શીખ્યો. ચીંથરાંમાંથી દડો બનાવી તેને સૂતળીથી ગઠીને મજબૂત પથ્થર જેવો બનાવી શકતો. રમતોની બાબતમાં તભાભાઈનો નાદ જેવોતેવો ન હતો, અને મારો સાથ મળતો તેથી મારી સાથે સ્વભાવ પણ સંભાળી લેતા. ઘરમાં રહેવું ગમતું નહિ તેમાં ઘરની સંકડાશ પણ કારણભૂત હતી. રસોડામાં તમરિયાં અને છાણાં બળાતાં. આ તમરનાં ઝાડવાં દરિયાકિનારે ખારા પાણીમાં આપમેળે ફાલતાં અને કાંઠાનાં લોકો તેની ભારીઓ કે ગાડા ભરી શહેરના મહોલ્લામાં વેચવા લાવતાં, તે કોઈ એક જણ કે પાડોશીઓ મળી ભાવ ઠરાવી ખરીદી લેતાં. તેનો ખૂબ ધૂમાડો થતો. કોઈ મહેમાન-મુલાકાતી આવે ત્યારે તો અમને 'બહાર જાઓ, ઘડીક રમવા જાઓ' એવો ખાસ ઉદાર આદેશ મળતો.

આખુ કુટુંબ ભાવનગરમાં ભેગું થયું એટલે દાદીમાની સ્વતંત્રતા પર કાપ પડ્યો હતો. ખૂણામાં જ તેમનો ખાટલો રહેતો. પૂજા વખતે રસોડાની ચોકડીમાં બેસતાં; અને વધુમાં તેમણે ફોઈબાના ભાણાને લાડ કરવા પોતાની પાસે હેળવ્યો

હતો માગ આ સર્વ પ્રકારે તેને મારા નાના ભાઈની બરોબર સાચવતા, પણ પૂર્વ ગરબાવે કે પછી મા વિનાના બાળકને જગત સ્વાભાવિકરીતે જુદું લાગે તે પ્રમાણે સમજણો થતો ગયો તેમ એ 'પોતાને મા નથી, આ બધાંને માબાપ છે તેથી સુખમા છે' એવા વિચારે કજિયાગો, આગ્રે અને ઘણી વાર જાણીને જ રજાક કે બગાડ કરવાની વૃત્તિવાળો થતો ગયો છતા મારા બા તો તેનું સર્વ કઈ સહી લેતા, પણ કાળી લાજ આવ્યે મરાબગની પ્રસાદી આપી દેતા, તેથી તેને એ ઘર ઉપર ચીડ રહેતી પિતાજી ઘેર હોય ત્યારે ઘરમા જ તેમની ઑફિસ જામી રહેતી ગામાના માસ્તરો, હલમરા અને ઘણી વાર શહેરના પોસ્ટ માસ્તર કે બીજા ઉચ્ચ કોટિના નાગરિકો ઘેર આવ્યા કરતા

## ૬૯ ન્યાત

**આ**મે ભાઈઓ અને બહેન વગેરેના ભણતર બરાબર ચાલુ હતા, પણ ભાન નજર આવ્યા પછી જ્ઞાતિ, વહેવારો તેમજ કાગજવગના જમણોમા જવ નુ થવા માડ્યુ એટલે 'આપણી ન્યાત છે' એવો ખયાલ અમને મળવા લાગ્યો ડેલામા મરણો થતા ત્યારે અમે 'ઓ ઓ' પોમર સાભળતા જ બહાર જઈ ઉભા રહેતા અને વાસની ઠાઠડી (નનામી) પરનુ વસ્ત્ર જોઈ, સફેદ વસ્ત્રમા મુડદુ બાધ્યુ હોય તો કોઈ પુરુષનું ને લાલ ચૂદડી હોય તો કોઈ સ્ત્રીનુ મુડદુ છે એમ ઓળખતા થયા પોતાના જેવો શેરીમા નજરે પડેલો જીવતો જાગતો માનવી મરી જાય છે અને આમ બધાય છે તેનો ખયાલ મનમા કમકમાટી અને ભય ઉપજાવતો તે પછી મરેલાઓ ભૂત થયા હોય તેની વાતો ચાનની ગમશાન અને મુડદા બદ્દ અપશુકનિયાળ શબ્દો થઈ જતા મુડદા લઈ જવાની ઠાઠડી ઊગીને ગાડી ન કહેતા કાળજીપૂર્વક 'નનામી' (નામ ન દેવા જેવી) કહેતા.

મરી જનાર પાછળ જમણવારની નાતો થતી તેનો મરમ સમજાતો નહિ વણિકોની પાછળ તેમના મોટ ઓરોની નાત થતી તે તો અમે શેરીમા જ જોઈ શકતા, પણ અમારી નાતવાળા કોઈ મરી જતા ત્યારે પુરષો સ્મશાને આભડવા જતા, બૈરાઓ પણ કાળા લૂગડા પહેરીને જતા ને ઘેર આવી નાહી લેતા, ને ત્યાર પછી મૃતકને દસ દિવસ થાય ત્યા સુધી ફૂટવા રોવા જતા, અને પુરષો સાજના બેસણે જતા એમા છોકરાને કોઈ સાથે લઈ જતુ નહિ, પણ બોલતા કે અમે તમાર માટે જમવાનુ નક્કી કરી આવ્યા છીએ

એ જમાનામા વીજળીની ઘંટીઓ ન હતી ઘરોઘર કુટુંબ પૂરતુ દળવા ઘંટીઓ હતી અને તે ફરજ ઘરની જુવાન સ્ત્રીઓ પૂરી કરતી આથી નાતના દરેક ઘરના ભાગ દળવાના ઘઉં મરનારને ત્યાથી શક્તિ પ્રમાણે લઈ આવે અને દળીને દરધણીને ત્યા જમણનો લોટ સામટો પૂરો કરી આપે મરણના દસમા દિવસ સુધી મરના ના કુટુંબીજનો પાઘડી કોરે મૂકી માથે ધોળુ ફેંટિયુ બાંધે, હજામત ન કરાવે વડીલ દાગીએ બજારો કે ઑફિસમા પણ જાય આવે દસ માને દિવસે તેઓ મરના ને ઘેર જઈ, હાજર રહેલા કુટુંબના હજામ પાસે મૂછ અને કેટલાક માથુ પણ સફાચટ બોડાવે એ રીતે દસમે ઘરનુ સૂતક ટળે

ત્યાં સુધી સૂતકીઓના ઘરમાં કોઈ પાણી કે ભોજન માટે જાય નહિ, તેમ તેઓ પણ બહારથી લે નહિ. દેવપૂજા કે મંદિરનાં દર્શન પણ કરે નહિ.



સગાં કાણે આવતાં હોય, બૈરાં છાજિયાં લેતાં હોય ને મરણના લાડુ વળાતા હોય

દસમાને દિવસે મરનારનો મુખ્ય વારસ પ્રથમ શ્રાદ્ધ કરે. મૃતકને પિંડ દેવા જેવી ક્રિયા પછી બ્રહ્મભોજન અને વ્યવહારના ઘરોનુ ભોજન થાય, તેમાં મરનારથી મોટેરો ભાગ ન લે. ફક્ત બાળકો ને જુવાનો જમે. પણ કોઈ પીઢ વૃદ્ધજનનું મૃત્યુ થયું હોય તો નાત પણ જમે. આ રીતે ઘરમાં સ્ત્રી-બાળકોનાં મોં પરથી શોકની છાયા છૂટતી હોય. આંગણામા ઓ...ઓ કરતા દૂરનાં સગાં કાણે (ખરખરે) આવતા હોય અને બૈરા મરનારને મંઝારીમંભારી છાજિયા લેતાં હોય. કોઈ બાળ વિધવા બની હોય ત્યારે તો આક્રંદનો પાર ન હોય. તે વેળા ફળીમાં ચૂલા ખોદી બ્રાહ્મણોએ તપેલાં ચડાવ્યા હોય અને લાડુનો લોટ ખંડાતો હોય. એ સમયમા કોઈ આ અનિષ્ટ રિવાજની સામે સૂર કાઢી શકતું નહિ. મરનાર પાછળ આ થવુ જ જોઇએ, નહિ તો તેની અવગતિ થાય એવી દૃઢ માન્યતા લોકોના મનમા ઘર કરી ગઈ હતી.

## ૭૦ જ્ઞાતિનું વર્ચસ્વ

**પ**છી તો ૧૧મા દિવસનુ, ૧૨મા દિવસનુ—ને ઘર ઠીક હોય તો ૧૩મા કે ૧૪માનું—ભોજન પણ થતું. બારમુ તો દરેક નાતમાં ફરજિયાત હતું. કોઈ સમજુ, પીઢ કે વૃદ્ધ નાતમાં જાય નહિ, પણ તેને તેનાં વહુ-છોકરાંને મોકલવાનું ફરજિયાત હતુ. વળી અમારી નાતમા તો ઘેર રહેલા જનો માટે પીરસણું કે ભોજનથાળ મોકલવાનો રિવાજ હતો. જ્ઞાતિઓ આ રીતે પોતાના સમૂહને

કાબૂમાં રાખતી. કોઈ જ્ઞાતિજનને સજા કરવા આ રિવાજ એક શસ્ત્ર બન્યો હતો. નોતરું કપાવાનો ભય કોઇને પણ ગભરાવતો. બારમાનાં નોતરાં દેવા જ્ઞાતિનો ગોર ઘેરઘેર જાય ત્યારે 'અમુક ઘરનું જ્ઞાતિના દરેક જણને સકુટુંબ-પગેરુંગ નોતરું છે' એમ બારણે પોકારે. તેને પવાલું દાળા આપવા એવો નાતનો ધારો હતો.

જમવાનું આવે તે દિવસે અમને ફરમાવશ થાય કે બપોરની છૂટી પછીની રજા લેતા આવજો. વડીલો માસ્તર પર ચિઠ્ઠી પણ લખી આપતા ને શિક્ષકો પણ બ્રાહ્મણોની જ્ઞાતિઓને સગવડ આપવા એવી ચિઠ્ઠીઓ તુરત મંજૂર કરતા. તે સાંજનું લેસન અમારે કોઈ વિદ્યાર્થીને ઘેર જઈ તૈયાર કરી લેવાનું રહેતું. ઘેર આવીએ ત્યાં અમારી મુગટીઓ શોધી રાખી હોય તે પહેરવાની. મોટાં પણ રેશમી કપડાં પહેરી લે અને વડીલો નોકરી પરથી સીધા નાતની જગ્યા પર



બેઉ ઘરનાં મળી અમે બજાર વચ્ચે થઈને જમવા જતાં

આવવાના હોય તેમનાં પીતાંબર-મુગટા મોટા રૂમાલમાં બાંધી સાથે લઈ લે. બેઉ ઘરનાં મળી અમે ચાર પાંચ છોકરાં કાકી ભાભી વગેરેની સરદારીમાં બજાર કે મહોલ્લા વચ્ચે થઈ જમવાની જગ્યાએ પહોંચી જઇએ. ત્યાં તે દિવસ પૂરતી શેરી વળાઈ હોય, સંડાસના રેલા નીકળે ત્યાં ધૂળ નખાઈ હોય અથવા તેનાથી બચીને દૂર બેસવાનું હોય. અમે તો સારી જગ્યા જોઈ અમારી સંખ્યા પ્રમાણે જગા રોકીને લોટા ગોઠવી દઇએ. તે માટે ઘરનાં માણસો અમને એટલા તો વહેલા રવાના કરી દે કે ત્યાં પહોંચીએ ત્યારે ઘણી વાર લાડુ વળાતા હોય.

આમ હું નાતના લગભગ દરેક જમણમાં જતો. કોઈ વાર પરીક્ષા જેવું રોકાણ હોય ત્યારે સાંજે પરભાર્યા પહોંચીએ. એ વખતે ઘરનું એકાદ જણ અમારા માટે મુગટા-લોટા લઈ રાહ જુએ અને અમે પાછલી પંગતમાં જમીએ. આવાં અગિયારમા-બારમાનાં ભોજનોએ આખા દેશમાં જ્ઞાતિઓની સંસ્થાઓને ખૂબ દૃઢ રાખી હતી; પણ એવાં જમણો કરવામાં કેકનાં ઘર ગીરો મુકાતાં, ઘરેણાં વેચાતાં, છોકરા કેળવણીનાં સાધન કે સહાય વિના અધૂરા અભ્યાસે કુટુંબની ગરીબીનો ભાર ખેંચવા માટે મળી જાય તે નોકરીઓ કે ધંધામાં લાગી જતા. તેમની શક્તિ અને ભાવના સદાકાળ માટે વિલુપ્ત બની જતાં.

'જ્ઞાતિ સિવાય છોકરાં વરવાના નથી, જ્ઞાતિ વિના મુડદુ રખડશે, જ્ઞાતિ વિના આપણને કોઈ સ્થાન આપશે નહિ' એવા જ્ઞાતિમોવડીઓના અંકુશોના કારણે તેમના માટે ઉપાય નહોતો. માટે જ જ્ઞાતિને ભોજનવરાથી તુષ્ટ રાખવાનો એકમાત્ર માર્ગ મોકળો હતો. આ રીતે અમારા કુટુંબમા પણ જ્ઞાતિનું વર્ચસ્વ અને પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલી સાચવવાનો દૃઢ આગ્રહ હતો.



મૂળરાજ સોલંકી એ એક હજાર શુદ્ધ બ્રાહ્મણો બોલાવ્યા

અગિયારમા સૈકામા મૂળરાજ સોલંકીએ રુદ્રમાળનો પાયો નાખ્યો ત્યારે મહાન રુદ્રયાગ કરવા તે કર્મના જાણનાર ૧૦૦૦ શુદ્ધ બ્રાહ્મણો તેણે કનોજ, કાશી, કુરુક્ષેત્ર વગેરે આતરવેદીના સ્થળોમાથી બોલાવી મગાવ્યા, અને એ બ્રાહ્મણોથી આ ભૂમિ સસ્કાર પામે તે માટે તેમને પોતાના રાજ્યવિસ્તારમા કાયમી જમીન ગરાસ આપી વસાવ્યા તેઓ જે જે સ્થાનમા રહ્યા ત્યા તેમની કુળદેવીની સ્થાપના કરી આ સર્વે બ્રાહ્મણોના કુળશીલ સમાનધર્મી હોવાથી ને તે બધા ઉત્તરમાથી આવેલા માટે ઔદીચ્ય (ઉત્તરના) સહસ્ર (હજાર) બ્રાહ્મણોના એક સમૂહ રૂપે જ્ઞાતિનુ સ્વરૂપ પામ્યા અને ઇતર બ્રાહ્મણ મંડળોથી અલગ રહ્યા.

આ મડળમા અમારા પૂર્વજો વીરમગામ પાસે માડલમા સ્થાન પામ્યા એટલે માડલિયા રાવળ ગણાયા ત્યાથી કોઈ ગરાસ મળતા સાણંદ ગામે ગયા અને ત્યા સંઅપી બધાયા તે પરપરાએ મારા પિતાના ફોઈઆ સાણંદમા હતા,

અને અમે સાણંદ છોડી ગાંફ તથા ભાવનગર આવ્યા ત્યારે પણ સાણંદનો સંબંધ રાખવા મારા પિતાના બહેનને સાણંદમા પરણાવ્યા, જેનો ભાણેજ આ વખતે ભાવનગરમા ઊછરી રહ્યો હતો. આમ ઉત્તરોત્તર સંબંધોનો દોર સાચવવા વઢવાણથી ઊતરી આવેલા સહસ્ર સમુદાયે અમારા કુટુંબમા કન્યાઓ આપી હતી, પણ તેઓ ઉપરના પગથિયાવાળા ઔદીચ્યોના સંબંધથી દૂર હતા એક જ સમુદાયના બ્રાહ્મણો આસપાસ હોવા છતા મારા પિતાશ્રીને મારા બહેન માટે ખૂબ જ ચિંતા રહેતી. સાણંદમા મારા ફોઈમા સુધી તો ગુજરાતનો સંબંધ પ્રત્યક્ષ હતો, પણ હવે શું કરવું?

## ૭૧ પરંપરાના તાંતણા

અમારુ કુટુંબ ગુજરાતના સમુદાયથી વિખૂટું પડી ગયું હતું. બેત્રણ પેઢીથી અમારા કુટુંબને ઝાલાવાડ ઔદીચ્ય સમુદાયની કન્યાઓ જ મળ્યા કરી હતી. પિતાશ્રીએ જન્મભર નોકરી માટે ફર્યા કર્યું હતું તેથી પુત્રી માટે સંબંધ થાય એવા ઘરોનો પરિચય નહોતો. એમણે દરકાર રાખી ધાર્યું હોત તો ગુજરાતથી ઊતરી આવેલા ઘણા કુટુંબોમાથી યોગ્ય પાત્ર મળી શકત પરંતુ તેમને પરંપરા માટે બહુ જ ગૌરવ અને આગ્રહ હતો. વળી ભાવનગરમા તેઓનો જ્ઞાતિ-વ્યવહાર ગુજરાતથી આવેલા એક નાના સમુદાય સાથે બંધાયો હતો. એમાના ઘણાના યજમાનો ધોળકા-બાવળાથી સાતીનો વેપાર લઈ આવેલા પાટીદાર કણબીઓ હતા તેમણે અમદાવાદ ધોળકાના સંબંધો સાચવી રાખ્યા હતા, અને જૂની પરંપરાના કારણે તેઓ ગોહિલવાડના ઔદીચ્ય સમુદાયમા ભળી શક્યા નહોતા. એ રીતે ભાવનગરમા પેઢીઓ થયા છતા પિતાની નજર ગુજરાત તરફ મંડાએલી રહેતી અને સંબંધ માટે યોગ્ય કુટુંબની ભાળમા રહેવા આપ્ત જનોને કહી રાખ્યું હતું એ વખતે સંબંધ માટે મુખ્ય પાત્ર કરતા એનો કુળાચાર અને જ્ઞાતિમા સ્થાન વધારે લક્ષમા લેવાતા. પછી વરકન્યાના સ્વભાવ, ગુણ કે શક્તિનો કોઈ વિચાર જ કરતુ નહિ તેને લીધે જીવનમા અનેક જાતના વિસંવાદો ઊભા જ રહેતા અને સહેવાનુ કન્યાપક્ષને જ ફાળે આવતુ

એવામા શિયાણીથી પિતાશ્રીના માશિયાઈ ભાઈ કાનજીભાઈ આચાર્યનો પત્ર આવ્યો કે તેમની કન્યા વીરમગામના શુક્લોમા વાગ્દાન આપી હતી તે પાછી થતા (ગુજરી જતાં) તેમણે વેવાઇને લખી નાખ્યુ હતુ કે, 'બીજા કોઈનુ વેશવાળનુ શ્રીફળ સ્વીકારશો નહિ મારા ભાઈ મહાશંકરની એક પુત્રી છે તેના માટે હુ વચન આપુ છુ ' એ સાથે તેમણે જણાવેલું, કે 'વેળાસર ભાવનગરથી કુટુંબના એક મોવડીને લઈ વીરમગામ આવો હું પણ સાથે આવીશ અને સંબંધ પાકો કરી લઈશુ.' આ કાગળે બહેનના ભવિષ્યનો પાયો નાખી દીધો. પિતાશ્રી તો ડિસ્ટ્રિક્ટમાથી ત્યા પહોચી શકે તેમ નહોતા એટલે કાકાને જવાનુ ઠર્યું અને અમે વિસ્મિત હર્ષે તેમને વિદાય આપી

સૌના મનમા કુતૂહલ હતું કે આ નવા સંબંધીઓ કેવા હશે, વરપાત્ર કેવો હશે, ઘરમા કેવુ સુખ હશે વગેરે પણ આખરે બહેન માટે ઉચ્ચ કુળમા ઠેકાણું

પડયું તેનો હર્ષ બાને તથા મોટાં માને ખૂબ હતો. મને પણ વિચારો આવતા કે બહેન કોઈ પારકે ઘેર જશે, કોઈ અન્યનો તેના પર અધિકાર થશે, અમે ભાઈબહેન છીએ તેવો જ સદાકાળ એકબીજાનાં હેતનો આનંદ લઈ શકીશું નહિ વગેરે. પણ એ વખતના જીવનમાં તેને હું ગંભીર સ્થાન આપી શકયો નહોતો.

મોટા ભાઈએ મોઢ રાત્રિશાળાનાં ઘણાં પુસ્તકો — મોટે ભાગે વાર્તાઓનાં જ—મારા પરિચયમાં આણ્યાં હતાં. તેમાં ભાગ્યે જ ખરાં જીવનચરિત્રો હતાં. પણ હું વાર્તાઓનાં મુખ્ય પાત્રોમાં દેખાતા વફાદારી, સ્વાર્પણ વગેરે ગુણોને પિછાનતો થયો હતો અને સ્ત્રી-પુરુષોમાં એવા ગુણો હોય એવી અપેક્ષા રાખતો હતો. કોઈ રાજકુમાર કે રાજકુમારીની વાત દિલ હલાવી જતી હતી અને તેમનાં હૃદયની સુકુમારતા, વિયોગ, સહનશીલતા, અનિષ્ટો સામે ટકવાની ટેક વગેરે મારા મન ઉપર આકાર લેતાં હતાં. સાથેસાથે મારી આસપાસ છેવટ ન સમજાય એવી ઘટનાઓનો પ્રત્યક્ષ સાક્ષી બનતો જતો હતો.

કાકા બહેનનું વેવિશાળ કરી આવ્યા ત્યારે વેવાઈ પક્ષનાં ખૂબ વખાણ કર્યાં. બહુ ઊંચા ઘરવાળા છે, શરાફી ધંધો કરે છે, ખેતરોની આવકનાં ગાડાં ઠેલવાય છે, ન્યાતમાં પટેલ છે. બેચાર મોવડીઓનાં નામ દીધાં. પણ જમાઈ-રાજની વાત કરતાં બહુ જોર મારીને કહી શકતા નહોતા. બહેન કરતાં ભણવામાં એક ચોપડી પાછળ છે, માબાપ નથી, એક વિધવા બહેન ઘર સંભાળે છે, આધેડ ઓરમાન ભાઈ તાજેતરમાં વિધુર થયા છે અને નવું ઘર કરવાના છે, ઘરમાં ભેંસ રાખે છે, જમાઈ ઉપર સીધુ ધ્યાન રાખનાર કોઈ નથી વગેરે. આ વિગતો સુકોમળ લાગણીવાળાં મારાં બા બહેન અને મારા મનમાં ઉત્સાહ જગાવી શકી નહિ.

કાકાએ તો કહ્યું કે કાનજીભાઈએ પોતાની દીકરી આપી હતી ત્યાં ઠેકાણું પાડી આપ્યું તેથી આપણી ચિંતાનો ભાર ઉતાર્યો છે. તેમના જેવા મુત્સદ્દી અને અનુભવી કોઈક જ હશે. અને હજી તો વખત છે, જમાઈ ભણશે અને ઘરમા ભંડાર ભર્યા છે એટલે છોકરી દુઃખી નહિ થાય. છતાં બાને મોટી ખટક થઈ.

થોડા જ વખતમાં બહેનને નિશાળ છોડાવી દીધી. સવારમાં ભાભી ઉઠાડે અને સાથે દળવા બેસાડે. જો વહેલી જાગી શકે નહિ તો ચૂંટી ભરીને પણ જગાડે. સાસરીમાં શું વેઠવું પડશે અને શું નહિ તેની ચિંતામાં બાના ગભરાટનો પાર નહોતો. તેમને માત્ર 'મારી કૂખ દીપાવે, મારું કુળગૌરવ સાચવે' એવી જ લાગણી હતી. બહેન ગભરાઈ ઊઠી હશે. હું કહેવા કે બોલવાનો અધિકારી બન્યો નહોતો. અમે બધાં બાળકો જ હતાં. બહેનનાં રમવા-ફરવા ઉપર અંકુશ મુકાયો એટલું જ નહિ, પણ અમે ચા પીતાં હોઇએ તો મારા વાટકામાં વધુ દૂધ આપે અને બહેનને કહેઃ 'તને પોસાશે નહિ!'

આ બધુ એ સમયના આગળ વધી રહેલા કુટુંબમાં બની રહ્યું હતુ અને હજી આગળ શું બનશે તેની મને કલ્પના નહોતી; છતાં હું પ્રભુપ્રાર્થના કર્યા જ કરતો કે મારી બહેનને સહાય કરે.

## ૭૨ ઊના વાયરા

એવામા મે માસની રજાઓ આવી ત્યારે ખબર મળ્યા કે વીરમગામથી બહેનના પૂર્ણ રીતે પીઢ એવા જેઠ સાકરેશ્વરનું વઢવાણમા ત્રવાડી ભાઈશકર ઊમિયાશકરને ત્યા બીજી વારનુ લગ્ન થવાનુ છે તે લગ્ન ઉપર ભાવનગરથી મારે, મોટા ભાઈએ અને કાકાએ જવુ, જેથી તે જાનમા વેવાઈપક્ષના બધા માણસો હશે તેમનો મેળાપ અને ઓળખાણ થશે એવી સૂચના પૂ૦ દાદા કાનજીભાઈના પત્રમા હતી એ સમયે પિતાશ્રી પણ એક દિવસ ત્યા આવ્યા અને વઢવાણના એ સમયે સુપ્રસિદ્ધ ઉદ્યોગસાહસી દયાશકરભાઈ જાનીને ત્યા ઊતર્યા ત્યા આખી જાનને ચાપાણીનું નિમત્રણ મળ્યુ, તેમા મેં વીરમગામના પ્રમુખ સબધીઓને જોયા નાનામોટા બધાએ કઈ ને કઈ ઘરેણું પહેર્યું હતું છોકરા છોકરીઓને તો હાથેપગે સોનુ જ દેખાતુ હતુ અને એ બધા ખૂબ શ્રીમતો લાગ્યા મોટી ઉમરે જણાયુ કે આવે વખતે ઘરેણા માગી લાવીને પણ પહેરવાનો રિવાજ હતો

મેં સાકરેશ્વર શુક્લના કામ જેઠાભાઈ શુક્લને એક પ્રભાવી મોવડી તરીકે ઓળખ્યા તેમના નૂપુન મગનભાઈ શુક્લ મારી જ ઉમરના અને હાઈસ્કૂલમા મારા જેવા જ વર્ગમા હતા તેનો મેળાપ થયો સહજ વારમા અમે મિત્રો બની ગયા તે વખતે તેની જ આગળીએ એક કોમળ પ્રકૃતિનો કિશોર જોયો અને તેને મારા બનેવી તરીકે ઓળખતા મેં મમત્વથી તેના તરફ જોયું, પણ એ પ્રસંગે કોઈ પ્રકારની જિજ્ઞાસા કે ઇતેજારી જોઈ નહિ ભવિષ્યની આશામા મેં મન મનાવી લીધુ ઉચ્ચતર સબધો અને ભાવનાજગતના સાથી બનેલા માત્ર મગનલાલ આજીવન સ્વજન અને મિત્ર તરીકે હયાત છે, બાકીના સર્વ પરવારી ગયા છે

વઢવાણના બ્રાહ્મણો સાદાઈ અને સુદઢતા માટે જાણીતા થયા છે, પણ પ્રસગોપાત્ત જરૂરી આતિથ્ય, સેવા કે ઘસારો ખમવામા પાછળ રહી જાય છે એવો અનુભવ વીરમગામની જાનવાળાને થયો હશે તેથી તેની કુથલી દયાશકર જાનીને ત્યા ચાલતી હતી ધાર્યા કરતા જાનવાળાની વધુ સખ્યાથી વેવાઈને થોડી મૂઝવણ થએલી તેનુ એક કાર્ટૂન દયાશકર જાનીએ મને ફુલાવીને તે વખતે મારી પાસે ચીતરાવેલુ મને યાદ છે, અને પછી બધાને બતાવ્યુ તે જાણી પિતાશ્રીએ હસીને મને ઠપકો આપેલો "કોઈને કાધે કોઈનુ આવુ ફારસ કરાય?"

નિશાળો ઊઘડી ગઈ અને પરીક્ષા પાસે આવતી લાગી એટલે અમે તો પાછા અભ્યાસમા ગુથાઈ ગયા પરીક્ષા આડે થોડા દિવસ રહ્યા એટલે માસ્તરે પાઠ પાકા કરવા વર્ગમા ટુકડીઓ પાડી દીધી તેમા મારી ટુકડીમા એક સિપાઈનો છોકરો હતો તેણે પાઠ વાચવાના ડોળ ખાતર ચોપડીઓ ઉઘાડી રખાવી સ્ત્રી પુરુષોના સબધની મેલી વાતો કરવા માડી તેમા બીજા બધા ગુલતાન થઈ જતા, પણ મને કોણ જાણે કેમ હરતાફરતા સ્ત્રીપુરુષો એવુ કરી શકે તેની કલ્પના જ ગદી લાગી મેં પહેલી જ વાર છોકરાઓ આવી વાતો કરી શકે છે તે જાણ્યુ પણ પછી અમે છૂટા પડવાના જ એમ વિચારી સમાધાન મેળવ્યુ

ઘર આગળ જુદી જ હવા હતી ભાવનગરમા આવ્યા પછી ઘરમા જે નવા માણસોની ભરતી થવા માડેલી તે દાદીમાને બેચેન બનાવની હતી તેમને પોતાનુ વર્ચસ ઓસરતુ લાગતું હતું છતા ઘણી વાર એમના વચનોથી બાને



બાને ઘણી વાર આસુ પાડતાં જોયા હતા

મેં આસુ પાડતા જોયા હતા છેવટે એક દિવસ તો બા અને બાપુએ મળી દાદીમાને ઘર સોપી બહાર નીકળી જવા નિશ્ચય કર્યો પિતાજીના એક દક્ષિણી મિત્ર શામરાવ અકોલકર વારવાર આવતા તેમના પત્ની દ્વારિકાબાઈ પણ બાના સહિયર હતા. તેમણે અંદરની વાત જાણી અને ખારગેટ દરવાજા બહાર તેમનું જાગીરી ઘર 'દક્ષિણીનો ડહેલો' હતુ ત્યા જગ્યા કરી આપી

## ૭૩ દક્ષિણીનો ડહેલો

મોટા માએ જોરશોરથી બા બાપુને સંભળાવી દીધુ હતુ કે પોતાની સાથે બીજુ કોઈ નહિ, માત્ર ભાણો જ રહેશે તેમને સમજાવવાનો કોઈ માર્ગ કે અર્થ જ્યારે રહ્યો નહિ ત્યારે જ બાપુએ બહાર ખાતી ઘર શોધવાની વાત જાણીતા મિત્રસંબધીઓને કરી હતી એ ગાળામા પોસ્ટ ઑફિસના સબધથી પ્રાપ્ત થએલા તેમના દક્ષિણી મિત્ર શામરાવ અકોલકર ઘેર આની ચઢ્યા તેમની બદલી સતારા જિલ્લામા અલીબાગ ખાતે થઈ હતી ત્યા જવુ કે ન જવુ તેની સલાહ લેવા એ આવ્યા હતા. બાપુજી ઉપર તેમનો પૂરો વિશ્વાસ હતો બાપુજી પણ તેમના પર ખૂબ ભાવ રાખતા અને તેમની કોઈ નાનીમોટી ભીડ વખતે જરૂરજોગી રકમો પણ ધીરતા એ વ્યવહારમા ઘણી વાર રકમ પાછી વાળવામા સમયના ગલ્લાતલ્લા કરે, તેથી બીજી વાર બાપુજી ચોખ્ખી ના પણ પાડે તે વેળા હસી કકળાને શામરાવકાકા બોલતા કે 'મોટાભાઈ! પણ હું કરુ શુ? અહીં કેશવરાવ દેવા કરે છે તે મારે ભરવા પડે છે'

દક્ષિણી કુટુબજીવનમા ગુજરાત કરતા યે સંયુક્ત નિવાસનો રિવાજ પેઢીઓ સુધી ચાલુ રહેલો તેના સારા ને માઠા બને પરિણામો આવતા એક માણસ

કમાતો હોય તો તેની કમાણીમાંથી ભાઈભત્રીજા ને બેનભાણેજ સુધી સૌ એક રસોડે જમતાં હોય કે એક જ ઘરમાં રહેતાં હોય. જે આવું પાતળું રંધાયું તેનાથી નભાવી લે. કોઈની પાસે ધંધો કરવા જેટલી કે મોટા વ્યવહાર કરવા જેટલી મૂડી હોય જ નહિ, એટલે ભણી શકે તેટલું ભણી તરત જ નોકરીએ જ લઈ લે. લગ્ન કે જનોઈ જેવા પ્રસંગો તો ઊજવવાના હોય જ, એટલે એનું દેવું ચાલ્યા જ કરે અને છેવટે એક દિવસે લેણદારોને કોઈ અલંકાર કે મિલકતનો થોડો ભાગ વેચી નાખવો પડે. મારું માનવું છે કે મરાઠા વિગ્રહોએ મહારાષ્ટ્રી પ્રજાની આવી સ્થિતિ કરી હતી.





શામરાવકાકા

←મારા જીવનના એક ધ્રુવતારક સમા બની રહેલા શ્રી વાસુદેવ મહારાજે આપેલો કેશવરાવ ઓકલકરનો સ્કેચ

શામરાવકાકા ને તેમના ભાઈ કેશવરાવ ઓકલકર તેમના વડવાઓથી મળેલા દક્ષિણીના ડહેલામાં સંયુક્ત કુટુંબ તરીકે રહેતા. ડહેલો આખો તેમની બાપીકી મિલકત હતો, એમાં તેમના પરિવાર ઉપરાંત બેચાર ભાડુતો પણ રહેતાં. પણ હવે શામરાવકાકાની બદલી થતાં તેમના ઘરનો મેડો ભાડે આપી શકે તેમ હતું.

શામરાવકાકા સ્વભાવે સહનશીલ ને પ્રેમાળ હતા, પરંતુ તેમના ભોળપણના કારણે ઘણી વાર ઑફિસના માણસો તેમને ગૂંચવી નાખતા અને તેમના પર ઉપરીનો ઠપકો આવતો. આ જ કારણે તેમને છેવટે અલીબાગ જેવા દૂરના સ્થાને જવાનો ઉપરી ખાતાએ હુકમ આપ્યો હતો. બાપુજીએ સ્પષ્ટ સલાહ આપી કે ના પાડશો નહિ. જશો તો તમારા પરનું આળ નીકળી જશે અને વધુ પ્રમોશન મેળવી શકશો. તેમની સાથે તેમનાં પત્ની દ્વારિકાકાકી પણ આવ્યાં હતાં. તેમનું મન પણ ઘરના કંકાસોથી મુક્ત થવા તલસતું હતું, એટલે અલીબાગ જવાની સલાહ તેમને ગળે ઊતરી અને તેમના ચાર દીકરાઓ પૈકી બે મોટાઓને કાકા પાસે રાખી જવાનો નિર્ણય લીધો.

આ વખતે દ્વારિકાકાકીએ મારાં બા પાસેથી અમારી ઘરની મુશ્કેલીની વાત જાણી, એટલે તુરત તેમણે પોતાના જ ખંડો ખાલી કરી આપવાની ખાતરી

આપી. 'ભાડા માટે તો પછી સમજી લઈશું, પણ તમે જલદી આવી જાઓ. અમે અમારો સામાન બાંધી લઈશું.' શામરાવકાકાએ પણ ટેકો આપ્યો અને તે સાથે પોતાને તત્કાળ જે કંઈ રકમની જરૂર હતી તેની વાત પણ બાપુજીને કરી દીધી; સાંજે જ અમને લઈને આ દક્ષિણીના ડહેલાનુ મકાન જોઈ આવ્યાં.

દક્ષિણીનો ડહેલો ખારના દરવાજા બહાર દાઉદજીની હવેલીથી એકાદ ઘરને અંતરે હતો. મોટી ગાડી અંદર જઈ શકે એવું એ ડહેલું હતું. અંદરના ચોકમાં પેસતાં જ ડાબે ખૂણે ખારા પાણીનો કૂવો હતો અને જમણી બાજુના ખૂણે ઉપર જવાનો દાદરો હતો. ચોકમાં સામેની મોટી પરસાળમાં બે ખૂણે બે મોટા ઓરડા પાંત્રીસ પચીસ સુધી લંબાતા હતા. દરેકમાં, દાદર સાથેનાં નીચાં છાપરાવાળાં વસવાટ થઈ શકે તેવા મેડા હતા, જેની બારીઓ પરસાળ પરની અગાશીમાં પડતી હતી. આ અગાશીમાં ચોકમાંના દાદરવાળા મેડાનું બારણું પણ પડતું હતું. અમને એ મેડો અને ડહેલાની ઉપર આવતા ખંડો તેમણે સોંપ્યા, ઉપરાંત ડહેલાની જમણી બાજુની રસ્તા પરની ઓરડીઓમાં ડહેલામાંથી જવાનું પણ બારણું હતું અને તેમાં ઊતરવાનો દાદર હતો. તેની જોડેની ખૂણાની ઓરડીની બારી બહારના રસ્તા પર પડતી હતી.

મારાં બાએ તુરત નક્કી કરી લીધું કે ડહેલા તરફના ભાગમાં ઉપર રસોડું અને સ્ત્રીઓનો ખંડ રાખવો અને નીચેની દાદરવાળી ઓરડીમાં છાણાં લાકડાં ભરીને ખૂણાની ઓરડી થોડા બીજા સામાન સાથે અમને અભ્યાસ માટે આપવી. ચોકના દાદર પરથી સીધા જવાતા ઓરડામાં મુલાકાતો અને બાપુજીની બેઠક રાખી. તેની ઉપરના ત્રીજા માળે જવાના દાદર માટે તેને અડતી બાજી ઓરડી હતી, તેમા મોટા ભાઈનો અભ્યાસખંડ ઠર્યો. આમ મનોમન ગોઠવણ કરીને બીજે જ દિવસે શેરડીપીઠના ડહેલામાંથી ઘરવખરીની લારીઓ ભરાવી, પોસ્ટ ઑફિસમાથી બોલાવેલા પટાવાળાઓની મદદથી ફેરવણી કરી. મોટાં મા પાસેથી ઘરવખરીમાંથી બાએ એક પણ વસ્તુ લીધી જ નહિ. બહારગામની નોકરીમાં જ વસાવેલા સામાનથી દક્ષિણીના ડહેલાનું ઘર શરૂ કર્યું. હું અને ત'ભાઈ રસ્તા પરની બારીવાળી ભૂખડુ ઓરડીમાં અમારાં સ્લેટ-દફતર–ચોપડીઓ લઈ થોડીઘણી ગોઠવણ અને જમાવટ કરીને સ્વતંત્ર રૂમથી મલકાતા હતા. જોકે સૂવા-જમવાનું તો ઉપર જ હતું. શામરાવકાકાના મોટા પુત્ર આનંદરાવ ઊર્ફે બાબુ અમારાથી એક વર્ષે પાછળ હતા. તે પણ ધીરેધીરે સોબતમાં ભળવા લાગ્યા.

### ૭૪ અકોલકર કુટુંબ

આખું ભાવનગર દક્ષિણીનો ડહેલો જાણે. ઘણી પેઢીઓથી ભાવનગરના વતની બની રહેલા આ કુટુંબની ઓળખાણનો વિસ્તાર ખૂબ હતો. શામરાવ અકોલકર પોસ્ટ ઑફિસની નોકરી કરતા, એટલે અહીં વતનમાં તેમનુ રહેવું થોડું થતું. પણ તેમના નાના ભાઈ કેશવરાવ કૉર્ટમાં નોકરી કરતા એટલે ઘણા માણસોની તેમની પાસે આવજા રહેતી. વધારામાં તે બાપદાદાથી ઊતરી આવેલું વૈદું પણ કરતા, એટલે ઘર આગળ પરસાળમાં એક મોટા કબાટમાં દવાઓ, ગોળીઓની

શીશીઓ અને ખરલો રાખતા. સવારમાં દરદીઓની પણ થોડી આવજા રહે, આથી બહુ મોડા નહાય અને પછી જરા પૂજા કરી, દક્ષિણી રીતે તિલક કરી, તરત હાંડથી જમી કૉર્ટમાં જાય. એમના ઘરમાં બધી દક્ષિણી પ્રથાઓ હતી, પણ ભાષા શુદ્ધ કાઠિયાવાડી-ગુજરાતી બધાને સહજ હતી. તેમની એકમાત્ર પુત્રી તાની તથા તેની માતા બંને રંક સ્વભાવનાં હતાં. કેશવરાવકાકાનો તાપ ઘણો રહેતો. લોકો સાથે હસીહસી વાતો કરે પણ 'તાની...' કહી બૂમ મારે ત્યારે હાક પડે!

દક્ષિણી ઘરમાં કોઈ ને કોઈ સંગીતપ્રેમી તો હોય જ એવું સાધારણ વિધાન છે. તે પ્રમાણે કેશવરાવકાકા સંગીતના શોખી હતા. જાતે સિતાર વગાડતા અને તેની રિયાઝ કરવા ઉપરની અગાશીને એક ખૂણે રાત્રે બેસી જતા ત્યારે કલાકો કાઢી નાખતા. એમના આ શૉખના કારણે તેમને ત્યાં રાજ્યના ગાયકો તેમજ પ્રસિદ્ધ બીનકાર રહીમખાન પણ આવીને ચર્ચાઓ કરતા, કંઈ ગતો બતાવતા અને કોઈ વાર કોઈ તબલચી આવી ચડતો તો તે કેશવકાકાના સિતારને તાલનો સાથ પણ દેતો. આટલું જ નહિ પણ દૂરદૂરના કોઈ ગવૈયા રાજ્યમાં આવે તો એમને ત્યાં જ ઉતારો કરતા; અને તે ઉતારો અમારા ડહેલાપરના ખંડની બાજુમાં જ રહેતો. હોઈ વહેલી સવારે શુદ્ધ ભારતીય સંગીતની રિયાઝો અમને સાંભળવા મળતી. ઉસ્તાદોના ખરજ સ્વરો ઘુંટાય ત્યારે અમે ઓથે રહી તેના ચાળા પાડતા કે મશ્કરી કરતા. એમાં આનંદરાવ ઊર્ફે બાબુનો સાથ હોય જ.



રોજ વહેલી સવારે ઉસ્તાદોની રિયાઝ અમને સાંભળવા મળતી

અહીં મેં સાદુ, સ્વચ્છ, કસોવાળુ સફેદ અંગરખું, ખેસ ને સફેદ સાદી ઢબનો ફેંટો તથા ગામઠી જોડા પહેરેલા પવિત્ર પડછંદ બ્રાહ્મણ શરીરવાળા વાસુદેવ મહારાજને પ્રથમ વાર નજરે જોયા. બાબુભાઇએ તેમનો પરિચય આપ્યો ત્યારે મને ખ્યાલ નહોતો કે તેમનું સંતજીવન મારા માટે એક માર્ગદર્શક ધ્રુવતારક બની રહેશે.

અકોલકર કુટુંબની એ ખાનદાની હતી કે તેમને ત્યાં મહેમાનોની સારી આગતાસ્વાગતા થતી. આને લીધે ઘરમાં ખૂબ ઘસારો આવતો જ હશે. આથી તેઓ ઘરમા વસ્ત્રો કે સામાનનો ઠારો રાખી શક્યા નહોતા. પણ એક વખત તો આ કુટુંબે જાગીરદારી જાહોજલાલી જરૂર ભોગવી હતી. શામરાવકાકાના હયાત રહેલા સૌથી નાના પુત્ર વસંતરાવ અકોલકર પાસેથી મને જાણવા મળ્યું કે ભાવનગરની સ્થાપના પછીના તુરતના સમયમાં—આશરે ઈ. ૧૭૮૦ અને ૧૮૦૦ વચ્ચે રામચંદ્ર બલ્લાળ કે તેમના વડીલ ત્યાં આવેલા. રામચંદ્ર અને નારાયણ બે ભાઇઓ હતા. રામચંદ્રને રાજ્યના મુત્સદ્દી ખાતામાં નોકરી હતી અને બીજા ભાઈ કંઈક વ્યાપાર કરતા હશે. તેમના વખતમાં દક્ષિણીનો ડહેલો

તેમનું પ્રથમ નિવાસસ્થાન થયું. તેઓ અનાવા પંડિત તરીકે ઓળખાતા. ભંડારિયામાં તેમને જમીન પણ મળી હતી અને તે ઉપરાંત બોર તળાવના ઉપરવાસમાં સીદસર પાસેનું શામપર ગામ ઇનામમાં મળેલું. આ ગામનો વહીવટ પાછળથી રાજ્યમાં વિલીન કરવામાં આવ્યો તે કારણે કુટુંબની એક ફોઈના વારસોને થોડો વખત વર્ષાસન અપાતું.

ગોપાળરાવ એકોલકર ન્યાયકોર્ટના ઉચ્ચ દરજ્જાના કર્મચારી હતા; ઉપરાંત સારા વૈદ્ય તેમજ જ્યોતિષી તરીકે પણ પંકાતા. આ રીતે એ કુટુંબ અનેક અભિજાત સંસ્કારોભર્યા વાતાવરણનું ગૌરવ ધરાવતું. તેમને ત્યાં વ્રતો-ઉત્સવોના દિવસોમાં કંઈ ને કંઈ વિશેષતા થતી. સારાં કે ભારે ભજનકીર્તન થતાં; અને ભાવનગર ખાતે ગણેશોત્સવનો પ્રારંભ પણ આ કુટુંબે જ કર્યો. આમ દાક્ષિણાત્ય સંસ્કૃતિની વસાહત જેવા એ ઘરમાં હું વારંવાર સંન્યાસી, સંત, કીર્તનકાર કે સંગીતકારનો પધારો જોતો. શહેરના સંભાવિતો પણ ત્યાં આવજા કરતા.

કાળ જતાં અનેક કારણોએ તેમની આર્થિક હાલત વિષમ કરી તેથી આજે હવે એ ડહેલામાં એ કુટુંબનો કોઈ અધિકારી વારસ નથી અને તેના ભાગ પડીને અન્ય માલિકોના હાથમાં વહેંચાઈ ગયો છે; પણ અમે ત્યાં રહેવા ગયા ત્યારે એ ડહેલો એક જીવતોજાગતો, કિલ્લોલતો પડાવ હતો. શેરડીપીઠના ડહેલાના વિસ્તારવંતા માનવ ખદબદાટ કરતાં અહીં અમને સ્પષ્ટપણે દિવસરાત જોઈ શકાય, સમજી શકાય એવાં માનવપાત્રો વચ્ચે અમારી રીતે સ્વતંત્ર વિકાસ કરવાનો મોકો મળ્યો. ઘરનાં માણસોને પાણીની આપદા ટળી. બહારના નાકા પર જ મ્યુનિસિપાલિટીના નળોની ટાંકી હતી, અને ડહેલાનો ખારો કૂવો તો નાહવાધોવા તથા વાપરવાના પાણી માટે છલકાતો હતો. રસ્તા પરના ઓટલા ઉપર બે બાજુ સંડાસ હતાં; જોકે અનેક માણસોના વપરાશથી ગંદકીનો પાર નહોતો. તેમાં યે ટિનના ડબ્બા મળથી છલકાતા હોય ત્યારે શૌચકર્મ આપત્તિ રૂપ બનતું. તે વખતમાં એની અકળામણથી મને બપોરે સંડાસ જવાની ટેવ પડી, જે જિંદગી આખી ચાલુ રહી અને હું માંદગીભર્યા જીવનનું પાત્ર બન્યો.

## ૭૫ ચારિત્ર્યની કસોટીઓ

દક્ષિણીના ડહેલામાં ઘરની રીતભાત બદલાઈ ગઈ. શામરાવકાકા અલીબાગની જગ્યા પર ગયા ત્યાં સુધી મેડા પરની બેઠક લગભગ સહિયારી રહેતી. એ જગ્યા ઠીક ઉજાસવાળી હતી. દક્ષિણી ગૃહસ્થોના ઘરમાં ગુજરાત કરતાં ચિત્રો છબિઓ વધારે જોવા મળે. એ વખતે મોટે ભાગે પૂના ચિત્રશાળાનાં ધાર્મિક ચિત્રો બધે પ્રસાર પામ્યાં હતાં. 'હરિહર-ભેટ'ના ચિત્રમાં એક બાજુથી શિવપાર્વતી નંદી પર બેસી આવે છે ને બીજી તરફથી હાથી પર વિષ્ણુ-લક્ષ્મી આવે છે, તેમાં હાથી અને નંદીને એક જ મોંથી બતાવતો ચિત્રપ્રબંધ ચિતારાની ચતુરાઈ લેખાતી.

દક્ષિણી ઘરમાં દત્ત મહારાજ દત્તાત્રેયની છબિ તો હોય જ. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશનાં ત્રણ મોં સાથેનું એ યોગીસ્વરૂપ મહારાષ્ટ્રના ધર્મ-સમન્વયનું પ્રતીક

હતું રવિવર્માના ઉદય પછી ઉપપ્રધાન સ્ત્રીપાત્રોથી ચિત્રોમાં નવું આકર્ષણ જન્મ્યું તેણે ધર્મભાવના કરતાં યે પુરાણગ્રંથોમાંથી રસિક પાનો વધારે આપ્યાં શકુન્તલા, મેનકા, ઉર્વશી વગેરે જુદીજુદી રીતે ઊભરાતા યૌવનવાળાં સ્ત્રીપાત્રોથી રવિવર્માની કલમ ત્યારે લોકપ્રિય બની હતી અમારા નવા દીવાનખાનામાં તિલોત્તમા નામની અપ્સરાના પાનવાળું ચિત્ર—કેડ સુધી સાવ ખુલ્લા શરીરવાળી, એક હાથે અધ્ધરથી આવતો દોરો લેતી અને બીજે હાથે સરી પડતી સાડીને કેડ આગળ પકડી રાખતાં તિલોત્તમાનું ચિત્ર પણ—નભી હું હતું આજે સમજાય છે કે યુરોપની વીનસની બરોબરી કરવા જ એ ચિત્ર સરજાયું હતું તે ઉપરાંત પડદા આગળ સૂતલી એક યુરોપીઅન લલનાની પણ એક છબિ હતી તેથી કાંઈ ખરાબ અસર મન પર થતી નહોતી માત્ર કપડાં દૂર નાખી ઊભેલાં એ પાત્રો જોઈ અમે હસતાં બેઠક ખાલી હોય ત્યારે જ ત્યાં અમારો પગ ફરતો

અમને તો બહારના રસ્તા પરની બારીવાળી નીચેની ઓરડી મળી હતી ત્યાં અમે અમારો ડેરો જમાવ્યો ઘરમાં વ્યવસ્થા કરતાં જે ખોખાં કે મેજ વધી પડ્યાં તે અમને મળ્યાં પ્લાસ્ટર વગરની ચૂનો છાંટેલી ઈંટોની ભીંત પર મોટાં ન્યુસપેપરો ચોડી, સપાટી ઉપજાવીને તેના પર થોડી આડીઅવળી છાપો લગાવી અમારો સ્ટૂડિયો શોભાવ્યો, ને ખોખાં ઉપર ચોપડીઓ તથા નોટો ગોઠવી.

ત્રીજી અંગ્રેજીની પરીક્ષા માથા પર આવી હતી એટલે અમે રાતના ઉજાગરા કરી પાસ થઈ જવાને કેડ બાંધી જમવા સિવાય અમને કોઈ બોલાવે નહિ કે કામ સોંપે નહિ એવું ઘરમાં સૌને કહેવડાવ્યું હું અને ત'ભાઈ સાથે જ વાચતા અને સૂતા-બેસતા એ રૂમમાં અમે જાણે નવો અધિકાર પામ્યા એમ લાગ્યું એક જુદો લૅમ્પ અમને મળ્યો અને રાત્રે પણ ઊંઘ આવે કે ઝોકાં ચડે તો તાજા થઈ જવાને ચા, દૂધ, તપેલી ને વાટકા મળ્યા અહીં આવ્યા પછી પહેલી જ વાર ઘરમાં પિત્તળના પ્યાલા રકાબી વસ્યાં કાચના પ્યાલા રકાબીનું તો સ્વપ્નું યે નહોતું શામરાવકાકાને ત્યાં ચાનો પ્રચાર અમારા કરતાં વધુ હોઈ તેમનો પિત્તળનો સેટ જોઈને જ માગ બાને નવી જરૂર સમજાઈ હશે

શરૂઆતમાં અઠવાડિયા સુધી ભાભી રાત્રે મોડેથી ઉપરના રસોડામાં ચા બનાવી અમને આપી જતાં, અને પછી તે બાજુનો દાદર બંધ કરી દેતાં એટલે અમે નીચે આખા ઘરથી છૂટા પડેલા બોર્ડરો જેવા બની જતા આ તકલીફ બચાવવા મેં એક તરકીબ શોધી કાઢી

અમારો લૅમ્પ ચીમનીમાંથી જે ગરમી છોડતો તેનો ઉપયોગ કરવાનું મને સૂઝ્યું મેં ઉપરના પાટિયામાં એક ખીલો મારી તેની સાથે બાંધેલો તાર નીચે લૅમ્પથી અધ્ધર બે ઈંચ રહે તેમ ઉતાર્યો તેની સાથે તારનું એક શીકું બનાવ્યું અને તેમાં બે પ્યાલા પાણી સમાય એવો લોટો ગોઠવી દીધો અરધા કલાક તે શીકામાં લટકતો રહે ત્યાં તો પાણીમાં આધણ આવી જતું પછી તેમાં ચા સાકર નાખી ઉતારી લઈએ એટલે ચા તૈયાર મળતી આથી ઘરનાને પણ નિરાંત થઈ

અમારો જ્ઞાનયજ્ઞ ચાલુ થયો ખૂબ વાચતા પણ પરીક્ષા વખતે કેટલું યાદ



ચીમની વડે ચા

રહેશે તેનો ભય રહેતો. નવરા બેઠા હોઈએ કે નાટકમાં જમવા ગયા હોઈએ ત્યાં ઇતિહાસ કવિતા કે ગણિતની મુશ્કેલીઓ પગ વાળો કર્યા કરતા. ગણિત પાકું કરવા દર રવિવારે પ્રાણજીવન માસ્તરને ત્યાં જતા. તે તેમના પુત્ર સાથે અમને પણ ગણિતના દાખલા પાકા કરાવતા. આ બધુ અમે ફક્ત પાસ થવાને જ માટે કરતા. પછીથી તે કયા કામ લાગશે તે અમને સમજાતું નહિ.

પણ અમને ડહેલાના મિત્રો કયા છોડવાના હતા? અમારી એકાંત ઓરડીની ને ચાની તજવીજની વાત જલદી ફેલાઈ ગઈ, એટલે ગમે ત્યારે રસ્તાની બારી પરથી વાદરાની પેઠે કોઈ ને કોઈ નામદાર આવી ચડતો અને ઘડીભર અમારા જ્ઞાનયજ્ઞમા ભગ પાડી શેરીની ચાડીચુગલી, નિંદા અને છેવટે કોઈ ને કોઈ અશ્લીલ વાતમા જોડાએલા પાત્રોના નામ દઈ જતો. કોઈ આવીને પરણીને લોકો શુ કરે છે તેનુ વર્ણન કરતો. એક જણ તો કહેતો કે મારા માબાપ સમજતાં નથી, મારે જલદી પરણવુ છે. કોઈ વળી કુમળી ચામડીવાળા રૂપાળા છોકરાઓ વિષે અયોગ્ય વલણ બતાવતા અને નાટકી ચેનચાળાથી કેટલાક મસ્રુઓને સતાવતા. એમનુ આગમન મને દરેક વખતે આપત્તિ રૂપ લાગતું, પણ કોઈને જાકારો કરવાની હિંમત થતી નહોતી. છેવટે પરીક્ષાની ચિંતા બતાવી પરીક્ષા જાય ત્યા સુધી તેમની મુલાકાતો માટે આણુ નાખી.

આ બધા સંસારક્ષેત્રના દરોડાખોરોએ સ્ત્રીજાતિ વિષે એવી તો ગંદી હવા કરી નાખી હતી કે આસપાસની દરેક યુવતી માટે ખાખાખોળા કરવાની વૃત્તિ જાગૃત થતી, કુતૂહલ વધી જતુ અને ગુપ્તપણે પણ કઈ જોવાજાણવાનો અભખરો થતો.

અમારી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલની બાજુમા હાથીખાનાના મેદાનમાં રાજ્યના અશ્વપાલકો ઘોડીઓને વાળી–ઘોડો દેખાડવા લઈ આવતા. તેની ખબર

કઈ રીતે છોકરાઓને પડતી તે સમજાતું નહિ; પણ સાંજના વર્ગો છૂટતાં જ તેઓ ત્યાં ટોળાબંધ દોડી જતા અને સરકસનો ખેલ હોય તેમ એ જાનવરોનું સંવનન જોયા કરતા. તેથી તેમના મગજ પર સંસાર વિષે શી કલ્પનાઓ ઊઠતી હની તે, તેઓ જ્યારે તે વિષે કોઈ ખૂણે કુંડાળું મારી હળવેહળવે મરીમસાલો મેળવી ઉશ્કેરાટભરી વાતો કરતા ત્યારે પ્રકટ થતું.

આવી સ્થિતિ પરત્વે સંસારનાં પુખ્ત માનવીઓ, માબાપો, ધર્માચાર્યો, શિક્ષકો અને નાગરિકો ઉંઘતા જ હોવા જોઈએ; અને નિર્દોષ બાળજીવનમાં અણસમજ તથા અજ્ઞાન કેવી જ્વાળાઓ મૂકી તેમના જીવનના સુંદર અને શ્રેષ્ઠ અંશોને ભસ્મ કરી નાખતું હતું તે સમજનારા કે સમજાવનારા તે વખતે નહોતા જ, એમ માનવું રહ્યું. આજે પણ બાળકો અને વિદ્યાર્થીજીવનના ખૂણા પર પ્રકાશ નાખી જોનારા વાલીઓ અને શિક્ષકો કેટલા છે?

## ૭૬ મોટાં બા મનાયાં

આ ગલીચ હવામાંથી દૂર ભાગવા મારું મન તરફડતું. હું રોજ સ્નાન-સંધ્યા કરતો. વડીલોને પૂજ્ય ગણતો. રામાયણ મારા કોઠામાં પડ્યું હતું. પણ મને મારી વયનાં પાત્રો તરફથી કશું પણ પ્રોત્સાહન કે સદાશ્રય નહોતાં. આમાંથી મુક્ત થવા હું આર્ત હૃદયે પ્રાર્થના કરતો. છતાં વિકટ કસોટીઓનો સાક્ષાત્કાર બાકી હતો.

ત્રીજી ચોપડીમાં ત'ભાઈ જેમતેમ પાસ થયા. મારા માર્ક સારા હતા. ચોથી ચોપડીમાં વિદ્યાર્થીઓ વધી જતાં બે વર્ગ થયા. તેમાં એકના માસ્તર હતા મોહનલાલ દવે. તે મોહનલાલ લૉર્ડ કહેવાતા, કારણ કે તેમનો સફેદ પોશાક, ઝીણું છટાબંધ પાટલીવાળું ધોતિયું, ચકચકતા કાળા પમ્પ શૂઝ, સુઘડ બાંધણીનો આંટીદાર ફેંટો અને તે નીચે મોટું કપાળ, ડારતી આંખો નીચે ફૂલતા નસકોરાંવાળું અણીદાર નાક અને પૂળા વાળની આંકડા વાળેલી મૂછોથી તે શિક્ષકમંડળમાં ભેર છાપ અને આભા પાડતા. તેમનું શિક્ષણ સારું. પણ વિદ્યાર્થીઓ તેમની શિસ્તથી રાડ નાખતા. તોફાની છોકરાઓને તો ચીરી નાખે એવા કહેવાતા.

આ મોહનલાલ લૉર્ડ અમારા ઘરને તેમ જ ઓઝાલકર કુટુંબને ઓળખતા અને ઘણી વાર ત્યાં આવતા, મંડળમાં હાજરી આપતા. એક વાર તે આવ્યા ને મોટા ભાઈએ વાતવાતમાં કહી દીધું કે, 'આ બે છોકરાઓને તમારા જ ક્લાસમાં લેજો.' એમણે કહ્યું કે, 'તેની તમારે હવે ચિંતા નહિ; તેમની હું બરોબર ખબર રાખીશ.'

પણ ત'ભાઈને આની ખબર પડી કે લાગલા મોટી ચિંતામાં પડી ગયા. એ વખતે પરીક્ષાઓ નવેમ્બરમાં દિવાળી પહેલાં પૂરી થઈ જતી અને લાંબી રજા પછી જાન્યુઆરીમા જ નવાં ધોરણ શરૂ થતાં. આથી વર્ષના આરંભ અંત સાથે વર્ગોનાં ધોરણો જોડાએલાં રહેતાં.

રજાઓ પડતાં ત'ભાઈ પોતાને ગામ ગયા; બીજી બાજુ ડહેલામાં દાદરેથી ઊતરતાં મોટાં મા પછડાઈને પગ ભાંગી બેઠાના સમાચાર મળ્યા, એટલે બા તેમની ખબર લેવા ત્યાં પહોંચી ગયાં. તેમના ઉપચાર માટે શિહોરથી ઈસ્માઈલ ઘાંચીને

તેડાવ્યા. ચાર જણાએ માને પકડી રાખ્યાં અને તેણે હાડકું બેસાડયું. પણ મા ઘણા દિવસ સુધી ચાલી શકે એમ નહોતું, એટલે બા રોજ રાતે તેમની પાસે સૂવા જતાં.

આ ચાકરીથી તેમનો રોષ ટળ્યો ત્યારે બાએ કહ્યું: 'તમે દક્ષિણીના ડહેલામાં આવો તો હું ચોવીસે કલાક તમારી બરોબર સંભાળ લઈ શકું.' મા તુરત તૈયાર થઈ ગયાં. એમનો ખાટલો ડહેલા ઉપરના ખંડમાં રખાયો એટલે મોટા ભાઈ અને ભાભીને બેઠકના ઉપરના માળિયા પર જવું પડયું. કાકાકાકી રોજ રાત્રે બેસવા અને ખબર પૂછવા આવતાં. પછી તો બાએ તેમની એવી તો ચાકરી કરી કે ઊશીમાના મોંમાં-થી પશ્ચાત્તાપ સાથે સહજ આશીર્વાદ મળ્યા: 'ઊજમવહુ! મેં તને બહુ જ દુઃખ આપ્યું છે, પણ આજ અંતરથી મારા તને આશીષ આપું છું કે ભગવાન તને સુખી રાખે.' એ વખતે બા પણ ગળગળાં થઈ ગએલાં.

પણ મોટાં માનું શરીર હવે તદ્દન ખોખું થઈ ગયું હતું. તેમના ખાટલા આગળ હું ઘણી વાર ગીતા વાંચવા બેસતો. રોજ વખત થાય ત્યારે મને બોલાવતાં એ કહે: 'કયાં ગયો મારો શુકદેવ?' મારા પિતાશ્રીની પણ સૌને એવી તાકીદ હતી કે કોઈ વાતમાં તેમને હવે ઓછું આવવા દેવું નહિ અને અંતની વેળા જણાય ત્યારે પોતાને ગમે ત્યાં ખબર પહોંચાડવા. તેમની માતૃભક્તિ અમારે માટે મહાન બોધ-પાઠ રૂપ હતી. મા રોજ બોલતાં: 'હવે મને કોઈ વાસના રહી નથી. સૌને હેમખેમ જોઈ ભગવાનને ઘેર જાઉં.' થોડા વખતે ભાભીને સીમંત આવ્યું. બીજી બાજુ વીરમ-ગામથી બહેનના જેઠ અને એક બીજા સંબંધી બહેનને સુમુહૂર્તની ચૂંદડી ઓઢાડવા આવી ગયા. આમ, ઘરમાં દિવાળી ઉજમાળી બની ગઈ. ભરચક પરિવાર વચ્ચે મોટાં મા જાણે સાજાં થઈ ગયાં. હવે તો તે નાહીધોઈ જાતે પૂજા કરવા બેસતાં અને એકલાં રહેવાની તો વાત જ ભૂલી ગયાં હતાં.

## ૭૭ ત્ર્યંબક

એ વર્ષની દિવાળીમાં કાકાના એક મિત્ર છોટાલાલ પારેખ દક્ષિણીના ડહેલાની નજીક રહેતા હતા તેમને ત્યાં હું ગએલો. ત્યાં તેમના પુત્ર ત્ર્યંબકની ઓળખાણ થઈ. તેણે પણ (બીજા વિભાગી વર્ગમાંથી) ત્રીજી અંગ્રેજી પાસ કરી હતી અને મોહનલાલ લૉર્ડના ક્લાસમાં જવાનું ઠરાવ્યું હતું, એટલે અમારી ઠીક ઘેડ બેઠી. ત્ર્યંબકનું ઘર નવું બાંધેલું હતું. તેનું મોટું દીવાનખાનું, સારાં ફર્નિચર, ફોટોગ્રાફ અને શોભાની ચીજોથી શણગારેલું હતું. ત્ર્યંબકનાં કપડાં પણ સરસ સિલાઈવાળાં ઈસ્ત્રી-બંધ હતાં. તેના પિતા જેવું જ મોં, પણ શરીરે નબળો. ભાગ્યે જ હસે. બહુ જ શાંત મગજવાળો છોકરો હતો. તેનો અંગ્રેજી અભ્યાસ સારો હોય એમ લાગ્યું. તેનાં ઘરમાં અંગ્રેજી પુસ્તકો અને ચોપાનિયાં પુષ્કળ હતાં. તેના કાકા નંદલાલ રેલવેમાં ઊંચી જગ્યા પર હતા, અને તેના પિતા (છોટાકાકા) તથા મારા કાકા બંને એક જ ઑફિસમાં હતા. તેણે મારી સાથે અભ્યાસની વાતો કરી. તે પરથી ભણતર માટે તેના વિચારો સ્વચ્છ અને વ્યવસ્થિત લાગ્યા. એટલી ઉંમરે એવું શાણપણ મારે માટે એક સુખદ આશ્ચર્ય હતું.

પછી તો તે પણ અમારે ત્યા આવવા લાગ્યો આનદરાવ અંકલકરને પણ તે ઓળખતો થયો પરતુ મેં જોયું કે અમને જે ટીખળો કરવાની, ગર્ભિત વાતો કે મશ્કરી કરવાની ટેવ પડેલી તે તેને જરા યે પસદ નહોતી, અને તેનાથી તે દૂરપણે દૂર રહેવા પ્રયત્ન કરતો આ માટે તેને આનદરાવ કે બીજાઓનો ઉપહાસ સહન કરવો પડતો, પરતુ તે સાથે જ તેના મનમા એ બધાનુ માપ થઈ જતું તે હુ સમજતો પછી તો તેને અમારા બીજા મડળની ગધ આવી હોય કે ગમે તેમ, પણ તે અમારી ઓરડીમા ભાગ્યે જ આવતો પરતુ મને તેનો સ્વભાવ અને સસ્કાર ગમતા એટલે હુ એકલો તેને ત્યા જઈ સ્વચ્છ હવા અનુભવતો

### ૭૮ લક્ષ્મીજી

એવામા એક દિવસે અમને અમારી ઓરડી ખાલી કરવાનો હુકમ છૂટ્યો અને અમારી ચોપડીઓ તથા ખોખા સાથે અમે બેઠકના કાતરિયામા પથારો ફેરવી નાખ્યો ત્યા નીચા નમીને ચાલવુ પડતું અને એક નાની બારી આગળ બેસી વાચવા લખવાનુ કરવુ પડતું આ બધો ફેરફાર શા માટે એ અમે હજી સમજીએ ત્યા એક સવારે ઘરમા ખૂબ હલચલ થઈ રહેલી જાણી કુટુબ સાથે નમ્બધ રાખતી એકબે બાઈઓ ઘરમા ફરી રહી હતી બા નીચે જ રોકાયા હતા એવામા મને કોઈએ કહ્યુ કે 'તુ કાકો થયો' મોટાભાને પણ કોઈએ કહ્યુ કે 'તમારે ત્યા લક્ષ્મીજી આવ્યા' અને ઘરમા જાણે ઉત્સવનુ વાતાવરણ લાગ્યુ

ભાભીનો ખાટલો નીચે અમારી ઓરડીમા હતો રસ્તાની બારી બધ હતી અદર એક જાળિયુ જ ખુલ્લુ હતુ બહાર કોઈ સોખડના તગારામા છાણા સળગતી રહ્યુ હતું ઓરડીના ઉબર આગળ માચીમા એક નાનુશુ બાળ સુવાડી રાખ્યું હતું આ જ અમારા ઘરની નવી લક્ષ્મી હતી મોટા માએ ચોથી પેઢીનુ મો જોઈ લીધુ

રજા પૂરી થવા આડે હજી થોડા દિવસ બાકી હતા ત્યા અમે જાણ્યું કે ત'ભાઈના પિતા ગુજરી ગયા બાપુ તથા કાકા તેમના ખરખરે જઈ આવ્યા અને ત'ભાઈને ખાતરી આપી કે તેણે તેના અભ્યાસના ખર્ચ બાબત ચિંતા ન કરવી અને ભાવનગર આવી ભણતર પૂર કરવુ

### ૭૯ હાઈસ્કૂલમા

શાળા ઉઘડી કે ત ભાઈ આવી ગયા આ વખતે તેના મન પર ઓશિયાળાપણુ અને ઉદાસી હતા જોકે અમારા ઘ મા તેનુ સ્થાન મારી બરોબર સાચવી લેવાતું વળી મોટા મા બેઠા હતા એની તેને હૂફ હતી, એટલે બીજુ કોઈ તેને જરા યે રોકે એમ નહોતુ મોટા ભાઈ તે વખતે મૅટ્રિકમા પહોચી ગયા હતા અને ઘરમા તેમનો વટ હતો ઘરમા ભાભી હતા, બાળકી હતી, એટલે તેમના માન મોભો સાચવવા સૌ દરકાર રાખતા તેમને વાપરવા બેપાચ રૂપિયા પણ મળતા વળી તેમના કપડા પણ વરદાર રહેતા હુ અને ત'ભાઈ જેમનેમ ચલાવી લેતા પણ હવે હાઈસ્કૂલમા રોજ કોટ પહેરવા સાથે દફતર લઈ જવામા શરમ લાગતી, એટલે અમે હવે ચોપડીઓ હાથમા લઈ જવાનું રાખતા

પહેલે દિવસે મોટા ભાઈ સાથે હાઈસ્કૂલમા મોહનલાલ લૉર્ડ પાસે જઈ અમે ઊભા તેમણે અમેના નામ લખી લીધા અને ફી ભરી દેવા સૂચના કરી તે'ભાઈ માટે હવે માફીની અરજી કરવાની હતી એટલે તેની તે અરજી પર તેમની સહી મેળવી લીધી બીજે દિવસે ફોર્થના બે ક્લાસના વિદ્યાર્થીઓના લિસ્ટ તપાસી અમે મોહનલાલ લૉર્ડના ક્લાસમા ગયા હાઈસ્કૂલના મકાનમા બધા વર્ગોનો સમાવેશ થતો નહોતો એટલે અમારા બે વર્ગ માટે સામેના ખાચામા સગવડ થઈ હતી હાઈસ્કૂલના ધોરણમા આવ્યા છતા હાઈસ્કૂલના મકાનમા બેસવાનુ અમને ન મળ્યુ તેની અમે હીણપત માની એ મકાનમા નીચેના ભાગમા કસરત માસ્તર (એક નિવૃત્ત લશ્કરી ભૈયાજી) રહેતા હતા તે કઈ ભણેલા નહિ હોય ઊતરતી અવસ્થાના જૂના માણસ હતા તેમના હાથ નીચે રોજ સાજે કસરતશાળામા જઈ વિદ્યાર્થીઓ તે બતાવે તેવા દડમેકક, પૅરૅલલ બાર, ઝૂલતી કડીઓ, મગદળ, લાઠી વગેરે કરતા આ કસરતની હાજરી ફરજિયાત હતી એટલે બધા જ વિદ્યાર્થીઓ વર્ગનાથી છૂટીને ચોપડીઓ કસરતશાળાની જાળીની પેઢની પર મૂકી, કોટ ટોપી ઉતારી ધોતિયાના કચ્છ મારી હારબધ ઊભા રહેતા ને પછી જરાતરા કસરતનો ઢોંગ કરી કસરત માસ્તરને સલામ કરી ચાલતા થતા અઠવાડિયામા આવા બે દિવસ ફરજિયાત હતા

પણ મને તો કસરતનો શોખ પહેલાથી હતો, એટલે અહીં તો મને મઝા પડતી અને હુ વધારે વખત રોકાઈ પૅરૅલલ બારની કસરત તથા દોરડાની કડીઓ પકડી ઝુલાટા ખાવાનુ કામ સારી રીતે કરતો એથી કસરત માસ્તર ભૈયાજી મારા પર ખુશ રહેતા

જેઓને ક્રિકેટનો શોખ હોય તેઓને કસરત માફ થતી તેમના માટે કસરતશાળા તરફથી ક્રિકેટનો બધો સામાન મળતો, એટલે ક્રિકેટવાળાઓ તેમનો સામાન લઈ બહાર ક્રિકેટ જમાવતા તેમની રમઝટ મોડે સુધી ચાલતી અને તેમનામાથી સારા રમનારાઓની હાઈસ્કૂલ ટીમ બનતી બહારની ટીમો સાથે મૅચ ખેલવા જતા આ ટીમોમાથી કેટલાક સારા ખેલાડી થએલા આ વખતે ટીમના કૅપ્ટન કાઝી હતા અને તે મૅટ્રિકમા મોટા ભાઈના સાથમા હતા

## ૮૦ ચોથા ધોરણના અનુભવો

હું અગ્રેજી ચોથા ધોરણમા ગયો એ જ વર્ષે હાઈસ્કૂલના અભ્યાસક્રમો અને પાઠ્ય પુસ્તકોમા જમાના પછી પહેલી જ વાર મોટા ફેરફારો થતા જણાયા નીચેના અગ્રેજી ધોરણોની ગુજરાતી વાચનમાળાઓ બદલાઈ અને રાણીની કવિતાને બદલે 'ધન્ય ધન્ય એડવર્ડ રાજન'ની લીટીઓ પ્રચલિત થઈ હાઈસ્કૂલનો બધો અભ્યાસ ક્રમ અગ્રેજી પાઠ્યપુસ્તકો મારફત ચાલતો તે સમજાવવા માટે ગુજરાતી ભાષાનો પ્રયોગ થતો ખરો, પણ નોટબુકોમા તો અક્ષરો અને આકડા અગ્રેજીમા જ પડે

હિન્દુસ્તાનનો ઇતિહાસ ફરી વાર અગ્રેજીમા બાબરથી બ્રિટિશો સુધીનો, ગણિત ગોખલેનુ અગ્રેજીમા, ઍલજિબ્રા હૉલ ઍન્ડ નાઈટની, જ્યોમેટ્રી ટાડહેની

અને વધારામા સંસ્કૃત માટે ભાંડારકરની માર્ગોપદેશિકા ભાગ ૧લો (ઘોડો ભાગ) તે પણ અંગ્રેજી અર્થો અને અંગ્રેજી વાક્યોવાળો, એટલે સંસ્કૃત ભણવામા તેની પુત્રી ગુજરાતીની સહાય નહિ પણ ઓરમાન સાસુ જેવી અંગ્રેજી આવી બેસે વળી અંગ્રેજી જ્ઞાન માટે ઓરીએન્ટલ સીરીઝનો ૪થો ભાગ, જેમા 'સાઈમન ઍન્ડ ધ મૅડ ડૉગ' (સાઈમન અને હડકાયો કૂતરો)નો પહેલો પાઠ હતો



સાઈમન અને
હડકાયો કૂતરો

એક હડકાયા કૂતરાને સામે આવતો જોઈ સાઈમને પોતાનો હાથ તેના મોમા ઘાલી કૂતરાને પકડ્યો અને અનેક લોકોને તેનો ભોગ થતા બચાવ્યા તે વાત હુ હજી ભૂલ્યો નથી આપણા દેશમા તો ધર્મના ધજાગરા નીચે વસતા સમાજોએ હડકવાથી માણસોને નજર આગળ મરવા દીધા છે, બીજા ત્રાસ ચાલવા દીધા છે, જાનવરોને માટે માણસોના ભોગ આપ્યા છે પરદેશગમનની આડખીલીઓ, બાળલગ્નો, વિધવાવિડંબન, કજોડા અનારોગ્ય, વ્યર્થ વરાઓ અને મૃત્યુભોજનો જેવા અનિષ્ટો સામે ઝૂઝનારા સત્યનિષ્ઠો કેટલા પાક્યા? જ્યારે ઇંગ્લંડ જેવા નાના દેશે દરેક ક્ષેત્રે સ્વાર્પણવીરોએ જીવનભરના જંગ ખેલી સ્ત્રી પારતંત્ર્ય, ગુલામી, મજૂરીના કેર વગેરે સામે વિજય ફરકાવ્યા છે

નવી વાચનમાળાના પાઠોએ આમ અભ્યાસ ઉપરાંત મારા માટે ઉન્નત વિચારતત્ત્વનો સંચાર કર્યો હતો એ સમયે ઈતર વાચન ભાગ્યે જ મળતું, પરંતુ ભારતના સૌભાગ્ય છે કે રામ-સીતાની પુણ્યચરિત કથાઓ અને દર્શનશાસ્ત્રોએ કેટલાયના જીવન આદર્શોને સચેત અને પવિત્ર રાખ્યા છે આપણી પ્રજાને રામાયણ જેવા પુનિત ગ્રંથનું પીઠબળ મળ્યું ન હોત તો જીવનમા આમ ચાંપી દે એવી પળોમાથી મારા જેવા ઘણા ય જીવો બચી શક્યા ન હોત

હાઈસ્કૂલના વર્ગોમા અમે વળી બીજી એક નવીનતા અનુભવી વર્ગશિક્ષક તો મોહનલાલ લૉર્ડ હતા, પણ ઈતર વિષયો માટે જુદાજુદા શિક્ષકોના વર્ગમા જવુ પડતું, અથવા તેઓ અમારા વર્ગમા આવતા સંસ્કૃત શીખવનારા નર્મદાશંકર શાસ્ત્રી માત્ર પાઠશાળામાથી સંસ્કૃત ભણી આવેલા તે ટૂંગાવાળી દક્ષિણી પાઘડી પહેરતા તેમની [illegible] રમૂજ છોકરાઓમા પ્રચલિત હતી આવા બીજા વિષયો વખતે વર્ગશિક્ષક મુખ્ય ખંડમા આરામ લે કે ચોપાનિયા વાંચે

આ મુખ્ય ખંડ મોટા દરબાર હૉલ જેવો વિશાળ હતો, છતાં તેમાં કોઈ સુશોભનવાળી રચના કે શોભા નહોતાં. તેની ઊંચી ખાલી ભીંતો ઉપર એક બાજુ ઊંચે મહારાજા તખ્તસિંહજીની કૅૅનથી ચીતરેલી છબિ માત્ર હતી. ભીંતને અડીને ચારેકોર કાળા પડી ગએલા વાર્નિશવાળા કબાટોમાં ચોપડીઓ ભરેલી હતી. વચમાં મોટું લાંબું ટેબલ હતું. તેની ફરતી વીસ-બાવીસ પોપટ-હાથાની ખુરશીઓ પડી રહેતી. વર્ગોથી મુક્ત બનેલા શિક્ષકો ત્યાં નિરાંતે લાંબા પગ રાખી બેસતા કે એકાદ ઊંઘ ખેંચી લેતા. આ બધો દેખાવ બહારના દાદર પર ચડ્યા પછી હૉલમાં પડતી ગૅલેરીમાંથી જોઈ શકાતો.

મોહનલાલ લૉર્ડના વર્ગમાં તોફાનીમાં તોફાની છોકરા પણ ડાહ્યા બની જતા. પાનવાડીને નાકે રસ્તા પર જ મોટા મકાનમાં તેમના નાનામોટા બીજા ભાઇઓ સાથે સંયુક્તપણે તે રહેતા. તેમના મોટા ભાઈ ગૌરીશંકર દવે રેલવેના એક ઉચ્ચ આધકારી હતા. તેમને પોતાની ગાડી હતી, છતાં માસ્તર તો સ્કૂલમાં ચાલતા જ આવતા. તેમના પહેરવેશની છટા અનેરી હતી. કોટ કદી ન પહેરતા. એમનું લાંબી ચાળનું મલમલનું બાજુબંધી કેડિયું (અંગરખો), ફરફરતો ખેસ, છત્રી, બધું 'ઇસ્ત્રી-ટાઈટ' રહેતું. ક્લાસમાં આવે ત્યારે મખમલની કાળી ટોપી પહેરી આવે. ત્યારે તેમની ઓળીને સ્વચ્છપણે બેસાડેલી બાબરીના બાલ સાથે તે રાજવંશી જેવા લાગતા. રોજરોજ તેમની પાસેથી જુદાંજુદાં અત્તરોની મહેક છૂટતી. નાગરી સમાજના રૂપાળા પુરુષો-માં પણ પ્રભાવ અને છાપ પાડી શકે એવા ઈતર કોમના પણ આવા કોઈ હોય તો તે મોહન-લાલ લૉર્ડ જ માત્ર હતા.



અમારા શિક્ષક મોહનલાલ લૉર્ડનાં બે દર્શન

એમના વર્ગમા ગેરહાજર રહેનારા કે પાછળ રહેનારાનુ તો આવી જ બને. બેપરવા કે થોથરાતા વિદ્યાર્થીને એમના તમાચાનો એક વાર સ્વાદ મળે પછી બીજી વાર તેની ઇચ્છા ન રાખે. મારી ઉપર તે ખાસ નજર રાખતા. હું પણ સમજી ગયો કે આપણે હવે હાઈસ્કૂલમાં છીએ અને મૅટ્રિકના ક્લાસની નજીક જઈ રહ્યા છીએ. મોટા ભાઈ પણ તે વખતે મૅટ્રિકમા હતા અને ભારે ચોપડીઓમાં ગોથાં ખાતા હું તેમને જોઈ શકતો. મારા સાથી ત'ભાઈના ટાટિયા ઢીલા પડવા માંડ્યા હતા, છતાં એ પોતાની સ્થિતિ પર કાબૂ મેળવી શક્યા નહિ. એમના દોસ્તદારો એમને છોડતા નહિ.

## ૨૧ ક્રિકેટ

દક્ષિણીના ડગલામા બે દોરીના ક્રિકેટીઓ અમને આવી મળ્યા બન્ને આના હાદી અમે એક ક્રિકેટ ટીમ બનાવી ને મારે ખર્ચે જૂનુ સેકન્ડહેન્ડ બૅટ ખરીદ્યુ સાધ્યિો ચામડાનો ડસ્ક બૉલ પણ મેળવ્યો ઘર આગળ કઈ ચેગાન જેવુ નહોતુ એટલે હવે સ્ટેશનની પાછળ મોતી તળાવની પાસે અમે પ્રૅક્ટીસ કરવા જતા આ પ્રૅક્ટીસ ચાલતી હોય તે દરમિયાન કેટલાક નટખટ છોકરા બધા જ કપડા ઉતારી નહાવા તરવાનો શોખ પૂરો કરતા મારા જેવા એકાદ ધોતિયુ સાથે લાવે તેને ચોવટ્ટુ કરી, બીજાઓને પાણી ઉપર રાખી તેમા હવા પકડીને ગોટો બનાવતા તરતા ન આવડે તે આ ગોટો પકડી પગ ધમાવતા

બહારગામની કૉલેજોની ટીમો ઘણી વાર ભાવનગરમા મૅચ રમવા આવતી તે માટે પારસી ગૃહસ્થ ભરૂચાએ જહાંગીર મિલની આગળ એક મેદાન રાખેલુ તેની ચારે તરફ તારની વાડ હતી અને અંદર એક બગલો તથા પરસાળ હતા તે ભરૂચાની ફ્લેટ અને ભરૂચાનુ ફીલ્ડ કહેવાતા ત્યા મૅચો રમાતી તેમનો સામનો કરવા સ્થાનિકની એક 'ભાવસિંહજી ટીમ' બની હતી તેને રાજ્યનો ટેકો હતો તેમા એક રામજી ખવાસ જાણીતા થયા હતા ક્રિકેટની હોશિયારી માટે જ રાજ્ય તેને નિભાવતુ પાછળથી કાશીએ પણ નામ કાઢ્યુ હતુ અને તેમની સાથેના ભાઈશંકર દવે પણ ક્રિકેટના બૉલર તરીકે પંકાતા

મૅચો વખતે હાઈસ્કૂલમા રજા પડી જતી તે વખતે અમારી ખાનગી ટીમના ઉત્સાહી સભ્યો ચોપડીઓ સાથે સીધા ભરૂચાના ફીલ્ડ પર જઈ તારની વાડની આસપાસ મળેલા ટોળામા પગપેસારો મારી બેસી જતા બગલા નજીક એક તબૂમા મહારાજા અને રાજ્યના અમલદારોની ખુરશીઓ રહેતી ત્યા તેમને માટે અને ખેલાડીઓ માટે સોડા લેમનના પીણા, ચા તથા આઈસ્ક્રીમની ગોઠવણ રહેતી એ ભાગ્યશાળીઓને કેવી લહેર પડતી હશે તેની વાતોનો સ્વાદ અમને મળતો

આવી બેચાર મૅચો જોયા પછી અમારી ટીમને ઊભરો આવ્યો કે આપણે પણ એક મૅચ જમાવીએ કોઈ એક અડગ સભ્યે અમારા જેવી એક બીજી ટીમ શોધી કાઢી અમારી મજબૂતી કરવા ડેવાના કજિયો ઝીલનારા હાર મેમ્બરોને મેળવી લીધા તેમાના એકને તત્કાલ ટીમના કૅપ્ટનનુ બિરુદ આપી દીધુ અને મોતી તળાવની પાળે મૅચ ગોઠવી ભરૂચાના ફીલ્ડ જેવી જાહેરાત અને મેદની તો અહીં ક્યાથી હોય? પાસે તળાવની પાળે માત્ર કોઈ નવરાઓ કપડા ધોતા હતા અને આઘે ભેંસો પાણીમા મહાલતા હોય તેમ લૂગડાના ગાંસડા પાસે ધોકા ધમધમાવતા હતા

સિક્કો ઉછાળતા અમારી ટીમનો દાવ પહેલો આવ્યો પણ કોણ જાણે અમારી તાલીમ ક્યા ગઈ, ને ટપોટપ વિકેટો ઊડવા માડી હવે જો સામાના હાથમા બૅટ જાય તો સાજ સુધી અમારા ફૂચા કાઢવાના છેવટે અમારામાથી બૅટના બાગલા ઠોકનારો એક વીરો રહ્યો હતો તેને મોકલતી વખતે ફૂંક મારી કે વિકેટ પડે એટલે વાંધો પાડવો અને બાજાઓએ તે દરમિયાન બૅટ બૉલ

ને ૨૨૭૫ ઉપાડીને પનાસન થયુ! અમારામા કોઈ આધુજન તો નહોતો. સાંજ સુધી ફીલ્ડિંગ ભરીને ટૂંચો કઢાવવા કોઈ તયાર નહોતુ રમતનો હવે છેડો આવી જશે એમ લાગ્યુ, એટલે અમારા કૅપ્ટને કોણ જાણે શી ગે તકરાર કરી કે સામાવાળા ફીલ્ડિંગ છોડી તેની આસપાસ જંગ મુકાવવા ભેગા થઈ ગયા એ લાગ જોઈ અમે વિકેટો ખેંચી લીધી અને બાન ઝડપી લઈ ચાલવા માંડયું અમારા બે વીરોએ મેદાન સભાળી લીધુ

અમે તો પાછળ જોયા વિના દક્ષિણીના ડહેલામા દાખલ થઈ, ક્રિકેટનો સામાન કોઈ ખૂણે કરી છૂટા પડી ગયા રાતે ખબર પડી કે સામા પક્ષના કૅપ્ટનને અમારા કૅપ્ટને હાથનો દાવ ચખાડયો હતો અને તેનુ વેર લેવાની સામાએ ધમકી આપી હતી હું એ ભાઈના વડીલોને ઓળખતો હતો એટલે ભય હતો કે ઘર આગળ કોઈક વાર તેમને લઈને તે આવી પહોચશે પરતુ એ બહાદુરો પણ વીતેલુ કહેવાને શરમાય એવા હતા આ પછી અમારી ક્રિકેટ ટીમ ફરી ખડી થઈ જ નહિ ક્રિકેટ વિષે ઘણી સ્તુતિ થાય છે કે તે ખેલદિલી ઉત્પન્ન કરે છે, સ્ફૂર્તિ લાવે છે, દિમાગ સુધારે છે, અંગ્રેજો ક્રિકેટના બળે રણમેદાનોમા જય મેળવે છે વગેરે, પણ મને તો નાનપણથી ક્રિકેટમાં તકરારો અને 'અચી' કરનાર જ જોવા મળ્યા, એટલે ક્રિકેટ ઉપર મારો ભાવ કદી વધવા પામ્યો જ નથી મેં ક્રિકેટને હજારો માણસોનો સમય બગાડનારી તથા કોમોમા ઈર્ષ્યા ને વેર વધારનારી રમત તરીકે જ જોઈ છે

## ૮૨ આંઠ છૂટ્યો

તે ભાઈને રખડવા જવાનુ બહાનુ આપતી આ પ્રવૃત્તિ જતી રહેવાથી દુ ખ થયુ હશે જોકે રખડુ મિત્રો હજી યે તેમનો પીછો છોડતા નહોતા હવે તેમાના ઘણા પુખ્તપણુ અનુભવતા હતા, કેટલાકને મૂછનો દોરો દેખાતો હતો, છતાં જૂની કૂટણખોર વાતોમા વધારે રસ અનુભવતા થયા હતા બીજી તરફ મારું મન તે બધાથી વિરક્ત બની ગયુ હતું કેટલાકને મેં ઘરમાથી પૈસા લાવી ગમે તેમ વાપરતા જોયા, ભાઈબંધી જમાવવા માટે બહાર ફરવા જઈ ઇરછામા આવે તેવા નાસ્તા કરતા જોયા ત્યા સુધી તો ચલાવી લેવાય એમ લાગ્યુ, પણ અમારી રમ હવે પાછી મળી ગઈ હતી, એટલે ફરી ચંડાળ ચોકડી ત્યા મળવા લાગી એવામા એક વખત એક નબ્બર ભગડીએ મસાલામા સ્ત્રીપુરુષ મળી શુ કરે છે તેની ઉશ્કેરાટભરી વાતો કરી વળી જેમને લગ્ન કરવાની સમજ મળી ન હોય તેમને માટે બજારુ સ્ત્રીઓ શહેરને કોઈ ખૂણે દુકાનો ચલાવે છે એવી પણ વાત કરી, અને એ સાભળનારાઓમાથી માબાપનો એકનો એક લાડકો દીકરો મિત્રોને એ રસનો અનુભવ કરાવવા પોતાના ખિસ્સામાથી ખર્ચ આપવા પણ તૈયાર થઈ ગયો

તરત હુ ઉભો થઈ તેમની પાસેથી નીકળી જવા ઊઠયો, ત્યા તો એક કાટ ગણાતા દોસ્તે મને હાથ પકડી રોકયો ને બીજાઓની મદદ લઈ બહાર ઘસડયો, —ખરેખર ઘસડયો જ મારી આખમા આસુ આવી ગયા મેં હાથ જોડી કાક-

છૂટી કરી અને એ જાલિમ પંજામાંથી છૂટ્યો આજની ઘડી ને કાલનો દહાડો ફરી મેં તેમની સામે જોયું નથી આ ઘરના વધુ લખાવવાની ઇચ્છા પણ નથી

આવી રીતે ફરેલા ઘણા તરણો અને વિદ્યાર્થીઓની હાલત વર્ષો પછી મેં જાણી છે એમાંનું કોઈ હવાન નથી કોઈ બેકાર થઈને અને કોઈ બીમારીથી મરી ગયાના ખબર મળ્યા, તો કોઈનું નામનિશાન રહ્યું નથી સંસારમાં મન અને શરીરને દૂષિત કરી કોઈ હિત સાધી શકાતું નથી જાત ડુબાવીને પછી કુટુંબ કે સમાજને અપવિત્રતાની આંખે જોનારા ઉજળું જીવન જીવી શકતા નથી તે વખતે આસપાસના સંસારમાં લગ્ન અને નોકરી સિવાય તરણો માટે અન્ય કોઈ આવી નહોતું લગ્નો થતા, પણ લગ્નનું રહસ્ય અગમ્ય રહેતું નોકરી પેટ ભરવાનું કે ખર્ચ મેળવવાનું બારુ હતું ભણ્યા વગર નોકરી મળવાની નહોતી નોકરી પહેલાં ફુવાની મ્હોરની તે આમ વેડફાતી

દિવસો વીતવા લાગ્યા તેમ ત ભાઈનું મન એમના અભ્યાસમાંથી તેમજ શાળામાંથી ઉઠતું ગયું ઘરમાં વડીલોની રોકટોક થતી ત્યારે માઠું લાગતું મોગ માને કંઈ કહેવાય તેમ નહોતું એક વાર માથું દુખે છે એમ કહી ઘેર રહી મને રજા પુગવવાનું કહ્યું વર્ગમાં મોહનલાલ સાહેબે મને જોતા જ પૂછ્યું 'ત' કેમ નથી આવ્યો? મેં તુરત કહ્યું 'માથું દુખતું હતું એટલે રજા મગાવી છે'

'એમ કે?' માસ્તરે દાઢ પીસી નસકોરાં ફુલાવી કહ્યું હું તેનું કારણ સમજી શક્યો નહિ સાંજે હું વખતસર ઘેર પહોંચ્યો તે વખતે ત ભાઈ ઘરમાં જ હતા એટલામાં તો મોહનલાલ માસ્તર પોતે જ આવી ચોકમાં ઢોલિયા પર બેઠા અને મને બોલાવી પૂછ્યું 'ત ક્યાં છે?' મેં કહ્યું 'ઉપર છે માથું દુખે છે' ત્યાં તો મારા બા હતા તેમને માસ્તરે પૂછ્યું 'એને શું થયું છે?

'અમને તો ખબર નથી સવારનો એ તો ચોપડીઓ લઈ ગયો હતો તે નિશાળે ગયો હતો એમ જ અમે જાણીએ છીએ નિશાળે આવ્યો હોય તો પૂછો રવિને'

'બોલાવો તેને અહીં એટલે તમારી ખાતરી થાય' બાએ સાદ પાડ્યો એટલે ઢીલે પગે ત ભાઈ નીચે ઊતર્યા માસ્તરે પૂછ્યું 'કેમ મિસ્તર! આજ પીલ ગાર્ડન પાસે શું કરતા હતા?'

ત ભાઈએ બોલ્યા વિના નીચું જોતા કર્યું માસ્તર સાહેબે તેનો કાન પકડી કહ્યું 'જુઓ બહેન! એ ભાઈ આજ નિશાળમાં આવ્યા જ નહોતા મેં મારી આંખે તેને પીલ ગાર્ડન આગળ કેટલાક રખડુ છોકરાઓ સાથે જોયો છે હું ગાડીમાં હતો એટલે તેણે મને જોયો નહિ હોય, પણ ગુનો ઢાંક્યો રહેતો નથી હવે તમારે એનું શું કરવું છે? ભણવામાં એનું મન જરા ય નથી

માસ્તર ગયા પછી ત ભાઈએ રૂસણું લીધું ખાવાની ના પાડી હવે ગમે તેમ થાય તો યે કાલથી નિશાળે જવું નથી એવો સંકલ્પ જાહેર કર્યો આમ તેણે નસીબ ઉપર સીલ મારી દીધું પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત કે નવા સંકલ્પોની કોઈ સંભાવના નહોતી એનું મન એના ગામના નવરા, ચુગલીખોર દ બારીઓ અને ગામગોઠિયાઓ તરફ હતું યોગ્ય સંગાથ મળતાં તે અસલ અખાડામાં પહોંચી ગયા

તેના ગયા પછી ઘરમાં કંઈક હળવાશ—નવીનતા લાગી. ભળી ન શકે એવું તત્ત્વ, બધાને સાચાખોટાની સંભેરણીની બીક અને મોટાં માને ઓછું ન લાગે તેની અધ્ધર જીવની તકેદારી એ બધું દૂર થયું.

## ૮૩ અવનવી તરકીબો

હવે હું ત્ર્યંબકને ત્યાં વધુ જતો-આવતો થયો. આનંદરાવ અંકોલકરનો પરિચય વધ્યો. નજીક રહેતા એક પટેલ મિત્રની ઓળખાણ થઈ. તેના પિતા એક્સ્પોર્ટ-ઇમ્પોર્ટ, વીમા વગેરેનું કામ કરતા. તે સાથે 'મુંબઈ સમાચાર'ના એજંટ હતા. એટલે મને તેની પાસેથી પાર્સલના ભૂરા મજબૂત કાગળો મળ્યા. મને સારી લાહી બનાવતાં આવડતી હતી, એટલે મેં તે કાગળોમાંથી જાતજાતનાં બાકસો અને ટ્રીપૉય વગેરે બનાવ્યાં. મને આવી રીતે નવાંનવાં કામ ગમતા જ હતાં અને મારી ઓરડીમાં કૈં કેટલી યે જાતનો એરીચો ભેગો કર્યો હતો. એમાં મને એક વાર ચોર ફાનસનો એક ઊપસેલો કાચ મળી ગયો. તેને મેં એક નાના ખોખામાં બેસાડી અંદર એક ગ્યાસતેલની બત્તી ગોઠવી. પછી વોરવાડમાં જઈ કાચની દુકાનો પાસેથી કાચ કાપતા પડેલી પટ્ટીઓ લઈ આવ્યો. તે પર ચિત્રો કરી પેલા ચોર-ફાનસ આગળ ફેરવી જોઈ, પણ કઈ દેખાયું નહિ પણ એક નાનો આગિયો કાચ આગળ ધર્યો કે લાગલી ભીંત પર તેની મોટી છાપ દેખાઈ! તરત મને સમજાઈ ગયું કે ચોર-ફાનસનો કાચ પ્રકાશને એકરૂપ કરતો હતો, પણ આકૃતિની છાપ તો આગિયો કાચ સાફ ફેંકી શકતો હતો. પછી જરા આઘુંપાછું



ત્ર્યંબક

કરી શકાય એવી રીતે આગિના કાચ માટે મેં એક ભૂંગળું કરી, તેમાં તેને બેસાડી વચ્ચે ચિત્રની કાચ-પટ્ટી મૂકી શકાય એમ તેને ચોર-ફાનસના કાચ સામે બેસાડચો અને બીજો બધો પ્રકાશ બંધ રહે એમ બત્તી પર ઢાંકણું કર્યું. થઈ ગયું એમ ઘર-બનાવટનું મૅજિક લૅન્ટર્ન.

પછી તો હું કોઈ પણ પારદર્શક કાગળ ઉપર ચિત્ર કરીને મૂકતો તે પણ દેખાતું; અને પારદર્શક કાગળ ઉપર શાહીથી ચિત્ર કરવાનું તથા રંગ ભરવાનું સહેલું હતું. મારા મિત્રોને આ તરકીબથી ખૂબ જ આશ્ચર્ય થયું અને તરકીબો કરનાર તરીકે મારી છાપ પડી.

પણ ત્ર્યંબકને આવી ચીજોમાં કંઈ જ રસ ન પડતો. તે આવે ત્યારે જીવનની ફિલસૂફી ચલાવે. મારા કેટલાક ઉછાંછળાપણાં પર એ ટકોર પણ કરે. ત્યારે હું ચીડાઈને કોઈ વાર તેના પર ગુસ્સે થતો અને તેને ધબ્બો પણ મારતો. હું એને પુસ્તક-ડાહ્યો કહેતો. તેમ છતા તેણે મને છોડચો નહિ. રોજ કૈં ને કૈં સારી વાત મારી નજરે પાડચા કરતો. એણે સારાં ચોપાનિયા અને પુસ્તકો

વાચતા માંડેલા મને આ રીતે અકાળે વૃદ્ધ બની જવાનું ગમતું નહિ. વસ્તુત વાચન અને પુસ્તકોના રસિયા મિત્રો જ મને મળ્યા નહોતા

## ૮૪ મોટાં માનું અવસાન

એવામા મોટા મા ફરી માંદા પડી ગયા અમે ય ખાટલામા તો રહેતા જ હતા, પણ માંદગીએ તેમને તદ્દન અવશ કરી દીધા એક દિવસ સવારે અમને સૌને સાથે તેમના બિછાના આગળ ભેગા કર્યા નાનામોટા સૌએ તેમના પગમા માથુ અડાડી વંદન કર્યું એ થાકીને પથારીમા સૂતા કાકાકાકી અને બીજા નજીકના સગાવહાલાંને કહ્યુ કે હવે કોઈ મારી પાસેથી દૂર થશો નહિ તે હકનાહક્ક બોલતા હતા હું આશ્ચર્ય પામતો આ બધુ જોઈ રહ્યો હતો

રાતે અમને સૂવા મોકલી દીધા, પણ ત્રણ વાગે સૌ સમેસમ જાગી ગયા મોટા માના ખંડમા જઈને જોયુ તો તેમને લીંપેલી ભોંય પર સુવાડ્યા હતા માથા આગળ ઘીનો દીવો બળતો હતો ખાટલો ઉપાડી આઘો મૂક્યો હતો બીજી વસ્તુઓ પણ આઘીપાછી કરી હતી અમને કોઈએ કહ્યુ 'મા તો ગયા—ભગવાનને ત્યા કેવા ભાગ્યશાળી! ભર્યું કુટુંબ અખંડ જોઈને ગયા' એક વડીલ બાઈએ કહ્યુ 'રવિ, તું માને બહુ વહાલો હતો તારે દોણી લેવી પડશે' દોણી લેવાનો અર્થ હું સમજ્યો હતો મરનારને સ્મશાનમા ચિતામા અગ્નિ મૂકવા ઘરેથી અગ્નિ લઈ જવાનુ માહાત્મ્ય હતું

અંગત સગા અને ન્યાતવાળાઓને કોઈ ખબર કરી આવ્યુ હતુ એટલે સવાર પડતા ધીમેધીમે લોક ભરાવા માંડ્યા આવનાર હળવે સાદે બોલતા આવે અને શાંત થઈ શબની નનામી બાંધવામા જોડાઈ જાય એ કામમા અનુભવી માણસોની જરૂર હોય છે બ્રાહ્મણોમા રિવાજ પ્રમાણે શબને પવિત્ર રાખવા તેને ઊંચકનારા નાહીને મુગટા પહેરે છે તેમના માટે એક બાજુ ઊનુ પાણી મુકાઈ ગયુ હતું બાપુજી, કાકા મોટા ભાઈ ને પછી વહેવારના જુવાનો તૈયાર થઈ ગયા માનુ મરણ ભાગ્યશાળી હતુ પિતા, કાકા, તેમના સમોવડિયા એક સગા અને મોટા ભાઈ એમ ચાર જણ નનામી લઈ બહાર નીકળ્યા એક વાર 'ઓ મારી મા રે' એમ બોલી, 'નારાયણ! નારાયણ!'ની ધૂન સાથે નનામી ચાલી હું દોણી લઈ આગળ ચાલ્યો

હું થાકુ કે ડરુ નહિ માટે એક પ્રૌઢ જન મારી સાથે હતા વળી કોઈએ કહ્યુ 'દોણીવાળાથી પાછળ જોવાય નહિ' એ વાત મેં અક્ષરશ પાળી સ્મશાને પહોંચ્યા બાદ મેં દોણી નીચે મૂકી પાછળ નનામી લઈ કાંધિઓ આવી પહોંચ્યા. સ્મશાનમા જ લાકડાની ગોઠવણ હતી અનુભવીઓએ ચિતા ગોઠવી અને શબ ઉપરનુ વસ્ત્ર દૂર કરી માના શરીર તે પર ગોઠવ્યું બધુ તૈયાર થયું એટલે જ્ઞાતિના શુક્લે પિતાશ્રી પાસે મંત્રોચ્ચારથી શબનુ પૂજન કરાવ્યુ અને જે દેહમાથી તેમનો જન્મ થયો હતો તે દેહને છેલ્લુ નમન કરી પિતાશ્રીએ અગ્નિ મૂક્યો બે કલાક મેં દેહના પરમાણુઓને અગ્નિ દ્વારા વાતાવરણમા વિલીન થતા જોયા પણ તેમ થી અમારો વાત્સલ્ય છોડનાર તત્ત્વ ક્યા ગયુ હશે?

સ્મશાનેથી સૌ ડહેલાના ઘેર આવ્યા અને પછીનો વિધિવ્યવહાર ત્યાં જ શરૂ થઈ ગયો. મોટાં ટોળા વળી બૈરાંઓએ કૂટ્યું. દશા સુધીની રોજની કાણો પણ ચાલી. તેમાં કોઈ ને ફેરફાર કરવાની જરૂર જણાઈ નહોતી કે વિચાર આવ્યો નહોતો.



મોટા માનું
અવસાન

માના કારજ માટે મોટી તૈયારીઓ થઈ. પિતાના કારજ જેવુ જ અને ઘરના હાલના મોભા પ્રમાણે થવુ જોઇએ એમ ઠર્યું. નજીકનાં સગાઓને તુરત અને બધાના મગધામા પછીથી કારજના દિવસના નોતરાં લખાયા. પિતાશ્રી તરફનાં સાણુદ, ગાફ વગેરે સ્થળે અને માતા તરફના ઝાલાવાડ તથા મધ્ય સૌરાષ્ટ્રનાં ગામોમા વેવાઇઓ, મોસાળો અને પિત્રાઈઓના જેટલાં નામ યાદ આવ્યાં તે બધાને કાગળો લખાયા. ગામમા વાડીની સગવડ નહોતી એટલે કારજ-પ્રસગ માટે ગામ બહાર એક જીનમા ઉતારા-ભોજન રાખવામાં આવ્યાં.

આ વખતે હુ દૂરદૂરનાં સગાંઓને ઓળખી શક્યો. મોટું કુતૂહલ તો મેં માગ અને મારા નાના ભાઈના સસરાઓને જોયા ત્યારે થયું. ખાતરી થઈ કે

ખરેખર માગ માટે પણ જીવનનો ઘાટ ઘડાઈ ગયો હતો બીજી તરફ વીરમગામથી, બહેનનો સંબંધ થવાથી, નવા બનેલા સંબંધીઓ પણ આ પ્રસંગે આવ્યા હતા તેઓનો મુકામ અમારા સંસ્કૃતના શિક્ષક વઢવાણવાળા નર્મદાશંકર શાસ્ત્રીને ત્યા હતો તેમણે વળી વાત ચલાવેલી કે વીરમગામવાળા કાઠિયાવાડમા કયા પક્ષા? પણ સાણંદ-વઢવાણના બીજા સગાઓને જોઈ વીરમગામવાળાઓના મનનું સમાધાન થયુ આ હતી તે વખતની એક જ જ્ઞાતિસમૂહની ખણખોદ

ગાફથી પિતાઈ સંબંધીઓના જૂથમા તંભાઈ પણ આવી પહોચ્યા હતા તેમની સિકલ જ બદલાઈ ગઈ હતી. માથે ફેંન્ટિયું બાધવા માડયુ હતુ ધંધુકા આવીને તેણે ભણતર આગળ કરવા માડયુ હતુ પણ તેમા રસ નહોતો રજાઓ પડે ત્યારે ખેતર પાદરમા તો મોસમમા ધ્યાન આપવાનુ; બાકીનો વખત ઊંઘ, આરામ અને સવારસાજ ગામઝાંપે કે મહાદેવમા દેશપરદેશના તુક્કા ચલાવવામા જતો વિચારમા અંધપરંપરા અને રૂઢિપાલનનો આગ્રહ રાખવાની તેમજ કોમી અહતા પાછળ સ્વાર્થ અને સગવડ જોવાની ટેવ પડી હતી આ પ્રસંગ પછી વર્ષો સુધી અમારા જીવનના પાટા કદી ભેગા થયા જ નહિ

## ૮૫ વાસુદેવ મહારાજનું સંગીતકીર્તન

મોટા માના કારજ પછી શેરડીપીઠના ડહેલાના અસલ ઘરમા જઈને રહેવાનુ હતું એટલે ત્યા ફરી કેટલાક સુધારા અને ગોઠવણી કરાવી અને દક્ષિણીનો ડહેલો છોડવાનો સમય આવ્યો પણ આ દરમિયાન મને ત્યા જે કેટલીક નવી વ્યક્તિઓનો પરિચય થયો તેણે મારી સંસ્કારસૃષ્ટિ ઘણી સમૃદ્ધ બનાવી મૂકી

દક્ષિણીના ડહેલામા વિશિષ્ટ પ્રકારના માણસોનો કોઈ વાર મેળાપ થઈ જતો તેના મુખ્ય કારણ તો કેશવરાવકાકાની સંગીતસાધના અને ગણેશ ઉત્સવો હતા એક વાર એવા ગણેશ ઉત્સવને અંગે દેવમહારાજે સંગીતકીર્તન કરવાનુ સ્વીકાર્યું આથી અમને અંદરોઅંદર ઘણું આશ્ચર્ય થયુ રાજની વસૂલાતી કચેરીમા ૪૫ રૂપિયાની નોકરી કરતા એ અંગત કારકુન તેમના જ્ઞાન, સૌજન્ય અને પ્રસન્ન હાસ્યવાળી મુખમુદ્રાથી અમને સૌને પ્રિય અને આદરપાત્ર પુરવા તો હતા જ તેમની પાસે જઈ નમસ્કાર કરી બેસીએ ત્યારે કંઈક ને કંઈક મજાની વાત સાભળવા મળતી તેઓ દમી અમલદારો અને શ્રીમતોના ઘમડની નકલ કરી દેખાવતા કે કોઈ ભવ્ય જીવનકથા કહેતા પરતુ એમનુ શાસ્ત્રો અને કથા ઉપકથાઓનુ સ્મૃતિજ્ઞાન તો એમના આ કીર્તન પ્રસંગે જ પ્રકાશ્યુ એમા માત્ર ધર્મજ્ઞાન કે ઔપચારિક વાર્તાકથન ન હતું, પણ ભાવ અને ઉર્મિઓના મોજાથી તે પરિપ્લાવિત હતુ તેમા યે એમનું 'ભરતભેટ'નું કીર્તન તો ખૂબ વખાણાતું મેં પહેલી જ વાર એમનું કીર્તન સાભળ્યુ ને મારા મનથી એ મને ગુરુજનના પદે સ્થાપી દીધા એમણે ધધા તરીકે કીર્તન કદી કર્યું નહોતુ જનસમુદાયમા ભક્તિ, પ્રેમ ને પાવિત્ર્ય પ્રસારવાનું એક આકર્ષણ તેમા રહેલુ છે એમ સમજીને એક ધર્મકાર્ય તરીકે તેમણે તેમા તાલીમ લીધી હતી. તેમને પુરાણના આદર્શો અને ખાસ કરી રામાયણના પાત્રો માટે ઉત્કટ આદર હતો, એટલે

અવારનવાર કોઈ મિત્રને ત્યાં ધાર્મિક કાર્યો પ્રસંગે જ કીર્તન કરતા. એ માટે કોઈ ભેટ કે દક્ષિણા સ્વીકારતા નહિ. કથાના નિયમ મુજબ આરતી થાય ત્યારે શ્રોતાઓ આરતીમાં જે કૈં દ્રવ્ય મૂકે તે બધું ગૌશાળામાં કે પાઠશાળામાં વિદ્યાર્થીઓની સહાય માટે આપી દેતા. સાજિંદા પણ એવા જ ભાવનાશીલ અભિજાત યુવાનો હતા. તેમના લઘુ બંધુ, નાનાલાલ—ભાવનગર રેલવે સ્ટેશનના સિગ્નલર, તબલાં પર નામ કરી ચૂકયા હતા; અને બીજા એક સિગ્નલર કલ્યાણજી હારમોનિયમ પર ભાવના પ્રકટાવતી સુરાવટ આપતા હતા. આ બંને વ્યક્તિઓની જાણ મને ભવિષ્યમાં વિશેષ સુંદર સમાગમ આપનારી થઈ પડેલી.


વાસુદેવ મહારાજનું સંગીતકીર્તન

દેવમહારાજે કીર્તનની પરંપરા પ્રમાણે પૂર્વરંગ કર્યો, તેમાં સંતજનોની શાસ્ત્રીયતાથી રામાયણની ભાવનાસૃષ્ટિની સ્થાપના કરી; અને ઉત્તરરંગમાં એ ભાવના જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવતાં એમણે જ્યારે રામાયણનાં પાત્રો—રામ, સીતા, લક્ષ્મણ, ભરત, દશરથ, કૌશલ્યા વગેરેનાં સ્વરૂપોને કથા ને કીર્તનની વાણીમાં આકાર્યાં ત્યારે હું તો મારી રામાયણભક્તિને અનેકગણી વિસ્તરતી જોઈ શકયો. બદલાતા કથાભાવોની સાથેસાથે બદલાતાં ભાવગીતોનું સંગીત અને ઝંકાર દેવમહારાજના અવાજમાં જે વિકમ્પન લાવતાં તેમાં તેમની અંતરની શક્તિ ઝબકારા દેતી. વનવાસમાં સાથે આવવા હઠ બતાવતાં સીતાને રુદન કરતાં જોઈ રામ ઉચ્ચર્યા:

'સીતા વહાલી! રો મા, રો મા! તું આવ આપણી સાથ.'

એ ગીતમાંનાં રામ ને સીતા વચ્ચેનાં વહાલ અને અનન્યતા સંસારમાં જોવા મળે તેમ નહોતાં, પણ તેમની વાણીમાં અમે તેનો સાક્ષાત્કાર કરી શકયા. દેવમહારાજની કથાનાં પિપાસુ વર્તુલોમાં હમેશાં પૂછપાછ રહેતી અને કોઈ ઠેકાણે કથા કરી હોવાની જાણ થતાં જ ઉચ્ચ કોટિનો શ્રોતાવર્ગ વગર નિમંત્રણે ભેગો થઈ જતો.

આ કીર્તન-પ્રથાનો પ્રચાર ગુજરાતમાં દક્ષિણી કથાકારોએ આણ્યો હતો અને વડોદરામાં વસતા કથાકારો ગુજરાતી ભાષામાં એ કથાવસ્તુ લઈ સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં મુખ્ય નગરોમાં વખતોવખત નીકળી આવતા. તેઓ કોઈ શ્રીમંત ગૃહસ્થને ત્યાં અથવા તો કોઈ દેવસ્થાનના રંગમંડપમાં યા ચોકમાં કીર્તન કરતા.

આ કીર્તનપ્રથાનો યથાયોગ્ય વિકાસ કરવા વડોદરામાં શ્રીમંત સયાજીરાવ મહારાજે એક હરિકીર્તન શાળાની યોજના કરી હતી. એ સંસ્થામાં દેવમહારાજ નાનપણમાં તાલીમ લઈ આવ્યા હતા અને કથાકીર્તનને કેવળ પોતાનું ભાવનાકાર્ય સમજીને જ તેની સાધના તથા પ્રતિષ્ઠા કરતા હતા. પોતાની આજીવિકા માટે તો, ઉપર જણાવ્યું તેમ, ભાવનગરના વસૂલાતખાતામાં કારકુની કરતા હતા. એમ છતાં સમાજમાં પોતાના નીતિનિયમો અને ચારિત્ર્યપ્રભાવથી દરેક ઠેકાણે પૂજ્ય વ્યક્તિ તરીકે આદર મેળવતા. એમના ઉપરી અમલદારો પણ એમનાં માનમર્યાદા સાચવતા. દરેકને ખાતરી હતી કે દેવમહારાજ કોઈનો સોપારીનો કટકો પણ ગ્રહણ નહિ કરે.



જેમની ચિત્રકળાની એકાંત સાધના અને સાદું તથા પવિત્ર જીવન મારા ધ્રુવતારાકસમ ગણીને જેમને મેં મારા ગુરુપદે સ્થાપ્યા, તે જ્ઞાન ને સૌજન્યની મૂર્તિ 'દેવમહારાજ'
—વાસુદેવ મહારાજ

એમના પોશાકમાં જાડા કાપડનું અંગરખું, ખેસ, માથા પર કોઈ છટાનો વિચાર કર્યા વિના વીંટેલો સફેદ ફેંટો ને પગમાં જાડાં તળિયાંવાળા ગામડી જોડા. આવા, ઊજળા વર્ણવાળા, પડછંદ કાયાવાળા, શ્વેત પરિધાનવાળા દેવમહારાજ ચાલ્યા આવતા હોય કે ક્યાં ય પણ ઊભા રહેલા હોય ત્યાં પરિચિત જનો તેમને બહુ ભાવનાથી વંદન કરતા અને પ્રત્યુત્તરમાં તેમની ઊજળી મૂછો નીચેથી સફેદ દંતાવલીનું પ્રસન્ન હાસ્ય પામતા. તેમનામાં કોઈએ કદી ઉતાવળ કે ગભરાપણું જોયું નહોતું. કોઈ ઠેકાણે બેસી ગયા ને તેમનો વાર્તાલાપ છૂટે ત્યારે આસપાસનાં કામ બંધ થઈ જાય, અને તેઓ સમાજની વસ્તુસ્થિતિ પર ચર્ચાઓ ને નર્મમર્મ કરી લોકોને સન્માર્ગે દૃઢ રહેવાની પ્રેરણા આપી, સ્વસ્થતાથી નમસ્કાર કરી આગળ ચાલે. રોજ સાંજે સહજભાવે પીલ ગાર્ડનમાં એક ઠેકાણે લીલી ગોંદરી પર બેઠા હોય ત્યારે યુવાનો કે વૃદ્ધો સહજ વારમાં તેમને વીંટળાઈ જાય ને કૈંક દૃષ્ટાંતો, હાસ્યપ્રસંગો અને ઉચ્ચ પ્રકારનું ઉદ્બોધન પ્રાપ્ત કરે.

## ૯૬ રાજા રવિવર્માથી મળેલી મનોદીક્ષા

**આ**વા એ દેવમહારાજ પ્રત્યે મારું આકર્ષણ અનેરું હતું. તેમનાં દર્શન, વાણી અને પ્રેમપૂર્ણ વ્યવહારથી હું મુગ્ધ થયો હતો. પણ તે ઉપરાંત મેં જ્યારે જાણ્યું કે દેવમહારાજ ચિત્રકળાના એક પ્રખર સાધક અને ભક્ત છે ત્યારે તો મારા માટે

તેઓ તીર્થરૂપ બની ગયા. મને ખબર પડી કે તેઓ વડોદરામાં હતા ત્યારે રાજા રવિવર્મા ત્યાંના લક્ષ્મીવિલાસ મહેલ માટે થોડાં પૌરાણિક ચિત્રો કરવાને રાજ્યના અતિથિ બની આવ્યા હતા. દેવમહારાજે તેમને નજરોનજર જોયા હતા; થોડો સમાગમ પણ સાધ્યો હતો. તેમનામાથી પ્રેરણા લઈ તેમણે ચિત્રકામના શ્રીગણેશ કર્યા હતા. રાજા રવિવર્માસમ વિરલ ગુરુ પોતાને મળી ગયા, એટલે તેમને મુખેથી તેમના પ્રયોગની વાતો સાંભળી દેવમહારાજે એકલવ્યની માફક જીવના માનવપાત્રો પરથી સીધા આલેખો કરવાની ઉપાસના શરૂ કરી દીધી.



દેવમહારાજે આલેખેલાં નાનાવિધ માનવપાત્રોના અસંખ્ય સ્કેચો પૈકીના કેટલાક

ચિત્રકળામા તે કાળે રોઇડ લાઈટ (છાયા પ્રકાશ) અને રેખાની તાદૃશતા તેમજ પર્સ્પેક્ટિવ (દૃષ્ટિસધાન) બરોબર રાખવાનો પ્રયોગ ભારતમા નવો હતો, છતા રાજા રવિવર્માએ એ પ્રયોગો પોતાના ચિત્રોમા સફળ બનાવ્યા હતા. એટલે દેવમહારાજે પ્રથમ તો રાજા રવિવર્માના ચિત્રો (તેમના પોસ્ટકાર્ડો અને છબીઓ) પરથી છૂટે હાથે ખૂબ અનુકૃતિઓ કરી આંખ અને પેન્સિલની શિસ્ત મેળવી લીધી. પણ રવિવર્મા તો પોતાના ચિત્રો જીવતા પાત્રોને બેસાડી તૈયાર કરતા. તેથી જ્યા સુધી જીવતા પાત્રો પરથી ચિત્રાલેખન આવડે નહિ ત્યા સુધી સાધના પાકી ન ગણાય એમ વિચારી, તેમણે કોરા ફૂલસ્કેપ કાગળોની મોટી પોથીઓ બાંધી તેમા નિયમિતપણે ખરા માનવપાત્રો પરથી સીધા સ્કેચના આલેખ કરવા

માડયા આવી ચોપડી ભૂગળુ વાળી તે બગલમા રાખતા અને જ્યા કઈ બેસવાની સગવડ મળે કે તરત તેમા સ્કેચ કરતા ઘણી વાર તે બાવાસાધુઓના ઝુડમા પહોચી જતા અને તેમને પાઈ પાઈ દક્ષિણા આપી તેમના સ્કેચ કરતા તેમનુ માનવુ હતુ કે આ દેશની પ્રકૃતિ પ્રમાણે ઘડાએના શરીર બાવા સાધુઓમા જ જોવા મળે છે

## ૮૭ એકાંત સાધનાનું દર્શન

એક વાર દક્ષિણીના ડહેલામા તે કેશવરાવકાકા પાસે આવેલા, ત્યારે તેમની બગલમા એવો ચોપડો જોઈ બાસુ ભાવે મને બોલાવ્યો અને અમે જરા લાડકા થઇને તે જોવા માગી લીધો હુ હાઈસ્કૂલના ચિત્રવર્ગમા છુ અને ભગવાનજી માસ્તરને ઘર પણ જાઉ છુ તેમજ ચોરસ ખાનાના માપથી મોટી છબી બનાવુ છુ એ વાત કરી ત્યારે તેઓ જરા મર્માળુ હસ્યા અને કહ્યુ કે કોઈ પણ આધાર વગર માત્ર આપની જ મદદથી હાથ ધાર્યો આકાર કરી શકે ત્યારે જ સાચી ચિત્રસિદ્ધિ થઈ ગણાય આવી સિદ્ધિ સેંકડો સ્કેચ કર્યા પછી જ પ્રાપ્ત થાય તેમના આ કથનના પુરાવા રૂપે તેમનો સ્કેચો ભરેલો ચોપડો તો તેમની સાથે જ હતો એમના એ ચોપડામા માત્ર રેખાથી અનેક ઓળખીતા પાત્રો, બાવાઓ, સાધુઓ આદિના ખરા ચહેરાના આપના કરેલા આલેખો જોઇને, ખાના પાડી પાડીને છેક સાજ સુધીમા ચહેરાની જેવીતેવી રેખા કરનાર હુ શરમાઈ ગયો મ નમ્રતાપૂર્વક તેમને ઘેર જઈ બધા સ્કેચ તેમજ તેમનુ ચિત્રકામ જોવા દેવાની વિનતિ કરી, અને તેમણે પ્રસન્નતાથી મને રવિવારે બપોરે આવવા કહ્યુ

રવિવારે હું તથા બાસુ તેમના ઘર ગયા ઘરમા કઈ વૈભવ કે સરજામ મળે નહિ ઉપરની મેડી પર એક શેત્રુજી પાથરેલો ને ભીંત આગળ એક માળિયુ ઊંધુ રાખેલુ એક આળિયામા (હાટિયામા) સ્કેચબુકોના થોકડા ગસીને ભરેલા બપોરના બાર વાગ્યા હતા તેઓ નીચેથી જમીને ઉપર આવ્યા ત્યા સુધી અમે અમારા કુતૂહલને માડમાડ રોકી રાખ્યું હતુ સ્કેચ આલેખોના ચાર ચોપડા જોયા પછી પાટિયામા શુ ચીતર્યું છે તે પૂછ્યુ ત્યારે તેમણે હમીને કહ્યુ કેટલાંથી એક ચિત્ર શરૂ કર્યુ છે, પણ માડ એક ચહેરો પૂરો થયો છે



ચિત્ર પર ઢોકેલા કમળ ઉગાવ્યા

બે ખરાબ ચિત્રો કરવા કરતાં ધીરજ અને કાળજીથી એક ચિત્ર કરવાથી વધારે ફળ મળે છે એમ હું માનું છું.' આમ કહીને તેમણે પાટિયું ઉલટાવીને ગોઠવ્યું અને તે પર ઢાંકેલા કાગળની પિનો હટાવી તો ગજ્જ રવિવર્માએ કરેલું 'યમુનાતીરે બંસીધર કૃષ્ણ'નું ચિત્ર ઊંચી જાતના કાગળ પર ક્રેયોન (કોલસાપેન)થી શરૂ કરેલું અમારી નજરે પડ્યું. ફક્ત ગળા સુધીનો ભાગ કાળા શેઈડમાં કરેલો, જ્યાં ખૂબ સુરેખ ને સ્વચ્છ આલેખન હતું. એમણે કહ્યું: 'આટલું કામ હું બે દિવસ અખંડ બેસીને કરી શકયો છું.'

આટલી સિદ્ધ કક્ષાનું કામ અમને તો જીવનમાં કદી જોવા મળ્યું નહોતું અને બતાવનારું પણ કોઈ નહોતું. અમે દેવમહારાજની આ એકાંત સાધનાને મનોમન વંદન કર્યું અને કોઈના પણ માર્ગદર્શન વિના, કેવળ અખંડ ઉપાસનાથી, અત્યંત ધીર ગતિએ પણ ઉચ્ચ કળાની સિદ્ધિ મેળવી શકાય એવી શ્રદ્ધા પામ્યા. દેવમહારાજના શબ્દો મારા મનમાં મંત્રોની જેમ ચોંટી ગયા અને ખાનાં પાડીને કામ ન જ કરવું એવો સંકલ્પ કર્યો. તે દિવસથી મારી સાધના કઠોર બની, દૃષ્ટિ અને હાથ ગતિમાન બન્યાં, નકલ કરવાની લાલચ ગઈ, જીવંત સૃષ્ટિમાં મને રસ પડવા લાગ્યો, એટલું જ નહિ પણ દેવમહારાજનું સ્વરૂપ તથા એમનું જીવન લક્ષમાં રાખી સંકલ્પ કર્યો કે કલાસાધકમાં પવિત્ર ભાવનાઓ અને પ્રખર તપસ્યા હોવાં આવશ્યક છે.

## ૮૮ સંગીતના સાથિયા

દક્ષિણીના ડહેલામાં ઉચ્ચ સંગીતનો જે આહ્લાદ ભોગવ્યો તેથી એક લાભ એ થયો કે નાટકી ગાયનો પરથી મારી પ્રીત ઊતરી ગઈ. મારા મોટા ભાઈને નાટકનો પ્રબળ શોખ હતો અને તે નાટકની ચોપડીઓ ભેગી કરી ગીતોના રાગ બેસાડતા, પણ તેમને રાગોનાં નામ કે તાલ વિષે ખરી માહિતી નહોતી. એવામાં એક પ્રસંગથી એનો યોગ થયો. અમારા ઘરમાં શ્રી નથુરામ શર્માની દીક્ષા અને પ્રેરણાથી વૈદિક બ્રહ્મોપાસના દાખલ થઈ હતી. પરંતુ મારાં માતુશ્રી વારતહેવારે આસપાસના શિવાલયમાં, હવેલીમા કે જગદીશ મંદિરમા દર્શને જતાં. એક વાર બાજુની દાઉજીની હવેલીમાંથી પાછાં આવ્યા ત્યારે એક નાની તંબૂરી સાથે મેંત્રાડી ઢબે બાંધેલા ફેંટિયા અને મુખિયાજી જેવી બંડીવાળા એક વૈષ્ણવપંથી જુવાનને લેતાં આવ્યાં, અને તેના માટે ચા કરવાનું કહ્યું. તેણે જ વાત ઉપાડી: 'પણ ફઈબા, મને તો ખબર જ નહિ કે તમે આંઈ પાસે જ રહો છો.' મારા મોસાળનું સગપણ બતાવતા આ ભાઈ અમને બન્ને ભાઈઓને જોઈ વારી ગયા: 'વાહ વાહ, બેઉ ભાઈઓ કેવા હાવકા છે! નામે ય રતિભાઈ ને રવિભાઈ!' પછી કહે: 'અમને તમારા નાટકના રાગ ન આવડે. અમારું કામ તો સવારસાંજ ભગવાન પાસે કીર્તન ગાવાનું. મંદિરનુ એ સંગીત જુદી ભાતનું હોય છે.'

આ ગિરધરભાઈ ત્રિવેદી હતા તો નાની વ્યક્તિ, પણ સગપણદાવે તે દિવસે જે પરિચય થયો તે જનમભર એમણે સાચવ્યો. મંદિરમાથી છૂટે ત્યારે અવારનવાર ઘેર આવે અને રવિવાર હોય ત્યારે મોટા ભાઈ તેમની સાથે રાગરાગિણીઓની

વાત કાઢે. એ વખતે પોતાની નાની તબૂરીના સ્વરો સાથે મદિરના ધીરા દ્રુપદ


વૈષ્ણવ સગીતકાર ગિરધરભાઈ ત્રિવેદી

તાલમા ભૈરવી, માલકૌસ, મ્હાર વગેરે રાગોમા મદિરના પદો સભળાવે અમારા ચિત્તમા સગીતના પહેલા સાથિયા એમણે પૂર્યાં એમના આ પરિચય પછી દાઉજી મદિરમા રોજ સવાર બપોર જે શરણાઈ નોબત વાગતા તેમા સમાસમાના રાગ રાગિણી સાભળવામા મને બહુ રસ પડતો

દક્ષિણીના ડહેલામા જેમ સંગીતવિદોના જલસા થતા તેમ, શહેરમા કોઈ નાટક કંપની આવે અને તેમા કોઈ વાર દક્ષિણી નટો આવ્યા હોય ત્યારે તેઓ પણ કંઈ ને કંઈ ઓળખાણ લઈ કેશવકાકા પાસે આવતા એક ‘રાવ’ તરીકે ઓળખાતા નટ હાસ્યના પાત્રો ભજવવા તરીકે બહુ પ્રખ્યાત હતા એક નાટકમા મૂર્ખ જમાઈ સાસરે જાય છે તેના પાઠમા જમાઈએ સાસરામા ગજે ભાર રાખવો જોઈએ એવી શિખામણ માની ગળામા ઘટલાનુ પડ બાધી તે દાખલ થતા!


સાસરામા ભ ખમ જમાઈ

નાટકના આવડા મોટા પડદા કેમ ચીતરતા હશે તેનો મને આજ સુધી ખ્યાલ નહોતો, પણ તેમની જ પાસેથી મેં જાણ્યુ કે આખો પડદો જમીન પર પાથરી તે પર ચોરસ ખાના પાડેલા નાના ચિત્ર પરથી મોટુ ખોખુ કરીને બેચાર માણસો એકીસાથે રગો ભરી દે છે, અને મુખ્ય ચિત્રકાર છેવટે બધુ સરખુ કરી લે છે

એ ભાઈ ‘રાવ એક વાર બાળનટોને લઈને દક્ષિણીના ડહેલામા આવ્યા એ નટો નાટકમા કોઈ સખીઓ કે નાયનારીના વેશમા ઊતરતા એ નટો વિષે અમને બહુ કૌતુક થતુ આવડા છોકરાઓ સ્ત્રીઓના વેશ લેવા માટે માથા પર કાયમ લાબા ચોટલા વધા તા તેથી તેઓ જ્યારે બહાર નીકળતા ત્યારે અમે તર્ક કરતા કે એ તો છોકરીઓ જ હશે, પણ લોકો હસે નહિ તે માટે છોકરાઓનો પોશાક પહેરી બહાર આવતી હશે પણ તેઓને જ્યારે એકબીજાને નામ દઈને બોલાવતા સાભળ્યા ત્યારે ખાતરી થઈ કે તેઓ છોકરાઓ જ છે

## ૮૯ બાનું દરદ

મોટા માના દેહાત પછી ગોરડીપીના ડહેલાના ઘરમા વસવા જતા પહેના ત્યા કેટલુક સમાગમ અને સાફસફી તો કરાના, પણ ઘરના છાપરા બાપદાદાના વખતના નીચા ઢાળના જ હતા પિતાશ્રીના સેક્ન્ડ ગ્રેઈડ ઇન્સ્પેક્ટરની નોકરીના નવ વર્ષ પૂરા થતા રૂ ૧૦૦થી તે હવે ફર્સ્ટ ગ્રેઇડ ઇન્સ્પેક્ટર થયા હતા તેમના સમ ડિવિઝનમા તે વખતે ભાલ, ગોહિલવાડ તથા અમરેલી સુધીનો ભાગ આવી જતો સુપરિન્ટેન્ડેન્ટ મિ કામદીનના રિપોર્ટો પરથી તેમના કામ માટે મુબાઈના પોસ્ટમાસ્તર જનરલ તરફથી વખતોવખત શાબાશી મળતી હતી, ને સુપરિન્ટેન્ડેન્ટ કામદીન સાહેબ તો તેમને વહેની તકે સુપરિન્ટેન્ડેન્ટની પરીક્ષા આપવા આગ્રહ કર્યા કરતા હતા પરતુ મારા માને હિસ્ટીરિયા લાગુ પડયો હતો તેથી બાપુજીનુ મન વ્યગ્ર રહેતુ હતુ અને તેની ચિંતાથી તેઓ કઈ વાચી શક્તા નહિ

મારા બાના આ વ્યાધિની ખબર અમને મહેસાણાથી પડેલી તેમના મનમા કોઈ મૂઝવણ હોય, કે કામનો નિકાલ ન થાય, તો તે પડયા પડયા બેભાન થઈ જતા બોલાવીએ ત્યારે જવાબ ન આપે એટલે તુરત ચતા સુવડાવી મોમા જોઇએ તો દાત સજ્જડ બની ગયા હોય અને શ્વાસ ઘૂટાય એટલે તીણી ચીસો પાડવા માડે એમના આ દરદનો કોઈ ઉપચાર હાથ લાગ્યો નહોતો નવસાર અને કળી ચૂનાનુ મિશ્રણ કોઈ સુઘાડતુ ત્યારે દાત છૂટતા અને પછી થોડુ રોઈ લેતા

ઘરમા બૈરાઓ વાતો કરતા કે આ કોઈ જાતનો વળગાડ છે તેમના પીયરિયા કહેતા કે નાનપણમા એક ગરાસણી આશાભરી ગુજરી ગએલી તેના શબની નનામી નીકળી ત્યારે એ જોઈને તે બી ગયા હતા, ત્યારથી આમ બનતુ આવુ બને ત્યારે ઘરકામમા દેખરેખ ન જ રહે એવે વખતે પડોશીઓ આવીને થોડુ સંભાળી લેતા વળી હમણા ભાભી હતા તે નજર રાખતા આ કારણે પિતાશ્રીએ પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટની પરીક્ષા આપવાનુ માડી વાળ્યુ ને ફરી પ્રયત્ન કર્યો જ નહિ

પણ આ હકીકત તેમણે એક વાર ગુરુશ્રી નથુરામ શર્માને જણાવી, તે પરથી તેમણે એ વર્ષે ગુરુપૂર્ણિમાને દિવસે પૂર્ણિમા પૂજનમા બાને પણ બીલખા સાથે લઈ આવવા પિતાશ્રીને કહ્યુ ત્યાના સ્વચ્છ, શાત, પવિત્ર વાતાવરણથી તે પ્રભાવિત થયા અને શિષ્યમડળમા દીક્ષા લીધી ત્યારે તેમને નિત્ય સૂર્યોપાસના, મત્રજપ અને પશ્ચિમોત્તાન આસન કરવાની સૂચના મળી બીલખાથી આવ્યા પછી મારા બાએ ચુસ્તપણે તે નિયમોનુ પાલન કરવા માડયુ તેને લીધે તેમા તેમનો હિસ્ટીરિયા તો ગયો જ, સાથે શરીર પણ સારુ બન્યું અને ઘરમા પણ પ્રસન્ન રહેવા લાગ્યા પડોશીઓ તેમના આ નિયમિત સ્નાન ધ્યાન અને ભજનથી ખૂબ આકર્ષાયા અને મોટા માની જગ્યાએ તેમને સૌ માન આદર આપવા લાગ્યા શ્રી નથુરામ શર્માજીના ઉપદેશથી આવી રીતે ઘણા કુટુબોમા ભક્તિ સદાચાર અને સદ્દવર્તનનો પ્રકાશ ફેલાયો હતો

## ૯૦ ફરી પાછા ગોરડીપીઠના ડહેલામાં

આ વનની પ્રવૃત્તિઓમા એક વર્ષ બહારના વાતાવરણમા ગાળીને ફરી ડહેલામા

પાછા આવતા મને તો ઘણો કચવાટ થયો હતો ફરી પાછી કચરાપેટી અને ગજીના અખાડાનાં રોજ દર્શન કરવાના અને એવી હવામા ઊછરતા છોકરાઓનો સમાગમ વેઠવાનો પણ હવે ! પે ભાવનગરની રીતભાતનો ઓમિયો બન્યો હતો ડહેલામા કોણ કેવું છે તે જાણી શક્યો હતો કેટલાક છોકરા ભણતરમા ન ચાલ્યા તે મુંબાઈ કે બીજે ચાલ્યા ગયા હતા, કેટલાક નોકરીએ બેસી ગયા હતા સુભાગ્યે કોઈ જ મારા વર્ગમાં ભણનાર નહોતું મારી ચોક્કસ રીતભાતથી આકર્ષાઈ એકબે સારા ઘરના નાની વયના છોકરાઓ હવે મારી પાસે આવતા જતા થયા, ને મેં પણ મારી મનમોકળાશ માટે દક્ષિણીના ડહેલામા રહીને નગક, આનંદરાવ વગેરે નવા મિત્રો મેળવ્યા હતા

મોગ ભાઈની મંડળી પણ જામી તેમા પ્રસિદ્ધ નાટ્યકાર વાઘજી આશારામના એક સંબંધી મગનલાલ ત્રિવેદી હતા, તેમણે તેમના બધા નાટકો જોએલાં ને બધા જ ગાયનો મોટા ભાઈ આગળ સુંદર કંઠે ગાઈ શકતા બીજા પણ બેત્રણ યુવકો હતા, જેમના નામ યાદ નથી આ જ અરસામા ઘરમા થોડા માસ પહેલા જન્મેલી બાળકી ગુજરી ગઈ આવા બાળમરણનો કોઈ મોટો શોક કરતું નહિ બેચાર પુરુષ સંબંધીઓ એક વસ્ત્રમા વીંટી એ બાળકીને સ્મશાનભૂમિમા દાટી આવ્યા પણ અમને બાળકોને અને ભાભીને તેનું ખૂબ જ દુ ખ થયું

મેં અગાઉ જણાવ્યું તેમ પિતાશ્રીનો ડિસ્ટ્રિક્ટ વિસ્તાર મોટો હતો, અને તેથી ઘર આગળ બહુ દિવસે આવે ત્યારે સામટા પાંચસાત દિવસ રોકાય તે વખતે અમને બહુ આનંદ થતો તેમની બેઠક ગાદી ઉપર રાખતા અને આસપાસ તેમના દફતરો પથરાતા, જેનો ઉકેલ કરતા કલાકો સુધી કામ ચાલતું વચ્ચેવચ્ચે કારકુનો કે રજા ઉપર આવેલા પોસ્ટમાસ્તરો મળી જતા પોસ્ટમૅનો, વિલેજ પોસ્ટમૅનો, હલકારા વગેરે નીચેના માણસોની નિમણૂકો, ફરિયાદો, બદલીઓ ને તેમની હકૂમતમા હોવાથી એ નોકરીના અરજદારો ઘણા આવતા.

તેમના ડિસ્ટ્રિક્ટમા સગાસંબંધીઓના તથા જ્ઞાતિજનોના ઘણા ગામ હતા અને તેથી તેમણે જ્ઞાતિસમુદાયનો સારો પરિચય કરી લીધો હતો ગામડામા રહેતા બ્રાહ્મણ સંબંધીઓની આજીવિકા મોટે ભાગે ગામોના ઉપર કે લોટ માગવામા અને આમજનોના દાનદક્ષિણા ઉપર જ નભતી હતી આજ સુધી એ લોકોને ગામડાના જીવન પૂરતો નિભાવ મળી રહેતો હતો એટલે તેઓ કોઈ પોતાના બાળકોને ભણાવવાની દરકાર કરતા નહિ ગામડાની નિશાળનું જેવું તેવું ભણતર મેળવી, થોડું બ્રામણિયું કામ (પૂજા કરાવવાનું કે સંકલ્પ કરાવવાનું) કરતા, યા ગામડી રીતે લગ્ન કે શ્રાદ્ધ સરવણું કરાવતા ભણવા-ભણાવવાના મોટા ખર્ચ કરવાની તેમની તાકાત પણ નહોતી આમાના કેટલાક સશક્ત જુવાનોને હલકારા કે વિલેજ પોસ્ટમૅનની નોકરીમા રસ પડ્યો હતો અને કેટલાકને પિતાશ્રીએ નોકરીએ ચડાવી પણ દીધા હતા તેથી ન્યાતમા એવી જ વાત ચાલેલી કે રાવળજી ગમે ત્યારે ગમે તેને નોકરી આપી શકે છે

એક વાર વાંકી પાઘડીવાળા એક આધેડ સગા આવ્યા બાપુજીએ તેમને

આદર આપીને ઊભા થઈ હાથ મેળવી બેસાડયા. જમવાનો સમય થયો હતો એટલે કહ્યું, 'ચાલો રોટલાનો સમય છે; જમી લ્યો.' તો કહે, 'ના, જમવાની વાત પછી. હું તો નોકરી માટે આવ્યો છું. કયાંક નોકરી આપો.' બાપુજી શું કહે?



'ચાલો, રોટલાનો
સમય છે,
જમી લ્યો.'

'ભાઈ, નોકરી કૈં એમ તૈયાર હોય કે ખિસ્સામાંથી કાઢી અપાય?'

'ત્યારે મારે અહીં જમવું ય નથી.' કહી મહેમાને વિદાય લીધી!

સુપરિન્ટેન્ડેન્ટ કામદીન સાહેબ સાથે એમને એકએ તપાસ ભેગા મળીને કરવાની હતી, તેથી એક વાર એક જ ટ્રેઈનમાં તેઓ બંને નીકળ્યા. ઉનાળાનો દિવસ હતો. કુંકાવાવના સ્ટેશને સાહેબે મેઈલ ટપાલ લેવા આવેલા પટાવાળાને પોતાના ડબ્બા આગળ બોલાવી પોતાનુ લાંબું ટંબલર આપી સ્ટેશનમાં રાખેલા કંડા માટલામાંથી પાણી લાવવા કહ્યું. પટાવાળાએ પોશાક બધો ગામડાના બ્રાહ્મણનો જ પહેર્યો હતો: માથે ફેંટિયું, કપાળમાં ત્રિપુડ, ગળામાં રુદ્રાક્ષ, કેડે થેપાડું; માત્ર તે ઉપર ચામડાનો સરકારી પટ્ટો પહેર્યો હતો. સાહેબનો સાદ થયો એટલે તે ફર્સ્ટ કલાસના ડબ્બાની બારી પાસે આવ્યો તો ખરો, પણ ટંબલર જોતાં જ તેણે પોતાના ગળામાંથી જનોઈ કાઢીને બતાવી: 'સાહેબ! હું બ્રાહ્મણ છું!' કામદીન સાહેબ પારસી ગૃહસ્થ હતા. આ સાંભળી હસીને તે પોતે જ પાણી લેવા ડબ્બામાથી ઊતર્યા. એ જોતાં જ સાથે પ્રવાસ કરતા ઈન્સ્પેકટર બાપુજીને પરિસ્થિતિ સમજાઈ અને પટાવાળો સાહેબનો હુકમ ન માને તે તેમનાથી સહન થયું નહિ. એમણે પોતે જ આગળ વધી સાહેબના હાથમાથી ટંબલર લઈ સ્ટેશન પરના ગળતીવાળા માટલામાંથી પાણી લાવી આપ્યું અને તરત પેલા પટાવાળાનો પટ્ટો ખેંચી લઈ તેને એક ફટકાર્યો અને કહ્યું: 'બ્રાહ્મણ હતો તો અહીં નોકરી કરવા કેમ આવ્યો છે? જા ચાલતો થા!' કામદીન સાહેબને દયા આવી ગઈ અને બોલ્યા: 'જવા દો મા'શંકરભાઈ, એ તો મુરખ છે.'



પટાવાળાને ફટકાર્યો

આમ તેમણે નોકરીમાં તો ઘણા બ્રાહ્મણોને રખાવેલા, પણ નોકરીનો પાક બરોબર પાળવાની વાત કોઈક જ સમજતા. તેમને ઘણી વાર દુઃખ થતું કે પટાવાળા ને હલકારાની નોકરી માગતા ઘણા આવે છે, પણ કોઈ મૅટ્રિક કે ગ્રૅજ્યુએટ થઈ ખુરશીનો ઉમેદવાર આવતો નથી. બ્રાહ્મણનો કોઈ છોકરો મૅટ્રિક થઈ આવે ત્યારે તે બહુ રાજી થતા ને તેને માટે ભલામણ કરવામાં બને તેટલું કરી છૂટતા.

## ૯૧ રાષ્ટ્રીયતાની હવા

આ વર્ષ (ઈ. ૧૯૦૪)માં જાણીતા રુસો–જપાની યુદ્ધે દુનિયાનું ધ્યાન ખેંચ્યું હતું. રશિયાના પ્રચંડ વિસ્તાર અને મહાકાય સૈન્ય સામે ટચુકડું જપાન શું કરી શકશે તેની કલ્પનાઓ ચાલતી હતી. પણ પોર્ટ આર્થરના યુદ્ધમાં જપાનીઓએ યુગવર્તી શૌર્ય દાખવ્યું અને સ્વાર્પણ, શક્તિ તથા એકતાનો પ્રચંડ પરચો બતાવ્યો ત્યારે વિશ્વનાં માનવો ચકિત થઈ ગયાં. જર્મન કૈસરે તે વખતે જપાનને 'યલો પેરિલ' (પીળી આફત) ગણાવ્યું, જ્યારે બીજી બાજુ એશિયાવાસીઓમાં શ્રદ્ધા પ્રકટી કે પશ્ચિમનાં બળો સામે એશિયા ટક્કર લઈ શકે છે. આમ જપાન એશિયાના સર્વ દેશોનું સ્વાતંત્ર્ય-પ્રતીક બન્યું.

આ જ અરસામાં ભારતમાં લૉર્ડ કર્ઝને બંગાળની જાગૃતિ તોડવા બંગાળના બે ભાગ પાડયા અને ભારતમાં પોચા ગણાતા બંગાળીઓમાં રોષ ભભૂકી ઊઠયો. આખો બંગાળ માતૃભૂમિનું આ ખંડન સહન કરી બેસી રહ્યો નહિ. વિદ્વાનો અને સામાન્યો સૌએ મળીને તે સામે વિરાટ પ્રકોપ દર્શાવ્યો અને તેની સામે કર્ઝનની આપખુદ સરકારે દમનનાં શસ્ત્રો સજ્યાં. 'વંદેમાતરમ્'નો ધ્વનિ પહેલી વાર રાષ્ટ્રમાં ગર્જન કરતો બન્યો, તે એટલે સુધી કે આગળ જતાં 'વંદેમાતરમ્' બોલનારની પણ

ધરપકડ થવા લાગી કેંક બગાળી જુવાનો માતૃભૂમિના ઉદ્ધાર માટે ગુપ્ત કારવાઈઓ કરવા લાગ્યા અને ત્રાસવાદનો આશરો લીધો લોકનેતાઓએ વિલાયતી માલનો બહિષ્કાર જાહેર કર્યો

પજાબમા લાલા લજપતરાય, બગાળમા બિપિનચદ્ર પાલ અને મહારાષ્ટ્રમા બાળ ગગાધર તિલક એ યુગના મહાન રાષ્ટ્રનેતા થયા અને લાલ બાલ પાલની એ ત્રિપુટીના ચિત્રો ધૂમધમ વેચાવા લાગ્યા

અમદાવાદમા ૧૯૦૨મા ઈંડિયન નૅશનલ કૉગ્રેસનુ અધિવેશન થયા પછી રાષ્ટ્રભાવનાનો ગુજરાતમા સારો ઉદય થયો હતો અને દી બ. અબાલાલ સાકરલાલ દેસાઈ લોકપ્રિય નીડર નેતા ગણાતા હતા લગભગ પછી વડોદરામાથી શ્રી અરવિન્દ ઘોષે રાષ્ટ્રભાવનાનુ તત્ત્વજ્ઞાન પ્રસારવા માડયુ હતુ તેની અસર પણ જુવાનોમા પહોચી હતી અને ઠામેઠામ સ્વદેશી મડળો રચવાવા લાગ્યા હતા



દી બ અબાલાલ સાકરલાલ ગુજરાતની રાષ્ટ્રીય જાગૃતિના એક પુરોધા

ભાવનગરમા પણ કેટલાક મિત્રોએ 'સ્વદેશીપ્રેમી મડળ' રચીને રાષ્ટ્રગીતો, રાષ્ટ્રીય વીરોના ચરિત્રો, શિવાજી પ્રતાપ આદિના ચિત્રો વગેરેનો પ્રચાર કરવા માડયો હતો એમાના એકબે સભ્યોનો મને મેળાપ થઈ ગયો અને હુ રાષ્ટ્રીયતાની એક નવી હવા લેવા લાગ્યો. અમે સ્વદેશી વાપરવાની પ્રતિજ્ઞાઓ લેતા અને લેવડાવતા ત્યારે વડીલો પણ ચીડાતા કોઈ કહેતા કે સ્વદેશીમા શા ઠેકાણા છે? જોઈએ એવુ સસ્તુ કાપડ માન્ચેસ્ટરનુ મળે છે કાપડિયા પણ દુકાનમા જઈએ ત્યારે કહેતા કે અહીં તો બધુ ઇગ્લિશ છે, સ્વદેશી લેવુ હોય તો ગામઠી કાપડની દુકાનો છે તેમા પણ ઘણી મિલો સૂતર વિલાયતનુ વાપરીને દેશી વણાટ કરતી

નિશાળોમા આ વાતાવરણ પહોચે નહિ ને માટે રાજ્યો પર સરકારી સૂચનાઓ પહોચી પણ વડોદરામાથી પ્રો અરવિન્દ ઘોષ બગાળના સાદે હોદ્દો છોડી ચાલ્યા ગયા એ પછી કેંક જુવાનોએ ગામોગામ સ્વદેશીના મડળો સ્થાપના માડ્યા વેપારીઓ સ્વદેશી વસ્તુઓનો આગ્રહ વધતો જોઈ સ્વદેશી સ્ટૉલ ખોલવા લાગ્યા

બગાળમા વિદેશી કાપડનો બહિષ્કાર થયો એટલે અમદાવાદની મિલોને તડાકો પડયો હતો ગુજરાતના મિલમાલિકોમાના કેટલાકે સ્વદેશીના નામે વિદેશી તારનુ કાપડ બનાવીને અને જાળી જેવા કાપડને પુષ્કળ કાજી પાઈને પધરાવ્યાના દાખલા પણ બન્યા બગાળમા તેની જાણ થઈ ત્યારે ખૂબ ફિટકાર મળ્યો પણ એ બધાનુ પ્રાયશ્ચિત્ત કરી ગુજરાતનુ નામ ઉજ્જ્વળનાર એક નરરત્ન નીકળ્યા

## ૯૨ દેશપ્રેમી ચાર્લિંગ માસ્તર

૧૯૦૫ની કૉગ્રેસ બનારસમા મળી ત્યારે દી બ અબાલાલભાઈની સાથે કેટલાક નવલોહિયા જુવાનો અને દેશસેવકો પણ ગયા હતા ત્યા સભામા બગાળના નેતાઓ

ટકળી ઊડ્યા કે આપણને સ્વદેશી માલની કારીગરી શીખવનાર સંસ્થાઓ ક્યાં છે? મિલઉદ્યોગની કૉલેજો કે શાળાઓ ક્યાં છે? તે વખતે અમદાવાદની એક મિલના બાહોશ વીવિંગ માસ્તર શ્રી કેશવલાલ મહેતા ઊભા થઈ ગયા અને તેમણે મંચ ઉપર જઈ આમંત્રણ દીધું કે મિલઉદ્યોગનું કૌશલ શીખવા કોઈ પણ વિદ્યાર્થી મારી પાસે આવશે તો હું તેને જાતે ખર્ચ તથા સગવડ આપીને સાચી તાલીમ આપીશ!





આપતા અને લોકોના ઘરમાં ચોપાનિયાં પહોંચાડતા. કેશવલાલ મહેતાને તે બાબત બહુ ચિંતા રહેતી. કોઈ વાર કલેક્ટર તરફથી પૂછપાછ થતી તો કહેતા કે હું તો તેમને ઔદ્યોગિક પ્રવૃત્તિમાં વાળીને એમનો ક્રાંતિનો માર્ગ બદલવાનું કામ કરું છું.

આ યુવાનો પૂર્ણ તાલીમ પામીને બંગાળ પાછા ગયા ત્યારે ત્યાંની મુખ્ય મિલોના સંચાલકો અને નિષ્ણાતો બની ઊંચે હોદ્દે પહોંચ્યા. ત્રણચાર મોટી મિલો (મોહિની મિલ્સ, ખુરતીઆ દક્ષિણેશ્વરી મિલ્સ, ચિત્તરંજન મિલ્સ)ની આબાદી આ શ્રી કેશવલાલની જ તાલીમને આભારી છે. તેમના આ ઋણ તરફ કૃતજ્ઞતા દર્શાવવા કેટલાક પ્રમુખ શિષ્યોએ ઢાકામાં તેમના નામની 'કેશવલાલ ટેક્સ્ટાઈલ સિન્ડિકેટ' કરીને કાપડઉદ્યોગની એક તાલીમી સંસ્થા સ્થાપી, તેમજ ત્યાંથી મિલોના વહીવટમાં સલાહ આપવાની સમિતિ પણ ઊભી કરી. આમ એક માતબર સોદાગર, ઉદ્યોગપતિ કે ક્રાંતિકારી પણ ન કરી શકે એવું કામ આ ભાવનાપ્રેરિત એકલા ગુજરાતી નરરત્ને કર્યું હતું. રખે ગુજરાત આ વાત ભૂલી જાય.

## ૯૩ અમદાવાદમાં સ્વદેશી હીલચાલ

બંગભંગના આઘાતથી પ્રગટેલા રાષ્ટ્રદ્રોહ અને સ્વદેશીની પ્રબળ હીલચાલના તે કાળના એક અગ્રેસર શ્રી કૃપાશંકર પંડિત તો આજે પણ હયાત છે અને ત્યારનાં સ્મરણો બહુ લાગણીપૂર્વક વર્ણવે છે.

અમદાવાદમાં એ કાળે ખાડિયા લત્તામાં સ્વામી મધુસૂદનાનંદ સરસ્વતી નામના સંન્યાસી શ્રીરામજીની શેરીના મેડા ઉપર ચાતુર્માસ કરવા માટે આવીને રહ્યા હતા. તે અભેદમાર્ગ-પ્રવાસી વેદાન્તી હતા. તેમને ખાડિયાની મિશનરી સ્કૂલોમાં હિન્દુઓનાં સંતાનોને હિન્દુ ધર્મ વિરુદ્ધ શિક્ષણ અપાતું જોઈને રોષ ઊપજ્યો અને કૃપાશંકર પંડિત સાથે અન્ય જુવાનોએ દી. બ. અંબાલાલભાઈની સલાહ લઈ વિરોધ ઉઠાવ્યો, અને વિદ્યાર્થીઓને તથા તેમનાં માબાપોને સમજાવી તેમને નિશાળે જતાં રોક્યાં. સામા પક્ષે પોલીસની મદદ મેળવી સૌને ભય પમાડવા પ્રયત્ન કર્યો, પણ લોકોના અડગ નિશ્ચય બળ સામે તેમનું ચાલ્યું નહિ અને એ શાળાઓ ઊડી ગઈ.


શ્રી કૃપાશંકર પંડિત

એ સ્વામીજીના ઉપદેશથી પછી 'વેદ સનાતન ધર્મોત્તેજક મંડળ' સ્થપાયું. ખાડિયા જેઠાભાઈની પોળની સામે વીસનગરા નાગરોના અમરતલાલના 'હાટકેશ મહાદેવ'ના મેડા પર તેની પ્રવૃત્તિ થતી. ત્યાં યાજ્ઞિક ગણપતરામ દવે અને પ્રસિદ્ધ જ્યોતિષી શ્રી ગિરિજાશંકરભાઈ નિઃસ્વાર્થે સેવાઓ આપતા અને તેનું બધુ ખર્ચ સર ચીનુભાઈ બૅરોનેટ આપતા. આ સ્થળે સભાઓ અને પ્રવચનો પણ થતાં. એવામાં સ્વદેશીનું રાજકરણ આવ્યું એટલે તેની સભાઓ પણ ત્યાં થવા લાગી અને પરિણામે 'સ્વદેશી મિત્રમંડળ'નો જન્મ થયો. તેમાં ક્ષાત્રમૂર્તિ સમ દી. બ.

અંબાલાલ, નગીનદાસ મેઘજી, ડૉ. હરિપ્રસાદ, પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, બૅરિસ્ટર મગનભાઈ ચતુરભાઈ, ડૉ. હરિપ્રસાદના લઘુ બંધુ પ્રીતમરાય (એમણે સૌપ્રથમ સહકારી હાઉસિંગ સોસાએટીઓ જ્યાં સ્થાપી તે લત્તાનું નામ પ્રીતમનગર પડ્યું) વગેરે હતા. આ સંસ્થા દ્વારા પોળે પોળે સ્વદેશી કીર્તનો યોજાતાં અને શહેર આખું એ રીતે ગાજી ઊઠતું. પ્રેમાભાઈ હૉલમાં સભાઓ થતી ત્યાં કવિ નર્મદ, હરિલાલ હ. ધ્રુવ વગેરે કવિઓનાં ગીતો ગવાતાં. સંગીતાચાર્ય ગણપતરાવ બર્વે ત્યારે તાલબદ્ધ સૂરોથી આખી સભાને ડોલાવતા.

તે સમયથી 'જય જય ગરવી ગુજરાત', 'એક દિન એવો આવશે જ્યારે અમીઝરણાં વહી બધી પૃથ્વીને ય પલાળશે', 'ભૂમિ હમારી, મૈયા હમારી; કોણ અવર કહેશે નિજની ?', 'દુઃખિયાનો વિસામો રે માડી તારી ઝૂંપડી', 'નીંદરડી ન આવે જરી, સારી રેન વહી ગઈ', 'આવો અમારા દેશમાં પૂજન તમારાં થાય છે', 'હું દીવાનો દેશનો' વગેરે તથા બંગાળી યુવકવૃંદે ગવડાવેલાં 'વંદેમાતરમ્' અને 'મૈયા દેશ કા કયા યે હાલ' વગેરે કીર્તનો લોકજીભે ચડ્યાં હતાં. દી. બ. અંબાલાલભાઈ તો, કવિ નર્મદનું 'જય જય ગરવી ગુજરાત' અને ખબરદારનું 'અમે દેશી દેશી દેશી' એ કાવ્યો ગવાતાં ત્યારે ડોલતા દેખાતા.

સ્વદેશી મિત્રમંડળ તરફથી લાયબ્રેરી અને વાચનગૃહ પણ સ્થાપવામાં આવ્યાં હતાં, જે 'દાદાભાઈ નવરોજી લાયબ્રેરી'ના નામથી આજે પણ ચાલે છે. શ્રી કૃપાશંકર પંડિતના પ્રયાસથી જ શેઠ સુરેન્દ્રભાઈ સારાભાઈ મારફતે સ્વ. શેઠ હંસરાજ પ્રાગજીનાં ધર્મપત્ની તરફથી રૂ. ૧૬,૦૦૦ દાનમાં મળેલા, જે વડે પાનકોરના નાકે હંસરાજ પ્રાગજી હૉલ બંધાયો, અને પાછળથી અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપાયો.

આ ઉપરાંત મંડળ તરફથી એક રાત્રિશાળા ચાલતી, તથા સ્વદેશી વસ્તુઓ વાપરનારાઓને અનુકૂળતા કરી આપતા 'સ્વદેશી સ્ટૉર્સ'નું પણ સંચાલન પંડિતજી હસ્તક હતું. રાત્રિશાળાઓના ખર્ચ માટે મહારાષ્ટ્રના તળેગામના કાચના કારખાનાનું દૃષ્ટાંત લઈ પૈસા ફંડની પેટીઓ ફરતી કરવામાં આવી હતી અને શાળાઓની વ્યવસ્થા શ્રી રતનશાહ લાહેરે સંપૂર્ણપણે યશસ્વી બનાવી હતી.

સ્વદેશી ભાવના ફેલાવવા, દેશભક્ત પ્રો. બર્વેની કલ્પના સ્વીકારીને તે કાળે અમદાવાદમાં જાણીતા થએલા શિક્ષક-ચિત્રકાર મગનલાલ શર્મા પાસે હિન્દદેવીની છબિ ચીતરાવી તેને મુંબાઈના રવિવર્મા પ્રેસમાં છપાવેલી, જે ભારત તેમજ દેશ-વિદેશોમા પણ સ્વીકારપાત્ર બની હતી.

આ જ અરસામાં શ્રી કૃપાશંકરભાઈના મિત્ર લલિતમોહન ઘોષે 'મુક્તિ કોન પથેર' નામનુ બંગાળી પુસ્તક તેમને મોકલી આપ્યું. તે ક્રાન્તિવાદના વિચારો અને બૉમ્બ બનાવવાની રીતો વગેરેથી ભરપૂર હતું. તેનું ગુજરાતી ભાષાંતર સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલે કર્યું અને ખેડાના છાતીધડા દેશસેવક મોહનલાલ કામેશ્વર પંડ્યાએ નવસારીના જંગલમાં તે ચોરીછૂપીથી છપાવ્યું. તેના પૂંઠા ઉપર 'દેશી વનસ્પતિની દવાઓ', 'યદુકુળનો ઇતિહાસ' એવાં જુદાંજુદાં નામ આપી જનસમાજમાં તેનો ખૂબ પ્રચાર કર્યો. આ કાર્યમાં ખેડાના પ્રસિદ્ધ વકીલ પૂંજાભાઈ

પણ હતા જતે દહાડે આ બધા સાથીદારો કોઈ ને કોઈ સંજોગોમા પકડાઈ ગયા માત્ર કૃપાશંકરભાઈ પંડિત કેન્દ્રસ્થ હોવા છતા આબાદ બચી ગયા ગુજરાતના આકાશમા થએલા રાષ્ટ્રોદયના કિરણો ઝીલનારા ભક્તોની પ્રથમ હરોળના આ નરરત્ન ઘણા પ્રસગો અને વ્યક્તિઓના જીવનપ્રસગોના સાક્ષી બન્યા છે છેલ્લા ૬૦ વર્ષના અમદાવાદના જાહેર જીવનના ઇતિહાસનુ એ જીવતુ પુસ્તક છે

સ્વદેશી ભાવના અને રાષ્ટ્રગીતોની લહર ગુજરાતના વિદ્યાર્થીઓમા વ્યાપક બની હતી અને વિદ્યાર્થીમડળોમા એ ગીતો ગાનારા તેમજ સ્વદેશીવ્રત પાળનાર ઠામોઠામ મળી આવતા હતા પણ સરકારી દરબારી નોકરીઓવાળા પ્રૌઢો, વડીલો અને શિક્ષકો આ પ્રવૃત્તિઓથી બેચેન બનતા જતા હતા અગ્રેજોની સ્તુતિ અને અગ્રેજી રાજ્યની વફાદારી એ જાહેર મોહનમત્ર હતા એટલુ બાદ કરતા સમાજમા ત્યારે અધ્યાત્મની ઉપાસના, સસ્કાર અને સદ્વર્તનના પ્રચાર માટેની સસ્થાઓ વગેરે પ્રવૃત્તિઓને સારો આદર મળતો બાળલગ્નો, કન્યાવિક્રય, વરવિક્રય આદિ રિવાજો પર કટાક્ષો થતા, અનાચાર અને અનારોગ્ય પ્રતિ ઘૃણા દર્શાવાતી, રુશ્વતખોરી કે છેલછબીલાપણુ માટે લોકોમા સખત રોષ જણાતો ખૂન કે ડાકાયતના ક્વચિત બનતા બનાવો પણ લોકોને થથરાવી મૂકતા અગ્રેજ સરકારની રાજનીતિથી લશ્કર અને પોલીસનો સામાન્ય લોકોને ખૂબ ધાક રહેતો તેણે તેમને ભીરુ તથા એકલપેટા બનાવી દીધા હતા દરેક કોમ પોતપોતાનુ સભાળી લેવાની વધુ દરકાર રાખતી

---

# સંસ્કારજીવનની શરૂઆત

---

## ૧ ઇતર વાચન

એ કાળે આખા ગુજરાતમા મુબાઈનુ 'ગુજરાતી' સાપ્તાહિક લોકોનુ માનીતુ અખબાર હતુ તેમા લોકો સમજે એવી સરળ છતા શિષ્ટ ભાષામા હિંદના રાજકીય બનાવો, તેની ચર્ચાઓ, ધાર્મિક અને સામાજિક બનાવો, જ્ઞાતિ ચર્ચાઓ આદિ સાથે લોકમત તેમજ જગતની વ્યાપક પરિસ્થિતિનુ સિંહાવલોકન વગેરે આવતા 'ભરકટોરા રગ નુ એક પાનુ કોઈ પારસી લેખક 'બીરબલ' તખલ્લુસથી લખતા, તેમા વ્યક્તિઓ અને મતાતરો પર સરસ વ્યગ કટિકાઓ આવતી એ પત્ર પ્રજામા સાધત વચાતુ બગાળની હીલચાલના હકીકત તેમા રજેરજ આવતી તેના તત્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ (મૂળ સુરતના) શ્રી બાળ ગગાધર ટિળકના પૂનાથી નીકળતા 'કેસરી' પત્રને પગલે ચાલી નીડરપણે સરકાર અને લોકોની સખત ટીકા કરતા

મારા પિતાશ્રી એ 'ગુજરાતી' પત્રના ગ્રાહક બન્યા હતા ને નિયમિતપણે તે વાચતા અમને બાળકોને તો તેમા આવતી ચાલુ વાર્તામા જ રસ પડતો વર્ષોવર્ષ મળતા એ પત્રની ભેટના કેટલાક ઐતિહાસિક વાર્તાઓના પુસ્તકો–'હેરિંગ્ટનની સોટી', 'હલદીઘાટનુ યુદ્ધ વગેરે મેં વાચી નાખેલા, અને 'આનદમઠ', 'દેવી ચૌધ

રાણી' વગેરે નવલોથી બંગાળના વિપ્લવનો ખયાલ મનમા બધાયો હતો.

આમ છતા મારા પિતાશ્રીનું વલણ તો આધ્યાત્મિક અને વૈદિક ઉપાસના-વાળી સસ્કૃતિ તરફ વળેલુ હતુ. તેઓ રોજ સંધ્યાવદન સાથે ગીતાનો એકાદ અધ્યાય વાચતા મારા માતુશ્રી પણ ધીરેધીરે 'ચંદ્રકાન્ત–ભાગ ૧લો', 'ભામિની ભૂષણ', રામાયણ વગેરે બપોરના વાચતાં. ઘરમા તો સાહિત્યગ્રથોનો કોઈ સગ્રહ નહોતો. માત્ર વડીલો નિશાળોમાં ભણી ગએલા તે ચોપડીઓનુ એક ખોખુ ભરેલુ પડયુ હતુ.


શ્રી નથુરામ શર્માની એ સમયની છબિ

સાધારણરીતે ફુરસદ મળે તો પિતાશ્રી 'પચદશી' કે 'યોગકૌસ્તુભ' જેવા પુસ્તકોનું અવલોકન કરવા બેસતા એમના મનનું વલણ યોગસાધનાના પ્રકારો, પ્રાણાયામ, ભૂસ્તિકા કે આસનો સિદ્ધ કરવા તરફ રહેતુ અને તેમા બીલખાનિવાસી ગુરુ શ્રીમન્ નથુરામ શર્મા તરફથી આદેશો મેળવતા. મારા માતુશ્રીની તબિયત પણ આવા ધ્યાન ઉપાસનના પ્રકારોથી સુધરી હતી, એટલે આખા ઘરમા શ્રી નથુરામ શર્માનું નામ 'ગુરુદેવ' તરીકે આદરપાત્ર બન્યું હતુ મારા મનમા પણ બીલખા અને મહાત્માશ્રીના દર્શનની અભિલાષા જાગી હતી.

એવા સમયમા એક વાર હુ પિતાશ્રીની સાથે બજારમા નીકળ્યો ત્યા કોઈ જાણીતાની દુકાન આગળ તેમના એક મિત્ર મળી ગયા કાળી દક્ષિણી ચકરી પાઘડી


'આ પૂર્ણિમાએ બીલખા જઉ છ ને'

વાળા એ ગૌરવર્ણના સજ્જનના કપાળમા ભસ્મનું નિપુડ હતું, મુખ પર ભરાવદાર મૂછો નીચે સ્મિત ફરકતું અને આખો હસુહસુ થતી લાબા કાળા આલપાકાના કોટ ઉપર ગળા પરથી ઝૂલતો ખેસ એક હાથ પરથી લહેરાતો સ્વચ્છ ઝીણું ધોતિયુ અને નવા બૂટ પહેરેલા આ ગૃહસ્થને જોતા જ તેમને વદન કરવાનું મન થઈ જાય તેમની આગળીએ એક નાનો તરવરતો કિશોર હતો પરસ્પરના 'જયગુરુ' વદન પછી પિતાશ્રીએ પૂછ્યુ 'કા હરગોવિન્દભાઈ, આ પૂર્ણિમાએ બીલખા જવુ છે ને?'

'એમા કહેવાનુ શુ? મને તો એક દિવસ આગળથી હાજર થવાનો પૂજ્યશ્રીનો આદેશ આવ્યો છે આ વખતે હુ આ 'નાના'ને તથા તેના બાને સાથે લેવાનો છુ' પછી મારી તરફ જોઈ કહ્યુ, 'આને પણ લેતા આવો, બને છોકરાઓને સોબત મળશે અને આનદ કરશે' આ વ્યક્તિ તે પિતાશ્રીના ગુરુભાઈ હરગોવિન્દદાસ, ભાવનગરના સ્ટેશન માસ્તર હતા એ દિવસથી ઉત્તરોત્તર તેમને મેં મારા પૂજ્ય ગુરુ જનોમા સ્થાન આપ્યુ ત્યારે કલ્પના પણ નહોતી કે તેમની આગળીએ આવેલો કિશોર કોઈ કાળે મારો નિકટનો સબધીજન બની જશે

## ૨ બીલખાનો સમારભ

મારા પિતાશ્રીની સાધનાથી પ્રભાવિત થઈ મારા કાકા હરિલાલભાઈ પણ આ વખતે તેમના કેટલાક મિત્રો સાથે આશ્રમની દીક્ષા લેવા બીલખા આવનાર હતા, તેથી મારે માટે બીલખા જવાનુ સરળ બન્યુ મને પણ મારા કાકાની સોબત વધુ ફાવતી હતી એ વર્ષની કાર્તિકી પૂર્ણિમાના ગુરુપૂજન સમારભમા પિતાશ્રી સાથે હુ બીલખા ગયો ભાવનગરથી જ હરગોવિંદભાઈ, નાનો અને તેના માતુશ્રી ટ્રેઈન મા સાથે હતા જેતલસરથી જૂનાગઢની ગાડી બદલાતા રાજકોટ, પોરબદર વગેરે સ્થળોનો ભાવિક શિષ્ય સમુદાય ભેગો થઈ ગયો એ વખતે વિશ્વનાથભાઈ પાઠક (રામનારાયણભાઈના પિતા), ગોવિંદજીભાઇ, માણેકલાલભાઈ ચદારાણા વગેરે પ્રમુખ શિષ્ય મુરબ્બીઓને મેં ઓળખ્યા બીજા કેટલાક અધિકારીઓ, કારભારીઓ કે મોટા વેપારી લાગતા મનુષ્યો આ પ્રમુખ શિષ્યવૃન્દને બહુ નમ્રતા અને આદરથી વદન કરી મળતા ભેટતા રાજકોટથી આવેલા ગણપતરામ અનુપરામ ત્રિવેદીએ મને જોતા જ મારુ બાળપણ સંભારી આપ્યુ આથી જાણે થોડાઘણા પૂર્વકાળના સમધીજનો વચ્ચે હુ આ યો છુ એમ લાગ્યું અમારી સાથે ભાવનગરથી આવેલા બટુક 'નાના'ને આ મોટાની દુનિયામા ગમ પડી નહિ એટલે તેણે મારી જ સોબત પકડી રાખી

જૂનાગઢથી બીલખા સુધી ટ્રેઈન ન હતી, એટલે ઘણાખરાએ જૂનાગઢ ઊતરીને બીલખા તરફના દરવાજે જઈ ગાડા બાધી લીધા કેટલાકે તો સામાન ગાડામા રાખી ચાલવાનુ જ પસદ કર્યું અહીં મને પ્રથમ વાર સાવ નજીકથી ગિરનારનુ દર્શન થયું તેની તળેટી ફરતો બીલખાનો ગાડા રસ્તો ઘણો આનદદાયક અને કુતૂહલપૂર્ણ બન્યો ગુરુ દાતારનું શિખર દૂરથી જોયુ ગાડામા કેટલાક ગિરનારના સાધુઓની વાતો કરતા હતા, તેમા મહાત્માશ્રી પોતે પણ ગિરનારની મુચકદ ગુફામા એકાતમા ચાતુર્માસ રહ્યા હતા તેની વાતો સાભળી બીલખા આશ્રમના પણ સુદર વર્ણનો સાભળ્યા બીલખા ગામની નદીના આ કિનારે માઇલેક દૂર આશ્રમ હોવાથી ગામ દૂર જ રહે છે અને આશ્રમ પહેલો આવે છે આશ્રમના વૃક્ષો ને મકાનોની ઝાખી

થઈ કે તરત કેટલાક ભક્તશિષ્યોએ 'સદ્ગુરુદેવ કી જય' બોલાવવા માંડી લગભગ સંધ્યા ટાણે અમારાં ગાડાં આશ્રમની ડહેલી બહારના ચોગાનમાં જઈ ઠર્યાં.

એ ડેલી દરવાજે મુખ્ય પ્રવેશદ્વાર હતું તેની અંદર પેમના જ ચોકિયાતો તથા સ્વાગત કાર્યકરો બેઠેલા જણાયા તેમની પાસે આગંતુકો પોતાનાં નામ લખાવી, ઉતારાની જગ્યા જાણી, પોતપોતાનો સામાન મજૂરોની મદદથી લઈ જવા લાગ્યા પિતાશ્રી અને હરગોવિન્દભાઈ આદિ પ્રમુખ શિષ્યવૃંદ માટે એક અલગ ઉતારાની વરધી અપાઈ હતી તેઓ આશ્રમના આપ્તજનો ગણાતા તેથી તે દરેક જણ માટે પૂર્ણિમા ઉત્સવની વ્યવસ્થામાં પણ કામગીરી નક્કી થઈ ગઈ હતી કોઈને નિજ મંદિરમાં (એટલે ગુરુશ્રીની પાસે), તો કોઈને રસોડામાં, તો કોઈને સ્નાનગૃહમાં અને તેમણે તરત તે તે કામો સંભાળી લીધાં

આશ્રમનું અંદરનું દૃશ્ય એક તપોવન જેવું બની ગયું હતું મોટા ચોગાનમાં ચારે બાજુની દીવાલોને અડીને એકઢાળિયા છાપરાવાળાં બેઠા ઘાટનાં મકાનો હતાં વચ્ચે રસ્તા અને ચાલવાના માર્ગો રાખી બધી જગ્યા ચોરસ પથ્થર-લાદીઓથી જડેલી હતી કૂવાની આસપાસ ઘટાદાર બગીચો હતો તેની વચ્ચેના ચોકમાં સ્નાન કરી, ધાબળી કે સ્વચ્છ પંચિયું પહેરી અનેક જનો આસનો જમાવી, સંધ્યા-જપ પ્રાણાયામ કરી રહ્યા હતા કોઈ ઊભા જ રહેલા, તો કોઈએ પદ્માસન ખેંચેલાં અમે જલદી સાયં સ્નાન માટે કૂવા પર પહોંચી ગયા 'નાના'ને પણ એ જ વર્ષે જનોઈ મળી હતી



આશ્રમની અંદરનું દૃશ્ય એક તપોવન જેવું હતું

તેણે તો સંયોગીએ સ્નાન કરી લીધું ઠંડી ઠીકઠીક હતી, પણ સ્વચ્છ વસ્ત્રોવાળા આશ્રમના મજૂરો ગરમ પાણી લાવી આપતા અને કૂવામાંથી પાણી ખેંચી આપતા કેટલાક જુવાન શિષ્યો વડીલોને જુએ તો એમનું પાણી ખેંચી આપે, તેમનાં વસ્ત્રો ધોવાનું માથે લે, એમ કંઈ ને કંઈ સેવા કરવાની તત્પરતા બતાવે નવાજૂના ત્યાં ભેગા થઈ જાય ત્યારે 'આવી પહોંચ્યા કે ?' 'જયગુરુ !' કહી પરસ્પરનું અભિવાદન કરતા

આગંતુકો પોતપોતાના કામમાં લાગી ગયા કોઈ કે ઘરમાં, કોઈ ક્યાં પર તો કોઈ મહેમાનો માટે દીવાબત્તી પાથરણાંની ગોઠવણ કરવા લાગ્યા આ તૈયારી પાંચસોથી અધિક જનસંખ્યા માટે આશ્રમમાં હતી ઉપરાંત ભીલખાનાં ચાર

પણ શિષ્યભાવે પોતાનાં સાધન-સામગ્રી મોકલી આપ્યાં હતાં. મુંબાઈવાસી કોઈ શ્રીમંતે આ વખતના ત્રણે દિવસનો ભોજનખર્ચ ઉપાડી લીધો હતો.

હરગોવિન્દકાકાએ નાનાને મારા સાથમાં ભળાવી દીધો. એમની રેલવેની નોકરી અંગે સ્ટેશન બહારની દુનિયાનો નાનાને બહુ ઓછો ખયાલ હતો. મારાથી તે પાંચ વર્ષ પાછળ હોઈ તેનું અંગ્રેજી ભણતર હજી શરૂ થયું હતું; પણ તેનાથી મોટા મસ્તરામ મારાથી એક જ વર્ષ પાછળ હતા અને સૌથી મોટા પોપટભાઈ મૅટ્રિકમાં હતા. આમ મારા માટે કુટુંબમકળ સમુ એક નવુ પરિચયક્ષેત્ર ઊઘડતું દેખાયું.

સાયંસ્નાન-સંધ્યાનો સમય પૂરો થયો. શુક્લ ચૌદશનો ચંદ્ર આકાશમાં દેખાયો. બગીચામાંનાં કરેણ અને મોગરાનાં ફૂલો પૃથ્વી પરના તારાની જેમ ચમકી ઊઠ્યાં અને મહેકની બહારથી વાતાવરણને પવિત્ર અને સુગંધમય બનાવી રહ્યાં. રસોડાનો ઘંટ વાગ્યો અને દરેક જણને પડિયામાં મોહનથાળનાં મોટાં બે ચોસલાં અને ચેવડાના ઉપાહાર સાથે પ્યાલિયું ભરી દૂધ અપાવાનું શરૂ થયું. તે લઈ સૌ કૌમુદી–ઊજળા ચૉકમાં જુદાજુદાં ટોળાંમાં આનંદ-પ્રમોદ કરતા બેઠા અને ગુરુશ્રી સાયંકર્મથી પરવારી બહાર પધારે તેની રાહ જોવા લાગ્યા.

### ૩ ગુરુશ્રીનું દર્શન

તે પહેલાં પિતાજી અમને બીજે દ્વારેથી ભીતરના નિજમંદિરમાં, જ્યાં ગુરુશ્રી બિરાજતા હતા ત્યાં લઈ ગયા. આ પ્રસંગે મારા મનમાં બહુ ઇંતેજારી જગાડી હતી. આટલા બધા મુરબ્બીઓ અને પૂજ્ય પુરુષો જેમનું સ્મરણ કરીને અહોભાવ અનુભવે છે તે વ્યક્તિને સાક્ષાત જોવાનો પ્રસંગ સમીપ આવી ગયો. એ ક્ષણ મારા જીવનમાં બહુ અગત્યની બની ગઈ. અંદરના એક ઓરડામાં


મેં પણ સાષ્ટાંગ વંદન કર્યું

ખૂણાના બારણામાંથી મને પિતાશ્રી જે ખંડમાં લઈ ગયા તે મોગરા અને અગરબત્તીની સુવાસથી મઘમઘી રહ્યો હતો. ત્યાં હરગોવિન્દકાકા અને બીજા વડીલોને હાથ જોડી ઊભા રહેલા જોયા. અમારી અગાઉ દાખલ થએલા જમીન પર લાંબા પડી દંડવત્ પ્રણામ કરી રહ્યા હતા. તેના કેન્દ્ર તરફના ખૂણામાં, બારી પાસે બાજઠ જેટલા ઊંચા મેજની પાછળની ગાદી પર વિરાજેલા, પંચકેશમંડિત મસ્તક પર ઠંડી નિવારતી સાધુટોપી નીચે ભરમશોભિત મુખમુદ્રામાંથી મંદ હાસ્યયુક્ત વાણીથી આવનારનું કુશળ પૂછતા 'પ્રભુશ્રી'ને મેં જોયા. આશ્રમની દરેક વ્યક્તિ આ ઉપનામથી તેમને સંબોધતી.

પિતાશ્રીની સાથે મેં પણ સાષ્ટાંગ વંદન બે વાર કર્યું. તે વખતે મારી સામે જોઈ તુરત વદ્યા: 'આ રવિ કે? રાજકોટ સાંભરે છે?'

'થોડું થોડું.' સંકોચથી મેં જવાબ આપ્યો.

પિતાશ્રીએ મારાં માતુશ્રીના (તેમનાં વંદન સાથે) સમાચાર કહ્યા અને મારા અભ્યાસ તથા શોખ વિષે વાત કરી. એ બધો વખત તેઓ મારી તરફ પ્રસન્નતાપૂર્વક જોઈ રહ્યા હતા. મોટા શિષ્યોમાંથી કોઈએ સૂચના કરી: 'મહાશંકરભાઈ, આ વખતે એને લાવ્યા છો તો એને દીક્ષાનો લાભ અપાવો.'

'એની ઇચ્છા થતી હોય તો જ, નહિ તો સમય જવા દો.'

'કેમ, દીક્ષાના નિયમો પળાશે?' એમ ગુરુશ્રીએ વચમાં પૂછ્યું.

'યથાશક્તિ પ્રયત્ન કરીશ.' મેં કહ્યું.

એવામાં એક પંચકેશધારી યુવાને દૂધ ભરેલા રૂપાના પ્યાલાવાળી ફલાહારની રૂપાની થાળી મેજ પર મૂકી વંદન કર્યું.

'વાલદાસ! કંઈ કહેવાનું છે?' દૂધ પીતાં તેઓશ્રીએ પૂછ્યું.

'જી હા કૃપાનાથ, આ વખતે મહેમાનો ઘણા આવ્યા છે અને સૌ દર્શન માટે બહારના ચોકમાં એકત્ર થયા છે. અંદર સમાસ થશે નહિ, એટલે ચોકમાં પધારવાની કૃપા થાય તો સૌને સરખો લાભ મળે.'

'સારું, એ પ્રમાણે થશે. માણેકલાલજી, એ પ્રમાણે સૌને કહો.'

'જય કૃપાસિંધો!' કરી માણેકલાલકાકા બહાર નીકળ્યા. તેમની પાછળ અમે પણ ફરી દંડવત્ કરી બહાર આવ્યા.

બહારના લોકોએ ચાખડીઓ ખખડી તે સાંભળી. ખંડનાં બારણાં ઊઘડ્યાં. બારણા આગળ ઊભા રહેલા એક મોટા પેટવાળા પંચકેશધારીએ તીણા પણ બુલંદ સાદે 'સદ્ગુરુદેવની જય' બોલાવી ને સૌથી પહેલા દંડવત્ કર્યા. પછી તો જેમજેમ પાદુકા આગળ પડતી ગઈ તેમતેમ ટપોટપ વનનાં વૃક્ષો પડે એમ દંડવત્ પડવા લાગ્યા. પોતે બે હાથે સર્વને વરદમુદ્રાથી આશીર્વાદ આપતા ધીર ગતિએ ચોકમાં આવ્યા.

ચોકના વાતાવરણમાં એક કેન્દ્રમાંથી વહેતી કલ્યાણ અને નિર્વિકલ્પ આનંદની જાણે હવા ફેલાઈ ગઈ. દરેકને મોક્ષનાં દ્વાર બતાવનાર બેમિયો હાથ

લાગ્યો એવું દેખાયું. દરેક જણ મોટાંનાનાંનો ભેદ વિસરી એમની ગતિની સાથે ચૉક પર ફરવા લાગ્યું કોઈને ઉપદેશ કે વચનો સાંભળવાની પડી નહોતી. આ પરમ પુરુષનું દર્શન થયું તેમાં જ તેમના પ્રવાસની સાર્થકતા માની. કોઈ કોઈ જૂના શિષ્યો આગળ આવતા તેમને પિછાની તેઓશ્રી ખબરો પૂછતા એમ નિત્ય-નિયમ પ્રમાણે થોડું ફરી પાછા નિજમંદિરમાં જઈ વિરાજ્યા, એટલે કેટલાક પોતપોતાના સ્થાને ગયા; પણ મોટો ભાગ નિજખંડની લાંબી પડસાળમાં બેસી ગયો ત્યાં દ્વારપાળ સમા ઊભેલા સ્થૂળકાય પંચકેશધારીને કોઈએ કહ્યુ: 'રામજીભાઈ, ભજન સંભળાવો'; એટલે 'સદ્‌ગુરની જય' બોલાવી રામજીભાઈએ

'સદ્‌ગુરુ-શરણ વિના અજ્ઞાનતિમિર ટળશે નહિ રે'

એ ભજન ગાયું. ભવબંધનમાંથી છૂટવાની ચિંતાવાળાઓને આજે અહીં એ ભય ટાળવાનો મોકો મળ્યો હતો એમ લાગ્યું.

આ રામજીભાઈ નિજભવનના એક નિરક્ષર દાસ હતા, પણ આશ્રમના સરકારે નિયમિત સ્નાન સંધ્યા કરી ભસ્મ લગાવી ફરતા. ચાતુર્માસમાં પંચકેશ રાખતા. એક વખત આશ્રમમાં નવા આવેલા કવિભક્ત પીતાંબર જોશીએ તેમને પડછંદ સ્વરૂપમાં પંચકેશ સાથે બેઠેલા જોયા ત્યારે એ જ મહાત્માશ્રી છે એમ જાણી એમને દડવત્ પ્રણામ કરેલાં! પછી જ્યારે જાણ્યું કે તે મહાત્માશ્રી નથી ત્યારે તેમણે તે પર એક કવિતા કરી, જેની એક કડી આ હતી:

'ગણી મહાત્મા હું નમ્યો અજાણ્યો,
તપાસ કરતાં નીકળ્યો લુહાણો!'

મહાત્માશ્રીને પણ આથી વિનોદ મળ્યો. પછીથી શ્રી દેવકૃષ્ણ પીતાંબર જોશીએ તેમના પિતાશ્રી આ કવિતાનો પૂર્વ ભાગ કવિશ્રી દલપતરામનો હતો તે મોકલ્યો:

'ખવાસનો ડોળ દમામ દેખી
નમે અજાણ્યા 'નૃપ એ જ' લેખી.'

બરાબર ઘડિયાળના દસના ટકોરે મહારાજશ્રી ઊભા થયા અને નિજખંડમાંથી શયનખંડમાં જઈ એ ઘડી બારણા આગળ ઊભા રહ્યા, એટલે આપ્ત શિષ્યોએ તેમને ત્યાં છેલ્લું દડવત્ વંદન કર્યું, તે સ્વીકારી લઈ એમણે બારણાં બંધ કર્યાં કે તરત ફરી 'સદ્‌ગુરુદેવ કી જય'નો પોકાર થયો. પછી વડીલો સાથે હું બહાર આવ્યો. તેમને તો કૈંક ઓળખીતાઓ મળી ગયા સૌને આવતી કાલના પૂજન-સમારંભની ભારે તૈયારીઓ કરવાની હતી ઘણા આશ્રમવાસીઓએ પંચકેશ રાખ્યા હતા તે જ્યાં ત્યાં નીકળે કે તેમને પણ સાધકો ધારી ઘણા વંદન કરતા.

## ૪ આશ્રમનું વાતાવરણ

અહીં મેં સાંભળ્યું કે સાધુ નાગાર્જુનભાઈના ભાઈ માલદેવભાઈ જે પોરબંદરમાં તાજેતરમાં ચિત્ર શિક્ષક થયા હતા તે મહાત્માશ્રીનું મોટું ઑઈલ પેઈન્ટિંગ કરી લાવ્યા છે અને આશ્રમને અર્પણ કર્યું છે એ ચિત્ર પ્રભુશ્રીને બતાવી દીધું હતું અને આશ્રમના વ્યાખ્યાનખંડમાં ઊંચે રાખવાનું ઠર્યું હતું મેર જાતિના નાગાર્જુન દીક્ષિત

થઈ ભેખ લઈને આશ્રમમાં રહ્યા હતા તેમના ભાઈ માલદેવ રાણાએ મુમાઈની આર્ટ સ્કૂલમાં તાલીમ લીની હતી. એ બધી વાતો મારા માટે રસપ્રદ બની હતી અને વડીલોની સાથે એ ચિત્ર મેં જોયું ત્યારે મને પણ થયું કે આવું ચિત્ર હું ક્યારે કરી શકીશ આશ્રમના ચોકમાં એક ભાઈએ જમીન પર કપડું પાથરી દુકાન ખોલી હતી. તેમા આશ્રમના પુસ્તકો, ગીતા, રુદ્રાક્ષની માળાઓ વગેરે વેચાતા હતા.

આશ્રમના ઉતારાઓમા ઠેકઠેક જપતપ, ધ્યાન યોગ, વગેરે ચર્ચાઈ રહ્યા હતા કોઈ કોઈ જગાએ અનુભવીઓ આસનો કરી બતાવતા હતા, કોઈ પ્રાણાયામ કરી બતાવતા હતા એમ સર્વત્ર મોક્ષ સાધકોનો મેળો જામ્યો હતો પવિત્રના જાળવવા નૈવેદ્ય, એકાન્ત, સ્વચ્છતા, નિર્ગ્રન્થ વગેરે કેટલા જરૂરના છે તેની યે વાતો ચાલતી હતી જૂના શિષ્યો નવા આગન્તુકોને મહાત્માજીની શક્તિની વાતો કરતા હતા કોઈ કહેતો કે તેઓ યોગ કરે છે ત્યારે જમીનથી અધ્ધર રહે છે કોઈ કહે કે ભાવિકોને ગમે ત્યાં દર્શન આપે છે કોઈ કહે કે તમે તેમની પાસે જાઓ તે પહેલા તમારા અંતરની વાત જાણી લે છે અને તમારા બોલ્યા વિના તમારા પ્રશ્નોના ખુલાસા વાતોમાં કરે છે કોઈ કહે કે તેમના પ્રભાવે કેંકની માંદગી ગઈ છે, કેંકની ઉન્નતિ થઈ છે તેમના દર્શનથી ભૂત પ્રેત નાસી જાય છે તેમની યોગ સાધનાની શક્તિ, તેમનો અસાધારણ સમય પાલનનો આગ્રહ અને સંસારના કૂટ પ્રશ્નોના સમાધાન કરવાની તેમની તર્કસરણીએ કેંક બુધ અબુધ લોકોને આકર્ષ્યા હતા તેમાથી આવી વાતોનો જન્મ થયો હતો તેના પ્રભાવે મને પણ યોગની ચમત્કારિક શક્તિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગી તે પરથી મેં રાતે જ પિતાશ્રીને કહી દીધું કે 'મારે આ વખતે આશ્રમની દીક્ષા લેવી જ છે' મારા કાકા અને તેમના મિત્રો દીક્ષા માટે સમારંભ પછી રોકાવાના હતા જ, એટલે તેમની સાથે મારુ પણ દીક્ષા લેવાનું નક્કી થઈ ગયું

> ॐ
>
> નર્મદે બાપકુટી
>
> ચિ૰ નાગાર્જુન
>
> ગુરુપૂર્ણિમાએ નવાં [illegible] બનેલા [illegible] નવા જન્મનો પ્રારંભ [illegible] સાધના ધૈર્ય, નમ્રતા, સાવધાનતા ને વિવેક રાખી વર્તવાનો સ્વભાવ પાડવાનો પ્રયત્ન સપ્રયત્નપૂર્વક ચાલુ રાખશો
>
> પ્રત્યેક ક્રિયા ભવિષ્યનો વિચાર કરીને કરવાનો નિયમ રાખવા [illegible]
>
> વિષયવિરાગની વૃદ્ધિ કરવાને મનની શાંતિમાં વધારો કરતા રહેશો
>
> આત્મશક્તિને ઉપયોગમાં રાખી અંતર્મુખતામાં ઉત્તરોત્તર વિવેકપૂર્વક વધારો કરજો અંતરાત્મા સર્વ પ્રાણીઓના હૃદયમાં સર્વદા વિરાજમાન છે, ત્યાંથી [illegible] ક્યારે પણ દૂર જતા નથી, માટે મનને પ્રસન્ન રાખી તેમાં [illegible] કરવું
>
> મનને તથા ઇંદ્રિયોને [illegible] જ નહિ થવા દેતાં સતત સાવધાનતા સેવવી, કે જેથી [illegible] નીરોગ ને બળવાન રહે

મહાત્માજીના હસ્તાક્ષર

## ૫ ગુરુપૂર્ણિમા પૂજન-મહોત્સવ

પૂર્ણિમાના પ્રાતઃકાળમાં આશ્રમમાં વહેલી સવારથી જ મોટી હલચલ થઈ હતી આ વખતે બહુ મોટા પ્રમાણમાં માણસોની હાજરી થઈ હોવાથી

પૂજનવિધિ નિજભવનની પાસેના ચૉકમાં જ રાખવામાં આવ્યો હતો. મુંબાઈના કોઈ શ્રીમાને કરાવી મોકલેલું લાકડાનું સિંહાસન બહાર લાવી, તે પર ગાદી વગેરે ગોઠવી, ઉપર છાયાની ગોઠવણ કરી હતી. કૂવા આગળ અને ચૉકમાં સ્નાન-સંધ્યાથી પરવારી લેવાને અનેકની ભીડ થતી હતી, પણ સૌમાં પ્રસંગને અનુકૂળ વિનય અને સેવાતત્પરતા હોવાને લીધે બધા સમયસર સિંહાસનની આસપાસ એકત્રિત થઈ ગયા હતા. આગલી રાત્રે પંચકેશમાં જોએલા સર્વ આશ્રમવાસીઓએ આજે પૂરું મુંડન કરાવી નાખ્યું હતું એટલે કેટલાક સવારમાં ઓળખાતા પણ નહોતા.

સમય થતાં નિજમંદિરનાં દ્વાર ખૂલ્યાં અને માણેકલાલભાઈ તથા ભાઈશંકરભાઈ ખભે છડીઓ ચડાવી 'સદ્‌ગુરુદેવ કી જય' બોલાવી આગળ આવ્યા. મહાત્માશ્રીનાં કાર્યોને તથા ગુણોને દર્શાવતી એક સંસ્કૃત બિરદાવલિ બોલી છેવટે તેઓ 'વિજયતે! વિજયતે!' બોલતા તે સૌ ઉપાડી લેતા. સિંહાસન પાસે આવતાં પ્રભુશ્રી ધીરેથી ઉપર ચઢી સ્વસ્થપણે આસન કરી બેઠા એટલે બધાએ દંડવત્ પ્રણામ કર્યા. ખીલખા દરબાર પણ તેમના કુંવરો સાથે આવ્યા હતા. જૂનાગઢથી કેટલાક અમલદારો આવ્યા હતા.

આ વખતે, શિષ્યો જેની બહુ વાતો કરતા હતા તે નૃસિંહપ્રસાદ (નાનાભાઈ) ભટ્ટને મેં પહેલી વાર અહીં જોયા. તેમના મોટા ભાઈ દેવશંકર ભટ્ટ તો પ્રથમથી જ આશ્રમના દીક્ષિત હતા, ને નૃસિંહપ્રસાદ ભટ્ટ જે તાજેતરમાં પરણેલા ને ભાવનગર કૉલેજમાં ફેલો બનેલા તેને પણ તેમણે દીક્ષિત કર્યા હતા. તેની યે ભક્તિનો પાર નહોતો. મહાત્માશ્રીની પાછળ ચમ્મર લઈ તે ઊભા હતા અને તેમનાં નવાં પત્ની બાજુમાં સેવામાં ઊભાં હતાં–ઘણુંક જોકે એ વખતે મને સમજાતું નહિ, પણ અંગ્રેજી એમ. એ. સુધી ભણેલા આ નવીન યુવાન સાધકની વાતો પીઢ શિષ્યમંડળમાં પણ થતી. સૌ તેમને પ્રસાદ કહીને બોલાવતા. આવા આવા પંડિત પ્રૌઢજનો જેમની આગળ લાંબા થઈ દંડવત્ કરતા હોય ત્યાં હું શું વિચાર કરી શકું? અત્યાર સુધી મારી આસપાસ જેની પૂજા ને પ્રશંસાનો ગઢ બની ગયો હતો તેના વિષે હું કોઈ શંકા કે પ્રશ્ન તો શુ કરી શકું? પણ વાતાવરણની ધૂનમાં હું મસ્ત બની ગયો.

પૂજનવિધિ માટે પટ્ટશિષ્યો જ આગળ બેઠા હતા. શ્રી ગણપતરામભાઈ ત્રિવેદી વૃદ્ધ તેમજ શ્રેષ્ઠ પદવીવાળા જૂના શિષ્ય હતા. કોઈએ કહ્યું કે મહાત્માજી પૂર્વાશ્રમમા જ્યારે મહેતાજી હતા ત્યારે ગણપતરામભાઈ તેમના ઉપરી હતા, અને તે આજે શિષ્યભાવે તેમના ચરણોનુ પૂજન કરી રહ્યા છે! પૂજન-સમાપ્તિ બાદ દરેક જણે આવી, વંદન કરી, શ્રીફળ તેમજ ભેટ ધર્યાં શ્રીફળ-સાકરનો તો મોટો ગંજ ખડકાયો. આશ્રમના વ્યવસ્થાપકોએ એ બધું તુરત બાજુએ ખસેડી, તેને તોડી સાકર-ટોપરાના પ્રસાદના મોટા થાળ ભરવા માંડયા.

આ દરમિયાન પૂજન પ્રસંગે કેટલાક પંડિતોએ કાવ્યો રચી આણેલાં તે પૈકીની એક લીટી મને હજી યાદ છે:

'દ્યુતિ પ્રસરાવતી અજવાળતી શી જ્યોતિમૂર્તિ!'

કરીને તેમાં મહાત્માશ્રીની સુંદર અર્ચના કરી હતી. મહાત્માશ્રીએ નિયમ મુજબ આજે પંચકેશનું વિલેપન કરાવ્યું હતું; તેથી મસ્તક અને મુખની સર્વ રેખાએ કોઈ રોમન સેનેટરના મસ્તક જેવી લાગતી હતી. શરીર તો યોગ-સાધન ને શુદ્ધ પોષક આહારવિહારથી સર્વાંગ સુંદર સુપુષ્ટ હતું જ. ઘણા આજે પણ કહે છે કે તેમની એવી શરીરસમૃદ્ધિ ફરી જોવામાં આવી નથી. મને શ્લોકો અને મંત્રોમાં બહુ રસ નહોતો. આ જીવંત માનવ-પ્રતિમાની પાછળ જે આદર-ભાવ ને ભક્તિઉછાળો અનુભવાતો હતો તેમાં જ હું તો ગરક થઈ ગયો હતો.

હું અને નાનો પાસે બેઠાબેઠા વ્યક્તિઓને જ જોયા કરતા હતા. નાનામાં જરા ટીખળવૃત્તિ હતી, તેથી પોતે હસતો અને મને હસાવતો. અમે એકબે વાર તેનાં બા પાસે પણ જઈ આવ્યા હતા. એ પણ આશ્રમના અંદરના કોઈ કામમાં મશગૂલ રહેતાં. મને તુરત સમજાયું કે તેઓ તેમના સ્વામી હરગોવિન્દ-કાકાની ઇચ્છા અને પ્રવૃત્તિમાં જ આનંદ અને અનુકૂળતા સમજતાં હતાં.

પૂર્ણિમાની બપોરે શિષ્ય-સમુદાયનું ભોજન જ્ઞાતિરિવાજો પ્રમાણે થયું, પણ અહીં બ્રાહ્મણોએ અંદરઅંદર જુદી પંક્તિઓ ન કરી એટલું આશ્રમનું વાતાવરણ તેમને સહિષ્ણુ બનાવી શક્યું. નાગરો તો તે કાળે પણ જુદું રસોડું બનાવતા, અને ઘણે ભાગે હજુ પણ ઘણા શિષ્યો એ બાબતમાં ચુસ્ત છે. એ કાળે ધર્મપ્રવચન કરનારા યે જ્ઞાતિભેદોમાં જરા પણ ચંચુપાત કરી શકે તેમ ન હતું. મહાત્માશ્રીના ઉપદેશમાં પણ એ બાબતમાં કદી ચર્ચા કે ટીકા સાંભળી નથી. તેઓ વ્યાવહારિક અને પારમાર્થિક એમ બે ભાગમાં જીવનના ધર્મો વહેંચી નાખતા. વ્યાવહારિકમાં વ્યવહાર કહે તેમ કરવાનું કહેતા; આધ્યા-ત્મિકમાં મનની પવિત્રતા, શુદ્ધિ અને ગીતા આદિ ગ્રંથોએ પ્રબોધેલા ધર્મનાં પાલન તથા સાધના માટે સતત પ્રવચનો કરતા.

પૂર્ણિમા પછી કાકા સાથે રોકાઈને મેં બીજને દિવસે આશ્રમની દીક્ષા લીધી. તેઓશ્રીને મુખેથી નિત્ય બે વખત સંધ્યાવંદન, મંત્રજાપ અને ગીતાના કેટલાક શ્લોકો મુખપાઠ કરવાનું વ્રત લીધું.

## ૬ દીક્ષિત જીવન

બોરસદ ખાથી આવ્યા પછીનો મારો નિત્યક્રમ મેં નિશ્ચયપૂર્વક પાળવા માંડ્યો. સવારમાં વહેલામાં વહેલો ઊઠી જતો ને થોડું વાંચી લેતો. કોઈની શિખામણથી સંસ્કૃતના પાઠો પહેલાં કરતો. ઘરનાં ઊઠી પાણી ગરમ કરી આપે કે તરત નાહી લેતો. મારી માળા અને ભગવદ્ગીતાનું નાનું પુસ્તક તેમજ આસન અને ભસ્મની ડાબલી ચોક્કસ જગ્યાએ રહેતાં. ઊટકેલું તરભાણું, પંચપાત્ર અને આચમની લઈ હું સંધ્યા જપ અને ગીતાપાઠ કરવા બેસી જતો. શ્રી નથુરામ શર્માએ 'લઘુ સંધ્યા'ની એક નાની પત્રિકાનો પ્રચાર કર્યો હતો. તેમાં 'નમઃ શિવાય' બોલી ભસ્મ કરવાનો અને તે જ મંત્રથી ત્રણ આચમન કરી ગાયત્રી મંત્રના ઉચ્ચારણ સાથે પ્રાણાયામ કરવાનો આદેશ હતો. સૂર્યને અર્ઘ્ય આપતાં એ જ

મંત્ર બોલવાનો હતો બેત્રણ મિનિટમાં આ સંધ્યા પૂરી થતી. પણ પછી તો ત્રિકાળ સંધ્યાની ચોપડી પાસે રાખી, આચમનના મંત્રો, અઘમર્ષણ (પોતા ઉપર તથા ચારે પાસ જળ છાંટી શુદ્ધિ કરવાના) મંત્રો તેમજ સૂર્ય ઉપસ્થાન (ઊભા થઈ સૂર્યની સ્તુતિ કરવાના) મંત્રો વગેરે વિસ્તૃત સંધ્યા શીખી લીધી સંધ્યા કરી ભસ્મ સાથે બહાર નીકળતા હું પરમ શુદ્ધિ અનુભવતો

એ કાળે કોઈ મંત્રનું ઊંડુ રહસ્ય સમજ્યા વિના જ બોલતો ગાયત્રી મંત્ર પણ ઉપલક અર્થમાં સમજતો, છતાં એટલું માનતો હતો કે હજારો વર્ષથી આ મંત્રો ઋષિઓ અને આર્યો નિત્ય ઉપાસતા હતા સાધારણ જનમાન્યતા એવી હતી કે મંત્રો બીજા સાભળે તેમ ન બોલાય, બીજા સાભળે તો મંત્ર ભ્રષ્ટ થાય પરંતુ હવે હું સમજ્યો છું કે પ્રાચીન કાળથી ઘણા મંત્રો સમૂહમાં જ બોલાતા હશે, નહિ તો તેમાં સ્વરોચ્ચાર અને લય નિર્માણ થાત જ નહિ અત્યારે હું એ રીતે સંધ્યા કરવા પ્રવૃત્તિ કરી શકતો નથી, પણ સંધ્યાથી જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તે મારામાં સતત રહે છે એમ હું માનું છું સ્વર્ગ, પૃથ્વી, પાતાળ (ભૂર, ભુવ, સ્વ)ની એકતા આજે વૈજ્ઞાનિકરીતે સાબિત થઈ છે પદાર્થમાત્રનું છેવટનું સ્વરૂપ તેજમાં પરિણમે છે અને એ તેજનું સંધ્યામાં આહ્‌વાન થાય છે પણ નિયમિત સંધ્યા કરનારા છતાં મોટા ભાગનામાં મેં ઊંડી અધ્યાત્મવૃત્તિ કે માનવ અનુકંપાનો અભાવ જોયો ત્યારથી મેં સંધ્યાને એક રૂઢ પ્રકાર તરીકે ગણવા માંડી જોકે એ મનઃસ્થિતિ ઘણાં વર્ષો બાદ બદલાઈ

## ૭ સ્ટેશન-બંગલાનું સંસ્કારજીવન

બીલખાથી નવી દીક્ષા લઈને આવેલા સાધકોનું ભ્રાતૃમંડળ ભાવનગરમાં વધુ નિકટ આવતું ગયું તેઓ છૂટકછૂટક મળતા ત્યારે પોતાની સાધનાની વાતો કરતા પ્રાણાયામ વગેરે ક્રિયાઓ જાણવા એકબીજાને ત્યાં જતા એમાંથી તેમને વિચાર આવ્યો કે નિયમિત રીતે દર રવિવારે સ્ટેશન માસ્તર હરગોવિન્દભાઈના સ્ટેશનના નિવાસ પર સવારે કે સાંજે મળવું તેમાં મારા કાકા હરિલાલભાઈ પણ જવા લાગ્યા મારો ઉત્સાહ જોઈ મને પણ તે સાથે રાખતા


ભાવનગરના લોકપ્રિય અને આદર પાત્ર સ્ટેશનમાસ્તર હરગોવિન્દભાઈ (મોટાભાઈ)

હરગોવિન્દભાઈની ઉદાર ભાવનાઓ ને આતિથ્યસત્કારને કારણે એ બંગલો શિષ્ય મંડળનું મથક બની ગયો અને ત્યાંથી જ એ મંડળનો સામાજિક સંબંધો અને પ્રવૃત્તિઓનો ઇતિહાસ ઘડાયો

હું એ બંગલે જાઉં ત્યારે ત્યાં 'નાના'ની મુલાકાત તો થાય જ તેણે તેના મોટા ભાઈ મસ્તરામની ઓળખાણ કરાવી મને નવાઈ લાગી કે એમને નિશાળની હાજરી ભર્યા પછી કોઈ પ્રવૃત્તિ હતી જ નહિ મિત્રો પણ દેખાતા નહોતા

પણ તેમના ઘરમાં તેમના વડીલ ભાઈઓનો જમેલો રહેતો. કુટુંબના બીજા એકબે મામા-માશીના છોકરાઓ ગામડાંમાંથી ભણવા માટે આવી ત્યાં રહેતા હતા. તેમના મોટા ભાઈ હીરાલાલને સૌ પોપટભાઈના હુલામણા નામે બોલાવતા. તેમની લગભગ સરખી ઉમરના ગિજુભાઈ બધેકા વળાથી ભણવા આવેલા હતા. હરગોવિન્દભાઈના મામાના દીકરા પણ ત્યાં જ મોટા થયા હતા. એમને સૌ નાનુકાકા કહેતા. એવા ત્રણચાર યુવાન વડીલો મૅટ્રિક સુધી પહોંચી ગયા હતા. ગિજુભાઈ એકાદ વર્ષ આગળ હશે. મૅટ્રિકના વર્ષ વખતે રામનારાયણ પાઠક પણ થોડો વખત ત્યાં હતા. ત્યારે તેમના બીજા એકમે મિત્રો પણ ત્યાં આવજા કરતા. તેમાં શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટ અને શ્રી રતિલાલ પાઠક પણ હતા.

## ૮ સૌના આદરપાત્ર મોટાભાઈ

કુમારોનું આ મંડળ મળે ત્યારે વિનોદ-વાર્તાઓ અને ચર્ચાઓ બહુ ઊંચા પ્રકારનો આનંદ આપનારી બનતી. સૌની ઉપર હરગોવિન્દભાઈના સાત્ત્વિક પ્રસન્નતાભર્યા વ્યક્તિત્વની પ્રબળ છાપ હતી. પ્રત્યેક જણ એમની આજ્ઞા ઉઠાવવા સહજ પ્રયત્નશીલ રહેતો. ઘરનાં સૌ એમને 'મોટાભાઈ' કહીને બોલાવતા, એટલે પછી મુલાકાતીઓ અને સંબંધીઓ પણ એ જ નામે એમને સંબોધતા. સ્ટેશન-સ્ટાફમાં પણ એમને વિષે એ જ નામે વાત થતી. એમની નીતિનિષ્ઠ અને સુચરિતની શાખ એટલી હતી કે ભાવનગરના સ્ટેશનમાં વેપારીઓ કે પ્રવાસીઓને ભાગ્યે જ સ્ટેશન-સ્ટાફ માટે ફરિયાદ કરવી પડતી.

હું ધીમેધીમે ત્યાંના આ કુમારમંડળને ઓળખતો થયો, એટલે રવિવારના સાધકમંડળનો સાથ છોડી વખતોવખત એમનામાં ભળવા લાગ્યો. સ્ટેશનનું મેદાન મોટું હતું એટલે મારો મંધરી મૂકેલો ક્રિકેટનો સામાન ત્યાં લઈ ગયો અને એથી મોટાભાઈ પણ ખુશ થયા. રમતોમાં મસ્તરામ કરતાં નાનાનો ઉમંગ વધારે રહેતો. આ રમતને લીધે તેની શાળાના એકમે વિદ્યાર્થીઓ પણ આવતા થયા.

રમત પૂરી થાય ત્યારે સાંજ પડી ગઈ હોય એટલે અમે મેદાનમાં કે બંગલાના પગથિયાં પર બેસી ગપ્પાં મારીએ. વાતો ચલાવવામાં મારો સિક્કો પડ્યો હતો, તેથી ગિજુભાઈ અને પોપટભાઈ પણ મારામાં રસ લેવા લાગ્યા. તેઓ મોટાભાઈને ખુશ રાખવા સંધ્યા, અર્ધ્ય અને ભગ્મ કરતા. એમના મંડળમાં સાહિત્ય, ઇતિહાસ અને રાજપ્રકરણની રસભર ચર્ચાઓ થતી તે ક્વચિત અમે સાંભળતા. એ મોટેરા મંડળે પણ બંગલાની મર્યાદા સ્વીકારી શહેરના સંબંધો વિસ્તાર્યા નહોતા; તો પણ એમાંના બેપાંચ સમાનશીલ અને ભાવનાવાળા યુવાનો કલ્પનાઓ ને સ્વપ્નોથી હમેશાં ભભકતા રહેતા. મોટાભાઈ તેમનો કદી વિરોધ કરતા નહિ કે તેમના પર કટાક્ષ કરતા નહિ. ઘણી વાર તો તે આરામખુરશીમાં બેઠાબેઠા તેમના સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના વિશ્વવ્યાપી વિવાદ-સંક્રમણોના મૌન સાક્ષી બનતા. તેમની મહત્ત્વાકાંક્ષાઓને ટેકો આપતા. જૂના જમાનાના અધૂરા શિક્ષણને યાદ કરી આ નવી પેઢીને આગળ જવા બને તેટલું પ્રોત્સાહન આપતા. અમે બધા મૅટ્રિક થઈને આગળ શું કરવું તેના વિચાર કરતા.

રામનારાયણ પાઠક 'બટુભાઈ'ના નામે ઓળખાતા. તેમને મૅટ્રિકની પરીક્ષામાં 'જશવંતસિંહજી સ્કૉલરશિપ' મળી એટલે તેઓ તો મુંબાઈમાં કૉલેજનો અભ્યાસ કરવા આ મંડળમાંથી વહેલા મુક્ત થઈ ગયા. ગિજુભાઈએ ભાવનગરમાં જ કૉલેજનું પહેલું વર્ષ શરૂ કર્યું. તેમના સન્મિત્ર શ્રી રતિલાલ પાઠક વખતોવખત બંગલામાં દેખાતા. તે અને ગિજુભાઈ કાવ્યો રચતા. શ્રી રતિલાલનું કવિ તરીકેનું તખલ્લુસ 'સ્નેહજ્યોતિ' હતું, અને ગિજુભાઈનું કવિ તરીકેનું નામ 'વિનાયક' હતું. એ 'સ્નેહજ્યોતિ' ઉત્તરજીવનમાં સ્વામી રામતીર્થના મંઘ દ્વારા સંન્યાસદીક્ષા લઈ આજે 'સ્વામી સ્વયંજ્યોતિ' તરીકે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે અને ઘણા કુટુંબપરિવારોના પૂજ્ય પુરુષ તરીકે ભરુચ પાસે 'મુક્તમપુરમ્' આગળ 'યોગાસાધન આશ્રમ' કરીને રહ્યા છે.

આ ઉપરાંત વડીલ સાધકમંડળના સભ્ય ને અમારા જ્ઞાતિમંડળના શ્રી ચુનીલાલ ખુશાલના પુત્ર લખુભાઈ પણ પોપટભાઈના સહાધ્યાયી બન્યા હોઈ ત્યાં આવતા. પોપટભાઈના એક કુંભાર મિત્ર કરસન ભગત મૅટ્રિક સુધી પહોંચેલા, તેને મોટાભાઈ બહુ વહાલથી આવકાર આપતા. આ કરસન ભગતને મેં ચિત્રકલાસમાં પણ જોએલા એટલે અહીં તેમનો પરિચય મને નવો નહોતો.

સ્ટેશન-બંગલાના આ મંડળમાં અંદર જમનારાં કેટલાં છે, કોણ મહેમાન છે કે કોણ મળવા આવ્યા છે તે ઘણી વાર હું પારખી શકતો નહિ. એ સમયના ૮૦ રૂપિયાના પગારદાર ભાવનગરના સ્ટેશનમાસ્તરનું આ ઘર કોઈ નાની ઠકરાત જેવું ભર્યુંભર્યું લાગતું. આંગણે એક ભેંશ અને એક ગાયનું દુઝાણું રહેતું. સ્ટેશનના સાંધાવાળા આવી તેની માવજત કરી જતા. સ્ટેશનનો કોઈ નોકર વલોણું



મોટાભાઈ સ્ટેશનેથી ગમે ત્યારે કોઈ પણ મહેમાનનો બિસ્તરો ઘર મોકલી આપે

કરી જતો. રસોઈ તો ઘરનાં જ માણસો કરતાં. ઓવર્ગમાં મોટાભાઈનાં વૃદ્ધ માતુશ્રી હતાં. તે ઘરનું મોટું માણસ, એટલે તેઓ આગલી ઓશરીમાં કે ઓરડામાં સૌની નજરે પડે. પણ ઘરનું સુકાન તો મોટાભાઈનાં ધર્મપત્ની શ્રી ત્રિવેણીબાની ચોવીસ કલાકની નિગાહમાં રહેતું. મોટાભાઈ સ્ટેશનેથી ગમે ત્યારે કોઈ પણ મહેમાનનો બિસ્તરો ઘેર મોકલી આપે, એટલે તરત, મોટાભાઈ સાથે જ તેમની થાળીઓ પડવાની એમ ધારી, તેઓ તેની તૈયારી કરી નાખે. એમાંના કેટલાકના મુકામ તો દિવસો સુધી રહે! ઘણી વાર તો કોણ ક્યારે આવ્યું તેની મોટાભાઈને યાદ પણ ન હોય, છતાં ત્રિવેણીબાનો ધર્મ અખંડ સચવાયો હોય.

મોટાં છોકરાંઓ અને નાનાં છોકરાંઓનું મંડળ એક પંક્તિએ જમીને નિશાળે જાય. બપોરના નાસ્તા માટે તપેલું ભરીને મગ કે ચણા વઘારી મૂકે અથવા કંઈક ખાવાનું કરી રાખે. ખાવાની ચીજોમાં કંઈ શોખ કે ચટાકો નહિ, તેમ જ છોકરાંઓમાં પણ કોઈ ચાગલાં નહિ.

પોપટભાઈનું તાજેતરમાં લગ્ન થએલું તેથી કુલવધૂ પૂરીબાબી પણ ત્રિવેણીબાની મદદમાં રસોડામાં કે અનાજના કોઠારમાં જ પુરાયાં હોય. શરમાતી-છુપાતી તેમની મૂર્તિ અમને અન્નપૂર્ણા જેવી લાગતી. તેમનાં નણંદ હીરાબેન — ત્રિવેણીબાનાં લાડીલાં પુત્રી — સૌ ભાંડુઓમાં મોટાં હોઈ, કોઈ આઘાંપાછાં કે વાંકાંચૂકાં થાય ત્યારે 'મોટાભાઈને કહી દઈશ' એ વાક્યથી દોર ચલાવે ખરાં. આવડી મોટી કુટુંબલંગારમાં કપડાંલત્તાનો દાક તો શાનો હોય? પહેરણ કે કોટ માટેના સાદા કાપડના એકબે તાકા લાવી, દરજીને ઘેર બોલાવી, એક જ ઘાટના કોટ અને એક જ ભાતનાં પહેરણ સીવડાવી લેવાતાં. કોઈને અંગત પસંદગી કરવાની રહે જ નહિ. આમ, ત્યાં સદા આનંદ અને કલ્લોલ રહેતાં. કોઈ ને જાકારો નહિ, કોઈને લાડકોડ નહિ.

ત્રિવેણીબાનાં એક બેન પાંચ છોકરાં મૂકી ગુજરી ગયાં. તેમના પતિ વનમાળીદાસ ભટ્ટને પોતાના મોટા છોકરા ચૂનીલાલની કેળવણીની ચિંતા થઈ. ત્રિવેણીબાએ તેને પણ ગોદમાં લઈ લીધો અને મોટાભાઈએ 'લાલ' કહી બોલાવ્યો અને એ 'લાલભાઈ' પણ ત્યાંની ત્રીજા વર્ગની કિશોર ટોળીમાં એકરૂપ થઈ ગયો. ત્રિવેણીબા અમ સૌ બાળકોની હૂંફ હતાં. કોઈ કોઈ વખત સ્ટેશનના કોચ એક્ઝામિનર નાદરશાહના પુત્રો પણ આવી ચડતા. આ પારસી છોકરાઓની સભ્યતાઈ અને સાદી સ્વચ્છતા અમારા મન પર છાપ પાડતાં. ઘણી વાર બધા ગિજુભાઈએ શરૂ કરેલી સાંજની ગીત-પ્રાર્થનાઓમાં ભેગા થઈ જતા. ભોળાનાથ સારાભાઈની 'ઈશ્વરપ્રાર્થનામાળા'માંથી તે ગવડાવતા. મોટાભાઈ પણ તેમાં જોડાતા.

## ૯ પ્લેગ અને ઢસામાં વાસ

ઈ. ૧૯૦૫ના ઉનાળામાં ભાવનગરમાં ઉંદર પડવા લાગ્યા અને કોઈ કોઈ ઠેકાણે પ્લેગના કેસ જાહેર થયા, એટલે ફરી પાછા લોકોએ ઘર ખાલી કરી સગવડપડતાં સ્થળોમાં નિવાસ શોધી લીધા. કાકાએ પોતાની ઑફિસે પહોંચાય તે રીતે નજીકના કોઈ સ્થળે નિવાસ શોધ્યો હતો.

અમારા કુટુંબ માટે, પિતાશ્રીના ડિસ્ટ્રિક્ટમાં ભાવનગર રાજ્યના ઢસા ગામના શાળા-શિક્ષક અને પોસ્ટ-માસ્તર એક ગજાનન માસ્તર હતા તેમણે એક ખડકીબંધ ઘર ત્યાં રાખી લીધું હતું, એટલે અમે ઢસા જઈ રહ્યાં. એ ગજાનન માસ્તર રામનારાયણભાઈના પિતાશ્રી વિશ્વનાથ સદારામ પાઠકના ભાણેજ થતા હોઈ તે મારા પિતાશ્રીને મામા અને મારાં માતુશ્રીને મામી કહી બોલાવતા. ભાવનગર રાજ્યના શિક્ષકવર્ગમાં તેમનું નામ એક સુનંદા ગણિત-શિક્ષક તરીકે જાણીતું હતું. ગણિતનો કોઈ પણ દાખલો તે સરળતાથી કરી બતાવતા. સ્વભાવે ખૂબ હસમુખા. તમાકુ-ચૂનાની ડબ્બી સાથે જ રાખતા. તેનો એક બૂકડો માર્યા પછી તે રંગમાં આવી જતા. મને તેમણે સરવાળા-બાદબાકીની કેટલીક સરળ અને મૌલિક રીતો બતાવી.

ઢસામાં અમને બધાંને ગામડાનું જીવન જીવવાની લહેર મળી. રોજ સવારે એક વાડીના મોટા કૂવામાં નાહવા જતા. કૂવો એટલો પહોળો હતો કે અંદર ઊતરી શકાતું. હું તરવાનું થોડું જાણતો, પણ અહીં તો ભૂસકા મારીને નાહવાની હિંમત કરતો. ભૂસકા મારવાનો ડર જેમજેમ જતો રહ્યો તેમતેમ નાહવા જવાનો લોભ વધ્યો. ઘણી વાર તો મારા મોટા ભાઈ સાથે બપોરે પણ પહોંચી જતો. ગામડામાં બીજું કંઈ કામ કે રોકાણ નહોતાં. પાસેના દરબારી ઉતારામાં વહીવટ-દારનો મુકામ થતો ત્યારે ત્યાં એકાદ મિજબાની થતી. ત્યાં મને ને મોટાભાઈને નોતરું મળતું. એમાં નાગરો હમેશાં જુદા જમવા બેસતા.

અમે ઢસામાં હતા તે જ વખતમાં ગજાનન માસ્તરની ભાવનગર બદલી થઈ અને તેને બદલે ચૂનીલાલ ખુશાલ મહેતાજી આવ્યા. એ અમારા સમુદાયના અને બીલખા શિષ્યમંડળના હતા. તેમજ એક ઠાવકા ને પીઢ શિક્ષક તરીકે જાણીતા હતા. તે બાળકોનાં શિક્ષણ અને ચારિત્ર્ય વિષે બહુ ચિન્તા ને ચીવટ રાખતા. મારી પ્રવૃત્તિઓમાં તેઓ રસ લેતા. તેમના મોટા પુત્ર લખુભાઈ—લક્ષ્મી-શંકર મારા મોટા ભાઈની વયના હતા. નાનો પુત્ર મનુ મારાથી ઘણો નાનો હતો પણ મારી સાથે જલદી હળી ગયો. લખુભાઈનું લગ્ન તાજેતરમાં થએલું. તેમનાં વહુ અમને નાનાંઓને બહુ મીઠાશથી બોલાવતાં અને હું પણ તેમના પ્રતિ સગાં ભાભી જેટલો આદર અને ભાવ રાખતો. ચૂનીભાઈ માસ્તરે ઘરમાં સંધ્યા-પૂજાનો નિયમ અખંડ જાળવ્યો હતો અને તે ભાવનગરના સ્ટેશન-બંગલામાં દર રવિવારે અચૂક હાજરી આપતા. પણ તેમના સુપુત્રોનો પરિચય તો મને અહીં ઢસામાં જ થયો.

ઢસાનું એક મીઠું સ્મરણ મથુરદાસ પેંડાવાળાનું છે. શાળાના આસિસ્ટંટ માસ્તર માવજીભાઈના તે નાના ભાઈ થતા. ગરીબ જૈન ઘરના એ બંને ભાઇઓ મીઠાબોલા સેવાભાવી જુવાનો હતા. માવજીભાઈ રોજ અમારા ઘર માટે જરૂરી ખરીદી કરી લાવે અને પોસ્ટના પટાવાળા કે હલકારાને કામો સોંપે. તેમના નાના ભાઈ મથુરદાસ એટલું ભણેલા નહિ, એટલે તે પેંડા બનાવી ઢસા સ્ટેશને ગાડીના સમયે વેચવા જાય. એક નાનકડા વંડીવાળા મકાનમાં તેની પેંડા બનાવવાની ચૂલ હતી. હું ઘણી વાર ત્યાં જઈ બેસતો. ગામડાંમાંથી ભેગો કરેલો માવો સાકરની ચાસણીમાં કલાકો સુધી હલાવીને તેને પાકો કરી તે પેંડા વાળે ત્યાં સુધી હું

જોયા કરતો. ઘણી વાર તે પ્રેમથી એક નાનો પેંડો મને આપી દેતા. આ પેંડાના વેચાણમાંથી તેનો શો નિર્વાહ થતો હશે તે તો કોણ જાણે, પણ તેના સ્વભાવનું લહેરીપણું અને મારા તરફનો તેનો ભાવ હું વીસર્યો નથી.



મથુરદાસ પેંડાવાળા

એ જ વખતમાં વીરમગામથી બેનનાં સાસરિયાંનો સંઘ પ્રભાસ અને દ્વારકાની જાત્રાએ નીકળેલો, તેમને પિતાજી ધોળામાં ભેગા થઈ ગયા. અમને તાર કર્યો એટલે અમે બેનને લઈ ઢસા સ્ટેશને ચા વગેરે લઈ મળવા ગએલા. એ વખતે એ લોકોને તો છોકરી ચાલાક, વિવેકી અને હોશિયાર થશે એવો મત બંધાએલો; પણ અમારામાંના જે વધુ વિચારવંત હતા તેમને છોકરો તેને યોગ્ય બનશે કે નહિ તેની આશંકાઓ થઈ હતી, એ મેં પાછળથી જાણ્યું.

## ૧૦ સંસ્કૃતનું શિક્ષણ

મેં ચોથી ચોપડી પાસ કરી અને પાંચમી અંગ્રેજીમાં પ્રાગલાલ નામના એક વૃદ્ધ ભરૂચી માસ્તરના વર્ગમાં હું ગયો. ભાવનગરના બીજા શિક્ષકો કરતાં તે જુદા જ પ્રકારના હતા. તે સાદો પણ સ્વચ્છ બટન ટાંકેલો અંગરખો પહેરતા. બહુ જ ધીર અને ગંભીર અને કંઈક કરડા દેખાવના, પણ શીખવતી વખતની તેમની ઈંતેજારીમાં માયાળુ હૃદય દેખાતું.

સંસ્કૃત માટે પાંચમીના બધા વિદ્યાર્થીઓનો સંયુક્ત વર્ગ બીજા મોટા ખંડમાં બેસતો. તેમાં નૃસિંહપ્રસાદ અંજારિયા નામના માસ્તર આવતા. એ અંજારિયા માસ્તર ભારે ટીખળી હતા. કોઈ કે બેપરવા વિદ્યાર્થીને તેમની ટકોર ભારે પડતી. બેઠી દડીના, ઊજળા વાનના આ નાગર ગૃહસ્થ નિશાળની લાયબ્રેરીમાંથી ચોપડી સાથે નીકળતા દેખાય કે બહાર આંટા મારતા વિદ્યાર્થીઓ મ ર ર ર કરતા અંદર વર્ગમાં પેસી જતા. તે પણ વર્ગના બારણે આવી જરા ઊભા રહે, અને ખિસ્સામાંથી તપખીરની ડબ્બી કાઢી એક ઊંડો સડાકો નાકમાં ચડાવી, રૂમાલથી મોં સાફ કરતા વર્ગમાં આવે,

અને ચારે તરફ નજર ફેરવી કોઈકોઈ સામે આંખ મીચકારી કટાક્ષપૂર્ણ હસીને ટેબલ પાછળની ખુરશી ખેંચી આગળ વચમાં લાવી બેસે. પહેલી માર્ગોપદેશિકાના છેવટના પાઠો તેમણે જ પૂરા કરાવ્યા તે સાથે પાછળનાં બધાં સુભાષિતો એકએક કરી મુખપાઠ કરાવ્યા. તેમનો નિયમ હતો કે આંગળી ચીંધી ગમે તે ત્રણચાર જણ પાસે ઘેરથી કરી લાવવા આપેલું પદ મુખપાઠે બોલાવે. આથી દરેક જણ તૈયાર રહેતો. એ કહેતા કે સંસ્કૃતનો આસ્વાદ લેવો હોય તો સુભાષિતો લલકારવાં. તેનાથી સ્વચ્છ રોકદાર વાણીનો પણ વિકાસ થાય છે.

સંસ્કૃત માર્ગોપદેશિકાનો બીજો ભાગ બહુ અઘરો ગણાતો, તે પણ તેમણે શરૂ કરાવ્યો. તેમની શિક્ષણપદ્ધતિ વખણાતી. વિદ્યાર્થીઓ પાસેથી કડકપણે કામ લઈ પાકું કરાવતા. અનિટ ધાતુઓની ૧૦૨ના જૂથની કારિકાઓ તેમણે ચાલુ પાઠો સાથે રોજની દસ લેખે એવી તો પાકી કરાવી કે આજે પણ મને તે યાદ છે. ચાગણી છંદની જેમ અટપટા ધાતુઓની લીટીઓ કડકડાટ બોલી જવાની. તે કહેતા કે શિયાળાની ટાઢ ઉડાડવા આ કારિકાઓ બોલવા માંડો તો ટાઢ ઊડી જાય! ખરેખર હોઠની ધ્રુજારી અને દાંતની કડકડાટી બોલાવતી આ કારિકામા એવો જ પ્રભાવ છે! शक्लृ पचमुच वचविचरिच सिच प्रन्छी त्यज, निजिर भजः વગેરે.

## ૧૧ સોનગઢ

એ વર્ષમાં ઉનાળો આવતા ફરી પ્લેગની બૂમ પડી એટલે બહુ દૂર ન જતા કાકાએ તેમની ઑફિસના મિત્રો સાથે સોનગઢમાં મોટી જગ્યા મેળવી લીધી. દરેકને ભાગે એકેક ઓરડો અને મોટી પરસાળ ઉપરાંત એક મોટો ખંડ સૌનો સહિયારો રાખ્યો. ઓરડાઓ મલાજાવાળી સ્ત્રીઓ તથા બાળકો માટે રાત્રે વપરાતા, અને ઓશરીમાં આધેડ વયનાં બૈરા અને કન્યાઓ તેમજ બાળકો સૂતાં. મોટા ખંડમાં બધા પુખ્ત પુરુષોની પથારીઓ પડતી. રવિવારે રજા હોય, એટલે જમ્યા પછી ગંજીફાની બાજી મંડાતી, તેમા બીજા વાસોમાથી પણ રસઘેલા મિત્રો આવી જામતા. ઑડિટ-ઑફિસના વડા અધિકારી પ્રભાશંકરભાઈ પણ તે દિવસે તો સમાન બની રમતનો દાવ ખેલતા. ગણતરીબાજોના હાથમાથી ધાર્યા દાણા પડતા ત્યારે ભલભલાની સોગટી પર તે જોરથી પ્રહાર કરતા. આમ જેમની સોગટી જતી તેમના મોં જોવા જેવા બનતા. એમા પીતાંબરદાસ કરીને એક ગૃહસ્થ તો ખૂબ ચીડવતા.

આ નિવાસમાથી મને સાથીદારો તરીકે પ્રાણજીવન ગાંધી અને તેના ભાઈ વગેરે મળી ગયા. વર્ષો બાદ મુંબાઈમા તેનો નાનો ભાઈ મસ્જિદ બંદર આગળ હુલ્લડનો ભોગ બન્યો. દરમિયાન એમના પિતાશ્રી અને પ્રાણજીવન સાથે ચાલુ સંબંધ રહ્યો. સોનગઢના એકલિયા મહાદેવ આગળનો નદીના નિર્મળ જળનો બંધ, ઘટાદાર વૃક્ષવાડી, ટેકરીઓની રખડપટ્ટી અને કોઈ કોઈ વાર થતી મિજબાનીઓ હજી ભુલાયા નથી. અહીં જ મેં મારા કાકાની ઑફિસના મિત્ર શ્રી દીનાનાથભાઈને ત્યાં મોટું ભાગવત જોયું. વારંવાર એમને ઘેર જઈ કટકે કટકે મેં તે વાંચી નાખ્યું તેમાંના ચિત્રો મને બહુ ગમતાં અને વાચન કરતાં તે પ્રમાણે તદાકાર બની શકતો એ દીનાનાથભાઈના સુપુત્ર શાંતિલાલે અમદાવાદમાં આજે ધર્મનગર વસાવ્યું છે પિતાના પવિત્ર આચરણ અને ધર્મ સંસ્કારનો એ વારસો છે.

સોનગઢની ગુજરાતી શાળાના હેડ માસ્તર ગિરિજાશંકરભાઈ બહુ ઉત્સાહી શિક્ષક હતા તેમના પુત્ર હરિલાલ મારા મિત્ર થયા તેથી વારંવાર શાળામા મને ચિત્ર તેમજ માટીકામના પ્રયોગો કરવાની તક મળી જતી કાગળના ડૂચા પલાળી, ખાંડીને તેનો માવો કરી આકાર બનાવવાનુ હું જાણતો હતો તે રીતે પૃથ્વીનો ગોળો બનાવી શકાય એ વાત મુ ગિરિજાશંકરભાઈએ જાણી, એટલે તેમણે શાળાના વિદ્યાર્થીઓ પાસે કાગળ ખાંડી માવો કરાવી આપ્યો તેમા ગુંદરની ચીકાશ નાખી



મેં પૃથ્વીનો ગોળો બનાવ્યો

ગોળો બનાવ્યો એ સુકાયા બાદ તેના પર ચાકના રંગ ચડાવી મેં અક્ષાંશ રેખાંશ દોર્યા અને પૃથ્વીના ખંડ આલેખી તેમા જુદાજુદા રંગ ભર્યા એ સમયમા શાળા માટે આવી ચીજ અપ્રાપ્ય હતી તે સહેલાઈથી બની શકી તેનો તેમણે ખૂબ જ હર્ષ બતાવ્યો મને પણ લાગ્યું કે હું યે કંઈક ઉપયોગી કામ કરી શકયો છુ

વૅકેશન ઊઘડયા પછી વર્ગોમા આવ્યા ત્યારે જાણ્યુ કે પ્રાણલાલ માસ્તર બીમારીને લીધે નોકરી પરથી ઊતરી ગયા છે ને તેમને બદલે દુર્ગાશંકરભાઈ નામે બી એ એલએલ બી. થએલા શિક્ષક નિમાયા છે અત્યાર સુધી જે શિક્ષકો આવેલા તેમાના કોઈને આવી ડિગ્રી લાગેલી નહોતી બધા ઘણે ભાગે જૂના વખતના મૅટ્રિક થએલા શિક્ષકો હતા આ દુર્ગાશંકર માસ્તર તો જાણે મોહનલાલ લૉર્ડની નવી આવૃત્તિ જોઈ લ્યો! તેમણે છટાદાર આંટીવાળો ફેંટો બાંધ્યો હતો, કપડા ઈસ્ત્રીબંધ હતા અને બારીક ધોતિયું પગ ઢાંકતું જોડા પર ઝૂલતું હતું તે કડપ રાખવાનો પ્રયત્ન કરતા, મોટેથી હસવાની મનાઈ બતાવતું આછેરું હાસ્ય કરતા એકમે માસમા તે દરબારી વકીલની જગ્યા મળતા ચાલ્યા ગયા આ દુર્ગાશંકરભાઈ વિધુર થયા બાદ ઉત્તરકાળમા સિદ્ધપુરના એક વૃદ્ધ સન્યાસીની અંતિમ અવસ્થાએ તેમના શિષ્ય

થયા અને અનિરુદ્ધતીર્થ સ્વામી તરીકે મઠાધીશ બન્યા. થોડાં વર્ષો પહેલાં જ તે બ્રહ્મીભૂત થયા. તેમના મોટા ભાઈ શ્રી જીવણરામ ભટ્ટ અમદાવાદમાં સુપ્રસિદ્ધ વકીલ હતા. પાછળથી તે મારા સ્વજન બન્યા.

તુળજાશંકર ભટ્ટ પછી શિક્ષક તરીકે સૌમ્ય પ્રકૃતિના વેણીભાઈ ભટ્ટ બી.એ. આવ્યા. તેમણે અમને વર્ષ પૂરું કરાવ્યું. પાછળથી તેઓ જાણીતા પ્રજાસેવક થયા અને થીઓસૉફીના ચુસ્ત અનુયાયી અને અભ્યાસી તરીકે જીવન ગાળેલું.

## ૧૨ જમશેદજી ઊનવાળા

અત્યાર સુધી હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રી જમશેદજી ઊનવાળા શામળદાસ કૉલેજના પ્રિન્સિપલ તેમજ કેળવણીખાતાના મુખ્ય અધિકારીનો મળી ત્રણ હોદ્દા સાથે ધરાવતા હતા. તેઓ હવે કેટલીક લાંબી રજાઓ લઈ શ્રી ઍની બેસન્ટે બનારસમાં સ્થાપેલી 'બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજ'માં સેવા આપવા જનાર હતા અને શેષ જીવન ત્યાં જ ગાળવાનો નિશ્ચય કરી ભાવનગર રાજ્યની નોકરીથી નિવૃત્તિ મેળવી સૌની રજા લેવા આવ્યા હતા. એ વખતે હાઈસ્કૂલના વિશાળ લાયબ્રેરી-હૉલમાં તમામ શિક્ષકો અને વિદ્યાર્થીઓએ તેમનું સન્માન કર્યું, ત્યારે મને તેમનું પહેલું અને છેલ્લું દર્શન થયું. એમનાં સૌજન્ય, હસમુખો સ્વભાવ અને પારસીને સ્વાભાવિક દિલાવરી વિષે ને વધુમાં તો ભારતીય સંસ્કૃતિ માટેના એમના અનન્ય ભક્તિભાવ વિષે ઘણી વાતો મેં સાંભળી હતી.

નિવૃત્તિ સ્વીકાર્યા પહેલાં પણ તે વર્ષોવર્ષ શ્રીમતી બેસન્ટ સાથે કાશી વિશ્વનાથનાં દર્શન કરવા જતા. મારા મિત્ર હરિદત્ત પાઠકે તેમના વિષે એક નોંધ આપી છે કે તે વખતે કોઈએ તેમને સવાલ કરેલો કે તમે નાહીધોઈ સ્વચ્છ વસ્ત્રો પહેરીને દર્શને જતા કે? ત્યારે તેમણે જવાબ આપેલો કે 'હું તો ઊનવાળો છું ને ઊન પવનથી શુદ્ધ થાય છે (ऊर्णा वातेन शुद्ध्यते) તો પછી હું જાતે જ પવિત્ર ગણાઉં ખરો ને?!'

તેઓ મંચ ઉપર આવ્યા કે તરત બે હાથે સૌને નમસ્કાર કરતાં 'જય કાશી-વિશ્વનાથ' ઉચ્ચાર્યું. પારસી વિદ્વાન અધિકારીને આટલી સરળતાથી હિન્દુ ધર્મને માન આપતા જોઈ અમે સૌ મુગ્ધ બની ગયા. પાછળથી મેં જાણ્યું કે તેઓ સંસ્કૃતના સારા વિદ્વાન હતા અને તેઓના અંગત મિત્રોમાં પંડિતો અને શાસ્ત્રીઓ પણ હતા તેમજ પંડિતો સાથેના પત્રવ્યવહારમાં 'ગીતાપ્રસાદ' નામથી પોતે સહી કરતા.

તેમના વ્યાખ્યાને ખૂબ વિનોદ અને પ્રસન્નતા ફેલાવ્યાં. તેમના મુખની મુદ્રા જ કોઈ મહાત્મા કે ઋષિ જેવી લાગતી. ગળામાં ઝીણા રુદ્રાક્ષની હળવી માળા પહેરી હતી. હિન્દુ ધર્મનું આવું બહુમાન કરનાર પરકોમના માનવશ્રેષ્ઠની પ્રતિભા પર ભાવનગર આખું વારી જતું.

અહીં આપેલો એમનો ફોટોગ્રાફ મારા જે બાલમિત્ર ડૉ. અંબાશંકર નાગરદાસ ભટ્ટ પાસેથી મળ્યો છે તે ડૉ. અંબુભાઈના દાદા શાસ્ત્રીજી ઈશ્વર ભટ્ટ સાથે તેમનો ગાઢ મૈત્રીસંબંધ હતો. એ શાસ્ત્રીને તેઓ વડીલ બંધુ જેવું માન આપતા અને પોતાની સંસ્કૃતિ-સાધનાની કોઈ પણ કૃતિ તેમને મોકલ્યા વિના રહેતા નહિ. તા. ૧૩-૭-૧૮૯૯

નો તેમનો એક પત્ર શ્રી ઈશ્વર ભટ્ટ ઉપરનો છે, તે સાથે તેમણે સ્વરચિત 'શ્રી ગુર્વાસ્થા સ્તોત્રમ્' નામક ૧૬ શ્લોકોના છાપેલા પદબંધની પ્રત મોકલીને લખેલું:



જમશેદજી ઊનવાળા 'ગીતાપ્રસાદ'

પિતા સમાન પ્રિય ઈશ્વર ભટ્ટની પવિત્ર સેવામાં,

આપની તરફ હું મદ્દવિરચિત શ્લોકો મોકલું છું, જે આપણા મિત્રમંડળની વેદમૂર્તિઓને અવશ્ય વંચાવશો. ચિ. નર્મદાશંકર કાશી ગયા કે કેમ? જો ન ગયા હોય તો જ્યારે જવાના હોય ત્યારે મને અવશ્ય ખબર આપશો. એ ભાઈના જય અને ઉન્નતિ વિષે મને કેટલો ઉત્સાહ છે તે આપ સર્વે જાણો છો. કાશીવિશ્વેશ્વર એને જય આપે એમ મારી અવિમુક્તપુરીના અદસ્ય દેવો પાસે પ્રાર્થના છે. શુભં ભવતુ.

આપનો અને આપનાં બાળકોનો શુભેચ્છક
જ. ન. ઊનવાળા ઉર્ફે 'ગીતાપ્રસાદ'

નમૂના તરીકે એ 'ગુર્વાસ્થા સ્તોત્રમ્'ના બે શ્લોક આપું છું:

गुरुभावेन वंदेऽहं महागुरून् प्रतापिनः ।
सर्वदा भक्तिभावेन शिष्टाचारादिभक्तिमान् ॥ १ ॥

... ... ...

ते सर्वे तु महर्षयः सद्गुणाः सन्मार्गनिर्देशिकाः ।
निर्वाणाविरताक्षयामृतभुजो दीर्घेक्षणा ज्ञानिनः ॥
शिष्यं मामभरा भवन्तु गुरवोऽन्त्याश्रयमयं सर्वदा ।
तेष्वास्था सतत दृढा प्रतिदिनं वृद्धिं स्थिरां प्राप्नुयात् ॥ १६ ॥

શ્રી અબુભાઈના કાકા શ્રી નર્મદાશંકર શાસ્ત્રી વિષે તેઓ લાગણીપૂર્વક પ્રોત્સાહન ને સહાય આપ્યા કરતા. એ નર્મદાશંકર શાસ્ત્રી બનારસ ગવર્નમેન્ટ કૉલેજમાંથી વ્યાકરણાચાર્યની પદવી પ્રથમ વર્ગમાં મેળવીને જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપકપદે નિયુક્ત થયા હતા, અને શ્રી ઊનવાળા સાથે તેમને સતત પત્રવ્યવહાર રહેતો હતો. શ્રી ઊનવાળામા આ સંસ્કૃતિપ્રેમ અને માનવપ્રેમ ખીલવવામા ભાવનગરની થીઓસૉફીની શાખાએ સારો ફાળો આપેલો.

## ૧૩ ભાવનગરમાં થીઓસૉફી

ભાવનગરમાં થીઓસૉફીની પ્રથમ પ્રતિષ્ઠા કરનાર વરલના દરબાર શ્રી હરિસિંહજી ગોહેલ હતા. ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીના એ. ડી. સી. (અંગત હાજર દરબારી) એક યુરોપિયન હતા, જેમણે મુસ્લિમ પંથ સ્વીકારી મુરાદઅલી બેગ નામ ધારણ કર્યું હતું, તેણે દરબાર હરિસિંહજીને એ સ્થાપનામાં સાથ આપ્યો.

પાછળથી પ્રિન્સિપલ જમશેદજી ઊનવાળા તેમના સંઘમાં જોડાયા હતા. શરૂઆતમાં તો 'કાઠિયાવાડ થીઓસૉફિકલ સોસાએટી' નામથી થીઓસૉફીની શાખા ત્યાં સ્થાપવામાં આવી અને પછીથી તેનું નામ 'ભાવનગર થીઓસૉફિકલ લૉજ' રાખવામાં આવ્યું. આ લૉજ ૧૮૮૨થી આજ સુધી સ્વાધ્યાય, સંસ્કારપ્રસાર ને સમાજ-સેવામાં પ્રવૃત્ત રહેલી છે.

વરલ દરબાર હરિસિંહજી, વઢવાણ ઠાકોર દાજીરાજજી અને મોરબીના ઠાકોર જ્યારે મુંબાઈ જતા ત્યારે ત્યાં થીઓસૉફીનાં સ્થાપક મૅડમ બ્લૅવૅટ્સ્કી અને કર્નલ ઑલ્કૉટને (ઈ. ૧૮૭૯થી ૧૮૮૨ના ગાળામાં) મળતા. કર્નલ ઑલ્કૉટ અને મૅડમ બ્લૅવૅટ્સ્કી વઢવાણ તથા વરલ પણ આવેલાં; અને તેઓ ભાવનગર આવ્યાં ત્યારે મહારાજ તખ્તસિંહજીને તેમના રાજમહેલમાં તથા દીવાન શ્રી ગૌરીશંકર ઓઝાને તેમના સંન્યાસ આશ્રમમાં મળવા ગએલાં.

ભાવનગર લૉજનો પ્રારંભ સભ્યોની સભાઓ અને જાહેર ભાષણોથી થએલો. સમય જતાં શ્રી પ્રાણજીવનદાસ ઓધવજી ઠક્કર, તેમના બંધુ શ્રી ગોપાળજીભાઈ, શ્રી પરમાનંદદાસ ઠક્કર, શ્રી ગુલાબરાય ગોવિંદરાય દેસાઈ, શ્રી હરિભાઈ વજેશંકર, શ્રી ભાનુપ્રસાદ મહેતા, શ્રી માણેકલાલ હરિલાલ, શ્રી ત્રિભુવનદાસ કાલિદાસ ત્રિવેદી ને પાછળથી સર પ્રભાશંકર પટ્ટણી પણ તેમાં જોડાયા હતા.

શ્રી પ્રાણજીવનદાસ અને શ્રી ગોપાળજીભાઈએ જાહેર પ્રવૃત્તિ તરીકે પ્રથમ એક કન્યાશાળા શ કરી. પાછળથી 'સનાતન ધર્મ હાઇસ્કૂલ' શરૂ કરી તેમાં ધર્મનું શિક્ષણ દાખલ કર્યું, અને દર વર્ષે સનાતન ધર્મને લગતાં પુસ્તકોની પરીક્ષા લેવાનું તથા વિદ્યાર્થીઓને ઇનામ આ વાનું ચાલુ કર્યું. અ શિક્ષણ સંસ્થાનો ભાર તેમના કુટુંબી શ્રી પરમાનંદભાઈ ઠક્કરે ઉપાડી લીધો હતો. પરમાનંદભાઈ તે પ્રસિદ્ધ હરિજન તેમજ આદિવાસી-સેવક અમૃતલાલભાઈ ઠક્કર (ઠક્કરબાપા)ના ભાઈ અને કપિલભાઈ તથા રામુ ઠક્કરના પિતાશ્રી. લૉજના કેટલાક સભ્યો અમુક વર્ષો સુધી દર રવિવારે જેલમા કેદીઓને સુબોધ-વ્યાખ્યાનો આપવા જતા.

થીઓસૉફીના સભ્યો શાંત, સમાધાનપ્રિય અને જ્ઞાનપિપાસુ તથા જિજ્ઞાસુ-ઓ હતા. ભાવનગરના તખ્તેશ્વર વિભાગમાં આવેલા એક મકાનમાં તેઓ નિયમિત-પણે મળતા. શાંતિ અને સ્વસ્થતાથી તેઓ ઑકલ્ટ—occult (અગમ) વિદ્યાઓનાં પુસ્તકોનો અભ્યાસ કરતા. જગતના શ્રેષ્ઠ મહાત્માઓ અદૃશ્ય સૃષ્ટિમાંથી પોતાને સહાય અને પ્રેરણા આપે છે એવુ દૃઢપણે માનતા. આ વિષે સમાજના અમુક ચોવટીઆ ટીકાઓ કે ઉપહાસ પણ કરતા, પરંતુ તેમના મુખ્ય પુરુષો દૃઢ ચારિત્ર્યવાળા પુરુષો હતા અને ધારેલાં શ્રેય કાર્યોનો જ વિચાર કરતા. એ કાળે એમના વિષે વધારે સમજણ કે અભિપ્રાય મેળવવાનુ મારું ગજું નહોતું. ઠક્કર કુટુંબ તથા વેણીભાઈ ભટ્ટ અને શ્રી હરજીવનદાસ મહેતાએ નિષ્ઠાપૂર્વક થીઓસૉફીનુ સુકાન ભાવનગરમાં સાચવી એક શ્રેયલક્ષી સંસ્થા તરીકે તેનું સ્થાન જમાવ્યું છે.

## ૧૪ પ્રભુરામ દાદા

**આ** વરસે મને પરીક્ષા પાસ કરવાની વધુ ચિંતા હતી, તેથી મેં ઘણી ઇચ્છા છતાં પિતાશ્રી સાથે ડિસ્ટ્રિક્ટમા જવાની ના કહેલી; એટલે તે મારી નાની બહેન અને નાના

ભાઈને મહુવા સુધીના ગાડાપ્રવાસમા સાથે લઈ ગયા એ પ્રવાસમા ગામેગામ ઉતારાના સગવડ સ્વાગતની સાથે તેમણે નવાનવા માણસો અને દેખાવો જોએલા તેના એમના સ્મરણોમાથી એ સમયના સમાજમા પણ કોઈ કોઈ સમાજવિરોધી છતા જે ઉપ કારક બનેલા એવા પાત્રો પૈકી એક પ્રભુરામ દાદાની વાત આજ સુધી યાદ રહી છે

પ્રભુરામ દાદા અમારા છગન દાદાના મિત્ર હતા અને સાણોદરમા તેમની વાડી હતી, એટલે સાણોદરની ગ્રામડી પોસ્ટ-ઑફિસ તપાસવા ત્યા પિતાશ્રી ગયા ત્યારે પ્રભુરામ દાદાની વાડીએ ઉતારો રાખ્યો પ્રભુરામ દાદાના કુટુબમા પત્ની ને છોકરા ઓનો મોટો વિસ્તાર હતો તેમા લોહાણા જ્ઞાતિના એક બાઈ પણ સાથે રહેતા હતા પિતાશ્રીએ તેમને પણ 'કાકી' તરીકે ઓળખાવ્યા એ કાકીએ છોકરાઓની ખૂબ સભાળ લીધી અને ખાવાપીવામા લાડ લડાવ્યા, ઘરની મોટી વાડીમા જમરૂખ, દાડમ, સીતાફળ, કેળા, શેરડી, બોર, ચીકુ વગેરે પુષ્કળ થતા, ઉપરાત ભેંસો તથા ખેતીના બળદો વગેરે પણ હતા, એટલે એ કાકીને કામ ખૂબ રહેતું માકા પણ એ કાકીને પૂછીને જ બધુ કરતા પણ પોતે જ્ઞાતિએ પ્રશ્નોરા બ્રાહ્મણ એટલે તેમના હાથનુ જમે નહિ. આથી કાકી બધુ દૂધમા કરી આપતા મહેમાનો માટે પણ દૂધમા જ લાડુ બનાવેલા પિતાશ્રી તથા મારા ભાઈ બહેન તરફ પણ કાકીએ જાણે કોઈ સગા આવ્યા હોય એમ ખૂબ ભાવ બતાવેલો

એ કાકી તેમનુ આખુ કુટુબ સભાળતા એક વિધવા વહુ છોકરા લઈને સાથે રહેતા, તેના છોકરાને પણ કાકીએ છેવટ સુધી પોતાના બાળકોની જેમ રાખ્યા હતા એ રીતે એવા રૂઢિચુસ્ત જમાનામા પણ પ્રભુરામદાદાએ એમને જાહેર રીતે સન્માન સહિત અપનાવેલા

## ૧૫ મોટા ભાઈની નિષ્ફળતા

ઉઝનવાળાસાહેબની વિદાય પછી તેમની જગ્યાએ શામળદાસ કૉલેજમા પ્રિન્સિપલ સંજાણા નીમાયા અને બર્જોરજી ઍન્ટી હાઈસ્કૂલના હેડમાસ્તર તથા કેળવણી અધિકારી થયા આમ, કૉલેજ ને હાઈસ્કૂલનો પહેલી વાર વિચ્છેદ થયો શામળ દાસ કૉલેજમાના પરગામના વિદ્યાર્થીઓ માટે યશોનાથ મહાદેવના ચોગાનના પાછળ ના ભાગમા છાત્રાવાસ રાખવામા આવ્યો હતો એ વખતે શ્રી મણિશકર રત્નજી ભટ્ટ (કવિ 'કાન્ત') થોડો વખત કૉલેજના પ્રોફેસર તરીકે આવેલા અને તાજા એમ એ થએલા યુવાન નૃસિંહપ્રસાદ ભટ્ટ (નાનાભાઈ) પણ કૉલેજના પહેલા વર્ષમા ફેલો બન્યા હતા કેટલાક વખત સુધી તો કોઈકોઈ પ્રોફેસરો હાઈસ્કૂલમા પણ મૅટ્રિકના વર્ગો લેવા આવતા મારા મોટા ભાઈ રતિલાલ તે વખતે મૅટ્રિકમા હતા, તે ઉઝનવાળાસાહેબ તથા નૃસિંહપ્રસાદની વાતો ઘરમા લાવતા નૃસિંહપ્રસાદ ફેલો હતા તેઓ એ વખતે ટોપી ન પહેરતા અને સત્વેધ છૂગા પાડી ચીપીચીપીને બોલવાની તેમની રીતનુ ઘણુ મજાકમા અનુકરણ કરતા

૧૯૦૬ની મૅટ્રિકની પરીક્ષામા મારા મોટા ભાઈ પાસ ન થઈ શક્યા તેમની સાથેના વિદ્યાર્થીઓમા અમારા ફળીમા રહેતા શાન્તિભાઈ પારેખ પાસ થઈ ગયા

હતા મા બાપ વિનાના અને માશી દિવાળીમાના આશરે ઊછરેલા પરમ વૈશ્નવ સ્વભાવના એ શાંતિભાઈ ટ્યૂશનો આપી, જાતમહેનત કરી, આગળ વધ્યા હતા. હવે તો કુટુમ્બ પણ થયું હતું તે રોજ સવારે વહેલા નાહીધોઈ હાથમા ચોપડીઓ લઈ શ્રીમંતોને ત્યા ભણાવવા નીકળી પડતા. બહાર નીકળતા જે કોઈ જાણીતુ મળે તેને હસતા મોએ 'જે શ્રીકૃષ્ણ' કરી નમતા. એઓ એક આદર્શ વિદ્યાર્થી ગણાતા કોઈને માટે તોછડો અપમાનભર્યો શબ્દ ઉચ્ચારતા નહિ તેમજ કોઈની નિન્દા કે કુથલીમા ઊભા રહેતા નહિ. માશીબા પ્રેમાળ છતા સ્વભાવે અને વાણીમા આકરા હતા, છતા તેમની સાથે કદી ઊંચેથી તેઓ બોલતા નહિ

એમનુ ઉદાહરણ આપીને મારા મોટા ભાઈને ઘરમા સૌ ટોણા મારતા. પણ મોટા ભાઈનુ દિલ ભણવા કરતા નાટકોની સૃષ્ટિમા બેસી ગયું હતુ. તેમના મિત્રો મળે ત્યારે જૂના નાટકોના ગાયનોના રાગ બેસાડતા, નાટકોના કથા વસ્તુ વાચતા અને નાટક રચવાની રીતોના વિચારો કરતા લાયબ્રેરીઓમાથી જે ચોપડીઓ વાચવા લાવતો તે સાહિત્યની દૃષ્ટિએ નહિ પણ નવા નાટકો માટે કથાવસ્તુ મેળવવાના ઉદ્દેશથી. એ રીતે તેમણે લૅમ્બની 'શૅક્સપીઅર કથામાળા' તથા તેના એક બે નાટકોના સળંગ ભાષાંતરો પણ મેળવેલા, તે હુ યે વાચી ગએલો. પરતુ તેમાના કથાવસ્તુ સિવાય સંવાદોની ખૂબી કે અતરગ રસનિષ્પત્તિનો હું તે કાળે આસ્વાદ મેળવી શક્યો ન હતો.

મોટા ભાઈનો નાટકક્ષેત્રનો આ શૉખ હવે એટલો બધો વધી ગયો કે તેઓ અભ્યાસમા જરા પણ ચિત્ત લગાડી શકયા નહિ ને ઉત્તરોત્તર પાછા પડતા ગયા. તેમની સાથેના વિદ્યાર્થીઓ જુદીજુદી દિશામા આગળ વધતા ચાલ્યા તેની ઘરમાં ટીકાઓ સાભળવી પડતી અને મોટાઓ આગળ તે ભોંઠા અને વીલા પડી જતા. મારા પિતાશ્રી બહુ ઓછુ કહેતા, પણ કાકાની ટીકાઓ બહુ આકરી થતી મોટા ભાઈ સાથે કંઈક વાત કરવાનો પ્રસગ આવે તો હાથના સંકેતથી મીંડુ બતાવી કહેતા કે 'હવે તમારો સંસાર મંડાયો છે ધ્યાન દઈને બીજુ વર્ષ મહેનત કરો ને આ નાટકફાટકના ચીંથરા ફાડવા મૂકી દો ' એ વખતે મોટા ભાઈનુ મો પડી જતું, તે ઓશિયાળા થઈ જતા અને આશ્વાસન માટે બાની પાસે જઈ રડી પડતા કાકાની ટીકાઓથી બાને પણ ઘણુ લાગતુ તે હળવેથી પિતાશ્રીને કહેતા કે 'ઘણા ય છોકરા નાપાસ થતા હશે, પણ આમ છોકરાનો જીવ બળાતો હશે? તમે હરિલાલભાઈને કંઈ કહો ' પિતાશ્રી વળી ભાઈનુ ઉપરાણું લઈ કહેતા 'એ કહેતા હશે તે તેના ભલા માટે ને? જરા ચાનક લાવી વાચશે તો બીજા વર્ષે નીકળી જશે ' આમ મૅટ્રિકનો ખાડો વિદ્યાર્થી આલમમા મહાન અડકેટ અને આપત્તિરૂપ હતો પડચા પછી બીજે વર્ષે બહુ થોડાને ભણવાનો ઉત્સાહ રહેતો એના એ વિષયો સળગ ફરી પાકા કરવાના અને દરેકમા પાસ માર્ક લાવવાના એ દૂષણ ઘણા વર્ષે પરીક્ષકોને સમજાયું ત્યારે 'એક્ઝેમ્પશન' (પાસ વિષયોમાથી મુક્તિ)ની પ્રથા દાખલ કરવામા આવી

## ૧૬ ચોપટભાઈ અને ગિજુભાઈ

**પ**ડોશી શાન્તિભાઈ કૉલેજમા જવા લાગ્યા, તેમ સ્ટેશનબગલે પણ ચોપટભાઈ પાસ થઈ ગયા હતા ત્યા બધાનો એવો મત થયો કે યુનિવર્સિટીની પરીક્ષાઓમાં

બધા બી.એ.–એમ.એ. થાય છે પણ ઉપજાઉ ધંધાની લાઈન કોઈ લેતું નથી. મૅટ્રિક્યુલેટ થનારને સરકારી કે શિક્ષણખાતાની નોકરી મળતાં વાર લાગતી નહિ, એટલે કોઈ બીજા ધંધા તરફ નજર કરતું નહિ. સાધન-સગવડવાળા વિદ્યાર્થીઓમાંથી ઘણા ડૉક્ટર કે એન્જિનીઅર થવા મુંબાઈ ને પૂનાની કૉલેજોમાં જતા. પણ પોપટભાઈ ખેતીવાડીની નાગપુરમાં ખૂલેલી નવી કૉલેજમાં જાય તો તેમને આગળ ઉપર નવી તકો મળે, એ વિચારથી તેમણે નાગપુર કૉલેજમાં જવાનો નિર્ણય લેવાયો અને ભાવનગર બહારના પ્રદેશમાં અભ્યાસ અર્થે જવા માટે એક દિવસ તેમણે પ્રયાણ કર્યું.

એ જવાના હતા તે પહેલાં ગિજુભાઈ સાથે તેઓ કાળિદાસ નામના એક મોચી જ્ઞાતિના સરકારી ફોટોગ્રાફર પાસે ફોટોગ્રાફ પડાવી લાવ્યા હતા. આફ્રિકાથી આવી વસેલા આ કાળિદાસ કરામતી-પ્રવીણ કારીગર હતા. તેમણે ગ્રામોફોનની રેકર્ડો જાતે બનાવી હતી ને બીજું કેટલુંક ફોટોગ્રાફી-સંશોધન પણ કરતા હતા. પણ ભાવનગરમાં તેમને ધંધાનો જરા ય લાભ નહોતો, તેથી બજારુ કામ કરતા. તે ફોટોગ્રાફ સારા પાડતા એમ અમે માનતા. એ વખતોવખત સ્ટેશન માસ્તરની ઑફિસમાં આવતા ત્યારે મોટાભાઈ (હરગોવિંદદાસ) તેમની જ્ઞાતિવિશેષ ધ્યાનમાં ન લેતા પૂરા આદરથી તેમની સાથે વાતચીત કરતા. સામાન્યતઃ તો એ કાળે આવી રીતે ઉચ્ચ કક્ષાએ પહોંચેલા વિદ્વાન કે કારીગર તરફ શિષ્ટ ગણાતા લોકો પણ જરા નાક ચડાવતા.

પોપટભાઈના નાગપુર ગયા પછી ગિજુભાઈનો અભ્યાસ પણ પડચો. પોપટભાઈ ને ગિજુભાઈ પરણી ગયા હતા પોપટભાઈને તો એક બાળકી પણ હતી. ગિજુભાઈને ભાવનગરમાં ઘર નહોતું, તેમ કૉલેજમા આગળ જવાનું અર્થબળ નહોતું. તેમના પિતાશ્રી વળા (હાલના વલભીપુર)માં જેવીતેવી વકાલત કરતા. તેમને માથે ગિજુભાઈથી નાના બે ભાઈઓને મોટા કરવાનો ભાર હતો. એટલે મોટાભાઈની ભલામણથી શ્રી નથુરામ શર્માજીના એક શ્રીમંત વેપારી ગોવર્ધનદાસની મુંબાઈની પેઢી ઉપર વેપારી લાઈન શીખવા ગિજુભાઈ ગયા. સરકારી નોકરી ન લેવડાવતાં સ્વતંત્ર ધંધા તરફ છોકરાઓને વાળવા એવો મત વડીલમંડળમા વધતો જતો હતો, એટલે ગિજુભાઈ સાથે મોટાભાઈએ મસ્તરામને પણ મુંબાઈ મોકલ્યા.

શેઠે બહુ પ્રેમથી દુકાનના રસોડે જમવાની અને પેઢી ઉપર સૂવા-બેસવાની ગોઠવણ કરી. મસ્તરામને તો વૅકેશન પૂરતા જ ત્યાં રહી વેપારી આલમનો પરિચય કરવાનો હતો, પણ ગિજુભાઇને તો નોકરી કરવી હતી; એટલે તેમને શેઠે પહેલું કામ ટેલિફોન પર બેસવાનું સોપ્યું. કવિતા ને સાહિત્યના તરંગોમા ઝીલેલા આ યુવાનને વેપારી આલમની કડાકૂટ ને આંકડાબાજીની જટિલતામાં રસ પડ્યો નહિ, ને વૅકેશન પૂરી થતાં મસ્તરામની સાથે તે ભાવનગર પાછા આવ્યા.

પણ મુમ્બાઈમા તેમણે કોઈ સૉલિસિટરનો સંપર્ક સાધી નાઈરોબીની એક સૉલિસિટરની પેઢીમાં એક વર્ષના કૉન્ટ્રૅક્ટથી ઑફિસક્લાર્ક તરીકે સારા પગારની નોકરી મેળવી લીધી હતી, એટલે ભાવનગર આવીને તે આફ્રિકાની પંદર દિવસની દરિયાઈ સફરની તૈયારીમા પડચા પંદર દિવસ ચાલે એટલી સુખડી, દૂધમાં કરેલા ગાંઠિયા ને શુદ્ધિ જળવાય એવી બીજી નાની સામગ્રીઓનાં ખોખાં ભરાયાં. અમારા મંડળ-

માંથી ધંધાર્થે દૂર ઊપડના આ બીજા પ્રવાસીને વિદાય આપવાના છેલ્લા દિવસોમાં અમે સૌ તેની આસપાસ ઘૂમતા. નવપરિણીત ઊજમાળાં તેમનાં પત્ની સૌ. જડીબેનને પણ અમે તે દિવસે જોયાં. જડીબેનના પિતાશ્રી ભાઈશંકર ધનજીભાઈ દવે પૂ. મહાત્માશ્રીના નિકટવર્તી શિષ્ય અને સિહોરમાં ગુજરાની સ્કૂલના હેડમાસ્તર હતા. તે કુટુંબનાં બાળકો પણ સુંદર અને ઘાટીલાં હતાં. ભવિષ્યમાં આ બધાં મારાં પરિચિત સ્વજનો બનવાનાં હતાં.

પોપટભાઈ અને ગિજુભાઈના પત્રો આવતા તે અમારા મંડળમાં વંચાતા. હવે પોપટભાઈની અભ્યાસની ઓરડીનો અધિકાર મરતરામ પાસે આવ્યો ને અમારું મંડળ ઓશરીને બદલે એ ઓરડીના એકાંતે વધુ અધિકારથી મળવા લાગ્યું.

## ૧૭ બંગલામંડળની વધુ વાતો

ભાવનગર રાજ્યના દીવાન શ્રી પ્રભાશંકર પટ્ટણી ઘણા પરદેશી વિદ્વાનો તથા પ્રવાસીઓને સારો આદર આપતા. આર્ય સમાજના એક સ્વામી ભૂમાનંદ જાપાનનો પ્રવાસ કરી ભાવનગર આવેલા તેમને પૂરી સગવડ સાથે પાનવાડીમાં દરબારી મહેમાન તરીકે રાખેલા. જ્યારે જોઈએ ત્યારે બે ઘોડાની ગાડી તેમને ફરવા જવાને મળતી અને શ્રી પટ્ટણી વખતોવખત તેમની પાસેથી વિદેશોની માહિતી મેળવતા. તેમની સલાહથી જાપાનમાં વીજળીનું અદ્યતન જ્ઞાન મેળવવા એક નાગર વિદ્યાર્થીને વર્ષે ૧૦૦૦ રૂપિયાની શિષ્યવૃત્તિ આપીને મોકલેલો; પણ પરદેશી રીતભાતથી અકળાઈ તે હૉંગકૉંગથી જ પાછો ફરેલો, એટલે પોપટભાઇએ તે શિષ્યવૃત્તિથી જાપાન જવાની અરજી કરી. જાપાન સંબંધી માહિતી મેળવવા તે ભૂમાનંદ સ્વામીને મળવા જતા

એવી એક મુલાકાતમાં મને પણ એક વાર સાથે લઈ ગયા હતા. ત્યા વાતવાતમાં મને ચીતરવાનો શૉખ છે એ વાત સ્વામીજીને કહી એટલે સ્વામીજીએ જાપાનના વિદ્યાર્થીઓ વિષે જણાવ્યું કે ત્યાં દરેક વિદ્યાર્થી ખિસ્સામાં એક નાની નોંધપોથી રાખે છે અને પોતાના અભ્યાસના વિષય માટે જ્યાંજ્યાંથી જે કૈં જાણવાનું મળે તેની નોંધ કરતો જ રહે છે. ચિત્રકાર-વિદ્યાર્થી પણ જ્યાં ત્યાં કંઈ ને કંઈ ચિત્ર નોંધ કે આકૃતિઓ કરતા હોય છે. આ વાત મેં પકડી લીધી અને તે પછીથી હું ખિસ્સામાં એક નોંધપોથી રાખવા લાગ્યો. મારી એ સ્કેચ-બુકોમાંની છૂટીછવાઈ આકૃતિઓ મારી ભવિષ્યની સમૃદ્ધિ બની ગઈ.

પોપટભાઈની શિષ્યવૃત્તિની અરજીઓ અને આંટાફેરાથી કંઈ વળ્યું નહિ ત્યારે શ્રી પટ્ટણીને તે રૂબરૂ મળ્યા અને કહ્યું કે 'કોઇ પણ રીતે મારે પરદેશ જવું છે.' તો જાણવા મળ્યું કે હવે રાજ્ય કોઈને પરદેશમાં મોકલવા માગતું નથી. કૃષિવિદ્યાની જરૂર જોઈ હિન્દ સરકારે નાગપુરમાં એક નવી ખેતીવાડીની કૉલેજ ખોલી છે તેમાં જો અત્યારે દાખલ થઈ જાઓ તો ભવિષ્યમા તેના આગળ અભ્યાસ માટે સહાય મળે. પોપટભાઇને ખેતીવાડી વિષે જરા પણ શૉખ કે જ્ઞાન નહોતાં, પણ એક નવુ જ ક્ષેત્ર મળે છે અને ભવિષ્યમાં તેને અંગે વિદેશ જવાનું મળશે એ વિચારે રાજ્યની માસિક રૂ. ૧૫ની શિષ્યવૃત્તિથી તે નાગપુર ગયા. ત્યાં બધા પ્રોફેસર યુરોપિયનો હતા.

ટ્યૂશન-ફી કે નિવાસગૃહનું ભાડું નહોતું; પણ ભોજન-ખર્ચ કલમની રીતે કરવાનો હતો, અને તેમાંથી આવતાં જતાંની ૫૦-૬૦ રૂપિયાની રેલવે ફી પણ બચાવવાની હતી.

ગિજુભાઈની વાત વળી જુદી હતી. એમણે આફ્રિકા જઈને નોકરીનું નક્કી કરવાનું હતું. એમની સાથે એમના સહાધ્યાયી મિત્ર પ્રયોગ શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટ પણ સ્ટીમરમાં ચડી ગયા, પણ નવા મુલકનું લોકજીવન જોઈ તેમની ન્યાતિ-ભાવનાઓ અકળાઈ ઊઠી ને મોમ્બાસાથી જ પાછા ઘેર વળી આવ્યા. આ લાભભાઈ પણ સ્ટેશન-બંગલા-મંડળના નિયમિત મુલાકાતી હતા. ન્યાતિ સંબંધથી તે શ્રી મણિ-શંકર ભટ્ટ (કવિ 'કાન્ત')ની નિકટમાં પહોંચ્યા હોવાથી તેમને ઘેર જઈ વિદ્વદ્ભોગ્ય વાર્તાલાપનો લહાવ તે મેળવતા, ને પછી બંગલે આવી તેની પુનરુક્તિ કરતા. શ્રી 'કાન્ત'ની કોઈ નવી કવિતા રચાય તે બીજે દિવસે બંગલામંડળમાં રજૂ થઈ જ હોય.

એ જ અરસામાં શ્રી પ્રભાશંકર પટ્ટણીની સહાયથી 'કલાપીનો કેકારવ' પ્રથમ વાર ભાવનગર દરબારી છાપખાનામાં છપાઈ તૈયાર થયો, તેની પ્રથમ પ્રત મહારાજા સુધી જાય તે પહેલાં તો એક પ્રત લાભભાઈના હાથમાં આવી અને બંગલે હાજર થઈ! તરત જ રતિલાલ પાઠક 'સ્નેહજ્યોતિ', રામનારાયણ પાઠક, ગિજુભાઈ વગેરે સમડીની જેમ તેના ઉપર તૂટી પડ્યા અને અઠવાડિયા સુધી તેના એકેએક કાવ્યનો લલકાર અભ્યાસ-ઓરડીમાં ગુંજી રહ્યો.

આ લાભભાઈ પછીથી નોકરી કરવા મુંબઈ ગએલા, જ્યાં તેમના સાહિત્ય-પ્રેમે તેમને મુનશીજીના અંગત ગૃહમંત્રી બનાવ્યા. અમારા મંડળમાં હતા ત્યારે અવારનવાર કાવ્યો ગુંજતા મચી જાય. તે રોજ ભાવનગરની ગુજરીના રસ્તે આવતા-જતા તેથી 'ક્યાં જાઓ છો' એમ અમે પૂછતા ત્યારે (વૈતાલીય છંદમાં) બોલતા:

'ગુજરી દિનરાત જાઉં છું, ગુજરીને જીવતો ય થાઉં છું.'

એ સમયમાં શ્રી પ્રભાશંકર પટ્ટણી, કવિ 'કાન્ત', કવિ ત્રિભુવન પ્રેમશંકર, કવિ બોટાદકર વખતોવખત મળતા. તે મંડળનું 'કવિતાકલ્લોલ' નામનું એક માસિક પણ નીકળતું. તે બે વર્ષ ચાલી બંધ પડ્યું. શ્રી પટ્ટણી તેમાં પોતાના રચેલા કાવ્યો પ્રકટ કરતા, જે પૈકીનું 'ઉઘાડી રાખજો બારી' એ ગીત અમે પણ ગાતા.

## ૧૮ છઠ્ઠી અંગ્રેજીના વર્ગમાં

પોપટભાઈના અને ગિજુભાઈના પરદેશ ગયા પછી હું છઠ્ઠી અંગ્રેજીમાં મોતીચંદ લૉર્ડના વર્ગમાં ગયો. છઠ્ઠીના બીજા 'બી' વર્ગના શિક્ષક હતા સુરતના કાયસ્થ શિવ-સુખરામ. હાઈસ્કૂલના પ્રારંભમાં બહારગામના જે શિક્ષકો આવેલા તે પૈકીના તે જૂના શિક્ષક હતા. બીજા એક મહાસુખરામ હતા, જે નિવૃત્ત થઈ ગએલા. શિવ-સુખરામ ગોરા, પાતળા અને ઊંચા હતા. પાન ચાવતું મો ધરાવતો હસમુખો સ્વભાવ અને શિક્ષણમાં ઉત્સાહી હોવાથી ઘણા વિદ્યાર્થીઓ તેમના વર્ગમાં જવા ઇચ્છતા. બધા શિક્ષકોમાં તેમની ઊંચાઈ વધારે હતી એટલે કેટલાક તોફાની વિદ્યાર્થીઓ તેમને માટે 'શિવસુખ બંબો' જેવું તોછડું વચન વાપરતા.

મારા શિક્ષક મોતીચંદ લૉર્ડ અગાઉના ફોર્થના શિક્ષક મોહનલાલ લૉર્ડ કરતાં જુદાં કારણોથી લૉર્ડ કહેવાતા. તે પેન્શનની વયે પહોંચી ગએલા. પોશાકમાં ભાવનગરી પાઘડી અને લઘરવઘર ખુલ્લાં બટનવાળા કોટ ઉપર એસ ગળે વીંટાળેલો રાખતા. ધીરી ચાલે આવતા, વર્ગમાં આવી ટોપી પહેરતા, મરકમરક હસ્યા કરતા અને શીખવવામાં લહેરી બનતા. ઠોઠ વિદ્યાર્થીને કહી દેતાઃ 'તું નહિ ભણે તો મારા બાપનું કંઈ નથી જવાનું અને મારા પગારના ૬૦ના પોણી સાઠ કોઈ કરવાનું નથી; સું સમજ્યો?' 'શું' ને બદલે તે 'સું' જ બોલતા.


મોતીચંદ લૉર્ડ

ભાવનગરના તે વતની, એટલે અમારા કુટુંબને ઓળખતા. તેમના એક સંબંધીનો પુત્ર તુલસીદાસ તેમને ત્યાં રહી ભણતો. તેના પિતા ઘણું કરીને નહોતા એટલે ઓશિયાળા થઈ તેને બધું સહન કરવું પડતું. આ તુલસીદાસ સાથે મને ફાવતું એટલે તેને મળવા એકબે વાર હું મોતીચંદ માસ્તરને ત્યાં ગએલો અને તે પણ મારે ત્યાં આવતો-જતો. આ તુલસીદાસના કુટુંબમાં વેપાર-ધંધો હશે એટલે તે વહેલા ભાવનગર છોડી ગએલા. ઘણાં વર્ષો બાદ પુખ્ત વયે મુંબાઈમાં અમે ભેગા થઈ ગએલા ત્યારે મરીન ડ્રાઈવ પરના 'તુલસીવિહાર'ના લક્ષાધિપતિ માલિક તરીકે મને એમનો પુનઃ પરિચય થયો.

ચિત્રવર્ગમાં હમેશાં સાથે રહેલા છગન સોની આ વર્ગમાં મારી સાથે આવ્યા.


છગન સોનીને પાટલી પર ઊભો કર્યો

તે પણ ચિત્રમાં આગળપડતા વિદ્યાર્થી હતા ઘરનો સોનીનો ધંધો, એટલે નકશી કામની ડિઝાઇનો સુરેખ આલેખી શકતા, પણ અભ્યાસમાં પરાણે ખેંચાતા આવતા વળી તે વખતના વિદ્યાર્થીઓમાં તેની ઊંચાઈ એટલી મોટી હતી કે વિદ્યાર્થીઓમાં તેનું ઓળખાણ 'છગના લાંબા' તરીકે અપાતું લેસન આપવામાં પાછા પડતા વિદ્યાર્થીઓને મોતીચંદ લૉર્ડ ઊભા કરતા ત્યારે છગન સોનીને બહુ સાંભળવું પડતું એકબે વાર તેની ખૂબ ટોકણી કરીને પાટલી પર ઊભા કરી શિક્ષકે વધુપડતું સમ જાવ્યું, તેનું તેને એટલું માઠું લાગ્યું કે બીજા દિવસથી તે દેખાયા જ નહિ અને પોતાનો ચિત્રનો શોખ પૂરો કરવા વડોદરા જઈ કલાભવનમાં દાખલ થઈ ગયા

એ વર્ગમાં મને જુદાજુદા વાસના ને જુદાજુદા ગામના વિદ્યાર્થીઓનું ઓળખાણ થવા લાગ્યું આખા ભાવનગર રાજ્યમાં બાજી હાઈસ્કૂલ નહોતી સિહોર, મહુવા, બોટાદ કુંડલા વગેરે સ્થળે ચોથી અંગ્રેજી સુધીનું ભણતર હતું એટલે ત્યાંથી આગળ ભણવા ઇચ્છતા વિદ્યાર્થીઓ ટ્રેઇનમાં ભાવનગર ભણવા આવતા કોઈ કોઈ વળી સગાસંબંધીને ત્યાં રહીને ભણતા સિહોરથી આવતી એવી ટોળીમાંથી જગન્નાથ પંડ્યા સાથે મારી મૈત્રી શરૂ થઈ તેના પિતા ભવાનીશંકર પંડ્યા ધાધળીમાં શિક્ષક હતા અને મારા પિતાશ્રીના પરિચયમાં આવેલા એક સરકારી સજ્જન હતા આ જગન્નાથ ભવિષ્યમાં પૂર્વ આફ્રિકાના વિખ્યાત લોકનેતા શ્રી જે એમ પંડ્યા બન્યા

અબ્દુલ્લા ગાગનાની પણ મારી સાથે હળતામળતા હતા મુસ્લિમ કુટુંબના આ વિદ્યાર્થીની રીતભાત, બોલચાલ અને પોશાક બહુ જ સ્વચ્છ અને ખાનદાની ભર્યાં હતા તેણે ક્રિકેટમાં નામના કરવા માંડી હતી રોજ સ્વચ્છ કપડામાં આવતા વ્યવસ્થિત અને શાંત, છતાં આત્મગૌરવવાળા આ વિદ્યાર્થીની છાપ અનોખી પડતી અટકચાળા અને વાયડા ગણાતા વિદ્યાર્થીઓ પણ તેનાથી દૂર રહેતા

અત્યાર સુધીના ધોરણોમાં કદી નહિ જોયો થએલો એવો એક રતિલાલ નામે બ્રાહ્મણ વિદ્યાર્થી વર્ગમાં આફત જેવો બની ગયો હતો પાછળથી વિદ્યાર્થીઓ તેને 'રતિયો કાટ' કહેતા એ ગમે તે વિદ્યાર્થીને 'ફાગ' શબ્દોથી જ બોલાવે કોઈ નરમ વિદ્યાર્થીના ગળામાં હાથ નાખી પ્રિયા બનાવી ગાયનની કડી બોલે વર્ગની બારીમાંથી કૂદકો મારીને જ બહાર નીકળે તેના બાપ નહોતા ન્યાતના પટેલ એવા દાદાએ તેને લાડકો બના વેલો તેથી પણ તેની કાટ વધી હતી છગન સોની તો તેને ચેતવણી આપી દેતો જોજે મારી પાસે આવ્યો તો હાથનોસ્વાદચાખીશ તેનીઊંચીકાઠી જોઈ તે જરા અચકાતો પણ પાછળ થી તેનું ટીખળ કરતો આ ઉપરાંત


રતિયો કાટ

વધુ ત્રાસ તો તેની ચોરરીતિ હતી કોઈ કોઈ વિદ્યાર્થીઓની ચોપડીઓ ચોરી કે ચોરાવી વેચી નાખતો ને બપોરની રજામાં ખુશામતી ગોઠિયાઓ સાથે નાસ્તા ઉડાવતો

એક વખતે તેનો આ ગુનો પકડાઈ ગયો અને મોતીચંદ લૉર્ડે આંખ બદલી. થોડા તમાચા લગાવી તેને ડિસમિસ કર્યો અને તેના વડીલને તેના ખબર આપી દીધા. એ પછી એ કદી નજરે પડ્યો નહિ. ઘણા વખતે સાંભળ્યું કે તે અકાળ મરી ગયો.

છગન સોનીના જવાથી મારો ચિત્રકામનો એક કાયમનો સાથીદાર ગયો, એટલે મેં પણ ભગવાનજી માસ્તરને ત્યાં જવાનું બંધ કર્યું. તેનો તેમને ધોખો રહેતો. તે કોઈ વાર રસ્તામાં મળે તો હું નીચું જોઈ જાઉં એટલાં વચનો સંભળાવી દેતા. પણ મારા માટે શહેરમાં બીજાં આકર્ષણો જાગ્યાં હતાં.

મારા મોટા ભાઈએ મૅટ્રિકનું બીજું વર્ષ ભરવા માંડયું હતું, પણ એક વાર નાસિપાસ થએલા તેથી એના એ ગણિત-અંગ્રેજીના વિષયો તેમને કાળ રૂપ લાગતા. લલિત કળાઓના રસિયાઓને ભાષા અને ગણિત સાધારણરીતે ભાર રૂપ લાગે છે. મારા પોતાના સંબંધે પણ મને એવો અનુભવ થતો, પણ તેમના ઉપર પડતા કટાક્ષોનાં ઝાપટાં જોઈને હું ચેતી ગએલો કે આ વિષયોમાં તૈયાર થયા વિના મૅટ્રિકની ખાઈ ટપી શકાશે નહિ; એટલે તે વિષયોમાં પ્રેમ ધરાવતા મિત્રોને મેં શોધી કાઢ્યા હતા અને વખતોવખત તેમની મદદ લઈ વર્ગમાં ચાલતા પાઠો પાકા કરતો. ઢસામાં મળેલા ગજાનન માસ્તર પાસેથી ગણિતની કેટલીક કૂચીઓ જાણી હતી. મારા કાકા શ્રી હરિલાલભાઈ પણ ગણિતમાં પાકા હતા અને રેલવેમાં ઑડિટ ઑફિસર હતા, એટલે કોઈ પણ જાતના હિસાબો કરવાનું તેમને જરા યે આળસ ન હતું મોટા ભાઈ કરતાં મારા ઉપર તેમને વધુ પક્ષપાત પણ હતો એટલે મને રજા પડે ત્યારે ગણિત પાકું કરવા બોધ આપ્યા કરતા. તેમની સૂચનાથી મેં ગણિતના પહેલા મનોયત્નથી માડી બધા જ દાખલા ગણીને પાકા કરી લીધા. આમ છતાં ગણિતમા મારા પગ ઢીલા રહેતા. અંગ્રેજી ભાષામા મઝાનું વાંચવાનું મળે છે તે સમજાયું હતું, એટલે એમા તો મેં વ્યાકરણનો પાયો સુધારી લીધો હતો.

## ૧૯ નાટકકાર આંબલીવાળા

મોટા ભાઇને મૅટ્રિકનુ બીજું વર્ષ બહુ અકારુ લાગ્યું. વળી વહેલા પરણી ઘરસંસારી બનેલા એટલે ઘરમાં તેમનુ માન રાખી કોઈથી વધુપડતું કહેવાતુ નહિ, તેથી પોતાના મનફાવ્યા વિષયમા આગળ ને આગળ ખેંચાતા હતા. એવામાં સંજોગો એવા બન્યા કે ભાવનગરમાં સુરતના આમલીવાળાની નાટક કંપની આવી અને ખારના રસ્તા પરની નાટકશાળામા લાંબા વખતનો તેનો પડાવ થયો. તે કંપનીના માલિક આંબલીવાળા પોતે નવા નાટકો લખતા, પોતે જ ગાયનો બનાવતા અને જાતે કેટલાક મુખ્ય પાઠો ભજવતા. મોટા ભાઈએ તો કોઈ સંબંધીજનની સાથે તેમની મુલાકાત લીધી અને પોતાનો નાટકલેખનનો પ્રેમ જાહેર કર્યો. આંબલીવાળાએ તરત જ તેમને પોતાના મિત્ર તરીકે આવકાર્યા અને ગમે ત્યારે તેમને પોતાને ત્યાં આવવાની સદર પરવાનગી આપી. એટલે તે તો બીજે-ત્રીજે દિવસે તેમની પાસે જતા-આવતા થયા. એમણે તેમના બધા ખેલો જોયા, ને પછી આંબલીવાળાનો સ્નેહભાવ જોઈ, તેમની સાથે પોતાનુ કેવું ઓળખાણ છે તે બતાવવા મને પણ સાથે લઈ જવા લાગ્યા.

આંબલીવાળાની કંપનીના સીનસીનેરીવાળા એસો ભાવનગરમાં ખૂબ વખણાયા. એવા રંગો ને પર્સ્પેક્ટિવવાળા પડદા કદી કોઈએ જોયા જ નહોતા. એ પડદાઓ ઉપર 'પેઇન્ટર રંગીલદાસ'નું નામ વંચાતું. મને તે કારણે આંબલીવાળાનાં નાટકો જોવાનો શોખ વધ્યો હતો. ત્યારે તો રંગીલદાસ કંપની સાથે આવ્યા નહોતા; પણ પાછળથી, ઉમરનાં કેટલાક સમય પર, પ્રકાશ પિક્ચર્સમાં સેટ કરનાર મિસ્ત્રી-પેઇન્ટર તરીકે એ વયોવૃદ્ધ રંગીલદાસના પરિચયમાં હું આવ્યો હતો. મને ત્યારના અને મંચાદોમાં ગમ નહોતો. પરાક્રમી દશ્યો, ચમત્કારિક ટ્રેન્સ્ફરો, ફારસો, એવું ઉપરચોટિયું મારું આકર્ષણ હતું. મને પણ તસવીરો કરતાં આવડે છે એમ આંબલીવાળાને મારા મોટા ભાઈએ જણાવેલું એટલે એક વાર તેમણે પોતાનો અર્ધ ફોટોગ્રાફ મને આપેલો. તે પર ચોરસ ખાનાં પાડી કાળા કેપોન કાંકરાથી મેં તેમને મોટું બસ્ટ બનાવી આપેલું એટલે તે મારા પર પ્રસન્ન બનાવેલા.

આંબલીવાળાએ 'નરસિંહ મહેતા'નો ખેલ નાના ગ્રંથક જેટલો જ લોકપ્રિય બનાવ્યો હતો અને તેમાં પોતે નરસિંહ મહેતા બનતા. મોટા ભાઈએ તેની એક વાત કરી કે એક વખત દિવસના ભાગે એક ડોશીમા સત્યનારાયણની કથાનો પ્રસાદ લઈ 'નરસિંહ મહેતા ક્યાં છે' પૂછતાં નાટકશાળા પર આવ્યાં. એમને મળવા આંબલીવાળા રાતનો નરસિંહ મહેતાનો સ્વાંગ સજી બહાર આવ્યા અને ડોશીમાને 'જય શ્રીકૃષ્ણ' કહી, વંદન કરી એમનો પ્રસાદ સ્વીકાર્યો!

આંબલીવાળાએ ભાવનગરમાં 'પ્રહ્લાદ વિજય' નામનો પોતાનો નવો જ ખેલ પહેલો બહાર પાડવા તૈયાર કર્યો. તેમાં નૃસિંહ અને વરાહનાં મહોરાં બનાવવાની વાત આવી ત્યારે મારા મોટા ભાઈએ તેમને જણાવ્યું કે 'રવિભાઈને માટીનાં બીબાં બનાવી તે પર કાગળનાં હળવાં મહોરાં કરતાં આવડે છે.'

મહોરાં બનાવવાનો હુન્નર મેં જાતે જ પ્રાપ્ત કર્યો હતો. ભાવનગરના બજારની દુકાનમાં મેં કાગળના બનાવેલાં એવાં પરદેશી હળવાં મહોરાં જોએલાં. એમાં મહોરાંનો બધો ઘાટ હતો, આંખમાં ડોળાને ઠેકાણે કાણાં હતાં અને મોમાં જીભ નીકળે એટલી ફાટ હતી. તે કેમ બનતાં હશે તેના વિચારો હું કર્યા જ કરતો. એક વાર પહેલો વરસાદ મૂશળધાર પડ્યો ત્યારે નાહવાના શોખીન કેટલાક છોકરાઓ સાથે વહેતા પાણી ડોળતા અમે ડહેલાને નાકે પહોંચ્યા. ત્યાં ઉપરવાસથી વહેતા પાણીના પટમાં દુકાનદારોએ જે કચરો ફેંકવા માંડેલો તેમાંથી મને ભાવનગરી પાઘોટાના આકારનું એક કાગળનું ખોખું મળી આવ્યું તે મેં તપાસ્યું તો લખેલા નકામા કાગળો તથા ચોપડાના કાગળોના ટુકડા ઉપરાઉપર ચોડી પૂંઠા જેવું જાડું બનાવેલું, જેમાં અંદર ક્યાંક માટી પણ ચોંટેલી હતી. તેથી તરત મને ખયાલ આવ્યો કે માટીના બીબા તેની સાથે ચોંટી ન જાય એ રીતે કાગળના એ થરો લાહીથી ચોડેલા હતા. પછી તો હું મોતી તળાવે નહાવા જતો ત્યાંથી એક વાર ઝોળીમાં તળાવના કાદવના પિંડા ઘેર આણ્યા અને માણસના માપનું કાન સુધીનું અરધું મોં બનાવી સૂકવી દીધું તેના પર નરમ કાગળોને માત્ર પાણીથી ભીંજવી કટકા કટકા કરી તેને ઢાંકી દીધું તે પછીના કાગળોના ટુકડાના થર હું આકાર પ્રમાણે લહીથી ચોડતો ગયો. એ બધું સુકાઈ ગયું એટલે બીબા પરથી આકાર પ્રમાણે પૂંઠા જેવું ઘટ્ટ મહોરું

જ નીકળ્યું. તે પર પડીકાના રંગો ગુંદરમાં મેળવી તેનો વર્ણ બનાવ્યો. આવાં અનેક મહોરાં મેં બનાવેલાં.

એટલે આંબલીવાળાએ જ્યારે મને એ કામ સોંપ્યું ત્યારે હું ખૂબ જ હરખાયો કે મારું કામ સ્ટેજ પર હજારો પ્રેક્ષકો માટે આકર્ષણ બનશે. તેમણે મને પોશાક-ખંડ (ગ્રીન-રૂમ)માં બધી સગવડ કરી આપી, માટી મંગાવી આપી અને મેં ઉપરની રીતે



આંબલીવાળા સાથે

નૃસિંહ અને વરાહનાં મોં બનાવી આપ્યાં. આંબલીવાળા પણ એક તરકીબ-કુશળ માનવ હતા. તેમણે બંને મહોરાંનાં જડબાં છૂટાં પાડી, કાનના ભાગે લાંબી સ્પ્રિંગો મૂકી પટ્ટીઓ બાંધી. આથી કોઈ પણ એ મહોરાં પહેરી પોતાનું જડબું હલાવે તે મુજબ નૃસિંહ અને વરાહનાં મોં અંદરથી આવતા અવાજ પ્રમાણે ઉઘાડ-વાસ થઈ શકતાં. આ પાત્રો જ્યારે સ્ટેજ પર રજૂ થયાં ત્યારે લોકોમાં ભારે આશ્ચર્ય જણાયું અને આંબલીવાળા મારા પર વધુ સ્નેહ દાખવતા થયા, તે એટલે સુધી કે હું એકલો તેમની પાસે જાઉં ત્યારે, કોઈ ખેલ ચાલતો હોય અને તેમને પોતાને પાત્ર ભજવવાનું ન હોય તો હારમોનિયમવાળાની પાછળ પહેલી હારમાં મારી પાસે બેસી વાતો કરતા.

## ૨૦ ગ્રીન રૂમની સૃષ્ટિ

એમના સમાગમથી મેં નાટકશાળાની પ્રવૃત્તિ નિહાળી. નાટકનો પ્રવેશ ચાલતો હોય ત્યારે વિંગમાં છુપાએલા રાજવીરો કે રાજરાણીઓને પોતાના અસલ નામે વાતો કરતા સાંભળ્યા. ગ્રીન રૂમમાં વેશ બદલતાં, દાઢીઓ બાંધતાં કે રંગ કરતાં નાનાંમોટાં પાત્રો જોયાં. નાટકનાં દશ્યો જોનારને તે એક રમણીય કલ્પનાભૂમિ લાગે છે, પણ તેમાં કામ કરનારાઓને માટે તો તે હજારોને રીઝવવાની કસોટીરૂપ અને અતિ શ્રમપૂર્વક તૈયારી કરવાની ભૂમિ હોય છે. એની વાતો મિત્રો આગળ હું કરતો ત્યારે તેઓને તેમાં બહુ રસ પડતો.

ભાવનગરમાં બીજી નાટકશાળા રેલવે સ્ટેશન પાસે આવેલી મહાજનની ધર્મશાળાની બાજુમાં હતી. ત્યાં પણ એક નાની નાટક કંપનીવાળાને સ્ટેશન-સ્ટાફની

કંઈકંઈ ગરજ રહેતી. તેથી કેટલીક વાર નાટકના મૅનેજરો કે માલિકો સ્ટેશન માસ્તર પાસે આવતા જ હોય ને વિવેકની ખાતર સ્ટેશન માસ્તરને નાટક જોવાનો પાસ આપી જાય. આ રીતે સ્ટેશનનાં ઘણાં માણસો નાટક જોવાનો લાભ મેળવતાં, તેમાં કવચિત સ્ટેશન માસ્તર અથવા તેમના ઘરનાં માણસો પણ હોય. સ્ટેશન પાસેના થીએટરમાં કોઈ નાટક હોય ત્યારે સહેલાઈથી જવાનું મળે એમ હોવાથી મારા મિત્રો મસ્તરામ, નાનાસાહેબ અને એકબે બીજાં બાળકો મોટેરાંઓ સાથે ઘણાં નાટકો જોઈ ચૂકેલા. તેથી નાટકના નરીમાનું કોઈ ત્યાંથી જાય-આવે ત્યારે મને ઓળખાણ થતું હું હવે નાટકમાં કંઈક રસ લેતો થયો હુ તે જાણી તેની વાતો તથા ચર્ચા પણ મારી આગળ થતી. મને માત્ર ગાયનો આવડે નહિ કે રાગ બેમે નહિ.

ગાયનોમાં મને કંઈ યે ગમતું તો તે નાટકની આરંભની સૂત્રધારની સ્તુતિ. નરઘાંની થાપ પડે અને જવનિકા (પહેલો પડદો) વીંટાતી ઉપર ચડે કે સૂત્રધારને હું તંબૂરો પકડી ઊભેલો જોઉં, તે પણ મારે માટે ખેંચાણકારક બનતી. મસ્તરામ અને નાનાસાહેબ રાજા સત્યવ્રત નાટકની સ્તુતિ ગાતા તે મને બહુ ગમતી.

'તાન પ્રભુ તુજ સાથે લાગ્યું,
આ ઘટઘટમાં હરિનામ લાધ્યું.'

એમને તો સ્ટેશન પર ગાનારાઓની ઓળખાણો થતી, એટલે રસ્તા પર તેઓ નીકળે ત્યારે મને ઓળખાવતા. આમ અમારો સમાગમ વિવિધરંગી બનતો ચાલ્યો.

## ૨૧ શ્રીમન્ નથુરામ શર્મા ભાવનગરમાં

એવામાં ભાવનગરમાં શ્રી નથુરામ શર્માના દીક્ષિત સાધકમંડળમાં સમાચાર આવ્યા કે મહાત્માશ્રી દૂરદૂર વસતા શિષ્યમંડળ મારફત વિવિધ સ્થાને ઉપદેશ અને સદ્ધર્મ-પ્રચાર માટે મુંબાઈ સુધીનો પ્રવાસ કરવા આશ્રમ બહાર નીકળશે. એથી ત્યાંના સર્વ સાધકોએ એકમતે નિર્ણય કર્યો કે તેઓશ્રીને ભાવનગર માટે એક માસનું નિમંત્રણ મોકલવું અને એમના પ્રવાસ તથા નિવાસનો ખર્ચ અંદરઅંદર ફાળાથી મેળવી લેવો. તે માટે દરેક શિષ્યે ખુલ્લા દિલથી એક માસનો પોતાનો પગાર આપ્યો અને એકએક દિવસનુ તેમના ઉતારાનું ભોજન-ખર્ચ ઉપાડી લીધું.

શ્રી મોટાભાઈ (હરગોવિન્દદાસ પંડયા) અને શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ, જે મંડળના ચેતનવંતા મંત્રી જેવા હતા, તેમણે રાજ્યના અમલદારો અને પ્રભાશંકરભાઈ પટ્ટણીની મુલાકાત લઈ મહાજનની તખ્તસિંહજી ધર્મશાળામાં નિવાસની પરવાનગી મેળવી તેમજ રાજ્ય તરફથી વાહન તથા ચોકીનો બંદોબસ્ત નક્કી કર્યો. સ્ટેશન માસ્તરનો બંગલો જાણે તે કામની કચેરી બની ગયો, નૃસિંહપ્રસાદ ભટ્ટ અને મોટાભાઈ એ વખતે એટલા નિકટના સાથી બની ગયા કે તે વખતથી નૃસિંહપ્રસાદનું ટૂંકું નામ 'પ્રસાદજી' હતું તે વિસરાઈ 'નાનાભાઈ' થઈ ગયું. જુદીજુદી યોગ્યતા વાળા શિષ્યોએ કામો ઉપાડી લીધાં. કોઈએ કોઠાર, કોઈએ સભાની ગોઠવણ તો કોઈએ હજુરતહેનાત. અમને કિશોરમંડળને પણ અમુક અમુક સમયે હાજરી આપવાનું સોંપાયું.

મને અને શ્રી મસ્તરામને મુખ્ય રાખી બીજાએ સાથે શ્રી નથુરામ શર્માજીની પ્રશસ્તિની છડી પોકારવાનાં વચનોનો પાઠ કરાવ્યો: 'ૐશ્રી સનાતન યોગમાર્ગોદ્ધારક, વેદાંત પરિવ્રાજક' વગેરે બિરુદો ને અંતે 'શ્રીમન્નાથ શર્મા વિજયતે વિજયતે વિજયતે!' એ છેલ્લા ઉદ્ગારો સૌ ઝીની લે એવી સૂચના હતી.

૧૯૦૭ના ઑગસ્ટમાં, સં. ૧૯૬૩ના જ્યેષ્ઠ સુદ અમાવાસ્યા ને શુક્રવારે સાંજે મહાત્માજીની ટ્રેઈન ભાવનગર સ્ટેશનમાં આવી ત્યારે સ્ટેશનમાં ભારે ભીંસ અને ભીડ હતી. મહાત્માજીનો ડબ્બો બરોબર સ્વાગત-સ્થાને આવે તે માટે સ્ટેશન માસ્તર હરગોવિન્દદાસ પંડ્યા(મોટાભાઇ)એ જાતે હાથમાં સાધાવાળાની લાલ લીલી ઝંડી ગખેલી અને તે મુજબ ગાડી ઊભી રખાવી. દર્શન, ચરણસ્પર્શ, ફૂલહાર વગેરે માટે લોકો ઊલટી પડ્યા. બહુ મુશ્કેલીએ સ્ટેશન બહાર આવી દરબાર તરફથી આવેલી બે ઘોડાની ફાઈટન ગાડીમા તેઓ બિરાજ્યા. મુખ્ય શિષ્યો પાછળ ચમ્મર લઈ ઊભા અને 'વિજયતે વિજયતે' બોલાયું કે તરત લોકોમા એટલો બધો પૂજ્યભાવ પ્રકટ્યો કે ભાવિક સજ્જનો ગાડીના ઘોડા છોડાવી જાતે ખેંચીને પાસેની ધર્મશાળામાં તૈયાર કરેલા નિવાસસ્થાન સુધી ખેંચી ગયા.

ત્યાર પછીના દિવસોમાં એક માસ સુધી સવાર-સાંજ નિત્ય ગીતાના સોળમા અધ્યાયમાંથી જીવન-મુક્તિ વિષેનો તથા ગીતોપનિષદ્ વગેરેનો શ્રવણ ઉપદેશ ચાલુ થયો. બંદોબસ્ત માટે દરવાજા પાસે પોલીસ હાજર રહેતા. ઘડિયાળના સમય પ્રમાણે જ મંગલાચરણ થાય અને પછી છેવટનું સ્તવન થાય ત્યા સુધી ટાકણી પડે તો સંભળાય એટલી શાંતિ રહેતી. એક જ શ્લોક પર સતત એક કલાક સુધી વિવેચન, દૃષ્ટાંતો અને પ્રમાણો એવી સબળ ભાષા રજૂ થતા કે ભાગ્યે જ કોઈ શ્રોતા વિમુખ બને. સાધારણ રીતે ૨૦૦૦ થી ૩૦૦૦ જેટલા માણસો રોજ આવતા, તેમા સર પટ્ટણી જેવા પ્રધાન રાજપુરુષથી માંડી વિદ્વાનો, શિક્ષકો, કૉલેજિયનો, વેપારીઓ અને સ્ત્રીઓ સર્વ એકાકાર બનતા. આ સમયમા સેંકડો મનુષ્યોએ મહાત્માશ્રી પાસે નવી દીક્ષા લીધી.

એ દિવસોમા શ્રવણ સમયે હુ નિયમિત હાજરી આપતો અને મસ્તરામની સાથે મહાત્માશ્રીની છડી પોકારતો. તેમની આગળ ને આગળ શ્રવણસ્થાને જતા અને આવતા ચાલતો અને તેમના શ્રીમુખે ઘણા વ્યાખ્યાનો તથા દૃષ્ટાંતો સાંભળતો. તેમાના ઘણા મારા જીવનમા સ્થિર ચારિત્ર્ય-ભાવના આપનારા બન્યા છે મહાત્માશ્રીના વ્યાખ્યાનોથી પ્રભાવિત થએલા ઘણા શિષ્યોએ તેમના પગલાં પોતાના આવાસમા થાય એવી પ્રબળ ઇચ્છા પ્રકટ કરી, ત્યારે છેવટના દિવસોમા સવારનુ શ્રવણ પતી ગયા બાદ દરબારશ્રી તરફથી આવેલી બે ઘોડાની ગાડીમા પધરામણીના વારા ચાલ્યા હતા. એ વખતે યજમાન-શિષ્ય ઉપરાત પડોશના અનેક નરનારીઓ દર્શન સમાગમથી અત્યંત ધન્યતા અનુભવતાં. મહાત્માશ્રીનુ લઘુપૂજન થયા બાદ પ્રસાદ વહેંચાતો અને તેઓ નિત્યજીવનમા સદાચાર અને ધર્મકાર્ય પર દરેક ઠેકાણે ટૂંકો ઉપદેશ આપતા આવા પ્રસંગોમાં હુ ઘણે ઠેકાણે સાથે પહોચી જતો તેથી ભાવનગરમા વસતા અન્ય ભાવિકોની પિછાન હુ કરી શકેલો. પરિણામે આધ્યાત્મિક ભાવનાવાળા ગુરુજનો અને મિત્રોનો હુ વધુ સમાગમ પામ્યો. એ જ

વખતમા શ્રી કેશવલાલ ચંદારાણા, ગિરીશભાઈ ભટ્ટ, મનુભાઈ બધેકા અને શહેરના કેટલાક કૉલેજિયનો તેમજ શિક્ષકોનો વધુ પરિચય પામ્યો તેમા સત્સગપ્રેમી ભાઈ પરમાનદ કાપડિયા પણ હતા એ કહેતા કે મહાત્માશ્રીની વ્યાખ્યાનશૈલી જૈન મુનિઓની પ્રણાલીને મળતી—સામાન્યજનને સમજાય એવી અને દૃષ્ટાંતોથી ભરપૂર છે

એમનો વિદાયનો દિવસ પણ અત્યત ભવ્ય અને ભાવપૂર્ણ થયો હતો ભાવનગરના ઘણા શ્રેષ્ઠજનોએ તેમની સાથે એકાંતે પોતાના પ્રશ્નોના સમાધાન મેળવ્યા હતા, તે બધા કૃતજ્ઞભાવે સ્ટેશન પર આવ્યા હતા આમ, ભાવનગરમા તેમના આગમન પછી એક વિશાળ સદ્ભાવપ્રેરિત સમાજ અસ્તિત્વમા આવ્યો

## ૨૨ આનું સૌજન્ય અને વ્યવહારદૃષ્ટિ

**અ**મારા ડહેલાની મુખ્ય વસતિ મોઢ વણિક કુટુબોની હતી. બધા ચુસ્ત વૈષ્ણવ સપ્રદાયના અનુયાયીઓ હતા રોજ સવારમા વૃદ્ધ સ્ત્રીઓ અને પ્રૌઢો કોઈ ને કોઈ હવેલીમા દર્શન કરી આવતા જેમના ઘરમા વહુવારુઓ કામ ઉપાડી લેનારી હોય, છોકરાઓ ધધો અને બજાર સભાળતા હોય તેઓ બેત્રણ હવેલીમા દર્શન કરી આવતા. મારા બાએ પણ નીલકઠ મહાદેવમા અથવા ખારને દરવાજે આવેલા જગન્નાથજીના મદિરમા વારતહેવારે કે વ્રતના દિવસે જવાનો નિયમ રાખ્યો હતો પણ તેમનો રોજનો એક ખાસ નિયમ એ હતો કે સવારમા ઊઠીને નાહ્યા પછી હરતાફરતાં જ્ઞાન કક્કો ગાતા અથવા આત્મા અને કાયાના ભેદ બતાવતુ કોઈ પદ ગાતા. તે સાભળી ઘણી પડોશણોને તેની લે' લાગી અને રોજ રાતે ફળીમા એકઠી થઈ તેમની પાસેથી જ્ઞાન કક્કો અને પદોની કડીઓના બોલ મુખપાઠ કરતી થઈ. થોડા મહિના પછી તો કેટલા ય ઘરોમા કામ કરતી સ્ત્રીઓને આખા 'કક્કા'નું રટણ થઈ ગયુ '*કક્કા કર સદ્ગુરુનો સગ*'*થી માડી દરેક અક્ષરની કડીનો તેઓ પાઠ કરી જતા.*

મારા ભાભીએ તેમને ઘરના સર્વ કામની ચિન્તાથી મુક્ત કર્યા હતા, એટલે તેમના સ્વભાવ પ્રમાણે કોઈને ત્યા કઈ ભીડ જણાય તો વિના વિલબ તે માદાની પાસે કે દુખિયાની પાસે પહોચી જતા પડોશમા એક આધળા નિરાધાર ડોશી



બા તેમનો હાથ પકડી ઘરમા લઈ આવે

હતા તેની કોઈ સભાળ લેતું નહોતુ મારા બા તેમને કઈ આપવા જતા તો કહેતા કે 'બ્રાહ્મણનુ કઈ મફત ન લઉં. મને કઈક કામ આપો ' તેની આવી ટેક જોઈ તેમને વાસણ માજવાનુ કામ આપ્યુ રોજ સવાર-સાજ બા તેમને હાથ પકડી ઘરમા લઈ આવે અને પાસે બેસી વાસણ મજાવે, ખવડાવે અને ઉપરથી કઈક રકમ આપે એ ડોશી કેટલાકય આશીર્વાદ આપતા મારા બાનો પરગજુ સ્વભાવ એટલો જાણીતો થઈ ગયો કે વઢવાડિયા બૈરા પણ રાત્રે ઓટલા પર ભજનો ગીતો ગવાય ત્યારે આવીને બેસે અને દિવસના પણ તેમની હાજરીમા પોતાનો સ્વભાવ કાબૂમા રાખે

મારા પિતાશ્રીને તો ડિસ્ટ્રિક્ટમાથી ઘેર આવે ત્યારે ભાગ્યે જ શહેરના કોઈ સબધી કે મિત્રને ત્યા જવા વખત હોય, તેથી વહેવારના બધા ઘરનો સબધ બા પૂરો સાચવતા તેનો પિતાશ્રીને ભારે સતોષ હતો, અને ઘરની અદરના કામમા કદી પણ ખૂચ ખાચ કરતા નહિ એમની વચ્ચેના કોઈ વિરોધ વાધા અમને જાણવા જોવા મળતા નહિ સગાવહાલા અને મહેમાનોની આગતાસ્વાગતા બરોબર થયા કરતી.

પિતાશ્રી ઘેર આવે ત્યારે તેમનો અગત નોકર-રસોઈયો ઘરનુ રાધવાનુ ઉપાડી લે, અને તે દિવસે ભાભી છૂટા થઈ ઘરમા બીજી ગોઠવણો કરે ભાભી અને મોટા ભાઈ વચ્ચે કોઈ વાર ચકમક ઝરતી ત્યારે હુ મધ્યસ્થી બની જતો એમા ઘણે ભાગે ભાભીનો જ પક્ષ સાચો અને દયાપાત્ર હોય, તેથી હુ પ્રામાણિકપણે તેમની વહાર કરતો અને 'બાને બધી વાત કહી દઈશ' એવો મોટા ભાઈ ને રૉફ પણ દેખાડતો છતા મોટા ભાઈ મારા પર ગુસ્સે થતા નહિ બહુ તો મને 'ચાડિયો' કહીને ચીડવે ભાભીએ બેનને પણ ભવિષ્યની તાલીમ આપવા રસોઈ અને વાનીઓ કરવાનુ શીખવવા માડયુ હતુ નાનો ભાઈ તો સૌનો એટલો લાડકો હતો કે મારાથી પણ તેને કઈ કહેવાતુ નહિ

## ૨૩ ડહેલાના મિત્રો

સ્ટેશન બગલાના મિત્રમડળમા હુ જોડાયો ત્યારથી મેં ફુરસદનો સમય ને રજાના દિવસો ત્યા જ ગુજારવા માડયા ત્યાના વાતાવરણમા નવી વાતો ને તરફીઓ હુ પહો ચાડતો તે બધાને ગમતુ ડહેલાના જૂના મિત્રોમા જે પાકા નગેર હતા તેમાના કેટલાક ભણતર મૂકી નોકરી કરવા ચાલ્યા ગયા હતા, કેટલાક દુકાને બેસી ગયા હતા, બેચાર જણનુ ભણતર ચાલુ હતુ તે પણ છઠ્ઠી કે મૅટ્રિક પાસે આવતા ગયા તેમ ખડતા ગયા બેચાર જે મૅટ્રિકમા પહોચ્યા તે મારા મોટા ભાઈ પાસે કોઈ વાર આવતા અને મળતા મોઢજ્ઞાતિ રાત્રિશાળા અને લાયબ્રેરીએ કેટલાકને સેવા અને સન્માર્ગ તરફ વાળ્યા હતા તેઓમા કોઈ ભણી ન શકયા તોપણ ધધા ને ઘરની પ્રતિષ્ઠાની દરકાર કરનારા થયા

અમારા ઘરની સામેના પરમાનદ દેસાઈ નોકરી માટે મુબાઈ ગયા હતા, ત્યાથી બીમારી લઈ આવ્યા તેના પુત્ર દામોદરદાસ બુદ્ધિમાન ને સુદૃઢ શરીરવાળા, નિયમિત દેવસેવા કરનાર ને ચારિત્ર્યશીલ યુવાન હતા પિતાશ્રીનું અવસાન થતા તેમને છઠ્ઠી ચોપડીથી અભ્યાસ છોડી જીવનલાલ કપનીમા નોકરી કરવા દૂર કલકત્તા જવુ પડયુ ત્યાથી બે નાના ભાઈ ને માતાના નિભાવ માટે તે ખર્ચ મોકલતા તે પૈકી મોટા કેશવલાલ એક વર્ષ મારાથી પાછળ હતા, છતા અમારી વચ્ચે દોસ્તી થઈ

બીજું એક મોઢ બ્રાહ્મણ કુટુમ્બ પાછળની શેરીમાં રહેતું હતું. મોઢ વણિકોની એ ગોર-જ્ઞાતિ હતી, પણ તેમાંથી શ્રી સુખદેવ પીતાંબર દવે તથા તેના ભાઈ મણિશંકર ભણ્યા હતા. અમે રાજકોટમાં હતા ત્યારે મણિશંકર દવે ટ્રેઈનિંગ કૉલેજમાં સીનિયર થવા અભ્યાસ કરતા હતા ત્યારનો અમારા કુટુમ્બ સાથે તેમને કંઈક મનમેળ હતો, તેથી તે આવતા-જતા રહેતા. ભાવનગર ગુજરાતી શાળામાં તે શિક્ષક હતા. મોટા સુખદેવભાઈ મુંબાઈમાં નોકરી કરતા પણ તેમનાં બાળકોને ઘેર ભાવનગરમાં જ રાખ્યાં હતાં. તે પૈકી મોટા રેવાશંકર મારા મોટા ભાઈ સાથે મૅટ્રિકમાં હતા. કાકાનો તેના પર ભારે ધાક હતો. મારા મોટા ભાઈના ગમ્મતી સ્વભાવ અને નાટકી ટીખળોમાં તેને મજા પડતી. રેવાશંકરને તથા તેના કાકાને ઘણી વાર તેમના યજમાનોને ત્યાં લગ્નપ્રસંગોના લાગા કે દક્ષિણા લેવા નીકળેલા ટોળામાં હું જોતો. રેવાશંકરથી નાના બીજા ત્રણ ભાઈઓ હતા તેમને પણ ઘણી વાર સાથે જવું પડતું, કારણ કે વ્યક્તિ દીઠ દક્ષિણા અપાતી.



શ્રી. રવિશંકર રાવળ ઈ. ૧૯૦૭માં જ્યારે તેમણે પ્રથમ પાઘડી પહેરવી શરૂ કરી.

## ૨૪ દવે સુખદેવકાકા

યજમાનવૃત્તિ કરતી નાની જ્ઞાતિમાં જન્મ છતાં મંગળાજાગે તે અંગ્રેજી ૭ ચોપડી સુધી ભણ્યા, પણ કુટુમ્બને નિભાવવા તથા ભાઈને ભણાવવાની ચિંતાને લીધે રૂ. ૧૦ના પગારથી ભગવાનજી રઘુભાઈના સ્ટોરમાં નોકરી લીધી. તેવામાં ધનજી કાશી નામના મોઢ વણિકને ત્યાં કોઈ અંગ્રેજ મહેમાન આવ્યા, એટલે તેની સાથે વાતચીત કરવા તેમને બોલાવ્યા. ધનજી કાશી મુંબાઈમાં માનશંકર વજેશંકરની પેઢીમાં મુનીમ હતા. એમણે મુંબાઈની પેઢીમાં રૂ. ૪૦ની નોકરી સુખદેવભાઈને અપાવી ને શેરબજારમાં દલાલી કરવા રોક્યા.

એવામાં પારીસથી આવેલા ઠક્કર ભગવાનજી રઘુભાઈના પરિચયથી ઝવેરાતના ધંધા તરફ મન ગયું, એટલે રંગૂન પહોંચ્યા. ત્યાં પહોંચતાં કૉરેન્ટાઈનનો ડાક્ટર દરેક ઉતારુ પાસેથી રૂ. ૧૦ પડાવી ઊતરવા દેતો. સુખદેવભાઈનો સાચકલો સ્વભાવ ઉશ્કેરાયો ને વેપારીઓની સહાય લઈ તેના પર કેસ કર્યો. પરિણામે ડાક્ટર બરતરફ થયો.

તે પછી તે બ્રહ્મદેશમાં ઉત્તરે મોગોક ગયા અને ત્યાંથી માંડલેમાં ઑફિસ કરી. દરમિયાન મુંબાઈ છોડતી વખતે શેરબજારનું કાર્ડ પોતાના એક મિત્રને રજી

ખાવા આપેલું, તેણે સટ્ટો કર્યો તેમાં લગભગ રૂ. ૧૦ હજારનું નુકસાન થયું. મુંબાઈ આવી મિત્રોની સહાયથી દેવું પતાવી પાછા બ્રહ્મદેશ ગયા, ને ત્યાંથી તેમનાં પત્ની ને ત્રણ નાના પુત્રોને બોલાવી લીધાં, એટલે અહીં રેવાશંકર એકલા કાકાની સાથે રહેવા લાગ્યા. ૧૯૦૬-૦૭માં સુખદેવભાઈના ધંધામાં પાછી મંદી આવતાં તેમણે કુટુમ્બને ભાવનગર મોકલી આપ્યું. રેવાશંકરથી નાના ભાઈઓ નર્મદાશંકર, મગન અને હેમુ ત્રણે ભણવામાં આગળ રહેતા. નર્મદાશંકર મારા સમવયસ્ક હતા. સુખદેવભાઈ શેઠ મેઘજી પરમાનંદની ભાગીદારીમાં ધંધો સુધરે એવી આશાથી પારીસ ગયા.'

સુખદેવભાઈને હું પ્રથમ મળ્યો ત્યારે શાંત અને વિચારવંત જણાયા. પહેરવેશમાં પણ બહુ ચોક્કસ. સ્વભાવે ઘણા મૂગા, પણ વાત કરતાં વિવેકી અને વિચારમાં પૂરા દેશાભિમાની હતા. ભારતમાં પ્રવર્તતા સામાજિક અન્યાયો સામે તેમની લાગણી તીવ્ર હતી. પરદેશોના પ્રવાસ તથા ત્યાંની સંસ્કૃતિના પરિચયથી તેમનામાં આ વિચારોનો ઉદય થયો હશે. તેમણે પરદેશગમન કર્યું હોવાથી તેમના કુટુંબને નાતીલા તરફથી ઘણી અગવડ વેઠવી પડતી.

સુખદેવભાઈને બ્રહ્મદેશમાં ભારતના દેશભક્તોનો થોડોઘણો પરિચય થયો હતો. ગોખલેજીના મંત્રી દેવધર તેમને ત્યાં જ ઊતરતા. લોકમાન્ય તિલક મહારાજને માંડલેની જેલમાં રાખવા ત્યાં મોકલ્યા ત્યારે તેમનાં દર્શન કરવા સ્વ. છગનભાઈ ગળિયારા સાથે તે સ્ટેશન પર હાજર થયા હતા. જેલમાં તેમની જરૂરિયાતની ચીજો માટે ગળિયારા તેમજ તેઓ ધ્યાન રાખતા એ કારણે તેમના પર સરકારી જાસૂસી રહેતી. પારીસમા તેમને શ્યામજી કૃષ્ણવર્મા તેમજ સરદારસિંહજી રાણા (જે ઝવેરી પણ હતા) સાથે પરિચય થએલો.

ન્યૂ યૉર્કમાં તેમને લાલા લજપતરાય સાથે સારો સંબંધ થએલો. તેઓ બંને ઘણું કરીને સાથે જ જમતા અને રોજ મળતા.


સ્વ. ગુલાબરાય દેસાઈ


દવે સુખદેવકાકા

**સ્વ. ગુલાબરાય દેસાઈ ભાવનગરના અગ્રણી ને પ્રખર ધારાશાસ્ત્રી, સંસ્કારપૂત વિદ્વાન, સામાજિક નેતા તેમજ ૧૯૦૮ની સ્વદેશી હિલચાલના આગેવાન લોકસેવક હતા. સ્વ. દાદાસાહેબ માવળકરનું અમદાવાદમાં હતુ તેવું જ સ્થાન ભાવનગરમાં ગુલાબરાયભાઈનું હતું એમ કહી શકાય. તેમના નાના સુપુત્ર રામરાય મારા શાળાજીવનના સહાધ્યાયી હતા અને આજે તેઓ પણ તેમના પિતાશ્રી જેવી બુદ્ધિમત્તા ને દેશસેવાની લાગણી ધરાવે છે.**

મા જન્મેલા વડીલો વૈષ્ણવમંદિરના કીર્તનકાર હતા એટલે ગાયનકળા તેમને વર સામા મળી હતી ૧૩ ૧૪ વર્ષની વયે તેઓ ગાયન પ્રવીણ હતા તેમજ કવિતાઓ રચી શકતા તેમનુ લગ્ન ૧૬મે વર્ષે થયુ ત્યારે તેમના પત્ની નવ વપના હતા, પણ કવિશ્રીએ તેમને અભ્યાસ કરાવી ખૂબ ભરકારી અને દૃઢ બનાવ્યા હતા મૅટ્રિક પસાર કરી કવિ મુબાઈમા તેમના મસીઆઈ કાકા દયાશકર વસનજી જે મુબાઈ ગુજરાતી નાટક કપનીના મૅને જર હતા તેમની પાસે પહોચ્યા અને ત્યા રહી તેમણે નાટકોના ગાયનો તેમજ નાટક લખવાનો વ્યવસાય સ્વીકાર્યો પહેલુ નદ મનીસી નુ નાટક લખ્યુ એ અરસામા મહર્ષિ દયાનદજીનુ 'સત્યાર્થ પ્રકાશ' તેમને હાથ ચડી ગયુ અને તેમને ગુરુ માની વૈદિક શિક્ષણ લેવા પડિત બાલકૃષ્ણ પાસે બે વર્ષ મુબાઈમા જ રહ્યા પછી હરદ્વાર કાગડી ગુરુકુળમા જઈ બે વર્ષ શુદ્ધ બ્રહ્મચર્ય પાળી અભ્યાસ કર્યો, અને પોતાના જ પરિણીત પ ની સાથે આર્યવિધિ પ્રમાણે ફરી લગ્ન કર્યુ !

બગભગ ચળવળમા જોડાઈ 'ભારતોદ્ધાર ભજનામૃત' લખ્યુ અને મુબાઈ, ગુજરાત તેમજ કાઠિયાવાડમા વ્યાખ્યાન ગાયનોનો પ્રવાસ કર્યો ભારતસેવાના ગાનતાનથી તે લોકોને રડાવી મૂકતા એમની એ ચોપડી પાછળથી જપ્ત થઈ હતી

૧૯૧૪મા મુબાઈ આર્યસમાજને પોતાની સેવાઓ અર્પણ કરી ઉપદેશ માટે તેમણે આફ્રિકામા પરિભ્રમણ કર્યુ તેમના પ્રવાસોમા તે ગુરુકુળના ઉપદેશકનો ખાસ પરિવેશ (હાથમા દડો અને પીળી પિછોડી) રાખતા દરમિયાન તેમણે સમ્રાટ અશોક, રુક્મિણીહરણ, વીર દુર્ગાદાસ વગેરે નાટકો લખ્યા ઇટાલા અને વડોદરાની આર્ય સમાજ શાખાઓને સેવા આપી આર્યસમાજના ચુસ્ત પ્રભાવક અને અથાક શ્રમિક વ્યાખ્યાતા તથા પ્રચારક તે હતા પરિણામે તેમને ફેફરાનો વ્યાધિ થયો હતો અતિમ અવસ્થામા પ્રભુનુ સાન્નિધ્ય શોધવા તે ગિરનારના જગલોમા જઈ યોગસાધના કરતા એવામા એકાતે જગલની વાવના કિનારે તેમણે દેહ છોડચો, જે મૂર્છિત અવસ્થામા પાણીમા તરતો મળી આવ્યો હતો તેમણે પોતાના યુગમા પ્રખર દેશસેવા કરી નામના કરી હતી

## ૧૭ હાઈસ્કૂલને મોટા ભાઈના રામરામ

૧૯૦૭-૮ની મૅટ્રિકની પરીક્ષામા મોટા ભાઈ બીજી વાર નાપાસ થતા પહેલી નિષ્ફળતા પછી તેમને યોગ્ય પ્રોત્સાહન આપવાનુ મુરબ્બીઓને સૂઝયુ નહિ મિજાજે પણ લહેરી સ્વભાવના હતા, એટલે બીજા વર્ષમા પણ તેમનુ મન અભ્યાસમા લાગ્યુ નહિ વળી ઘરમા પણ મોટાઓની ટોકણી ચાલુ હતી હુ મૅટ્રિકમા પહોચી ગયો હતો એટલે તેમને સ્કૂલમા જવાની નાનમ લાગી, તેથી પણ તેમનું મન ઊઠી ગયું અને હાઈસ્કૂલને રામરામ કરી નોકરી શોધવા માડી

પિતાશ્રીની પોગ્ય ખાતામા ભારે લાગવગ હતી પણ મૅટ્રિક થએલાને જ નોકરીમા લેવાનો ઠરાવ થઈ ગયો હતો તેઓની મારફતે ઘણા મૅટ્રિક થએલાને નોકરીઓ મળતી, પણ પોતાના દીકરા માટે કઈ કરી શકતા નહિ તેમને હમેશા અફસોસ થતો કે 'મને ભણવાની ધગશ છતા ઘરની ગરીબીના કારણે હુ આગળ

જઈ શકયો નહિ, પણ મારી સંતતિને ભણાવવા હું બધું કરી છૂટું છતાં મોટો દીકરો જ પાછો પડયો.' તેઓ એમ પણ કહેતા કે, 'ભણવા માટે અને દવા-ઉપચાર માટે જરૂર પડે તો કરજ પણ કરવું જોઈએ.'

મોટા ભાઈએ શું કરવું તેના વિચારો ચાલતા હતા એવામાં ભાવનગરની 'રૂપીસી' બૅન્કના શાખા-મૅનેજર છગનલાલ રામચન્દ્ર ભટ્ટે બુક-કીપિંગ અને ઍકાઉન્ટન્સી (અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે નામું અને હિસાબ કરવાની પદ્ધતિ)નો વર્ગ ખોલ્યો.

આ છગનલાલ ભટ્ટ તે કલાકાર શ્રી માર્કંડ ભટ્ટના પિતા થાય. તે કાળમાં આજના જેવી કૉમર્સ કૉલેજનું સ્વપ્નું પણ નહોતું. બધી હિસાબી ઑફિસો ને બૅન્કોમાં મૅટ્રિક થએલા કલાર્કો અનુભવથી કામ શીખી લેતા હતા અને તૈયાર થએલાઓને સારી તકોની આશા રહેતી હતી. છગનલાલ ભટ્ટ ન્યાતે પ્રશ્નોરા બ્રાહ્મણ, સુદક્ષ અને બુદ્ધિમાન પુરુષ હતા અને નથુરામ શર્માના મંડળમાં હતા. મારા પિતાશ્રી સાથે એમને સારો સંબંધ હતો, એટલે મોટા ભાઈ વિષે વાત થતાં જ એમણે પોતાના વર્ગમાં તેમને દાખલ થવા ભલામણ કરી. આમ તત્કાલ તો મોટા ભાઈ માટે આગળ જીવનક્રમ નક્કી થઈ ગયો. મોટા ભાઈને પણ જીવન-વ્યવસાય માટે એક પગથિયું મળી ગયું. તેમના વર્ગોનો સમય સાંજના સાતથી દસનો હતો, એટલે બૅન્કનું કામ પતાવી શ્રી છગનલાલ ભટ્ટ તે વર્ગ ચલાવતા. તેમણે નામાની શિસ્ત બરોબર શીખવી.

આ વર્ગમાં મોટા ભાઈને નવા જ સાથીઓ સાંપડયા. તે બધા જ કોઈ ને કોઈ રીતે મૅટ્રિકમાં અટકયા હતા. કેટલાક તો ઉત્તમ બુદ્ધિવાળા હોવા છતાં મૅટ્રિકના બિનજરૂરી વિષયોમાં પાછા પડયા હતા. કેટલાક વળી દિવસના ભાગે ગુજરાન માટે નોકરી પણ કરતા હતા. એમના પરીક્ષાપત્રો ઈંગ્લંડના મર્કન્ટાઈલ એસોસીએશન તરફથી આવતા અને તેના ઉપર જ ત્યાંનાં પ્રમાણપત્રો મળતાં. આ વર્ગમાં લગભગ બધા મૅટ્રિક નપાસિયા જ હતા: દેવશંકર વૈકુંઠજી ભટ્ટના પુત્ર ઉદયશંકર (ઉદાભાઈ); એક મણિશંકર લૅન્સર્સમાં કલાર્ક હતા પણ સતારવાદન ઘણું સરસ કરતા તે; છોટાલાલ નામે એક ચમરાક પાતળો જુવાન. આ બધી મંડળી અમારે ઘેર આવતી જતી તેથી મને પણ ઓળખતી તેમજ મારા પર પ્રેમ રાખતી. આ વર્ગમાં જોડાતા મોટા ભાઈએ તેમની મૅટ્રિકની બધી ચોપડીઓનો વારસો મને આપી દીધો અને પોતાની જે કંઈ સંગ્રહિત ચીજો હતી તે પણ મને સોંપી દીધી.


સંગ્રહિત ચીજો પણ મને સોંપી દીધી

બાબા ભારતીનો પણ તેમને ન્યૂ યૉર્કમા જ પરિચય થયો એમનુ શ્રી કૃષ્ણ વિષેનુ પુસ્તક God of Love તેમને ઘણુ પ્રિય હતુ એ પુસ્તકથી તેમની ધાર્મિક માન્યતામા પરિવર્તન આવ્યું હતુ

તેમના પારીસના મિત્રો તરફથી મળેલુ સ્ટીરિયોસ્કોપ (ચિત્રો મોટા જોવાના કાચવાળુ યત્ર) અને યુરોપના તેમજ બીજા દેશોના દૃશ્યોના ફોટો કાર્ડો મને એમને ત્યા જ જોવા મળ્યા હતા તે જોવા હુ વારવાર તેમને ત્યા જતો તેથી તેમના બીજા પુત્રો નર્મદ, મગન અને હેમુની મૈત્રી થઈ અને આગળ ઉપર હુ તેમને સ્ટેશનબગના ના મડળમા પણ ખેચી ગયો આ કુટુમ્બના મગન તે આજે ન્યૂ યૉર્કમા ભારતના અનેક વિદ્યાર્થીઓ, પ્રવાસીઓ, રાજાઓ અને શ્રીમતોના યજમાન બની ચૂકેલા 'મગનકાકા' હતા તે કેવી રીતે ત્યા પહોચ્યા તે વાત આગળ જોઈશુ

## ૧૫ સ્વદેશીની પ્રવૃત્તિ

ભાવનગરમા સ્વદેશી માલ વાપરવાની ઝુબેશ શરૂ કરનારા કેટલાક પ્રૌઢ જનો હતા તેમા એક ભીખાભાઈ ગાડાભાઈ વકીલ હતા અને તેના પ્રમુખ અગ્રગણ્ય વકીલ ગુલાબરાયભાઈ હતા તેમની તરફથી ઘોઘા દરવાજે શ્રીમાળીની વાડીમા વખતોવખત વ્યાખ્યાનો થતા તે સાભળવાનો મને રસ લાગ્યો હતો સ્વદેશીની વાત અધિકારીઓને તેમજ વિદેશી માલના વેપારીઓને જરા પણ પસદ નહોતી કોઈ વેપારીને ત્યા કપડા માટે મને સાથે લઈ જાય ત્યારે હુ કોટ માટે સ્વદેશી કાપડ માગતો, તે વખતે વેપારી જ સામેથી કહેતો કે તમારાથી એ કપડા નહિ પહેરાય વડીલો પણ દબાણ કરતા ત્યારે મારી આખમા આસુ આવી જતા ને કહેતો કે મે સ્વદેશીનુ વ્રત લીધુ છે છતા ઘણી વાર મારુ ચાલતુ નહિ મારા મોટા ભાઈને ઊચા કાપડનો બહુ શૉખ હતો, અને તે તો ઘણી વાર મોટાઓની મરજી ઉપરાત શૉખનું કાપડ લેવડાવતા

મને કેટલાક બીજા સ્વદેશી પ્રેમીઓ મળી ગયા એ કોઈ મોટા ઘરના નબીરા ન હતા ચદ્રશકર દવે અને રેવાશકર પડ્યા દરબારી છાપખાનાના કપોઝિટર હતા એમા ખાનગી છાપખાન માથી ૨ વ કરીને દક્ષિણી આવી મળ્યા અમે સ્વદેશીવ્રત લેવુ લેવડાવવુ, રાષ્ટ્રભક્તિ કેળવવી, અગ્રેજોને શત્રુ ગણવા વગેરે ધ્યેય રાખ્યા હતા

રાવ નિયમિત 'કેસરી' વાચનારા હતા ને તિલક મહારાજના ઉદ્દામ વિચારો ધરાવતા બગાળના શહીદો અને તિલક મહારાજની જેહાદ આખા ભાવનગરમા અમારા પર જ વરસી પડી હતી અમાઝના વડ આગળ એક મેડો રાખી ત્યા રોજ સાજે મળવાનુ ગખ્યુ હતુ અને 'સ્વદેશપ્રેમી મડળ' નામનુ પાટિયુ લગાવી દીધુ હતુ

આ વખતમા પરોનાથના ચોગાનમા ધાર્મિક વ્યાખ્યાનો પણ ચાલતા તેમા ઘણા લોકો જતા વૈષ્ણવોમા ધર્મ-જાગૃતિ લાવવા ગોસાઈ શ્રી દેવકીનદન મહારાજ કેટલાક પડિતોને લઈ ત્યા સભાઓ ભરતા અને પડિતો ગર્જના ગોકારી ભાષણો કરતા ઘણા વૈષ્ણવોએ તેમની પાસેથી સમર્પણદીક્ષા લીધી હતી વૈષ્ણવ પડિતોનુ મુખ્ય કાર્ય આર્યસમાજની પ્રવૃત્તિનો વિરોધ કરવાનુ રહેતુ પણ સ્વદેશીનો જુવાળ

ચાલ્યો એટલે આર્યસમાજને ભારતભૂમિમાં શૌર્ય અને જાગૃતિ લાવવાનો મોકો મળી ગયો. બ્રહ્મચર્યની આવશ્યકતા, ગુરુકુળનો અભ્યાસ અને વેવલી મૂર્તિપૂજાનો વિરોધ એ તેમનાં ધ્વજસૂત્રો હતાં. સ્વદેશીની હિલચાલ સાથે તેમનાં ભાષણો સુમંગત હતાં.

## ૨૬ કવિ મહારાણીશંકર

કવિ મહારાણીશંકર તે વખતે ભાવનગર આવ્યા અને સ્વદેશીમંડળ તેમજ અગ્રગણ્યોએ તેમની વ્યાખ્યાનસભાઓ શ્રીમાળીના વંડામાં ગોઠવી. તેમની વક્તૃત્વ-શક્તિ અને દેશભક્તિનાં તેમનાં ગીતોએ શ્રોતાઓ પર જબરી અસર કરી.

સ્વદેશીના પ્રશ્નો પર કોઈ પ્રેરક વ્યાખ્યાતા આવે ત્યારે પ્રમુખ તરીકે શ્રી ગુલાબરાયભાઈ વકીલ આવતા અને ઘણી હિંમતભરી વાણીમાં પ્રજાને જાગૃતિનો સંદેશ આપતા. અંગ્રેજ સરકાર કે દેશીરાજ્યના વહીવટની ઉઘાડી ટીકા કરતા. તેનાથી રાજ્યના અધિકારીઓ ડરતા કારણ કે તેમની તેજસ્વી વાણીમાં વ્યક્તિસ્વાતંત્ર્ય, કાયદા અને વિવેકની સંપૂર્ણ મર્યાદા જણાતી. તેમ કવિ મહારાણીશંકરની સભામાં પ્રજાને અધિકાધિક આકર્ષણ થયું કારણ કે તેમનામાં આવેશપૂર્ણ વક્તૃત્વ અને શૌર્યપ્રેરક કાવ્યશક્તિ હતી. જાણીતાં નાટકોનાં ગીતોના રાહ પર તે કવિતા રચતા. લોકો તેમની કવિતાની ચોપડીઓ ખરીદીને મુખપાઠ કરતા. તેમણે કરેલું સ્કોટના અંગ્રેજી કાવ્યનું કાવ્યબદ્ધ ભાષાંતર વિદ્યાર્થીઓમાં બહુ પ્રિય થએલું.



ગાનપ્રવીણ કવિ મહારાણીશંકર શર્મા
જન્મ: ૮ ફેબ્રુઆરી ઈ. ૧૮૮૭, મૃત્યુ: ઈ ૧૯૧૯

Breathes there the man with soul so dead
Who never with in him has said,
This is my own, my native land.

(ઢાળ: સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ)

જીવે શું હિન્દમાં એવા કો મૂઢાત્મા હરામી,
ન બોલ્યા મુખ 'મારો દેશ, આ મુજ માતૃભૂમિ.'

એમનાં ભાષણો સ્વદેશપ્રેમથી સંપૂર્ણ રંગાએલાં જુસ્સાદાર હતાં, છતાં અંગ્રેજ રાજ્ય પ્રત્યે આદરભાવની તેમાં ઝાંખી થતી. તેથી બંગાળના રાષ્ટ્રોદ્રેક સાથે તે મેળ લઈ શક્યાં નહિ અને જલદી ભુલાઈ ગયાં.

એમનું વિસ્તૃત જીવનચરિત્ર એમનાં સાધ્વી પત્ની શ્રી ઇચ્છાદેવી મ૦ શર્માએ લખેલું છે. તે જૂનાગઢની ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિના અભિજાત વૈષ્ણવ કુટુંબ-

## ૨૮ બેનનું લગ્ન

૧૯૦૮ની વસંતઋતુમાં મારાં બેનને તેરમું વર્ષ ચાલતું હતું, એટલે મારાં બાને ચિન્તા થઈ કે જલદી એનું લગ્ન પતાવી દેવું જોઇએ. પિતાશ્રીએ વીરમગામના વેવાઈઓ ઉપર તે બાબત પત્ર લખ્યો ત્યારે જમાઈ હજુ ચોથી કે પાંચમી ચોપડીમાં હતો. તેનું ભણતર આગળ ચાલે તેટલો સમય તેમણે માગ્યો; પણ રૂઢિ એવી હતી કે કન્યાના પિતા તરફથી લગ્નનું કહેણ આવે ત્યારે ના ન પડાય. લગ્ન નક્કી જ થયું.

ભાવનગરમાં લગ્નની તૈયારીઓ થવા માંડી તેમતેમ બેનને ઘરમાંથી વિદાય આપવાની વેળા નજીક આવે છે એ વિચારથી અમારાં મન ઉદાસ રહેવા લાગ્યાં. સામા પક્ષમાં કેવાં માણસો છે તે અમે જાણતાં નહોતાં. અમારા સ્નેહને ભુલાવે એવું પાત્ર તેને મળશે કે નહિ તેની શંકા હતી. છતાં અમે ત્રણ ભાઈઓ વચ્ચે એક બેન હોઈ તેનું લગ્ન પૂરા લાડકોડથી કરવાનો પિતાશ્રીનો સંકલ્પ હતો.

જાનના ઉતારા માટે રાજ્યના અમલદારોને મળી સ્ટેટની ધર્મશાળામાં તેની ગોઠવણ કરાવી. ત્યાં પૂરાં પાગરણ, ચા-પાણી અને વાહનની વ્યવસ્થા કરી. જાન રોકાય તે ત્રણે દિવસ માટે જમણનાં જુદાંજુદાં પકવાન તૈયાર કરાવ્યાં. જાન વીરમગામથી આવતાં સવારમાં ગાડી ધોળા જંકશન પહોંચે ત્યાં પોસ્ટઑફિસના માણસોની મદદથી દાતણ-પાણી તેમજ ચા-દૂધની વ્યવસ્થા કરાવી. વીરમગામના મંડળ



જાન

સાથે અમારું ઓળખાણમાત્ર થયું હતું, પરિચય જરા ય નહિ; એટલે અમારી વચ્ચે પરસ્પર માહિતીની પગલવનાં સમાવિષ્ઠાસાને નેશરી લીધાં હતાં. શિયાણીવાળા આચાર્ય ટૂંક આપી ગયા હતા. સાધુંદરા એ પેઢીનાં ફૈબાનો પરિવાર આવ્યો હતો. મહેસાણામાં

આશરો આપેલો તે દિવાળી ફોઈ અને દવે મહારાજ, જે પાછલાં વર્ષોથી વીરમગામની હવેલીમાં હતાં, તેમને પણ બોલાવી લીધાં હતાં. આભારીભાવે તેમણે ઘણી કામગીરી ઉપાડીને બાને મુક્ત રાખ્યાં હતાં. દવેજીએ પકવાનના કોઠારની ચોકી ઉપાડી લીધી હતી. સામા પક્ષમાં વીરમગામના શ્રી ઈશ્વરલાલ વકીલ — ઔદીચ્ય બ્રહ્મસમાજના એક અગ્રણી ને પિતાશ્રીના મિત્ર — હતા તેમનાં સલાહ સૂચન વારંવાર લેવાતાં.

લગ્નપ્રસંગમાં ભાવનગરમાં વસતા જાનવાળાના સંબંધીઓને પણ ત્રણે દિવસનાં નોતરાં આપ્યાં હતાં. ગામનાં જ્ઞાતિજનોનું પણ એક ભોજન રાખ્યું હતું. ઘણાં સગાવહાલાંને બીજી રીતે કામનો ને જમવાનો લહાવો આપ્યો હતો. પહેરામણીની પણ ભારે તૈયારી કરી હતી.

હું અને મોટા ભાઈ વખતોવખત એકાદ વડીલ સાથે જાનના ઉતારે જઈ પરિચયો અને પ્રેમ કરવાનો ઉમળકો બતાવતા. જાનવાળા દૂરદૂરનાં સગપણો કાઢતા તેમાં સમજ ન પડતી. દરેક જણ ચકચકતા કસબવાળી અમદાવાદી પાઘડીઓ, આલપાકાના કોટ અને કસબી ખેસોના ભભકામાં હતા. કાઠિયાવાડમાં આવું ભાગ્યે જ જોવા મળે. લોકો કહેતા કે જાન કોઈ વૈભવી લોકોની છે. જમાઈને ઘરેણાંના ઠઠેરાથી શણગારી મૂક્યો હતો; પણ મારા સ્વભાવ પ્રમાણે વાક્ચાતુરી કે વિદ્યાવિલાસની આશા મેં રાખેલી તે ફળી નહિ. બેનના માનસના વિકાસ અને જીવનની ઉચ્ચ કલ્પનાઓનું શું થશે તેની મને ખટક પેઠી.



વિદાય

લગ્નની નાનીમોટી ગૂંચો ટીકાઓ ને અગવડો પટાવી, ત્રણ દિવસ પૂરા થતાં જાનને વિદાય આપી. બાળપણથી માબાપની હૂંફમાં એકસાથે ઊછરેલાં ભાંડુઓના

સમૂહમાંથી બેનને આમ અજાણ્યા કુટુંબસમુદાયમાં એકલી છોડતાં જે લાગણીઓ થાય છે તેનો અનેકને અનુભવ થતો હશે. તેનું કથન કે નિરૂપણ શબ્દોથી થઈ શકે જ નહિ. આઠ દિવસમાં તો પાછી બોલાવી લઈશું એવું સાન્ત્વન લઈ એ સમય સહન કરી લીધો. જાનવાળાઓએ આગ્રહ કર્યો કે તેને લેવા ચારપાંચ જણને મોકલજો અને અમે તેમને પંદર દિવસ સુધી તો રોકીશું જ. તેડવા જનારામાં અમે બે ભાઈઓનો ખાસ ઉલ્લેખ હતો.

પિતાશ્રીએ સગાંવહાલાંના સહકારથી લગ્નમાં ગજા પ્રમાણે ખર્ચ કરવામાં બાકી રાખી નહોતી. જાનવાળા પણ બોલી ઊઠેલા કે કોઈ ઠેકાણે જાનની આવી મહેમાની થઈ નહોતી.

## ૨૯ વીરમગામ: નવાં સંબંધીઓ, નવા મિત્રો

જાનના ગયા પછી પંદરેક દિવસ સૌને ઘર બહુ જ નિસ્તેજ લાગ્યું અને અમે બધાં બેનને જલદી પાછી બોલાવી લેવા ખૂબ જ અધીરાં થયાં. પંદરેક દિવસ વીત્યા એટલે વીરમગામવાળાઓને ખબર કરીને અમને બે ભાઈઓને સવારે ભાવનગરથી વિદાય કર્યા. અમે સાંજે વીરમગામ પહોંચ્યા ત્યારે બેનના જેઠ અને તેમના પિત્રાઈ મગનલાલ જે મારા મિત્ર બની ગયા હતા તેઓ સ્ટેશને લેવા આવ્યા હતા. ઘેર પહોંચતાં અમને ઉતારો મેડા પર આપ્યો. સ્ત્રીઓ અને પુરુષો વારાફરતી મળી ગયાં. અમારું મન તો બેનને જોવા અધીરું હતું. પણ અહીં તેના અધિકાર અને સ્વાતંત્ર્યનો લોપ થયો હતો.



બેનને બાજુના ખંડમાં બોલાવી અમારી મુલાકાત કરાવી

મગનલાલે તેમનાં પત્ની મારફત બેનને બાજુના ખંડમાં બોલાવી અમને ત્યાં જવા કહ્યું. ત્યારે, વહુઆરુથી અવાજ પણ મોટો કરાય નહિ; એટલે આંખ સુધી

ઓદણું રાખી બેને ધીમે સાદે ખબર પૂછ્યા; અમને જોઈને ખુશી થયાનું હાસ્ય કર્યું; પણ તેના મેં ઉપર ઉત્સાહ કે આનંદ નહોતો. થોડી વાતો કરી અમે પાછા બેઠકમાં આવ્યા. જમવા વખતે નીચે ગયા ત્યારે બાંધેલી ભેંસ જોઈ, કપાસના ઢગલા જોયા, ઘંટી-ડામચિયા જોયા. નીચેના ખંડમાં જ રહેવાનું હતું.

કંસાર અને ઘીના જમણથી મહેમાની શરૂ થઈ, પણ મનમાં તો ભવિષ્ય ચકરડાં મારવા લાગ્યું. જમાઈની બાળકબુદ્ધિ ને તાલીમનો અભાવ જોઈ કાળજું બેસી ગયું. પણ બધું ઠીક થઈ જશે એવી આશા પર સંબંધો આગળ સાચવવાના —વધારવાના રહ્યા.

રાત્રે સગાંવહાલાં, ખાસ કરી જાનમાં આવ્યાં હતાં તે બધાં, મળવા આવ્યાં. રંજન માટે હારમોનિયમ-તબલાં બજાવનારા તથા ઓળખીતા ગાયકો પણ આવ્યા. બીજા દીવસથી મહેમાનો માટે નોતરાંના વારા નક્કી થવા લાગ્યા. નજીકના પિત્રાઈઓનો પહેલો વારો ને ક્રમેક્રમે દવેજી અને દિવાળીફઈબાને ત્યાં પણ જવાનું હતું. ઈશ્વરલાલ વકીલે વળી ગામથી દૂર એકાંત માટે બાંધેલા બંગલામાં બીજા મિત્રો સાથે જમણ ગોઠવ્યું હતું. બેન-બનેવી બધે સાથે હોય જ. મગનલાલ પણ મારી સોબત ખાતર સાથે રહેતા. મગનલાલે તેના મિત્રમંડળનું ઓળખાણ કરાવ્યું. તે બધા પ્રગતિવાદી વિચારસરણી ધરાવતા અભ્યાસી જુવાનો હતા. પ્રશ્નોરા છતાં આ કુટુંબના સંબંધી જેવા ગણપતરામ વૈદ્યશાસ્ત્રીના સુપુત્ર વાસુદેવ, ચિમનલાલ, ચુનીભાઈ ત્રિપાઠી શાળાના હેડમાસ્તર, મોઢ જ્ઞાતિના રતિલાલ સંગીતપ્રેમી, રંગૂનથી આવેલા નંદલાલ દલાલ વગેરે યુવાન મિત્રો હતા. આ બધામાં સૌથી મોટા વાસુદેવ. તે જ અરસામાં તેમના બે પુત્રોને જનોઈ આપી હતી. તે પૈકી નાના જગન્નાથ આગળ જતાં મારા શિષ્યમંડળમાં તાલીમ પામી કુશળ ફોટોઆર્ટિસ્ટ બન્યા છે ને હાલમાં મુંબાઈના પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમના સ્ટાફ પર કામ કરે છે. તે સર્વનો અહીં થએલો પરિચય મને જીવનભર સુખપ્રદ બન્યો.

આમ, વીરમગામ અન્ય રીતે મને સાંસ્કારિક સ્નેહ-સંબંધો આપનાર બન્યું, પણ એ વર્તુલની લાગવગ જ્ઞાતિ અને સગપણના ક્ષેત્રમાં જરા પણ નહોતી. તે બધા મનમાં સમજતા. આ સંબંધ બાંધવામાં મારા પિતાશ્રી માત્ર કુલપરંપરા સાચવવાની ધગશમાં પુત્રીના સંસારની સાયુજ્યતા વિચારી શક્યા ન હતા.

એ કાળે વીરમગામ કપાસનું મોટું મથક હતું. જિલ્લાનો કપાસ ત્યાં એકઠો થતો અને ગામ આખામાં કાલાં ફોલવાનું કામ દરેક જણને માગે એટલું મળતું. દરેક ઘર આગળ કપાસ-કાલાંના ઢગલા પડ્યા જ હોય. ઘરનું કામ પતાવી સ્ત્રીઓ પણ કાલાં ફોલી પાંચ પૈસાની કમાણી કરતી. આથી ઘણાને મતે વીરમગામ સાસરું હોય તેને દુઃખ નહિ એમ કહેવાતું, કારણ કે કોઈ વિધવા નિરાશ્રિત બનતી નહિ. પણ કોઈ વિદ્યાપ્રાપ્તિ કે ઉચ્ચ પ્રકારના ધંધા માટે વલણ બતાવતું નહિ. ગામમાં મીઠા પાણીની તાણ હતી. જ્યાંત્યાં ખારાં પાણી નીકળતાં. વીરમગામનું તળાવ ને તેના કાંઠે બાંધેલી દેરીઓ વગેરે પ્રાચીન સમયના સ્થાપત્યના નમૂનાઓએ મને ખરા ઇતિહાસનું દર્શન આપ્યું.

## ૩૦ હરિશંકર વિદ્યાર્થી

છેવટના દિવસોમાં દિવાળીબહેનને ત્યાં નવદંપતી ને મહેમાનોને જમવા જવાનું થયું, ત્યાં તેમના ભાણેજ હરિશંકર વિદ્યાર્થીનો પરિચય થયો. આ જુવાને શાળાનો અભ્યાસ કરી, ભણવાનું મૂકી, આર્યસમાજી પંડિત પાસેથી સંસ્કૃત અને દયાનંદી વિચારો ગ્રહણ કરવા માંડ્યા હતા. એ વયે તેનામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ને તે જાહેર કરવાની હિંમત જોઈ હું બહુ પ્રભાવિત થયો. નિરાકાર પરમાત્માની ઉપાસના અને હિંદુ ધર્મમાં પેસી ગએલી વેવલાઈઓ તથા પૂજાપાખંડનું ખંડન એ આર્યસમાજની પ્રમુખ ઘોષણા અને કાર્યક્રમ હતા, તે પૂર્ણ પ્રતીતિપૂર્વક પોતાના વિચારો ને રીતિમાં તે ઉતારતા. બ્રહ્મચર્ય ને વિદ્યાધ્યયનનો મહિમા તેમણે સમજાવ્યો. એ વખતે તો તે આર્યસમાજના સિદ્ધાન્તોની પૂર્વભૂમિકાના સાધક હતા. છતાં તેમની નીડરતાભરી વક્તૃત્વશક્તિ ને કાવ્યગાને સભાઓમાં તેને લોકપ્રિય બનાવ્યા હતા. તે સાથે જ્ઞાતિજનો અને સગાંઓમાં અકળામણ ઉપજાવી હતી. 'માળો નાસ્તિક બની ગયો છે, સમાજિસ્ટોમાં ભળી ગયો છે, વિધવા વિવાહની વાતો કરે છે, પ્રતિમાપૂજનનું ખંડન કરે છે, વિદ્વાનોનો ઉપહાસ કરે છે' વગેરે.

તેમણે પોતાનું નામ હરિશંકર વિદ્યાર્થી રાખી નમ્રતા દાખવી હતી, પણ આક્રમક વાણીથી હિન્દુ સમાજ પર પ્રહારો કરવામાં બાકી ન રાખતા. એવી નાની વયમાં આવી શક્તિ ધરાવતા યુવાન પર હું મુગ્ધ થયો અને તે પ્રસંગથી અમારી મૈત્રી થઈ તે આજીવન ટકી રહી. ૧૯૫૯માં તેમનું નિધન થયું ત્યાં સુધીમાં તેમણે તેજસ્વી જીવન જીવી દેશની અને સમાજની સેવામાં કાયા ગાળી નાખી હતી. તે કથાકારના વંશજ હતા. બાળપણમાં પિતાની સાથે વીરમગામ પ્રાથમિક શાળામાં અભ્યાસ કર્યો ત્યાં તોફાની વિદ્યાર્થી તરીકે તેમની ખ્યાતિ હતી. ઈ. ૧૯૦૮ પછી આર્યસમાજના પં. બાલકૃષ્ણ શર્મા પ્રચાર માટે વીરમગામ આવ્યા ત્યારે તેમના વ્યાખ્યાનો સાંભળી તે આર્યસમાજના કાર્યોમાં રસ લેવા લાગ્યા.



હરિશંકર વિદ્યાર્થી જન્મ ૩-૧૦-૧૮૮૩
અવસાન ૧૩-૨-૧૯૫૯

તે સારા વક્તા થશે એવું પિતાની મતીએ સંસ્કૃતનો અભ્યાસ કરવા શિષ્યવૃત્તિ અપાતી. એ દરમિયાન તેમણે જનોઈના ગીતો ને બીજી કવિતાઓ બહાર પાડેલી. પંડિત સાતવળેકરજીના 'આસન અને આરોગ્ય' તેમજ 'સૂર્યભેદન વ્યાયામ' નામના ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર કર્યું. 'પ્રમાણસાગર' નામનો સાડા ચારસો પાનાનો, ૧૫૦૦ જેટલા જુદાજુદા વિષયો પરના પ્રમાણો વાળો ગ્રંથ જે હાલ અપ્રાપ્ય છે તેમાંથી સુભાષિતો ચૂંટી પોતાના વિદ્યાર્થીઓને શીખવતા.

૧૯૨૦-૨૧ના પહેલા અસહકારમાં મલાડ ખાતે એક રાષ્ટ્રપ્રેમી શેઠના બેનરમાં તેમણે રાષ્ટ્રીય શાળા કરેલી, તેમાં સુતારી, વણાટકામ વિનામૂલ્યે શીખવતા; સાથે અભ્યાસ પણ ચાલતો. કોઈ પણ ફાળા વિના એ શાળા ચાલતી. વણાટકામમાં પહેલું ધોતિયું તૈયાર થયું તે સરદાર પટેલને આપેલું. વિદ્યાર્થીઓ બહારનાં કામ કરી ખર્ચ ચલાવતા, હાથે લોટ દળતા ને હાથે રાંધતા. સાથીઓના અવસાન થતાં તેઓ આણંદ આર્યસમાજના મંત્રી મયાશંકરજીના આમંત્રણથી ત્યાં ગયા. ત્યાં 'આર્યપ્રકાશ'ના તંત્રી બની તેની ગ્રાહકસંખ્યા વધારી તેને પુનર્જીવન આપ્યું. તેને કાયમી કરવા રૂપિયા પચ્ચીસ હજારનું ફંડ શરૂ કર્યું, તે પૂરું ન થાય ત્યાં સુધી અન્ન ન લેવાની પ્રતિજ્ઞા કરી અને ફાળો પૂરો કર્યો. તેમનાં વ્યાખ્યાનોમાં સેંકો ઊભરાતા. તેમણે 'આર્યપ્રકાશ'નો સુપ્રસિદ્ધ 'જ્ઞાનઅંક' પ્રકટ કર્યો જેની પ્રશંસા સર્વત્ર થઈ.

૧૯૩૮માં આફ્રિકાનાં ચડી ગએલાં લવાજમો એકઠાં કરવા તે ત્યાં ગયા, ને ત્યાંની સ્થાનિક સંસ્થાઓ સબળ બનાવી પાછા આવ્યા. પુનઃ દક્ષિણ આફ્રિકાના ભાઈઓના આમંત્રણથી કેપટાઉન સુધીનો પ્રવાસ કર્યો. હવે તેમની કાયા ઘસાતી ચાલતી હતી. ૧૯૪૨મા સ્વદેશ આવી વતન કંથારિયામાં આશ્રમ બનાવી શેષ જીવન પૂરું કર્યું. ત્યાં આશ્રમ-પ્રવૃત્તિઓ ચલાવીને પ્રમુખ લોકનેતાઓને આકર્ષ્યા. ઝાલાવાડ જિલ્લા કૉંગ્રેસ કાર્યકરોનું પ્રથમ સંમેલન પણ ભર્યું.

તેમણે પોતાનાં પત્નીને જાતે અભ્યાસ કરાવી સુયોગ્ય સાથી બનાવેલાં, તેમજ પોતાના નાના ભાઈઓના ભણતરની જવાબદારી અદા કરી તેમને સુવિદ્યાસંપન્ન બનાવેલા. આર્યસમાજી વિચારોના કારણે વીરમગામની ઔદિચ્ય જ્ઞાતિનો બહિષ્કાર પામેલા, પણ તેમનાં ભજનો, ગીતો ગવાતાં. સમાજ પ્રતિ કટાક્ષ કરતી વાતોનો તેમનો સંગ્રહ 'ઘંટડી' પણ પ્રકટ થયો છે. તે સરસ વક્તા, લોકપ્રિય કવિ, પંડિત, વિચારક ને સાચા દેશસેવક હતા.

એમની સમાજબોધક રચનાઓના નમૂના:

અહો ગુજરાતમાં આજે ગુરુનો રાફડો ફાટયો,
પ્રપંચી પેટના કાજે, ગુરુનો રાફડો ફાટયો.
હરિશંકર કહે આવ્યા અભણ સાધુ અભણ બાવા,
મફતનો માલ ઉડા'વા, ગુરુનો રાફડો ફાટયો.
... ...
સત્ય સ્વરૂપ અનાદિ મારું કોણ અરે સમજાવે,
નહિ તો આમ અધર્મ કર્મોથી જગને સુખ નહિ આવે.

વીરમગામમાં બેનનાં સાસરિયાની પંદર દિવસની મહેમાનીમાંથી જાણે માંડમાંડ છૂટયા હોઇએ એ ભાવ સાથે બેનને લઈ ને અમે પાછા ભાવનગર આવી ગયા. ઘરનું વાતાવરણ પાછું હસતું બની ગયું અને આનંદના આવરણમાં ભાવિના ઓળાઓ આશાઓમા ઢંકાઈ ગયા.

## ૩૧ મૅટ્રિકનું મિત્રમંડળ

મૅટ્રિકના વર્ગના 'એ' ને 'બી' વિભાગોના કારણે જૂનાનવા મિત્રોની ફાળવણીમાં કોઈ 'બી' માં ગયા તો કોઈ નવા પણ આવ્યા હતા. રામશંકર કુબેર તે મારા ગુજ-

રાતી પાંચમીના શિક્ષક કુબેર માસ્તરના દીકરા. વાંચવામાં તેને કોઈ પહોંચે નહિ, ને કોઈને તેના કરતાં આગળ જતાં જુએ કે બળી જાય. તેના સખત હરીફ મારા મિત્ર હરિદત્ત પાઠકનો પહેલો નંબર આવે તે એ સાંખી શકે નહિ. પણ પાઠક તો સહજ લીલાથી વિદ્યાની સાધના કરતા. તેનામાં ધીર-ગંભીર પ્રસન્નતા જણાતી. અમે શાળાના બહારના સમયમાં પણ મળતા. ભગવાનલાલ ડ્રૉઈંગ માસ્તરના ઘરના ભજનમંડળમાં તેમનાં મધુર ભજનો અને કવિતાઓ સાંભળવાનો મને રસ લાગ્યો હતો. વળી તે સ્વાશ્રયી અને સદાચારણી યુવક હતા. મારા એક જૂના મિત્ર ગુલાબરાવ સાથે મારે ત્યાં પણ આવેલા તે વખતે મારા મોટા ભાઈએ તેની પાસે

મોતી આંબે ઝીણાંઝીણાં
વીણે કોણ સુઘડ ચતુર આતુર કોયલ કાજે હો.
મધુર મધુર...... (મૂળશંકર મૂળાણી)

ગવડાવ્યું તે વખતે મારા મોટા ભાઈ ડોલતા હતા તે યાદ છે.

હરિદત્ત પાઠક ઘણી મુશ્કેલીથી ભણતા. બહારની મદદની જરૂર રહેતી, પણ તેનામાં બ્રાહ્મણત્વની ખુમારી હતી. કવિ કાન્ત (મણિશંકર રત્નજી ભટ્ટ)ને ત્યાં વખતોવખત જતા અને સાહિત્ય-સુવાસ લઈ આવતા.

ચિત્રમાં ઉજમ સૌની જેવા જ બીજા સાથી નારણદાસ ઘેલાણી હતા; પણ ચિત્રની પરીક્ષા એન્જિનીઅર થનારને કામની છે એ જ હેતુ તેના મગજમાં મુખ્ય હતો. તે વાતવાતમાં અંગ્રેજી વાક્યો બોલતા. શિહોરથાંભણીથી રોજ ભણવા આવતા. જગન્નાથ પંડયા પણ 'એ'માં જ આવ્યા હતા. પ્રભાશંકર માવજી દવે, ભાનુશંકર પરમાનંદ ભટ્ટ, પ્રાણજીવન માસ્તરનો નારાયણ ભટ્ટ, જટાશંકર જાની, માર્કંડ ગુલાબ-રાય, શાન્તિશંકર ભટ્ટ વગેરે ભેગા થઈ ગયા હતા. મંગેશરાવ નામે એક સુજ્ઞ મહારાષ્ટ્રી વિદ્યાર્થી હતા. વધારે મજા તો દરબારી સ્કૉલરશિપો ભોગવતા ગરાસિયાના નબીરા જે પાછલી બેન્ચો પર સફાઈદાર અંગરખાં-સુરવાલો ને માથે છટાદાર સાફાથી વર્ગનું આકર્ષણ બનતા બેસતા તેમની લાગતી. તે પોતાની ઘોડાગાડીઓમાં આવતા-જતા. ભાગ્યે જ તેમની સાથે અન્ય વિદ્યાર્થીઓને નિકટની ઓળખાણ થતી.

નાગર વિદ્યાર્થીઓ પણ જૂથમાં દીવાનપરાના રસ્તેથી આવે ને જૂથમાં જાય. તેમના પોશાક બીજા કરતાં સ્વચ્છ ઇસ્ત્રીબંધ હોય. લગભગ દરેકને માથે કસબ ભરેલી ટોપીઓ હોય. મોટે ભાગે તેઓ ધોતિયાંના કચ્છ લગાવે, ચકચકતાં બૂટ-સ્લિપર પહેરે. તેઓ ક્લાસમાં પણ એકસાથે બેસે અને વિનોદ-વાતો પણ અંદરઅંદર જ કરે. બીજી કોમનો કોઈ ભોટ તેમની સમીપ ભરાઈ પડે તો મશ્કરીનું પાત્ર બને. પણ નાગર યુવકો વિદ્યાવિલાસી ને અભ્યાસી હતા. કોમની એકતા અને ખાનદાનીનું ગૌરવ તેમનું બહાર પડતું. નાગર જ્ઞાતિના અગ્રણીઓએ તેમના વિકાસ અને પરસ્પર મિલાપ માટે શહેર બહાર રૂપાપરીના રસ્તે નાગર જિમખાના બાંધ્યું હતું. ત્યાં તેમનાં વિવિધ મંડળોની સભાઓ થતી, વિદ્વાનોનાં વ્યાખ્યાનો થતાં, સૌરભલ ગૅધરિંગ નામે નાટક-સંગીત વગેરેના જલસા થતા. કોઈ વખત બહારથી આવેલા વિદ્વાનનું ભાષણ કે સત્કાર-પ્રસંગ યોજાતો ત્યારે શહેરના બીજા આગેવાનોને નિમંત્રણ મળતાં. આ

કારણે શાળાના વાર્ષિક સમારંભોમાં પણ નાગર યુવકો છાપ પાડી શકતા. 'સ્નેહસંમેલન' શબ્દ એ વખતે પ્રચાર પામ્યો નહોતો. નાનાભાઈ ભટ્ટ એક વાર મને અને મસ્તરામ પંડ્યાને એવા એક પ્રસંગમાં સાથે લઈ ગએલાં, ત્યાંથી અમે પણ અમારુ એક સોશ્યલ ગૅધરિંગ રચવાનું ઠરાવ્યું.

નાગરોના વિદ્યા અને સંસ્કારના પ્રેમે ભાવનગરમાં બાર્ટન લાયબ્રેરી જેવું પુસ્તકાલય, નાનું સંગ્રહસ્થાન તેમજ સંન્યસ્તાશ્રમ અને યશોનાથ જેવી જગ્યાઓમાં વિદ્વાનો માટે ઉતારાઓની ગોઠવણ ઉદ્દભવી હતી, તેથી ભાવનગરને સંસ્કારી પ્રસંગોનું ઉચ્ચ વાતાવરણ મળ્યું હતું. ભાવનગરમાં શ્રીમતાઈનો મોભો એકલી નાગર કોમમાં જ જણાતો. દુકાનદારોમાં પણ કહેવાતું કે નાગરોની ઘરાકી મોટી છે. બ્રાહ્મણો, જૈનો, લુહાણા વગેરે કોમોમાં ભણતરનો જુવાળ બહુ મોડો આવ્યો હતો અને તેથી નાગરો રાજ્યના શ્રેષ્ઠ અધિકારપદો પ્રાપ્ત કરી શકયા હતા. સાથે એ પણ ખરું કે તેમના શાસનકાળમાં અન્ય કોમનો કોઈ માણસ ભાગ્યે જ ઉચ્ચ પદે પહોંચી શકયો હશે. કેટલાંક સુધરાઈ, દાક્તરી કે લશ્કરી કામોમાં જ અનિવાર્યતાને કારણે પારસી, મુસ્લિમ કે રાજપૂતને સ્થાન અપાતાં. કારકુન-વર્ગમાં વણિકો અને જૂજ ભણેલા બ્રાહ્મણો ગોઠવાઈ જતા.

આ કારણે નિશાળના વર્ગોમાં પણ અન્ય જ્ઞાતિના વિદ્યાર્થીઓના સ્વભાવ ને પહેરવેશમાં છટા કે તુમાખ ભાગ્યે જણાતાં. પારસી વિદ્યાર્થીઓની સંખ્યા અનાજમાં કાંકરા જેટલી. તેઓ હમેશાં એકસરખા સ્વચ્છ પોશાકમાં હોય. નિયમિતપણે વાળ કપાવેલા; માથા પર સાદી કાળી મખમલની હળવી ટોપીઓ પહેરીને આવે. જ્ઞાતિની ચાપાચાપીને કારણે કોઈ ને ઘેર જવાનો સંબંધ ન રાખે, પરંતુ બાગમાં કે હરવાફરવાની જગ્યાએ દિલથી મળે.

નિશાળમાં પણ પાણીની ઓરડીમાં દરેક કોમના પાણી પીવાના પ્યાલા જુદા રખાય. ત્યાં પારસી–મુસલમાનના પ્યાલા આઘા ગોખલામાં હોય. તે તેઓ જ ઉપાડી લે, એટલે ત્રિપુંડધારી રુદ્રાક્ષની માળા પહેરેલો બ્રાહ્મણ ડોસો તપખીર સૂંઘતો જાય અને તેમના પ્યાલામાં પાણી રેડતો જાય. પીધા પછી એમ ને એમ પ્યાલો મૂકી દે તો કડકાઈથી પાછો ઉપડાવી જરા પાણીથી ખંખાળી મુકાવી દે.

## ૩૨ મૅટ્રિકનું વાતાવરણ

મૅટ્રિકમાં આવતાં જ અમને વિદ્યાર્થીના મોભાનો ખયાલ મળ્યો. મૅટ્રિકનો વર્ગ કોઈ એક શિક્ષકનો ન ગણાય; કલાકે કલાકે શિક્ષકો બદલાય. વળી તે કોઈને આગલા પાઠ કે લેસન પૂછે નહિ; પ્રશ્નો યે ભાગ્યે જ પૂછે. એક કલાક સુધી તેનો વિષય ગગડાવ્યે જાય. અમારે તો નોંધ જ કરવાની કે પાટિયા પરનું ઉતારી લેવાનું. કોઈના માર્ક કે નંબર રાખવાના નહિ. કોઈ ઊંચો કે નીચો નહિ. સૌ સરખા સદ્દગૃહસ્થો. શીખવાના વિષયો પણ વધી ગયા. અંગ્રેજીમાં પદ્ય અને ગદ્યની જુદી ચોપડીઓ. તે પણ વાચનમાળા નહિ. દર વરસે કોઈ મહાન લેખકની એક ચોપડી ભણવાની. આ વરસે વૉશિંગ્ટન ઈર્વિનની 'સ્કેચ બુક' હતી. કવિતામાં પારાફ્રેઈઝ માટે કાવ્યો

હતાં. ગણિત એકલું નહોતું, ઍલ્જિબ્રા અને જ્યોમેટ્રીના સિદ્ધાન્તો શીખવાના હતા. ગુજરાતી ગદ્ય-પદ્ય સંગ્રહની 'સાહિત્યરત્ન' નામની ચોપડી હતી અને હિંમતલાલ અંજારિયાના 'કાવ્યમાધુર્ય' માટે અઠવાડિયામાં એક કલાક મળતો. સાયન્સમાં બે નાની ચોપડીઓ લેવી પડી હતી. (ઍસ્ટ્રૉનૉમી અને કેમિસ્ટ્રી–ફીઝિક્સ જેવું કંઈ નહોતું.) તેને માટે પણ અઠવાડિયામાં વારાફરતી એક કલાક અપાતો. સંસ્કૃત 'માર્ગોપદેશિકા' ભાગ બીજા ઉપરાંત કાળે કે ધોળે વ્યાકરણ હતું. ઇતિહાસમાં અંગ્રેજી 'એમ્પાયર હિસ્ટરી'માં જ્યૉર્જ ધ ફૉર્થ સુધીના પ્રસંગો કરી જવાના હતા. અંગ્રેજી-ગુજરાતી તરજુમાની પણ એક ચોપડી હતી. ચોપડીઓનો મોટો થોકડો હાથમાં હોય તે મૅટ્રિકનો વિદ્યાર્થી હોય. હવે સ્લેટનું કામ તો ક્લાસમાં રહ્યું નહોતું. કેટલાક ઘેર તેનો ઉપયોગ કરતા. બાકી બધું જ એક મોટી નોટમાં ઉતારવાનું. આજના જેટલી નોટોની જરૂર જ નહોતી પડી. ફાઉન્ટનપેન જેવી વસ્તુ કોઈએ જાણી નહોતી, એટલે પેન્સિલથી જ નોટો ભરાતી.

ભાવનગરમાં ચોપડીઓ ખરીદવાની એક જ દુકાન હતી, ને તે વોરા અબ્દુલહુસેન આદમજીની. વોરા કોમની જ દુકાનોથી વોરાવાડ બનેલી હતી. એ બધા ટિનના ડબા-ડાબલી, રંગો, સોય-દોરા, ઊનનો માલ, રેશુ-રીપેર-કાચ-સામાન, ફ્રેમો



બુકસેલર અબ્દુલહુસેન આદમજી: 'ઝીકાભાઈ, ત્રીજી લાઈનની ઉપલી થપ્પી.'

વગેરેના ધંધા કરતા, પણ ચોપડીઓનો ધંધો કરનાર તો એકલા અબ્દુલહુસેન. ઇંગ્લિશ, ગુજરાતી, ફારસી, સંસ્કૃત તેમજ શાળાનાં પુસ્તકો ઉપરાંત સત્યનારાયણની કથા, ભાગવત, રામાયણ, વૈદકના ગ્રંથો અને બત્રીસ પૂતળીની કે ગુલબંકાવલીની વાર્તાની ચોપડીઓ સુધીની રાખતા. એમને દુકાનની કોઈ પણ ચોપડી ક્યાં છે તેની ખબર હોય. ગુમાસ્તો ફાંફાં મારતો હોય ત્યારે હાંક મારે: 'ઝીકાભાઈ! ઉપલી લાઈનની ત્રીજી થપ્પી.'

વિદ્યાર્થીઓમાં જાતજાતના શૉખ અને આદતો હતાં. કેટલાક રમતોના શૉખીન હતા, કો'ક ગપ્પા મારવામા મજા લેતા, તો કોઈ વળી ડાહ્યાડમરા થઈ ભણતર પર માથા પછાડતા બપોરનો વિરામનો એક કલાક એ બધાની પ્રકૃતિ ખુલ્લી કરી દેતો. જેમના ઘર નજીક હોય તે ઘેર આંટો મારી આવતા. કેટલાક બહાર જઈ રસ્તા પર દાળ મસાલી કે ખાવાનુ ખાતા. ચાનું નામ કોઇએ જાણ્યું નહોતું.

આ સમયમા મને જાતજાતની વાતો કરનારાની સોબત ગમતી અને બારી આગળની કોઈ બેન્ચ પર ફાવે તેમ ગોઠવાઈ અમારુ ગેઝેટ ચલાવતા એમાં રાજા, દીવાન, ગામના બનાવો, અગાઉના વિદ્યાર્થીઓ ને પ્રોફેસરોની વાતો તથા નાટકો ને સરકસની વાતો પણ આવી જતી. તે જ મડળમા સાન્જે કયાં ફરવા જવુ તે પણ નક્કી થતુ. કોઈ વાર ગામના તળાવના ગગામદિરને પશ્ચિમ ચોતરે, કોઈ વાર તખ્તેશ્વરની ટેકરી પર કે બૅન્ડના દિવસે પીલ ગાર્ડનમા ભેગા થઈ જતા.

પણ ચાતુર્માસમા યશોનાથ મહાદેવમા સવારે સૂરતવાળા સતારેકર બુવાની કીર્તનકથા શરૂ થઈ એ વાત સાભળી એટલે અમારી મડળી નિયમિતપણે તેમાં ભરતી થઈ ગઈ હતી, અને કથાના પૂર્વરંગ ને ઉત્તરરંગનું સંપૂર્ણ શ્રવણ કરી શ્લોકો, પદો, કથા વગેરેની ચર્ચા બીજે દિવસે વિરામ સમયે અમે ઉપાડતા. કોઈ વળી શ્લોકો ઉતારી પણ લાવતા. બુવાજીની કથાઓએ અમને ભારતીય આદર્શો અને જીવનનુ બહુ રોચક અને રસિક દર્શન કરાવ્યુ; અમારા મડળના લગભગ દરેક સભ્યમા અભિજાત સસ્કારો પ્રદીપ્ત કર્યા.

યશોનાથની આ કથામાં હુ એક વાર એક સરકારી વડીલ પાસે બેઠો હતો, તેણે પાસેની થાભલી પાસે ગુપચુપ આવી બેઠેલા એક પ્રૌઢ સજ્જન તરફ આગળી કરી કહ્યુ: 'એમને ઓળખ્યા? અમે કૉલેજમા સાથે હતા. એ રણજિતરામ વાવાભાઈ મહેતા. બહુ વાચનાર ને વિચારનાર છે. હમણા જ પટ્ટણી સાહેબના લાયબ્રેરિયન અને સેક્રેટરી થઈને આવ્યા છે' હુ એમને જોઈ રહ્યો. પાતળી ઊંચી કાઠીના, અગે કાળો આલ્પાકાનો કોટ, માથે બૅંગલોરી ટોપી ફૂલતા નસકોરાવાળુ અણીદાર નાક, પાતળી સુવાળી મૂછ અને નરમ આખ—એ વ્યક્તિનુ એ સૌપ્રથમ દર્શન પછીથી જીવનભર મારા મનમા જડાઈ રહ્યુ.

### ૩૩ મિત્ર-શિક્ષક

દિવાળીની વૅકેશન પડી ત્યારે મારા મિત્ર છગન સોની વડોદરાથી આવ્યા તેને મળવા ગયો ત્યારે તેણે ત્યાના કલાસમા કરેલુ કામ સાથે આણ્યું હતુ તે જોઈ હુ દિંગ થઈ ગયો. છ મહિનામા આટલું બધુ ચિત્રકામ ને પ્રગતિ જોઈ મારો જીવ બળ્યો કે હુ ચિત્રમા તો રહી ગયો! પણ તેણે મને હિંમત આપીને કહ્યુ, 'એમાં કઈ નથી. તુ આટલા વિષયો જાતે કરી શકે એવો તારો હાથ છે જ્યોમેટ્રીના પૅટર્ન તો ચોપડીમાથી જ શીખી યાદ કરી લેવા. મેમરી ડ્રૉઇંગની પણ ચોપડી છે તેમા જણાવેલા પદાર્થ પખીઓ એક વાર જોઈને કરી, બીજી વાર મનથી કરવા, એટલે ભુલાશે નહિ. અને ફર્સ્ટ ગ્રેડની માથાફોડ કરવી નહિ, આ વરસે જ સેકન્ડ ગ્રેડની

પરીક્ષા ગજકોટ સેન્ટરમાં જઈ આપી દેવાશે.' એ રજા દરમિયાન મેં તેની સાથે રહી સેકન્ડ ગ્રેડનું ચિત્રકાર્ય તૈયાર કરી નાખ્યું, પણ તેથી મૅટ્રિકનો અભ્યાસ થયો નહિ.

આ અરસામાં પિતાજીના એક ઝાલાવાડી રસોઇયાએ મને અને મોટા ભાઈને ફેંટા બાંધતા શીખવ્યું. ઘરમાંથી જૂનાં ફેંટિયાં લઈ, અમે તેના કહેવા પ્રમાણે કાચ સામે બેસી માથા પર બાંધછોડ કરતા થોડા દિવસે હાથ બેઠો: આંટીદાર ફેંટા બાંધી, ઉતારી, હાથમાં લઈ પાછો મૂકતાં આવડી ગયું. તે જોઈ વડીલોએ ખુશ થઈ અમને બન્નેને શુલબેર રંગના બે ફેંટા લાવી આપ્યા અને તે વરસની દિવાળીમાં તે માથે બાંધીને અમે ફર્યા પણ ખરા! મોટા ભાઈનો ઉત્સાહ વધી ગયો એટલે અમે સાથે જઈ લોકપ્રિય ફોટોગ્રાફર રામજી પદમશી ટીપાણિયાને ત્યાં જઈ ફોટો પડાવ્યો. એ



જાતે પાઘડી બાંધતાં આવડી તેની યાદગીરીમાં બને ભાઈઓએ છબી પડાવી (ઈ. ૧૯૦૮): ડાબી બાજુ લેખક પોતે; જમણી બાજુ મોટા ભાઈ રતિલાલ



ફોટોગ્રાફર રામજીભાઈ

રામજીભાઈ, જૂની ઢબના ઘોડીવાળા કૅમેરાનો લેન્સ ઉઘાડતા હોય ત્યારે પોતાની વાઘ જેવી ગુચ્છાદાર મૂછોમાંથી 'હલશો નહીં, હલશો નહીં.' કહી ઢાંકણું ઉપાડી, હાથનું ચક્કર કરી લેન્સ બંધ કરી દેતા ને હમીને નમસ્કાર કરતા તે યાદ રહી ગયું છે.

### ૩૪ ભારત-જાગૃતિ

૧૯૦૭–૮નાં વર્ષોમાં ભારત આખું સળગી ઊઠ્યું હતું. તિલક મહારાજને ૭ વર્ષની દેશપારીની સજા થઈ તે વખતે એકેએક જણને લાગ્યું કે તેઓ ભારતની સ્વતંત્રતા માટે મહાન બલિદાન આપી રહ્યા હતા. પોલીસ અને સરકારનો જાપતો એવો હતો કે કોઈ જરા પણ માથું ઊંચકે એવો જણાય તો તેને કોઈ ને કોઈ બહાને જેલના સળિયા પાછળ ગોંધી દેવામાં આવતો હતો. તિલક મહારાજની પાછળ આખું મહારાષ્ટ્ર તપી ઊઠ્યું હતું. બંધારણીય ચળવળને છોડી એકદમ આઝાદીનો પોકાર ઉઠાવનારા નેતાઓને 'જહાલ' નામ મળ્યું, ને ગોખલે, બૅનર્જી તથા ફીરોઝશાહ મહેતા જેવા 'મવાલ' (મોળા) હતા. પણ દરેક સુશિક્ષિત આગેવાન બ્રિટિશ રાજ્યની દમનનીતિ અને જાપતાથી ત્રાસી ગયો હતો. બંગાળમાં કાવતરાં ચાલુ હતાં. ત્રાસવાદીઓનો એક મોટો વર્ગ દેશના દરેક ભાગમાં સંતાએલો ફેલાએલો હતો. કલકત્તામાં માણિકતોલામાંથી પકડાએલા આરોપીઓમાંથી ખુદીરામ બોઝ

નામના એક નવલોહિયા યુવાનને ફાસીની સજા થઈ ત્યારે તો દેશ આખો સમસમી ઊઠ્યો હતો નાસવાદીઓની સહનશક્તિ ને કાવતરા કરવાની તાકાત અજબ લાગતી એમની રીતો માટે બે મત હશે, પણ તેમની દેશભક્તિ ને સ્વાર્પણમા કોઈ શકા નહોતી

એમનામાથી પકડાએલા આરોપીઓમાથી તો જે છૂટી જાય એવો કે તાજનો સાક્ષી બનના તૈયાર થએલો જણાયો તેને પુસ્તકો વચ્ચે ગાળા કાપી છુપાવેલી પિસ્તોલ બીજા સાથીઓને જેલમા પહોચાડીને ખલાસ કરાવ્યો આ બનાવે એ જુવાનોની ઠડી તાકાત ને એકદિલીની પ્રતીતિ કરાવી, ને પોચલા ગણાતા બગાળીઓની સાહસિકતા ને તાકાત માટે ધન્યવાદ પ્રાપ્ત કર્યા એ વખતે એક ગીત ગવાતુ

'આજકાલ ગોરાની ગમ્મત છે બગમા,
બાબુના માલ દીસે ગોરાના કાળ જેવા '—આજ૦

જોકે નાગરિકો જાહેર રીતે તેમની પ્રશસા કરતા કે બિરદાવતા ડરતા એમના કામોની પ્રશસા કરનારને પણ સરકાર દ્રોહી ઠરાવતા વાર ન કરતી તોપણ પ્રજાએ બ્રિટિશ પ્રતિ તિરસ્કાર ને ઘૃણા બતાવવા શક્ય તેટલા અન્ય માર્ગો લીધા. યુરોપના સ્વાતત્ર્યવીરો અને સ્વાતત્ર્ય સગ્રામોની ચોપડીઓ વચાવા લાગી તાજેતરમા ઇગ્લીને સ્વતત્રતા અપાવનાર મૅઝીની અને ગૅરીબાલ્ડી, જેમને માટે બ્રિટિશરોએ પણ પ્રશસા બતાવી હતી તેમના નામ ભાષણોમા ગાજવા લાગ્યા

વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે રાજ્યમા પ્રગતિશાળી સુધારા, પ્રજાશિક્ષણ, કલાભવન અને લોકભાષામા રાજ્ય વહીવટ વગેરે દાખલ કરી ભારતમા વડોદરાને પ્રથમ પ્રગતિવાદી પાટનગરની પ્રસિદ્ધિ અપાવી હતી, તેથી યુરોપનુ સાહિત્ય વાચનાર તેમને ઇટાલીના રાજા ઇમૅન્યુઅલ સાથે સરખાવતા અને તેમની છબિઓ પણ દેશનેતાઓ જેટલી જ ભારતમા લોકપ્રિય બની હતી

ભાવનગરમા રાજ્ય તરફથી લોકોની પ્રવૃત્તિઓ પર ખાસ અકુશો નહોતા પહેલા જણાવ્યું તેમ મહારાણીશકર અને અન્ય વક્તાઓના શૌર્યપ્રેરક વ્યાખ્યાનો જાહેરમા થઈ શકતા લોકોની આગળ વ્યાપક સક્રિય કાર્યક્રમ તરીકે બગાળમા વિદેશી કાપડનો સામુદાયિક બહિષ્કાર અને સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞાઓ લેવાઈ, તેને અગે દેશમા ઠેરઠેર સ્વદેશીનો પ્રચાર કરનારા મડળો થયા હતા દેશી કારીગરો તથા કારીગરીને ઉત્તેજન આપવા તેઓ જે કઈ કામચલાઉ વપરાશની ચીજો બનાવી લાવે તેનો આદર કરવાના વ્રત લેવાતા

## ૩૫ સ્વદેશીપ્રેમી મડળ

અમારા સ્વદેશીપ્રેમી મડળે અમારા શહેરમા આ રીતે આ કામનો ઝડો ઉપાડ્યો અમારી પાસે ફડ તો શુ હોય? પણ 'હુન્નરસાગર જેવા પુસ્તકો કે અગ્રેજી ફૉર્મ્યુલાઓ વાચી અમે રબ્બર સ્ટૅમ્પની શાહી, કાર્બન પેપરો વગેરે ચીજો બનાવવા માડી મને પણ આ કામમા રસ લાગ્યો અને મારા મિત્ર બળવતરાય પડ્યા વધુ વૈજ્ઞાનિક રીતો જાણતા હતા તેનો સાથ મળ્યો જોકે આમાનુ કશુ અમે કદી વેચાણ યોગ્ય બનાવી શક્યા ન હતા, પણ કેમિસ્ટ્રી (રસાયનવિદ્યા) દેશોદ્ધાર માટે કામની છે એટલુ સમજી શક્યા હતા

એક જણુ વળી ચા-સાકરની ગોળીઓ બનાવવા માટે ચાસણીમાં ચાની ભૂકી નાખી નાના ગોળા બનાવી લાવ્યો. પણ એ તલના લાડુ જેવી કડક બની ગઈ અને ચામાં તેને ઓગાળી નાખે તેવી ગરમી મળતી નહોતી. સાકર ગળે ત્યાં પાણી ઠંડુ પડી જતું! છેવટે સરસ હોજરીવાળા બીજા મિત્રો તેને રેવડીની જેમ કકડાવી ગયા! આમ છતાં પણ આ મંડળમાં સ્વદેશી વ્રતનો જુસ્સો હતો. અમને અમારી પ્રસિદ્ધિ માટે કોઈ જાહેર સ્થળે કચેરી લઈ જવાની જરૂર લાગી, એટલે ગોળ બજારમાં એક મેડો શોધી કાઢ્યો. તેના માટે મેં એક ૭ ફૂટ લાંબું પાટિયું તૈલરંગોથી ચીતરી કાઢી બહાર લગાવ્યું અને ત્યાં રવિવારે સભાઓ કરવા માંડી. છાપખાનામાં કામ કરતા મિત્રોની મદદથી અમે સ્વદેશી ગીતોની એક આનાની કિંમતની ચોપડી પણ છપાવી બહાર પાડી. તેમાં મારા મોટા ભાઈએ પણ એક ગીત રચી આપ્યું હતું:

'સૌ જન થાઓને તૈયાર!
હિંદમાતનું—હિંદમાતનું શ્રેય કરવાને થાઓ સૌ હોશિયાર!
ભરમ લગાવી, ધૂન મચાવી, બોલો જયજયકાર.'

તેમાં 'ભરમ લગાવી, ધૂન મચાવી' આવતું ત્યારે અમે હસી પડતા કે ભરમ શા માટે? ધૂન શા માટે? વળી, કૉલેજમાં આગળ ભણતા ભાઈ અનંતરાયે એક માસિકપત્રની દરખાસ્ત મૂકી અને તેનું નામ 'ભાનૂદય' રાખીને તેના માટે એક શ્લોક રચી નાખ્યો, જેની છેલ્લી લીટી કંઈક આવી હતી: भानूदये जाग्रति सर्वे प्राणिनाम्। એ માસિકનો એક જ અંક પ્રસિદ્ધ થઈ શક્યો.

બંગાળના કાવતરામાંથી નાસી આવેલા એક પ્રૌઢ સંન્યાસીને અમારા મંડળમાં આશરો મળી ગયો હતો. એ કાળા ડિબાંગ, શીળી છાંટાવાળા ચહેરાના અને કર્કશ અવાજવાળા હતા અને ધીમેધીમે નેતા બનતા જતા હતા. ચંદ્રશંકર હવે તેની સગવડ સાચવતા અમે પણ કોઈ કોઈ વાર તેને માટે ઘેરથી ભાણું પહોંચાડતા.

એ જ અરસામાં ખુદીરામ બોઝની ફાંસીના સમાચાર આવ્યા ત્યારે શોક દર્શાવવા અમે એક સરઘસ કાઢ્યું, ને ભગવો ઝંડો તથા છત્રપતિ શિવાજીની છાપ પરથી મેં ચીતરેલી શિવાજી મહારાજની છબિ (જેમાં તેઓ ખુલ્લી તલવારે ઘોડેસવારીથી કિલ્લામાંથી બહાર નીકળે છે તે) સાથે બજારમાં કૂચ કરી. વંદેમાતરમ્‌ના પોકારો કરતા સ્વામી એક ગીત ગવડાવતા હતા. તેની પહેલી લીટી આવી હતી:

ભારત કે લિયે હમ કુછ ન કુછ કર જાયેંગે,
ભારત કો સોતે જગાયે જાયેંગે.

એ સરઘસે અમારા મંડળ માટે લોકોમાં ચકચાર જગાવી. અમે ખૂબ જોરસ કરતા હતા કે હાં, હવે આપણે મેદાને પડ્યા ખરા! તે રાત્રે મંડળની ઑફિસે એ જ વાતો કરતા સ્વામીજીની આસપાસ અમે મોટી મોટી ડાંસ મારતા હતા, એવામાં દાદરે પગલાં સંભળાયાં અને શહેરીઓ તરફથી દેશી પ્રચાર મંડળના મંત્રી ભીખાભાઈ મોદી અને સાથે સાદા પોશાકમાં પોલીસ-કમિશનર શ્રી વિશ્વનાથભાઈ જોશી તથા તેમનો એકાદ ઑફિસ-અમલદાર ઉપર આવ્યા.

અમે ઉભા થઈ માન આપી એમને ગાદી પર બેસાડચા એટલે ભીખાભાઈએ શરૂ કર્યું: 'જુઓ છોકરાઓ! આજ સુધી તમે જે કંઈ કરતા હતા તે અમારાથી


પોલીસ કમિશનર વગર ઉપર આવ્યા

અજાણ્યું નથી. અમે પણ દેશભક્તિના ચાહનારા છીએ. પણ જાણો છો? આજકાલ આ બાબતમા સરકારની બધે કેટલી ભીંસ હોય છે? તેમના પ્રદેશમા ગમે તે થાય પણ દેશી રાજ્યની જવાબદારી ભારે હોય છે, અને તેમના વિરુદ્ધ કંઈ બને કે તરત તેઓ રાજ્ય પાસે જવાબ માગે છે અને વફાદારીમા શકા બતાવી કડક પગલા લે છે. આપણુ રાજ્ય એવા પ્રસંગથી દૂર રહેવા ચાહે છે. તમે આ રાજ્યની પ્રજા છો, તમારા વડીલો જાણીતા નાગરિકો છે, એટલા માટે જ જોશીસાહેબ પોતે અહીં આવ્યા છે.'

પછી જોશીસાહેબે વાત ઉપાડી લીધી: 'જુઓ, તમે સરઘસ કાઢયુ તે એક જાહેર બનાવ બન્યો કહેવાય અને અમારે તે માટે પગલા લેવા પડે. એટલે મારી સલાહ છે કે તમારા પર કાયદાની રીતે કંઈ ન કરવુ પડે તે રીતે તમે આ મંડળ વિખેરી નાખો અને કાલે કઈ જ નથી એવુ કરો; નહિ તો અમારે આનો સરકારને જવાબ આપવો પડશે.' પછી સ્વામીજી તરફ જોઈ બોલ્યા: 'દેખો મહારાજ, આપ સાધુ છો. ગજસત્તાને તમારા પર કઈ પ્રયોગ કરવો પડે તે ઠીક નથી. આ છોકરાઓને પણ તમે તમારાં ગીતો ને ભાષણોથી જોખમમા મૂકો છો તે સમજો છો?'

અમને ફરી કહ્યુ: 'જુઓ, હું તમને દરેક જણને ઓળખું છુ અને તમારા વડીલો અહીંના પ્રતિષ્ઠિત જનો છે. તેમને પણ તમારે કફોડી હાલતમાં મૂકવા ન જોઈએ. છાનામાના અભ્યાસ અને કામધધો સંભાળો તમે નહિ માનો તો કાલે અમારે અમારુ કામ કરવુ પડશે.' આટલુ કહી તેઓ ઊઠયા. મારી સામે જોઈને કહ્યુ: 'તારા પિતાશ્રી મહાશકર રાવળ મારા અગત મિત્ર છે અને તે સરકારી નોકરીમાં છે, એટલે તારે તારી ફરજ સમજવી જોઈએ.'

તેઓ ગયા એટલે અમે એકબીજા સામે જોઈ રહ્યા. ચંદ્રશકર તો પોલીસ-અધિકારીના સંબધી હતા, બીજાઓ પણ કોઈ ને કોઈ રીતે સાકડમાં આવે એવુ હતુ, એટલે સૌએ નક્કી કર્યું કે મડળનુ વિલોપન કરી નાખવુ. સ્વામીજીને ચદ્રશકર

અત્યારે જ પોતાને ત્યાં લઈ જાય અને સગવડે રેલવેમાં વિદાય કરે. મંડળનું પાટિયું, ચિત્રો, ચોપડીઓ વગેરે એક મજૂરને માથે ઉપડાવી હું મારે ત્યાં લઈ ગયો. તે પછી એ પાટિયું ઘણાં વર્ષો સુધી એક અભરાઈ તરીકે વપરાયું હતું.

મંડળ તો ઊડી ગયું, પણ અમારા મનમાં જાગેલી રાષ્ટ્રભક્તિ કદી ઓસરી નહિ. સ્વદેશી ભાવના જાગૃત કરે એવાં પુસ્તકો વાંચવાનો મને શોખ લાગ્યો હતો. સ્વદેશી કારીગરી અને ઉદ્યોગો માટે શોધ ચાલી. દેશભક્તો અને વીર પુરુષોનાં ચિત્રોનો ઘરમાં આદર કર્યો. મેવાડના રાણા પ્રતાપસિંહ, શિવાજી, દુર્ગાદાસ, ઝાંસીની રાણી, નર્મદ અને મૅઝીની-ગૅરિબાલ્ડી તથા વિલિયમ-ટેલ જેવાં પાત્રોને ઓળખ્યાં. એ અરસામાં મેં નર્મદનું 'સૌ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે, યા હોમ કરીને પડો ફતેહ છે આગે'ની બેચાર કડીઓ મુખપાઠ કરી લીધી હતી. બંકિમનું 'આનંદમઠ' વાંચી વંદેમાતરમ્ ગાતા થયા હતા. કોઈને તેનો શુદ્ધ રાગ આવડતો નહિ. બંગાળનાં બીજા કોઈ કવિઓને જાણતા નહિ, પણ સ્વામી વિવેકાનંદ અમારા આદર્શ રાષ્ટ્રવીર બની ગયા હતા. મને તેમની અદબ વાળી ઊભેલી છબિની મોટી છાપ મળી ગઈ હતી તે મોટા તક્તામાં મેં ભીંત પર રાખી હતી. તેમના વિષે બહુ વાંચ્યું નહોતું, પણ છબિ નીચે લખેલું વાક્ય 'नाऽयं आत्मा बलहीनेन लभ्यः' એ મારે માટે જીવનમંત્ર લાગતું હતું. મારું વાચનક્ષેત્ર મારી સાહિત્ય-રુચિ વધારનારું નહોતું પણ ભાવના અને પ્રગતિ આપતાં પુસ્તકો અને ચોપાનિયાં મને આકર્ષતાં હતાં. સ્વદેશપ્રેમી મંડળ બંધ થયા પછી મેં ફરી સ્ટેશન-બંગલામાં રોજ સાંજે મુલાકાતો ચાલુ કરી. ત્યાં હું મારો સ્વદેશીનો જુસ્સો આપી શકયો નહોતો. તે વખતે ભાઈ ગિરીશ ભટ્ટ (તેમનાં પિતાશ્રી મયારામ ભટ્ટ ત્યારે માણાવદરથી બીમારીના કારણે નિવૃત્ત થઈ આવ્યા હતા) અમારામાં ભળી ગયા હતા. મહેતાજીના પુત્ર એટલે સાહિત્યના સહજ સંસ્કાર તેમનામાં હતા. સરસ્વતીચંદ્ર ભાગ ૧લો તેઓ તે વખતે વાંચતા હતા એટલે ઘણી વાર તે હાથમાં લઈ આવતા અને તેની ચર્ચા કરતા.

## ૩૬ સ્વદેશી પ્રદર્શન

**ભા**વનગરના મહારાજા ભાવસિંહજીને પોતાને સ્વદેશી કારીગરીનો ભારે શોખ હતો તેથી તેમની મનમાની ચીજો બનાવવા તેમના એક વર્કશૉપમાં બેચાર હોશિયાર મિસ્ત્રીઓ અને શિલ્પીઓ અવનવી બનાવટો ને રચનાઓ કર્યા જ કરતા. તેમને રાજ્યમાં સ્વદેશી વસ્તુઓ માટે પ્રજામાં આગ્રહ પ્રકટેલો જોઈ આનંદ થયો હશે એટલે તેમની પ્રેરણાથી ભાવનગરના આગેવાન નાગરિકોએ એક સ્વદેશી ઉત્તેજક મંડળ શરૂ કર્યું. રાજકારણી ભીતિવાળા લોકોએ છેવટે તેનું દેશી ઉત્તેજક મંડળ નામ રાખવું એમ ઠરાવ્યું હતું.

આ મંડળના પ્રમુખ નગરશેઠ શ્રી પ્રભુદાસભાઈ હતા, ઉપપ્રમુખ શ્રી ગુલાબરાયભાઈ દેસાઈ અને મંત્રીઓ શ્રી ભીખાભાઈ મોદી તથા વેણીશંકર ભટ્ટ હતા, તેમજ બીજા અનેક રાજ્ય-અધિકારીઓ અને નાગરિકો તથા વેપારીઓ તેના સભ્યો બન્યા હતા. એ મંડળને રાજ્ય તરફથી દરેક જાતની સગવડ મળી. માજીરાજવાડીમાં ઈજનેર-ઑફિસના મકાનમાં એક પ્રદર્શન ભરવાનું ઠર્યું અને મહારાજાસાહેબને હાથે તે

ખુ હુ મુમશે એવી જાહેરાત થઈ પ્રદર્શન માટે સ્વદેશી કારીગરી અને વસ્તુઓના નમૂના મેળવવા દરબારી છાપખાનાના મૅનેજર શ્રી ફરામજી કોયબિલ્ડરને ભારતના પ્રવાસે મોકલવામા આવ્યા અને કારીગરો તથા વેપારીઓને પ્રદર્શનમા તેમની દુકાનો રાખવાના જાહેરનામા મોકલાયા રાજ્યમા પણ અમલદારોને શહેરો તથા ગામ ડામા આ પ્રદર્શનની માહિતી પ્રચારવાના હુકમો અપાયા સૌરાષ્ટ્રની રેલવેએ પ્રદર્શન યાત્રીઓ માટે કન્સેશનની જાહેરાત કરી

પ્રદર્શન ખૂલે ત્યારે દરેક ખડમા તપાસ તથા વ્યવસ્થા રાખવા સ્વયસેવકોની ભરતી કરવામા આવી તેમા નાનીમોટી વયના ૪૦૦ જેટલા શાળાના વિદ્યાર્થીઓ લેવામા આવ્યા અમારા મડળના દરેક સભ્યે સ્વયસેવક તરીકે નામ નોધાવ્યુ આ સ્વયસેવકોની બે પાળીના સરદારો તરીકે ચદ્રપ્રસાદ દેસાઈ અને રતિલાલભાઈ ઠક્કરની નિમણૂક થઈ તેઓએ સ્વયસેવકોને તાલીમ આપવા કેટલીક સભાઓ બોલાવી અને તેમાના એક તરફથી સ્વયસેવકોને ખાખી પોશાક અને સાફાઓ સાથે રૂપાના બિલ્લાઓ આપવામા આવ્યા

આ જ અવસરે નાગપુરની ખેતી કૉલેજમા ઉનાળાની રજા પડવાથી પોપટ ભાઈ પડ્યા ભાવનગર આવી ગયા હતા તેમણે પણ સ્વયસેવકોના કૅપ્ટન દળમા નામ નોધાવ્યુ અને અમારા તેમજ બગલા મડળના શોખને અનુરૂપ કળાખડની દેખરેખ માથે લીધી તેમા એમણે પોતાને માફક આવે એવા સ્વયસેવકોની ચૂટણી મા મને, તથા તેમના ભાઈઓ મસ્તરામ અને નાનાસાહેબને, તેમજ બીજા બગલા મિત્રો ગિરીશ ભટ્ટ, પ્રભાશકર દવે વગેરેને સાથમા લીધા

## ૩૭ કળાખડ

કળાખડમા રહેવાનુ થયુ એટલે હુ ખુશખુશ થઈ ગયો તે કાળે મને કળાના પ્રકારો વિષે કાઈ સમજણ નહોતી પૂર્વ પશ્ચિમની કળાઓના ભેદ કોઈ જાણતુ નહિ ૧૬×૧૬ ફૂટના ખડમા થોડા મુબાઈથી આણેલા નાના વૉટર કલર ચિત્રો હતા સર્જનાત્મક કશુ નહોતુ રાજમહેલમાના રાજા રવિવર્માના મોટા ચારચાર ચિત્રોની હજૂર બગલાના એક હજૂરી છગન પેઈન્ટરે કરેલી નકલોથી મુખ્ય ભીંત ભરાઈ ગઈ હતી વાતો થતી કે રાજા રવિવર્મા ભાવનગર આવ્યા ત્યારે એ છગન ખવાસને તેમની તહેનાતમા રાખેલા, અને પછી તે પેઇન્ટિંગ કરવા લાગ્યા હતા તેના હાથનુ અસલ કામ તો રાજ્યના રસ્તાઓ શણગારવા માટે થાભલે થાભલે મુકાતી અગ્રેજી શીલ્ડ જેવી તક્તીઓ હતી તેમા તેણે ગામઠી શૈલીમા નગરના વિવિધ ધધા કરતા પાત્રો મોચી, સુથાર, લુહાર, વોરા વગેરે ચીતર્યાં હતા રસ્તાની શોભા જેવા નીકળેલા લોકોને પોતાના પરિચિત એ પાત્રો અને તેમના વિષયો ચિત્રમા ઉતારેલા જેવામા મજા પડતી કેમ કે એમા ગામઠી ચિત્રકામની લઢણ હતી એ છગન પેઈન્ટર વખતોવખત તસવીરો (વ્યક્તિચિત્રો) પણ કરતા અને શહેરમા તેની ગણના સભ્ય જનમા થતી, છતા તેની નોકરી P W D (રાજ્યના જાહેર બાધકામ ખાતા)મા જ ઘણે ભાગે ગણાતી એ માણસમા મૂળ શક્તિ હશે પણ વિશેષ સસ્કાર અને

તાલીમને અભાવે આગળ વધવાની વૃત્તિ વિકસી નહિ હોય તોપણ પ્રદર્શનમાંની તેની નકલો મોગલ ભાવ ચિત્રોનો ખ્યાલ આપતી હતી.

આ કળાખંડમાં તે વખતનું મુખ્ય આકર્ષણ બનેલું ચિત્ર તો 'વર્ષાની વાટ જોતો ભરવાડ' વઢવાણના યુવાન ચિત્રકાર નાનાલાલનું હતું. ચિત્રકારો રાજા મહારાજ કે ભગવાનના ચિત્રો કરતા, પણ એક ભરવાડને પાત્ર બનાવી કરેલું તેનું આ મોટું ચિત્ર એક નવો ચીલો બતાવતું હતું અને તે પણ સારી તાલીમ પામેલી પીંછીથી તાદૃશ બન્યું હતું.



શીલ્ડ જેવી તકતીઓ પર નગરના વિવિધ ધંધા કરતા પાત્રો ચિતર્યાં હતાં

આ નાનાલાલ જાની મુંબાઈની સ્કૂલ ઑવ આર્ટમાં ચિત્રકળાનો અભ્યાસ કરી તાજા બહાર આવ્યા હતા, અને એ સ્કૂલના બેત્રણ ચિત્રોની નકલો સાથે તેમણે પોતાના પિતાશ્રી મયાશંકર જાનીની કૃતિ ઉપરાંત પૃથીરાજ ચહુઆણની વાર્તાના એક પ્રસંગનું ચિત્ર પણ રજૂ કર્યું હતું, જેમાં પાછળ પડેલા દુશ્મનોને રોકવા લડતો યુવાન સિપાઈ પોતાનું મસ્તક ચહુઆણ સાથે ઘોડા પર ભાગતા પૃથુરાજના હાથમાં સોંપીને એકલા ધડથી લડી રહેલો દર્શાવ્યો હતો. તેનું મસ્તક નીચે પડે તો ધડ લડતું અટકી જાય એવી તેની ટેક હતી. રસ્તામાં કૂવો આવતાં સહુકાને તૃષા લાગે છે એટલે મસ્તક નીચું મૂકવાનો પ્રસંગ આવે છે અને શત્રુઓ આવી પહોંચતા દેખાય છે. વર્ષો બાદ સાણંદના ઠાકોરસાહેબ પાસેથી એ ચિત્ર રીપેરકામ માટે મારી પાસે આવ્યું ત્યારે તે પરનો નાનપણનો મારો ભાવ ઊડી ગયો. કોઈ અંગ્રેજી ચિત્રના આધારે કરેલું, બહુ નબળી કલમનું એ ચિત્ર માત્ર લોકકથાનો પ્રસંગ હતો. એમાં સરકાર કે પ્રતિભાનું જરા પણ દર્શન નહોતું. પણ એ જ નાનાલાલે જીવંત પાત્ર પરથી કરેલું કહેવાતું ભરવાડનું ઉપર્યુક્ત ચિત્ર ખરેખર સારું હતું. એવું બીજું ચિત્ર તેમના હાથે થયેલું ફરી જોવા મળ્યું નથી.

પ્રદર્શન ખુલ્લું મુકાયું ત્યારે અમે તો અમારા ખંડમાં ગોઠવેલા સ્થળે જ શિસ્તબદ્ધ ઊભા હતા. ઉદ્ઘાટનવિધિ થઈ તેના બૅન્ડના સૂર સાંભળ્યા કે તરત હાઈસ્કૂલવાળા નર્મદાશંકર શાસ્ત્રી ઉપાધ્યાયે ઉતાવળે જુવાન નાનાલાલને લઈ પ્રવેશદ્વારની સામે ગોઠવાઈ ગયા. થોડી જ વારમાં બારણાં આગળના સ્વયંસેવકે અદબથી સલામી આપી, ને મહારાજા તથા પાછળ દીવાન, નગરશેઠ વગેરે શિષ્ટજનો અંદર આવ્યા



નાનાલાલ જાની

નાનાલાલ મયારામ જાની વઢવાણના રહીશ. શ્રીમંત ગાયકવાડ સરકારની સ્કૉલરશિપથી મુંબાઈ 'સ્કૂલ ઑવ આર્ટ'ના પેઇન્ટિંગ વર્ગમાં જોડાએલા. ૧૯૦૮ના અરસામાં કળાશાળા છોડી પોર્ટ્રેટ (તસવીર) ચિત્રકાર તરીકે ધંધો શરૂ કર્યો. ભાવનગરમાં તેમનો સૌપ્રથમ આદર થયો. પછી તેમણે રાજારજવાડાંમાંથી સારા પ્રમાણમાં કામ મેળવ્યું અને હજારો રૂપિયા કમાયા. પ્રવાસોના કારણે ઝાલાવાડી બાધણી છોડી જાહેરમાં તેઓ સાફો વીંટતા અને કોટપાટલૂનનો સૂટ તથા બૂટ પહેરતા. રાજપૂતાના, કાશ્મીર. નેપાળ અને હિંદનાં અનેક રાજ્યોમા તેઓ ભલામણો મેળવી ખૂબ કામ મેળવી શકતા: એટલું બધુ કે તેમને વઢવાણમા બીજા ઘણા ચિત્રકારો રોકવા પડતા. મોટે ભાગે ફોટોગ્રાફ ઉપરથી જ મોટી છબિઓ તેમણે કરી હતી, જેમાંની કોઈ નમૂનેદાર આજે મળતી નથી. રાજારજવાડાંમાં કામની સમજવાળા રાજવીઓ કે દીવાનો પણ થોડા હતા. પાછળથી બિકાનેર મહારાજાએ એમની પાસે શિકારચિત્રોનું કામ પણ કરાવ્યું હતું. એકાદ વર્ષ પછી તે છોડી એ પાછા આવ્યા હતા. બિકાનેર નરેશ સાથે તે ઇંગ્લંડનો પ્રવાસ કરી આવ્યા હતા, પરંતુ ત્યાંની પ્રગતિમાન ચિત્રપદ્ધતિ લાવ્યા હોય એમ જણાયું નથી. ધંધામાં વધુમાં વધુ પૈસા મળે તે તરફ તેમનું લક્ષ રહેતું એટલે કમાણી વધારવા તેમણે સાણંદમાં ટ્રામગાડી કરવાનો પરવાનો મેળવ્યો, વઢવાણ કૅમ્પમા એક માર્કેટ બાંધવા માંડી અને વઢવાણ શહેરમા એક સિનેમાગૃહ બાંધ્યું; પણ કશામાં સફળ થયા નહિ ને દેવાને કારણે બધું છોડી દેવું પડ્યું. પાછળના સમયમા મુબાઈમા સૅન્ડહર્સ્ટ રોડ ઉપર છબિની દુકાન કરી. કુટુંબમાં તેમની ઘરાકી સાચવે એવુ કોઈ થયું નહિ. વૃદ્ધાવસ્થામાં પણ તે કામ ખેંચતા. છેવટે આંખે મોતિયા આવ્યા અને પાછળથી ઘણી તંગીમાં આવી ગયા હતા. લગભગ ૮૫ વર્ષની ઉંમરે તે થોડાં વર્ષો પહેલાં ગુજરી ગયા.

દાખલ થતાં જ સામે ઊંચે ભીંત પર 'વર્ષાની વાટ જોતા ભરવાડ'નું ચિત્ર નજરે પડ્યું: વાદળાં વગરના આકાશ નીચે આંખ પર તડકો રોકીને ભોગાવાની એક કાળી શિલા પર બેઠેલો ભરવાડ, પાસે પડેલી કડિયાળી ડાંગ, દૂર એકબે ચરતાં ઘેટાં—એવું એ ચિત્ર ખંડમાં અગળ પડે એમ ગોઠવાયું હતું. મહારાજની તે પર નજર ગઈ કે તુરત આંટીદાર લાલ ફેંટો બાંધેલા, ભગવદાર કાળી મૂછોવાળા નાનાલાલે સામે આવી નીચા નમી કુર્નિસ તાજીમ કરી, અને નર્મદાશંકર શાસ્ત્રીએ તેનુ ઓળખાણુ કરાવ્યું. મહારાજાએ પ્રસન્નતા દર્શાવી અને બીજાં ચિત્રો પર ઊડતી નજર નાખી



નાનાલાલે કુર્નિસ તાજીમ કરી

બીજા ખંડમાં જ્યાં ભરતકામ, નિશાળના વિદ્યાર્થીઓનું ઊન-ગૂંથણુ વગેરે હતું ત્યાં ચાલ્યા ગયા. પાછળથી જાણુવા મળ્યું કે મહારાજાએ તે ચિત્ર રૂ. ૨૦૦)ની કીમતે ખરીદી લીધું હતું અને ચિત્રકારને પ્રદર્શન તરફથી સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. આ સોનાના ચાંદ વિશે રમૂજ એ હતી કે સોનાની કીમત ચાંદ મેળવનાર આપે અને પ્રદર્શન કમિટી તેમાંથી ચાંદ ઘડાવી આપે! વર્ષો બાદ પ્રૌઢ કલાસમજ મળ્યા પછી એ ચિત્ર રાજમહેલના ભંડકમાં જોવાની મેં ગોઠવણુ કરી ત્યારે મૂળ ત્યાં નહોતું અને છગન પેઈન્ટરના શિષ્ય માવજી ખવાસે કરેલી નમાલી નકલ માત્ર ત્યાં હતી. સદ્‌ગત મહારાજાની પાછલી ઘોડે વખત ઍડમિનિસ્ટ્રેટર તરીકે આવેલા મિ. ઓવન તે ઇંગ્લંડ ઉપાડી ગયા હતા.

પ્રદર્શનમાં બીજા ઘણા નમૂના હતા. હાથવણાટ માટે સુધરેલી નવી સાળો હતી, મિલોના કાપડ હતાં, લાકડ તથા ધાતુકામની નવી ચીજો હતી, અબરખની ચીમનીઓ હતી. પણુ આ બધું તેના કારીગરોએ અનુભવને અને પોતાની કોઠાસૂઝથી બનાવેલું હતું, કારીગરીની રીતસરની તાલીમ આપનાર કે રસાયણોની બનાવટો

દેશમા થાય એવુ શીખવનાર એકમાત્ર સસ્થા તો કેવળ વડોદરાનુ કલાભવન જ હતુ મિલોના કાપડમા ધોતિયા ને હાથછપાઈમા તથા રગાઈમા છાયલો હતા ત્યારે ખાખી રગ કે ટર્કી રેડ નામનો રગ બનાવવાનું હિન્દમા કોઈ જાણતુ નહિ જર્મન રગોનો ભારે વેપાર હતો રગારા કોમના કેટલા યે માણસો તેની એજન્સી મેળવી ન્યાલ થઈ ગયા હતા ખુદ વડોદરાના કલાભવનમા એ જ રગો વાપરવાનું શિક્ષણ મળતુ

ઈગ્લડે પણ માત્ર કાપડનો જ ઉદ્યોગ વધાર્યો હતો છાપેલુ કાપડ તો તે પણ જર્મન રગો વાપરીને જ વેપારીઓને મોકલતુ આપણા વેપારીઓ મુબાઈની માર્કેટ મા બેઠબેઠા કોમેકોમને જરૂરની ચૂદડીઓ ને છીંટાના ઑર્ડર મેળવતા ને તે પ્રમાણે ગાસડીઓની ગાસડીઓ મગાવી છેક ગામડા સુધીની દુકાનો એ કાપડથી ભરી દેતા

ઈગ્લડ પાસે બીજા ઉદ્યોગો પણ નહોતા, છતા બીજા દેશો સાથે હિન્દનો સબધ ન બધાય એની તે કાળજી રાખતુ પણ કાગળ પેન્સિલ, રબર, છરી ચપ્પા અને એવી બીજી કૈંક પરચૂરણ ચીજો તો ઑસ્ટ્રિયા કે જર્મનીથી જ આવતી નહાવાના સાબુ પણ પરદેશથી આવતા ભારતમા વિજ્ઞાનક્ષેત્રે અધારુ જ હતું આ પ્રદર્શને આપણી કેટલી યે ખામીઓ અને ઊણપો નજરે પાડી પ્રદર્શનના કાર્યકરોએ અતિ શય જાગૃતિ અને પ્રામાણિકતાથી પ્રદર્શનને ખોટ આવવા દીધી નહિ સ્વયસેવકોએ પણ જાણે દેશસેવા કરતા હોય તેમ રોજ સાજે ખાખી ગણવેશમા હાજરી આપી ધન્યવાદ મેળવ્યો તેમના માટે એક વાર મોટુ શિખડ પૂરીનુ જમણ પણ આપવામા આવ્યુ આ બધા સમયમા સાથે કામ કરનારાઓને નવા મૈત્રી સબધો બધાયા, જુવાનોએ નગરનેતાઓને ઓળખ્યા

### ૩૯ પોપટ લવજી ચૂડગર

આ પ્રદર્શનના અનુસધાનમા સખ્યાબધ વ્યાખ્યાનો પણ થયા તેમા બહારથી આવી ચડેલી એક વ્યક્તિએ ઉદ્દામ વિચારોનુ એક નવુ જ વાતાવરણ પ્રકટાવ્યુ તે હતા એક બડર ગ્રૅજ્યુએટ પોપટ લવજી ચૂડગર તેમણે પ્રદર્શન કમિટીના આશ્રયે દેશની પરાધીનતા અને દારિદ્રય તેમજ અજ્ઞાન ઉપર, કૉલેજ અને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને જલદ અગ્રેજી વાણીમા એક તેજસ્વી ભાષણ આપ્યુ અને ઘણાના મગજ ગરમ કરી નાખ્યા એથી કમિટી તો તે માટે પસ્તાઈ હશે, પણ બીજા એક મડળે પછીથી શ્રીમાળીની વાડીમા રોજ તેમના ભાષણો થાય એવી ગોઠવણ કરી

તે પોતાના ભાષણમા અધિકારીઓ અને શ્રીમતોના મદ, અભિમાન અને શેખી ઉપર ઝાપટ વરસાવતા, એટલે સારા માણસો તેમા પ્રમુખસ્થાન લેતા ડરતા પણ લોકોની તો ઠઠ જામતી તેમા અમારા જૂના સ્વદેશીપ્રેમી મડળના સભ્યો તો હોય જ એમના વિચારથી પ્રભાવિત થએલા કેટલાકે એમની પાસે કોઈ રચનાત્મક કાર્યક્રમ માગ્યો, એટલે એમણે બીજે દિવસે એક વડા જેની જગ્યામા સાજના વર્ગો શરૂ કર્યા અને તેમા ડ્રૉઇગ, પેઇન્ટિગ, વીજળી વગેરે ક્રિયાત્મક ધધાઓનુ જ્ઞાન આપ નારા પણ ભેગા કર્યા ઉપરાત એમની નેતાગીરીમા મુગ્ધ બનેલાઓ સાથે વિચાર વિનિમય કરવા એમણે રોજ સવારે ફરવા જવાનુ ગોઠવ્યુ તેમા ગામની પ્રદક્ષિણા કરવી, જુદાજુદા ભાગો જોવા ને પ્રજાની દશા નિહાળવી એવા કાર્યક્રમો રાખ્યા હતા

આવી પ્રભાતફેરીમા હુ એકએ વાર ગયો, પણ ચાલવામા હુ એમની ઝડપને પહોચી શકયો નહિ એટલે માડી વાળ્યુ. બે'ક મહિના પછી જાણ્યું કે એમના દાહક પ્રવચનો શ્રીમતો અને અધિકારીઓને સહ્યા નહિ અને રાજ્યની હદ છોડી જવા હુકમ અપાયો આ જ પોપટભાઈ ચૂડગર પાછળથી વિલાયતમા બૅરિસ્ટર થઈ આવીને સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્ય ન્યાયમૂર્તિ બન્યા હતા

## ૩૯ રાજકોટ: શ્રી વિશ્વનાથ પાઠકને ઘેર

હુન્નર ઉદ્યોગનુ પ્રદર્શન થઈ ગયા પછી ચિત્રકામ માટે મારો ઝુકાવ વધી ગયો પ્રદર્શનમા જોએલા સરસ ચિત્રો જેવુ કામ મને કેમ ને કયારે આવડશે તેની ચિંતા કરવા લાગ્યો શહેરમા જે કોઈ ચિત્રકામ કરતું હોય તેમનો સમાગમ ગોધવા માડયો દુકાનો માડી બેઠેલા ચિતારાઓની જગતરા ઓળખાણ થઈ, એટલે જતાઆવતા તેમને છબિઓ કરતા કે રંગીન દેખાવો ચીતરતા જોતો બે ઘડી ઊભો રહેતો તેમણે કાલે કરેલુ કામ આજે કેટલુ વધ્યુ છે તે રસપૂર્વક જોતો પછી ઘરમા રાતો, પીળો, વાદળી વગેરે કપડા રંગવાના ચાલુ જર્મન રંગોની શીશીઓ ભરી, તેમાથી મિશ્રણો કરી ફૂલપાન પદાર્થો ચીતરવા લાગ્યો જૉમેટ્રીની જાળીઓ, છાપચોરસા અને શ્રી ઉસમાન બચયે છપાવેલી ચોપડીઓમાથી સ્મૃતિચિત્રોને નમૂના તરીકે રાખી પરીક્ષા માટે ઠીક તૈયારી કરી લીધી.

રાજકોટ ખાતે ડ્રૉઇંગ પરીક્ષાનુ સેન્ટર હતું ત્યા અગાઉથી ફી મોકલી નામ લખાવી દીધુ આ પરીક્ષા સપ્ટે૦ ઑક્ટોબરમા લેવાતી તે નજીક આવતી ગઈ તેમ મૅટ્રિકના અભ્યાસમા પાછો પડતો ગયો પરીક્ષાની તારીખોએ રાજકોટ પહોચવાનું હતુ ત્યા કુટુમ્બની એક જ જૂની ઓળખાણ વિશ્વનાથકાકા (વિશ્વનાથ પાઠક—રામનારાયણભાઈના પિતા)ની હતી ત્યા મારા નાનપણના સાથી ગજુભાઈ (ગજાનન) પાઠક પણ મૅટ્રિકમા જ હતા તેમને ફરી મળવાની હોશ પણ મને જાગી હતી

રાજકોટ જવા એકલો જ નીકળ્યો ચોમાસુ ચાલુ હતું, ને રાજકોટ પહોચ્યો ત્યારે વરસાદ પણ ચાલુ હતો ગજુભાઈ સ્ટેશને આવેલા ઘોડાગાડી કરી અમે સદરમા તેમના ઘેર પહોચ્યા ત્યારે સાજ પડી ગઈ હતી બધે શરદી અને ભીનાશ હતુ

ઓશરીના એક ખૂણામા પૂજ્ય વિશ્વનાથકાકા ધાબળીનુ આસન કરી લેખન કાર્યમા પ્રવૃત્ત હતા એમની બેઠક જાણે પૂજામા બેઠા હોય તેમ નવેપણની મર્યાદ વાળી લાગી, એટલે મેં એમને સ્પર્શ ન થઈ જાય એવી રીતે વંદન કર્યું એમની આંખો નાક કરતી હોય એવી સ્થિર ફરતી હતી પણ ધોળી મૂછો નીચેથી સ્મિત દેખાયુ આદિત્ય માશીએ જૂના વહાલથી 'રવિ આવ્યોને' કહી બોલાવ્યો આદિત્ય માશીના ઘરમા પૂરો પ્રયોગ આચાર પળાતો સડાસમા જવુ હોય ત્યારે નાનું પચિયું પહેરવુ પડતું અને પછી બહાર આવીને ચોકડીમા ઠડા પાણીએ નહાવાનો પણ નિયમ હતો ટાઢી અને ઘ દીમા પૂજાપાઠુજ્ય માટે એનું પાલન કરતું પડતુ જમવા ખાવાની વાનીઓમા પૂર્ણ સાદાઈ, પણ ચોખ્ખાઈ અને નવેપણનો સંપૂર્ણ આગ્રહ.

પ વાગે ને હું પરીક્ષાનુ સ્થળ અને મારી જગ્યા જોવા ગજુભાઈ સાથે ગયો હાઈસ્કૂલના ખડમા તેની ગોઠવણ થઈ હતી. તેની સર્વ દેખરેખ અને જવાબદારી

ધરાવતા પ્રસિદ્ધ ચિત્રશિક્ષક ઉસમાન બચલને મેં પહેલી વાર અહીં જોયા. વિશ્વનાથકાકા એક વખત મેઈલ ટ્રેઈનિંગ કૉલેજ (પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપતા અધ્યાપનમંદિર)ના હેડમાસ્તર હતા તેથી મજુભાઈને તેમનો પરિચય હતો. તેમની આગળ મને લઈ જઈ મારી ઓળખાણ કરાવી ત્યારે બોલી ઊઠ્યા: 'મહાશંકરભાઈ અહીં હતા ત્યારે હું સારીરીતે પરિચયમાં આવેલો.' સ્વચ્છ સફેદ અરધો કોટ, પાટલૂન, માથે સફેદ સ્વચ્છ સાફો, સફાઈથી કાપેલી આછી દાઢી વચ્ચેના ઊજળા મુખમાંથી સ્મિત પ્રસારતા ઊંચા ઉસમાન બચલ એક આકર્ષક વ્યક્તિ હતા. એમના શબ્દો અને વાક્યોમાં ઉચ્ચાર અને વ્યાકરણની શુદ્ધિ હિન્દુઓ કરતાં પણ અસરકારક બનતાં. એમની પાસે હિન્દુ-મુસ્લિમનો ખયાલ જ અદશ્ય થતો; એક આદર્શ શિક્ષકની જ છાપ પ્રકટ થતી.

ગજુભાઈ પણ મૅટ્રિકના અભ્યાસથી કંટાળેલા જણાતા હતા અને તેમણે પણ ચિત્રનો શૉખ માણ્યો હતો. ડ્રૉઈંગની બે પરીક્ષા આપી દીધી હતી અને હવે વડોદરા કળાભવનમાં જવા વિચાર કરતા હતા. ત્યાં આર્કિટેકચર (સ્થાપત્યતંત્ર)માં ચિત્રના બીજા ગ્રેઈડની પરીક્ષા પછી નૉનમૅટ્રિકને પણ પ્રવેશ મળતો. મારી પરીક્ષા બે દિવસ ચાલી ત્યારે બાકીનો બધો વખત મારી સાથે તેમણે ઘણી યે વાતો કરી અને મારા મનમાં કૉલેજ સિવાય બીજી કોઈક લાઈન લેવાની પ્રેરણા જગાડી.

સવારે હું પરીક્ષા-સ્થળે જવાની તૈયારી કરતો હતો તે વખતે ખડકીનાં બારણાં ઊઘડ્યાં, અને મોટા અવાજે વાતો કરતા, હાથમાં ટોપી તથા લાકડી પકડીને એક પડછંદ શરીરવાળા, ખુલ્લા ચોરસ મુખ અને કોતરેલી મૂછોવાળા, પ્રૌઢ પણ જુવાન લાગતા, કછોટો મારેલા પાની સુધીના ધોતિયા અને હાફકોટવાળા ગૃહસ્થ; અને તેમની પાછળ તેમનાથી નીચા લાગતા, ટાલવાળા, હળવા બાંધાના, બગલમાં ફૅટો દબાવી રાખેલા બીજા ગૃહસ્થ ઓશરીનાં પગથિયાં ચડ્યા.

તરત મને ગજુભાઈએ તેમને ઓળખાવ્યા: 'પેલા હાથમાં ટોપી-લાકડીવાળા છે તે કવિ નાનાલાલ, અને બીજા તે સ્વર્ગની કૂંચીઓ અને સીડીઓ લખનાર અમૃતલાલ સુંદરજી પઢિયાર.'

'નમસ્કાર પાઠકજી' કહી કવિ તો હીંડોળાપાટ પર બેસી ગયા. પઢિયારજી વિશ્વનાથકાકા સામે રાખેલી ગાદી પર નમ્રતાપૂર્વક હાથ જોડી બેસી ગયા. વિશ્વનાથકાકાએ બને તરફ જોડેલા હાથ ફેરવ્યા. ત્યાં તો કવિ બોલ્યા: 'ચોરવાડથી પઢિયારજી આવ્યા, ને આપની વાત નીકળતાં આપને મળવાની તેમણે ઇચ્છા કરી, એટલે આજ આ તરફ ફરવાનું રાખ્યું. કહો "નચિકેતા"નું શું થયું?'

'અરે! ગજુભાઈ, "નચિકેતા સુમનગુચ્છ"ની પ્રતો ભાવનગરથી આવી છે, તેમાંથી બે લાવો જોઈએ.' કહીને, ગજુભાઈએ લાવી આપેલી પ્રતો હાથમાં લઈ, બનેના પૂઠા ઉઘાડી, પોતાના તરફથી ભેટ લખીને બને મહેમાનોને આપતા વિશ્વનાથકાકા બોલ્યા: 'એ તો છપાઈને તૈયાર થએલું આ રહ્યું, અને હમણાં મહિમ્નઃસ્તોત્રનું સમશ્લોકી ગુજરાતી ભાષાંતર સટીક લખી રહ્યો છું.'

'નિચિકેતા સુમનગુચ્છ' જેવું રસોત્પાદક નામ મેં પણ તે વખતે પહેલું સાંભળ્યું. શ્રી વિશ્વનાથ પાઠકે અનુવાદ કરેલું 'પંચદેશી'નું ભાષાંતર જાણીતું હતું. તેમણે

નોકરીમાંથી પેન્શન લીધા પછી આ રીતે જ્ઞાનોપાસનામાં જ જીવન વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો હતો આર્થિક સ્થિતિ સધ્ધર ન હોવા છતાં પ્રાપ્ત સંપત્તિમાં સંતોષથી ને કરકસરથી જીવનવિશુદ્ધિનો પથ સંભાળી રાખનાર એ વિરલ વિદ્વાન શિક્ષક હતા

તેમની વિરક્તિભાવના જાણીને ભાવનગરના દીવાન શ્રી પ્રભાશંકર પટ્ટણીએ 'યમ નચિકેતા સુમનગુચ્છ'ની હજાર નકલ દરબારી છાપખાનામાં છપાવીને તે સંવત ૧૯૬૪ (ઈ ૧૯૦૮)ની દત્તજયંતીને દિવસે પ્રકટ કરી આપી હતી

ઉપનિષદોમાં શ્રેષ્ઠ મનાતા કઠોપનિષદમાં યમ નચિકેતાનો સંવાદ છે મહાભારતના અનુશાસન પર્વમાંની આ આખ્યાયિકાને અહીં કંઈક જુદું રૂપ આપ્યું છે 'આ આખ્યાયિકા આત્મબોધ કરી કૃતાર્થ થાય છે, તથાપિ તેમાં અવાંતર બોધ ઘણો છે દાનનો મહિમા તેમાં પ્રથમથી જ કહેવાયો છે પિતૃભક્તિ, શિષ્યની યોગ્યતા, પુત્રપ્રેમ, સત્યાવલંબન, તપમહિમા, ક્રોધનું પરિણામ, અતિથિ માહાત્મ્ય, અતિથિ સત્કાર, ગુરુભક્તિ, ગુરુશિષ્ય પ્રેમ વગેરે વ્યવહારને અતિ ઉપયોગી બાબતો આમાં સુંદર રીતે દેખાય છે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ ધર્મના કાંડો છે મૂળની આખ્યાયિકાને તેની સુંદર ઢબમાં અને યથાર્થ ક્રમમાં રાખવાનો તથા તેને રસિક બનાવવાનો આમાં ઉદ્દેશ રખાયો છે અને તેથી જ આને 'નચિકેતા સુમન ગુચ્છ' આવું નામ આપવામાં આવ્યું છે'



ઘણાં વર્ષ પછી 'યમ નચિકેતા'નું ચિત્ર મેં કર્યું

પછી તો રાત્રે નવગાએ પૂજ્ય વિશ્વનાથમામાએ કહ્યું પણ ખરું કે તમે કોઈ મને યમ નચિકેતાનું એક ચિત્ર કરી આપો એ વિચાર મારા મનમાં કોઈ ખૂણે ઝડપાઈ ગયો અને તેમની હયાતિ બાદ ઘણાં વર્ષો પછી એમની એ ઇચ્છાને હું સ્વરૂપ આપી શક્યો

## ૪૦ પાસ અને નાપાસ

રાજકોટમાં ડ્રૉઈંગની પરીક્ષા આપીને હું ભાવનગર આવ્યો એ પ્રવાસમાં ઠંડીની ઝાપટ ખાઈ ગએલો તેથી તબિયત વધુ બગડી ડબલ ન્યૂમોનિયા થયો, ને લગભગ એક માસ સુધી મૅટ્રિક ક્લાસમાં મારી ગેરહાજરી થઈ પછી ક્લાસમાં ગયો ત્યારે પ્રીલિમિનરી (આગોતરી ચકાસણી) પરીક્ષાની તૈયારીઓ જોરશોરથી ચાલતી

હતી. મારા કેટલાક સાથીઓને મુકાબલે હું ક્યાં યે પાછળ પડી ગયો હતો. એટલે પ્રીલિમિનરીમાં તો મારા શા હોશ રહ્યા હોય? યુનિવર્સિટી-પરીક્ષા માટે ફૉર્મ ન મળ્યું · હું ગળગળો થઈ ગયો. ગમે તેમ કરી, મહેનત કરી તૈયાર થઈ જઈશ એવી કાકલૂદી કરવા હેડમાસ્તર નાનચંદભાઈ દોશી પાસે ગયો. એમની સાથે ઘરનું પણ ઓળખાણ હતું તેમણે સાંત્વન આપી કહ્યુ: 'આ વર્ષે તારાથી બરાબર અભ્યાસ થયો જ નથી ને તું હવે બધુ પાકું કરવાની ખોટી હામ કરે છે. ફૉર્મ ને પરીક્ષા માટે ફી તથા પ્રવાસનો ખર્ચ નકામો કરીશ. મારી સાફ સલાહ છે કે બીજા વર્ષમાં પહેલેથી ખૂબ ચીવટ રાખી દરેક વિષય પાકો કરી લે. ગણિતમાં તું સાવ નબળો છે તે પર વધુ ધ્યાન આપ. રજામાં હું વર્ગો લઈ દરેક જણને પાકો કરી દઈશ. હું તારું હિત વધારે જાણું છુ.'

એવામાં રાજકોટની બીજા ગ્રેડની ચિત્ર-પરીક્ષામાં મારા પાસ થઈ ગયાના ખબર ગજુભાઈએ લખી જણાવ્યા. ભાવનગર હાઈસ્કૂલમાંથી ચિત્રની આવી પરીક્ષા આપનાર હું પહેલો જ વિદ્યાર્થી હતો, પણ તેની બીજા કોઇને જરા યે કિંમત નહોતી. માત્ર મારા ચિત્રશિક્ષક ભગવાનજી માસ્તર ખૂબ હરખાયા. તેમને હું મળવા ગયો ત્યારે તેમનો રોષ ઊતરી ગયો હતો. ઊલટું મને કહ્યુ: 'હવે તું અહીં બીજા છોકરાઓને આ વિષયની સમજણ પાડજે.' કેમ કે તેઓ પોતે જુદો કોર્સ કરીને ચિત્ર-



હેડમાસ્તર બરજોરજી ઍન્ટી. પાછળથી ૧૯૨૪માં મેં કરેલો સ્કેચ: તે પર સ્વહસ્તે લખી આપેલાં અવસ્તાનાં શાસ્ત્રવચનો 'હુમત, હુખ્ત, હુવર્શત'નો અર્થ થાય છે 'સુવિચાર, સુવાચા અને સુવર્તન'

શિક્ષક બન્યા હતા. થોડા દિવસ પછી તેમણે મને બપોરની રીસેસમાં લાયબ્રેરીમા તેડાવ્યો અને કબાટમાંથી 'રીવ્ઝ'ની મોટી રંગપેટી કાઢીને આરામ કરતા હેડમાસ્તર શ્રી બરજોરજી ઍન્ટી પાસે લઈ ગયા અને તેમના હાથે એ પેટી મને ઈનામ અપાવી. આસપાસ ખુરશીઓમા ઝોકા મારતા બેઠેલા અન્ય શિક્ષકોમાથી કોઈએ તે જાણ્યું નહિ. માત્ર ડ્રૉઈંગ માસ્તરનુ વહાલ ઉભરાતુ હતુ.

## ૪૧ આપ-અભ્યાસ

તે પછી મેં જ મારા મનનુ સમાધાન કરી લીધુ. વચ્ચે મળેલા લાંબા સમયમાં અંગ્રેજી વાચન વધારવા માડ્યુ મોટા ભાઈએ બાર્ટન લાયબ્રેરીના વાચક સભ્યની ફી ભરી હતી તેમની સાથે જઈ ચોપાનિયાં જોવાની ટેવ પાડી. શરૂઆતમા હું

ચિત્રોના જ ચોપાનિયા કે ચોપડીઓ જોતો એમાથી શેરલૉક હોમ્સની વાર્તાઓની એક સચિત્ર ચોપડી હાથમા આવી ગઈ અને તેનો રસ લાગ્યો શરૂમા ડિક્શનેરી પાસે રાખીને તેની મદદથી સમજીને વાચવાનુ કષ્ટ લાગતુ, પણ પછી તો આપમેળે અર્થ બેસવા લાગ્યા એ વાર્તાઓમા વાતચીતથી જ કથાનક આગળ વધતું રહે છે એમાના વિસ્મય, કૌતુક, ભેદી વાતાવરણ શુ બનશે તેની ઉત્કંઠા આદિ તત્ત્વોએ મારા પર ખૂબ અસર કરી, ને જાતજાતના વિશેષણો એમાથી જાણવા મળ્યા

મોટા ભાઈના બધા મિત્રો પણ મને ખૂબ લડાવતા અને મારા ચિત્રના શોખને પોષાવતા ક્યાક ફરવા કે કાઈ જોવા જેવુ હોય તો એમની સાથે ઘણી વાર લઈ જતા હુ એ બધાના ઘર જોઈ જાણી ચૂક્યો હતો, એટલે મોટા ભાઈનું કામ કે ચિઠ્ઠી ચપાટી પણ પહોચાડતો હુ ચિત્રકામ કરતો તે મોટા ભાઈ ને ગમતું પોતે મૅટ્રિકનુ પગથિયુ વટાવી શક્યા નહોતા તેની યાદ આપી મને પ્રોત્સાહિત કરતા વડીલો પણ મને કાંટે ચડાવતા કે 'જોજે હો, આ બીજા વર્ષમા પહેલેથી જ પાયો પાકો કરજે' અને કાકાએ તો મને ગણિતના પહેલા પાનાથી બધા જ દાખલા કરી જવાની તાકીદ કરી જ્યૉમેટ્રીમા મને રસ હતો પણ એલજિબ્રામા બહુ કટાળો આવતો પરતુ નવા વર્ષના મૅટ્રિકના જે વર્ગો થયા તેમા છઠ્ઠી પાસ કરીને નવા આવેલા મિત્રોમા પરમાનદ કાપડિયા, શિહોરવાળા ચુનીલાલ જૂઠાભાઈ વગેરે જે તેજસ્વી મિત્રો મળી ગયા તેઓ ભાષા અને ગણિત બનેના રસિયા હતા

## ૪૨ કાપડિયા કુટુંબની સંસ્કારભૂમિ

ભાઈ પરમાનદના ગૃહશિક્ષક શાતિભાઈ પારેખ અમારા ચૉક સામેની ખડકીમા જ રહેતા, તેથી તે ત્યા વારવાર આવતા તેમના દાદા આણદજી પરશોતમની કાપડની દુકાન ભાવનગરમા મોટામા મોટી ગણાતી તેમના પિતાશ્રી કુવરજીભાઈ ભાવનગર જૈન કોમના આગેવાન વિદ્વાન અને વ્યાખ્યાતા હતા તેમના કાકાઓ વગેરેની સયુક્ત પેઢી ચાલતી ઘર જુદા પણ કુટુબ સંપ ઘણો નવી પેઢીના બધા બાળકો અભ્યાસમા આગળ વધતા હતા તે સમયે પરમાનંદના મોટા કાકા ગિરધરભાઈના સુપુત્ર મોતીચદ કાપડિયા ભાવનગર જૈન જ્ઞાતિમાથી પહેલા જ બી એ એલએલ બી થયા હતા તેમના માનમા ભાવનગર જૈન જ્ઞાતિએ મોટો મેળાવડો કરી તેમને માનપત્ર આપ્યુ હતું તેમનાથી ૭ વર્ષના નાના ભાઈ ઉત્તમચદ પણ શ્રેષ્ઠ વિદ્યાર્થી નીવડયા હતા તે ભર યુવાવસ્થામા ગુજરી જતા તેમના મિત્રોએ તેમના વિચારો અને લેખોનો સંગ્રહ બહાર પાડયો હતો આ રીતે તેમના પરિવારમા અભ્યાસ અને સંસ્કારના બીજ રોપાતા હતા

પરમાનદના પિતાશ્રી કુવરજીભાઈ દુકાનના કામમા બહુ ધ્યાન ન આપતા, પણ જૈન સાહિત્યના સર્વાંગ અભ્યાસી અને જીવનમા તેનું ચુસ્ત પરિપાલન કરનાર તરીકે તે માત્ર જૈન કોમના જ નહિ પણ આખા ભાવનગરના અગ્રગણ્ય નાગરિક ગણાતા તે અંગ્રેજી ન જાણતા, પણ પોતાને ત્યાં જૈન અને ગુજરાતી સાહિત્યના વિદ્વત્તાભર્યા ગ્રંથો અને પુસ્તકોની એક સમૃદ્ધ ને સુંદર લાયબ્રેરી બહુ જતનથી એક

ખડમા વસાવી હતી. પોતાના પુત્ર પરમાનંદને પણ તેમણે ઉત્તમ શિક્ષણ આપીને આગળ વધારવા માટે ઘેર સુજ્ઞ શિક્ષક રાખીને તેમનામા ઉત્તરોત્તર ઉચ્ચ સાહિત્ય અને અભ્યાસનો ઉમગ સચેત રાખ્યો હતો.

અમે એકબીજાને ઓળખતા તો વહેલા થયા હતા, પણ મૅટ્રિકમા સાથે થઈ ગયા પછી તેમણે મારા પ્રતિ વિશેષ સદ્‌ભાવ અને આદર બતાવ્યાં એકબે





યુવાન વયે] કુવરજી આણદજી કાપડિયા [વૃદ્ધાવસ્થાએ
જન્મ - વિ. સ. ૧૯૨૦ના ફાગણ સુદ ૮
અવસાન - વિ. સ ૨૦૦૧ના પોષ સુદ ૧૧

વખત તેમને ત્યા હું જઈ આવ્યા પછી મને પ્રતીતિ થઈ કે સરકાર, સાહિત્ય અને કળા પ્રતિ આદર ધરાવતા એક ઉત્તમ મિત્રની મને સંપ્રાપ્તિ થઈ છે. તેમના ઘરની લાયબ્રેરી તો મારે માટે અનોખુ આકર્ષણ હતુ તેમાના પુસ્તકોની સંપૂર્ણ યાદી એક પાકી ચોપડીમા રાખી હતી, અને ત્યાથી કોઈ પણ પુસ્તક જાય કે આવે તેની નોંધ કુવરજીભાઈ જાતે રાખતા ચોપડીઓના કબાટોના એ નાના અલાયદા ખડમા જ કુવરજીભાઈ રોજનુ ધાર્મિક અધ્યયન કરતા એટલે તે ધૂપ સુગંધીથી મહેકતો. એ ખડમાના પુસ્તકોમાથી ખૂબ મનગમતા વાચન ઉપરાત તેમના ઘરમા રવિવર્માના ચિત્રો, દેશવિદેશના ચિત્રપોસ્ટકાર્ડો અને કેટલીક મોંઘેરી વસ્તુઓ હતી તેના રસાનદનો લાભ પણ મને મળતો તેમનુ આખુ ઘર ફૂલવાળી લાદીઓથી જડેલુ અને ભીંતો પણ ફૂલોની વેલો અને શણગારવાળા ખૂણાઓથી શોભીતી હતી. ઘરમા નોકરો હતા અને ઘેર ગાડી હતી પરમાનદના પિતાશ્રી, માતુશ્રી, બેન-ભાઈઓ, બધાને સરસામાન અને વસ્ત્રોની ખોટ નહોતી.

એમનુ ઘર વોરા શેરીમા એટલે જૈન સમુદાયની વસતિમા જ હતુ તેથી ત્યાના રસ્તા અને ગલીઓમા એઠવાડ પાણીની રેલમછેલ રહેતી. જૈન કોમમા ઘરની અદરની શ્રીમતાઈ છતા આ બાબતમા પૂર્ણ ઉપેક્ષા જોઈ મને ખેદ થતો ત્યાના મોટા ભાગના લોકો ગુમાસ્તા કે નાનો વેપાર કરનારા હતા. તેમની વચ્ચે કુવરજીભાઈનુ ઘર હવેલી જેવુ લાગતું આસપાસની ગરીબી અને તગીને કારણે આવી વેપારી કોમમા પણ ભેદી ગુના બની જાય છે, એવો દાખલો બેત્રણ વર્ષ પર એમના

ઘરની સામેની ડેલીમાં બની ગયો હતો તે વર્ષો સુધી ભુલાયો નહોતો. ત્યાં એક આધેડ ગરીબ જૈન વિધવા તેના બે દીકરાઓને લઈ રહેતી હતી. ખરાબ ચરિત્રવાળા માણસો તેને ત્યાં આવતાજતા અને જુગાર પણ ખેલાતો. મોટો છોકરો વધુ પૈસા કમાવા ગત્રે નાટકશાળાના દરવાજે બેસી પોતાના ઘડામાંથી લોકોને પાણી પાતો. એક વાર છોકરાએ રાત્રે મોડા આવીને ઘરનું બારણું ઠોક્યું, તે કોઈએ ઉઘાડયું, પણ અંધારામાં કોઈએ તેના મોંમાં ડૂચો માર્યો અને છરાના ઘાથી તે પાર પડી ગયો! બેત્રણ દિવસ સુધી શું બન્યું તેની કોઇને ખબર પડી નહિ. ત્રીજે દિવસે સંધ્યાકાળે મકાનમાંથી સડતા મડદાની ભયંકર બદબો બહાર આવી. ગણગણ થતી વાત પોલીસને પહોંચી અને ઘર ખોલી તેઓએ જોયું તો બાઇ અને તેના બંને છોકરાનાં ખૂન થયાં હતાં! બાઈનું ચારિત્ર્ય દૂષિત હશે, પણ બાળકોની હત્યા કરનારનાં હૈયાં કેટલાં ક્રૂર હશે તે વિચારી લોકો અરેરાટી કરવા લાગ્યાં. એ વખતે ભેગાં થએલાં ટોળાંમાં હું પણ હાજર હતો. આ ખૂનનો પત્તો મેળવનાર માટે રાજ્યે ઈનામ કાઢયું ને બે વર્ષ સાંકળો મેળવવાને શોધ કરતાં પોલીસને એક કણબી જુવાન અને તેના સાથીનો પરદેશમાંથી પત્તો મળ્યો. એમને ફાંસીની સજા થઈ. પરમાનંદને ઘેર જતાંઆવતાં એ ડેલી સામે જોતાં મને તે વાતની ધ્રુજારી થઈ આવતી. પછી ધીરેધીરે વાતાવરણ અને વિચારો બદલાયા તેમ એ વાત વિસારે પડી અને પરમાનંદનું ઘર મારા માટે એક નવી સંસ્કારભૂમિ બન્યું. રજાઓમાં તે વખતોવખત મુંબાઈ જતા અને ત્યાંથી જે કાંઈ નવાઈની વસ્તુઓ, ચિત્રકાર્ડો વગેરે લઈ આવતા તે મને પ્રેમથી બતાવતા.

પરમાનંદ પાસેથી મને 'કલાપી' વાંચવાનો શોખ લાગ્યો. તે ઘણી વાર કોઈ કાવ્ય લઈ પ્રેમ સંબંધી ચર્ચા કરતા. આવી ચર્ચાઓમાં મઝા આવવાનું કારણ અમારામાં ફૂટતું તારુણ્ય પણ હશે. અમારા સમયના ઘણા તરુણો તે કાળે પરણી ચૂકેલા કે પરણવાની તૈયારીમાં હતા અને લગભગ દરેક જણનું વેવિશાળ તો થએલું જ હતું, પણ કોઇને લગ્ન પહેલાં ભાવિ પત્નીનું દર્શન મિલન કે સંભાષણ થયું હોવાનું જાણ્યું નહોતું. માતાપિતા—અને ભાવિ પત્નીઓ પણ—તે માટે ખૂબ ચિંતા અને સંક્ષોભ ધરાવતાં. બહુ જ થોડી જુવાન વધૂઓ લખવા જેટલું ભણતર પામી હતી, એટલે પ્રેમપત્રો લખવાની આવડત હોય જ કયાંથી? છતાં પરમાનંદ સુભાગી હતા. તેમને લગ્ન પહેલાં તેમનાં ભાવિ પત્નીના ભાવપૂર્ણ પત્રો મળેલા. જૈન કોમ કન્યાકેળવણીમા બીજી કોમ કરતાં આગળ વધી હતી. જૈન શ્રીમંતોએ કન્યાશાળાઓ ઉઘાડવામાં પહેલ કરી હતી એમ કહેવું ખોટું નહિ ગણાય. ધાર્મિક શિક્ષણ, સીવણ-ભરતના વર્ગો વગેરેની ગોઠવણ પણ તેમણે વધારી હતી.

હાઈસ્કૂલમાં બપોરના વિરામનો પાકો એક કલાક મળતો ત્યારે નાગર વિદ્યાર્થીઓ, જેમનાં ઘર દીવાનપરામાં જ ઘણે ભાગે હતાં તેઓ ઘેર જઈ આવતા. કેટલાક શોખીનો બહાર રેંકડીઓમાં વેચાતા દાળ-મસાલી કે બીજી ચીજોનો સ્વાદ કરવા જતા. અમારામાંના થોડાક મૅટ્રિક કલાસના બાંકડા પર લાંબા થઈ પડતા, તો કેટલાક ડેસ્ક ઉપર બેસી સામસામા ગપ્પાં મારતા. તેમાં પરમાનંદે મને હીરાલાલ ગિરધરલાલ ઉર્ફે 'હીરા કૉમિક'ની ઓળખાણ કરાવી. એ આનંદી અને રમૂજી મિત્રે

અમારો બપોરનો વિરામ રોજ નવી નવી વાકફળા તથા ગાયનો અને બીજા માણસોની નકલોથી ખૂબ જ રંગીન બનાવી દીધો હતો. બપોર થાય કે પરમાનંદ તેને કોઈ ને કોઈ ગીત કે ટીખળની યાદ આપે પાતળું સાપોલિયા જેવુ એનુ શરીર. એમા સળવળતી જીભને કંઈક ઉત્તેજન મળતા વધારે કહેવુ ન પડતુ તેનો અવાજ બુલંદ હતો અને સભાક્ષોભ જરાયે નહોતો નાટકોના ગાયનો, ઍક્ટરોની નકલો, જૈન ડોશીઓની વેવલી વાતો વગેરે, માથે કપડુ નાખીને



હીરો કૉમિક સાપોલિયા જેવુ શરીર અને સળવળતી જીભ

અવાજ અને અભિનય સાથે એવા તો આબાદ રજૂ કરતો કે કોઈ હસ્યા વિના રહે નહિ એકેએક શિક્ષકની બોલવાની ઢબ, અવાજ, ખાસ કટાક્ષવચનો વગેરે પણ આબાહેનની માફક ઉપજાવતો; જોકે શિક્ષકોની હાજરીમા તે ચૂપ જ રહેતો. જ્યારે એક બીજા ભાઈ મણિલાલ જોષી તો શિક્ષકને જવાબ આપતા એવુ ટીખળ અને આડવેણ વાપરતા કે શિક્ષકનો મિજાજ બદલાઈ જતો, અને વર્ગને રમૂજ મળતી એ જ ભાઈશ્રી ભવિષ્યમા એ જ શાળામા હેડમાસ્તર થયા ત્યારે આકરા શિસ્તપાલક બન્યા હતા. વિઠ્ઠલદાસ ખીમજીભાઈ પટેલ પણ ભવિષ્યમા હેડમાસ્તર બનેલા; પણ એ તો બહુ જ હાવકા, મહેનતુ ને અભ્યાસપરાયણ વિદ્યાર્થી ગણાતા એમને મેં કોઈ પણ રમૂજ કે હાસ્ય-પ્રસગમા જોડાતા કદી જોયા નહોતા. સંસ્કૃતમા તે સૌથી આગળ રહેતા.

યશોનાથની ચાતુર્માસ કથાઓમા થએલા મિત્રોમાના ઘણા અહીં સાથે થઈ ગયા હતા ઘણી વાર અમે સૌ પીલ ગાર્ડન કે તળાવમાના ગગાદેવીના આરસમદિરના ચોતરે મધ્યાના રગો ઓસરી જાય ત્યા સુધી ગપ્પા મારતા બેસતા. તેમા ગજાનન ભટ્ટ તથા મુબાઈથી આવેલા લાભશકર ભટ્ટ જેવા પણ હોય. કદીક અમારા ડહેલા-ના સોમતી ચમનલાલના એક પિત્રાઈ લીંમડીવાળા ભોગીલાલ ભાવનગરની દુકાન સાચવવા આવેલા તે પણ જોડાતા એ મૅટ્રિક ન થઈ શકેલા, પણ બીજા વર્ષથી પેઢીના કામમા પડી પાવરધા થઈ ગયા હતા. તે અમારા મડળમા એવા ભળી ગયા કે સવારમા વહેલા મોતી તળાવ પર નહાવા તરવા જનારામા તે આગળ રહેતા

## ૪૩ લગ્નપ્રથાની વિકૃતિઓ

**એ** વર્ષના લગ્નગાળામા મારા જાણીતા કેટલા યે યુવાનોના લગ્ન થઈ ગયા. જ્ઞાતિ-ઓના રિવાજો અને વ્યવહાર-બધનોના જાળામા પેઢીઓની પેઢીઓથી કન્યાની લેવડદેવડની કંઈક અટપટી રીતો કામ કરતી હતી. ચડતા ઊતરતા ઘરો, પરપરા પ્રમાણે, કન્યા જે સમૂહમાથી મેળવે ત્યા કન્યા ન આપે તેમની કન્યા તેમનાથી



કન્યેડાંનાં લગ્ન

માનવજીવનનો વિસ્તાર અને વિકાસ સાધનાર લગ્નપ્રથાનાં વિકૃત રૂપને શાસ્ત્ર અને ધર્મની પ્રતિજ્ઞા તથા છાપ આપનાર પુરોહિત વર્ગે દેશની ખરાબીમાં જે ભાગ ભજવ્યો છે તેનાં પરિણામો પેઢીઓની પેઢીઓમાં વર્તેલાં દુઃખ, વિયોગ, ત્રાસ, તિરસ્કાર અને સમાજનિંદા વગેરેમાં પ્રકટ થયાં છે. કન્યેડાંનાં લગ્ન કરાવનાર, સ્વાર્થસાધુ દલાલો જેવા આ પુરોહિતોને સમાજે 'વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો' એ સ્વરૂપે પ્રમાણપત્ર આપ્યું છે. કેટલાયે જુવાનો અને કન્યાઓનાં જીવન હતાશ, દુઃખમય, પ્રકાશહીન અને પુરુષાર્થહીન કરી દેશની શક્તિ અને વિકાસના પંથ રૂંધનાર આ કન્યેડાં-લગ્નની પ્રથાએ ધર્મ અને સત્યને દૂર રાખી પાખંડ, સ્વાર્થ, કલેશપૂર્ણ દાંપત્ય અને દુઃખમય સંસાર જ સર્જ્યો છે.

ઊંચાં કે ઉપર ગણાતાં કુટુંબોમાં જ અપાય, એટલે તેમને કન્યા આપનાર તેમને પૂજ્ય ગણે. આવી રીતે કન્યાની અપેક્ષા રાખ્યા વિના કન્યા આપનાર 'ખરા બ્રાહ્મણ' ગણાતા. વળના સમૂહોમાં કન્યાની સામસામી આપ-લે કરે તે 'લેવડ-દેવડિયા' કહેવાતા. શુદ્ધ કન્યાદાન કરનારને ગોહેલવાડી બ્રાહ્મણો 'ધરમ ઘોળિયા' કહેતા. જ્યાં કન્યા સામી આપવાની ન હોય ત્યાં પૈસા આપવાના હોય; અને પૈસા લેનારાં ઘેર 'વિક્રય કરનારાં' કહેવાતાં. ન્યાતમાં તેમનું સ્થાન હલકું લેખાતું, પણ એમને યે કન્યા લઈ જનારા સામી કન્યા આપે નહિ, એટલે ગામડાંમાંથી કે ભાણે ખપતી જ્ઞાતિમાંથી કન્યાઓ લાવવી પડતી. એમ કેટલીક જ્ઞાતિઓ કન્યાનો વેપાર કરનારી જ બની ગઈ. તેનું જાહેરમાં કશું માન નહોતું, અને ઠેઠ ઉપરનાં ખાનદાનો તો તેમનાં ઘરનું પાણી પણ ન પીએ તો પંક્તિમાં સાથે જમે તો શાના જ? આવા કુલાભિમાનીઓ બીજાઓનો તિરસ્કાર કરતા અને સારા માણસોને પણ ઉતારી પાડતા. પરિણામે જ્ઞાતિઓમાં કદી એકતા આવી નહિ અને પડતી થવા લાગી. ખાનદાનના બેટાઓ ઘોડિયામાંથી વરી જતા, તેમનાં લગ્નો વહેલાં થતાં, ને તેઓ ભણી શકતા




વર-બજાર

**મા**ત્ર પોતાના કુળની ખાનદાની કે પરંપરાગત સંબંધો જાળવવા ખાતર કૈંક માબાપોએ પોતાની સુશીલ, નમણી, રાંક કન્યાઓને, કોઈ પશુ કે ગાયની સોંપણુ કરે એમ, કામાંધ નિષ્ઠુર અને કૃતાંત જ્ઞાતિજનોના પનારે બાંધીને તેમના જીવનભરના નિઃશ્વાસો અને શાપો મેળવ્યાં છે. ત્રાસ પામેલી એવી કેટલી યે કન્યાઓએ કોઈ જ અવાજ વગર કૂવા-હવાડા અને અગ્નિસ્નાન કર્યાં છે. આજે પણ કન્યાના પિતાને બને તેટલો નિચોવી ખાનદાનીનો લાભ લેવા ઇચ્છતા યુવાનો અને વડીલો મળી આવે છે. બ્રાહ્મણ, જૈન, પાટીદાર આદિ જ્ઞાતિઓમાં ખાનદાનીના પાખંડમાં મોહિત બનેલી આ વડીલશાહી દેશનું મહાન કલંક છે. એને અધીન થનારા યુવકો ભલે કેળવાએલા હોય તોપણ તેઓ ચૂસણ-નીતિ અને નારીદ્રોહ નિભાવનાર પાતકીઓ છે.

નહિ. વળી તેમને પરણાવવામાં પૈસો પડતો નહિ ને કેટલાકને તો સામી પૈઠણુ મળતી, એટલે પરણેલી સ્ત્રી હોય છતા પૈસા મેળવવા તેનો ત્યાગ કરી પિયર કાઢી મૂકીને નવી પણ પરણુતા! ખાનદાનમા કન્યા આપવાના લોભવાળાઓએ તેમને પૈસા આપવાના ભાવ પણ વધારી મૂકેલા. સિદ્ધપુર, અમદાવાદ અને બીજે તો ઘણાં ઘરો ઉપર ભાવ મુકાતા. એક હજાર બે હજાર કે ત્રણુ હજાર મળે તો જ ત્યાં સંબંધ થાય એવા દાખલા પણ જાણ્યા કે પરણેલી વહુ જરા ઊંચે સાદે નવરા ધણીને કંઈ કહે તો ધણી રીસ કરીને બહાર જાય અને સવારે તો નવી પરણી લાવીને જૂનીને વિદાય આપી દે! આથી લગ્નસંબંધની શુદ્ધિ જાળવવા કેટલા યે નાનાં જૂથો બંધાઈ ગયા હતાં અને આવા ન્યાત વ્યવહાર તેમજ કન્યા-વ્યવહારના પરિણામે એક મોટી સાગર જેવડી ઔદીચ્ય ન્યાત નાનાં નાનાં ખાબોચિયાંમા વહેંચાઈ ગઈ હતી. એ ખાબોચિયાંમાં જ માણસ જન્મતો, તેમાં જ પરણુતો અને તેમા જ મરતો. આથી કન્યા કે વરના ગુણુ, અભ્યાસ, જ્ઞાન કે ચાતુરીની જોડી ભાગ્યે જ જોવા મળતી. માત્ર થોડા કરતાકારવતા પટેલિયાઓ ઓળખાણુવાળાઓમાં કન્યા કે વર હોય તેની ભાળ

મેળવી તેમને જોડી દેતા વળી કે કશુ કોઈ જેવું નહિ કેમકે બધાને આવી બાબતમા પરેજોને સતોષવા પણ પાના આમ જુવાનો બાપદાદાની પેઢીના વારસદારો થઈ શકતા

## ૪૪ લગ્નગાળો આવ્યો

મને આર્ય સમાજના બ્રહ્મચર્યના વિચારોએ પ્રભાવિત કર્યો હતો, સ્વામી વિવેકાનંદનુ ચરિત્ર વાચવાથી શક્તિની છાપ પડી હતી, એટલે હુ ઘરમા કહ્યા કરતો કે 'આપણે તો પૂર્ણ બ્રહ્મચર્ય સાધી અભ્યાસ અને કળાની સિદ્ધિ મેળવ્યા પછી જ લગ્ન કરવુ છે કોઈ ઉતાવળ કરાવશો તો ઘરમાથી ભાગી જઈશ ' ઘરમા બધા હસતા કે 'એવુ તે કોઈ કરતુ હશે ? વેવિશાળ થયું છે તેને ના કહેવાશે ? એ તો કન્યાનો બાપ તેડા થાય ત્યારે જાન લઈને પરણવા જવુ જ પડે.' હું કડક જવાબો આપુ એટલે મારા બા ગભરાય કે આ છોકરો એવુ કઈ કરશે તો ? વળી સમજાવે 'અરે એવુ કઈ રખે કરતો મને તો મરવા જેવુ થાય અને તારા બાપની આબરૂ જાય '

'અરે, પણ મને કહો તો ખરા કે તમે કોની સાથે મને પરણાવશો ? કઈ ભણતર જ્ઞાન લઈને આવશે કે નહિ ?' જવાબ મળતો 'જો ભાઈ, આપણી નાતિમા કોઈ કન્યાને ભણાવતું નથી નોકરી કરવાની હોય તે ભણે, અને ઘરના કામ તો સૌ પિયરમા અને સાસરે શીખી લે છે વળી અમે એક વાર તારે સાસરે કહેવડાવેલુ કે 'બે અક્ષર ભણાવજો' ત્યારે કહે કે 'અમારા ગામમા કન્યાશાળા જ નથી, તમારે ત્યા આવે ત્યારે ભણાવજો ' આમ મારી જીવન કુડલી ઘડાઈ ગઈ હતી

એવામા એ લગ્નગાળામા જેમના વેવિશાળ પણ થયા નહોતા એવા કેટલાક મિત્રોના લગ્નો ગોઠવાયા અને તેમના વ ઘોડામા પણ હું મહાલી આવ્યો અમારા સમયમા લગ્નટાણે મિત્રોને આવા વ્યવહારો વખતે બહુ માન, સ્થાન કે ખાનપાનમા ભાગ મળતો નહિ પણ પરણનારો મિત્ર નવા કપડા ધરેણા પહેરી, માથે સાફો બાધી ઘોડા પર બેસીને બજાર વચ્ચે નીકળે ત્યારે તેની સામે હસી લેવાની ગમ્મત પડતી બેચાર દિવસ પછી તો તેની પાસેનુ લગ્નનુ કોઈ ગુહસ્ય અમારી વચ્ચે પરદો કરી નાખતું કવિતાની ભાષામા કઈક કઈક બોલાઈ જતું, પણ તેના મનના વાસ્તવિક પ્રતિભાવો તો અમને અગોચર રહેતા વડીલોથી રાતદિવસ ઘુસપુસ કરતા મિત્રો કરતા યે વધુ એકાત અને ગોપનીય અધિકારો પામેલુ પાત્ર અમે દૂરથી જ જોઈ રહેતા નવવધૂઓ મિત્રો આગળ આવવાની હિંમત કરી શકતી નહિ, અને કરે એવી હોય તેને પણ વડીલોની ધાક અને મર્યાદા પાળવે જ છૂટકો મસ્તરામ પરણ્યા, બળવતરાય પરણ્યા, મહાસુખરાય પરણ્યા એ બધાને તથા મિત્રોને એક અલગ ચાનાસ્તાની પાર્ટી મળી

## ૪૫ અને હુ જડપાયો

એવામા એક દિવસે મારા સસરાના કુટુંબી ખરા બપોરે સ્ટેશનેથી ઊતરી હાફળા ફાફળા આવી પૂછવા લાગ્યા 'માસ્તર્કભા, વાત શુ છે ? કકોતરી મોકલાવ્યાને વખત થયો અને જવાબ કેમ નથી ?' મારા બા પણ સડક થઈ ગયા 'કકોતરી કોના સરનામે મોકલી છે ?'

'કેમ તે વળી રાવળજીના નામથી જ છે.' મારા પિતા ડિસ્ટ્રિક્ટમાં હતા એટલે એમના નામની ટપાલ એકઠી કરીને એક ખાનામા મુકાતી. તે મંગાવી ફેંદાળી, તો લાલ અક્ષરનુ સાદી પોસ્ટનું કવર મળ્યું, અને ખોલ્યું તો મારા જ લગ્નની કંકોતરી



કંકોતરી
વધાવી લીધી

હતી! બાએ મહેમાનને ખુલાસો કર્યો: 'ભાઈ, એમના નામનુ કવર હોય તે એ જ ફોડે; એટલે અમે શું જાણીએ કે કંકોતરી છે? પણ હવે વધાવી લઈએ છીએ'

મહેમાન કહે: 'પણ અમારો જીવ ઊડી ગયો હતો. અમે તો સાભળ્યું હતું કે છોકરો હમણાં પરણવાની ના કહે છે. અમારે કન્યાને તેરમુ વર્ષ જાય છે. વળી સાથેસાથે નાનીને ય પરણાવી દેવી છે માટે હવે વેળાસર જાન લઈ આવી પહોચો.'

અમારા સમુદાયમા લગ્નપ્રસગે વરપક્ષને બહુ ચિંતા હોતી નથી. કન્યાપક્ષ ટેક રાખે છે કે વરપક્ષ કન્યા માટે જે કંઈ વસ્ત્રાલંકાર લઈ આવે તે વધાવી લેવા. પિતાશ્રીએ ડિસ્ટ્રિક્ટમાથી આવી જાનમાં કુટુબના અને સંબધીનાં મળી પંદર માણસોથી વધુ ન લઈ જવા એમ જાહેર કર્યું. આપણે ગમે તેવી સારી સ્થિતિમા હોઈએ, પણ વેવાઈ પર અણઘટતો ભાર થવો ન જોઇએ એવો તેમનો સિદ્ધાંત હતો. (ઘણા પોતાની મોટાઈ બતાવવા મોટી જાનો વેવાઇને પાદર લઈ જતા અને કન્યાપક્ષને ઉનાગ-ભોજનની મૂઝવણ કરાવતા) એટલે હુ મારા કોઈ મિત્રને સાથે લઈ શકયો નહિ.

જાનને રસ્તામા એક ટક ભાતું ખવડાવવાનું હતુ, એટલે કંદોઇને બોલાવી સુખડી કરાવી અને ખાસ નવાઈ કરવા કેળના પાણીમા ગાઠિયા કરાવ્યા. એ સમયમાં જેમા પાણી વપરાય તેવી મીઠાઈ કે વસ્તુ બ્રાહ્મણો ભાતામા કે ઘરમાં ન વાપરતા. આથી બ્રાહ્મણો સેવગાઠિયા, બુંદી કે પૂરીની દુકાનો ન કરી શકતા. કેળના પાણીની ચીજો ચાલુ થયા પછી શહેરને ખૂણે એકાદ બ્રાહ્મણે સેવ ગાઠિયા-પેંડાની દુકાન કરેલી. ત્યા પાટિયુ રહેતું કે 'કેળના પાણીમાં બનાવેલા સેવગાંઠિયા મળશે.'

જાન નીકળવાને દિવસે જાનમા જનારાની પેટીઓની રેકડીમાં ભાતાના મોટા દાબડા વિદાય થયા. કાકા રેલવેની નોકરીમાં હતા, એટલે એક ડબો સુવાંગ

ખાલી રાખવા ડબાના બારણે રેલવેનો નોકર ઊભો રાખ્યો હતો. મેં વરરાજાનો ઠાઠ સજ્યો હતો. ખબર મળતાં સ્ટેશન-બંગલામાંથી મસ્તરામ વગેરે મિત્રો વિદાય આપવા આવી પહોંચ્યા. મિત્રોના મનમાં પણ અજાણી મંડળીની જાનમાં જવાની કોઈ ઉત્સુકતા નહોતી. તેઓ તો મિત્રના નવા જીવનની મશ્કરીઓ ઉડાવી મજા લેતા હતા.

ડબામાં ખાલી જગ્યા જોઈ ગામડાના એક બાપુ હોકો લઈ અંદર બેસવા આવ્યા કે કાકાએ આગળ જવા કહ્યું. બાપુ જરા મિજાજ કરી દાખલ થવા આગળ વધ્યા, એટલે કાકાએ પણ મિજાજ ગુમાવી ધક્કો માર્યો. પાઘડી પડતી અટકાવવા બાપુએ એક હાથે તે પકડી રાખી પણ ચલમ હેઠે પડી ગઈ અને તેના ટુકડા થઈ ગયા. કાકા પોતાના પક્ષમાં હતા, એટલે કકળતા બાપુ બીજે બેસવા ગયા. આ પ્રસંગે મોટા ભાઈના મિત્રો પણ બાપુને હસ્યા. મને તો તે બિચારાની દયા આવી કે ચલમ વગર તેનું શું થશે?



બાપુની ચલમના ટુકડા થઈ ગયા

જાન લાડી સ્ટેશને ઊતરી ગઈ. ત્યાંની પોસ્ટ ઑફિસમાં બપોર ગુજારીને સાંજ પડતાં થોડા ગાઉ ઉપર આવેલા વેવાઈના ગામને પાદર સંધ્યાકાળે ગોધૂલિ સમયે પહોંચવાનું હતું. સાથે આણેલું ભાતું સૌએ ખાધું. પછી જૂની રીતે વેવાઈ તરફથી કણબી ખેડૂતો ગાડાં લઈ આવ્યા હતા



જાનીવાસો

તેમાં જાન ઊપડી. રામ લક્ષ્મણ નામના બે રજપૂત ભાઈઓ પોસ્ટમૅન હતા તેમણે પોતાની બંદૂકો ભરી ભડાકા કર્યા અને ગોરજ સમયે આસોદર ગામે જાનનું સામૈયું થયું. બીજાં સગાંઓને ત્યાં પણ તે જ મુહૂર્તે લગ્નો હતાં, તે જાનો પણ આવી હતી. એ બધું સરઘસ ગામડાની બજારમાં થઈ પોતપોતાને ઉતારે વહેંચાઈ

ગયું. અમારો ઉતારો કે જાનવાસો (જાનીવાસો) એક મોટા ચોગાનવાળા ડેલીબંધ વંડામાં ઊંચી ઓસરીવાળા મકાનમાં હતો.

### ૪૬ હસ્તમેળાપ

લગ્ન-મુહૂર્ત સમયે વેવાઈપક્ષે ફૂલેકા માટે ઘોડું મોકલ્યું. તે પર વરરાજા બેઠા એટલે પાછળ કુટુંબનાં બૈરાં ગીત ગાતાં ચાલ્યાં. પુરુષો મોખરે રહ્યા. ઢોલ-શરણાઈવાળા તેમનાથી યે આગળ હતા. આભી, કાકી વરને જોઈ મલકાતાં હતાં. ગીતોમાં કુટુંબી-ઓનાં નામો જોડાતાં હતાં. એમ પહોંચ્યા સમગને ઘેર, માંડવે. ઘોડા પરથી ઊતરી વર ખડકી આગળ ઊભો રહ્યો, એટલે સાસુએ પોંખી લીધો. ઘણા ય મને ચેતવણી આપી ગયેલા કે સાસુ આ વખતે જમાઈનું નાક તાણે છે, અને ચતુર જુવાનો તે પ્રસંગે ચુકાવે છે; એટલે મારા પ્રસંગે હું સાવચેત હતો, પણ એવું કશું બન્યું નહિ. કદાચ મારા વિષે છાપ હતી કે જમાઈ બહુ રિસાળ છે એટલે તેને ચીડવવા નહિ.

હજારો વર્ષની પરિપાટી પ્રમાણે શાસ્ત્રે નક્કી કરેલા વિધિથી બ્રાહ્મણોનાં લગ્નો હજુ ચાલુ છે. મધુપર્ક અથવા માહ્યરાના પ્રથમ વિધિમાં કન્યાના પિતા જમાઈનું


હસ્તમેળાપ

પૂજન કરી કન્યાદાનનો સંકલ્પ કરે છે અને અંતરપટ (આડું વસ્ત્ર) ધરી વરની સામેના બાજોઠ પર કન્યાને પધરાવે છે. વેદમંત્રો અને સ્તુતિઓ બોલતા પુરોહિત અને સાથીઓ હસ્તમેળાપના શુભ મુહૂર્તની રાહ જુએ છે, અને ઘણા ઘડિયાળમાં ઠરાવેલો સમય જોઈ 'હસ્તમેળાપનો સમય થયો.' 'સાવધાન' બોલી અંતરપટ દૂર કરી વરકન્યા-ની જમણી હથેલીઓ મેળવી સંપુટ કરી બાંધી લે છે.

આ સમયનો રોમાંચ હું જીવનમાં કદી વીસરી શક્યો નથી. જીવનભરનું સહજીવન અર્પતી એક અનભિજ્ઞ કુમારિકા, જેનું મેં મોં સરખું કદી જોયું નહોતું, તેનો થથરતો હાથ સૌ વડીલોના દેખતાં મારા હાથમાં બાંધી દેનારા બ્રાહ્મણોની ધીટતા ને વિધિની ઘટનાનું પાલન કરવાનો આગ્રહ મારા મનના અનેક તરંગો ઉછાળી રહ્યો હતો. અરધાપોણા કલાકનો આ વિધિ મારા સમગ્ર જીવનનો આકાર છાપી ગયો.

જાનને ત્રણ ટંક રોકવાનો રિવાજ હતો. એ દરમિયાન જાનીવાસામાં થતાં જાનૈયાઓનાં ટીખળ, કોઈ ઢીલા-પોચાની મશ્કરીઓ, અને ખાસ તો વરરાજાની

આસપાસ લગ્નજીવનની ખાનગી રીતભાતો રસથી વર્ણવતા અણવરો ને પીઢ જનો, એમાંનું કંઈ મારી આસપાસ નહોતું. વરને તો માંડવે જ સૂવાનું હતું. ત્યારે પણ હું સાંજ-સવાર સંધ્યા કરતો. મારા કાકા મારી સાથે જ રહેલા. કોઈ કુતૂહલ-પ્રસંગ કે સખીઓની મશ્કરીઓનો અભાવ હતો. મારા સસરાએ આ પ્રસંગે બે કન્યાઓ એકીસાથે પરણાવી હતી. બીજા જમાઈ ગામડામાંથી આવ્યા હતા. અમારું ઓળખાણ પહેલું જ હતું. બૈરાંઓએ શિવ-પાર્વતીનાં અને રામ-સીતાનાં લગ્નનાં વર્ણનોવાળાં સુંદર ગીતો સંભળાવ્યાં. તેમાંનાં 'કન્યા ચડી રે કમાડ, સુંદર વર નીરખવા' જેવાં કલ્પના-ચિત્રોની કદર કરવાની સૂઝ મારામાં નહોતી.

જાન ઘેર આવી. વણિકોમાં તો ગમે તે વયનાં જોડાં પરણે તો પણ ઘેર આવતાં જ પહેલી રાતથી તેમને એકાંત ઓરડો મળે. પણ અમારે ત્યાં કન્યા પહેલે આણે આવે ત્યારે જ એ રિવાજ પળાતો. આઠ કે દસ દિવસ નવાં વરઘોડિયાંને કોઈ ને કોઈ ઘેર જમવાનું આવતું. એ વખતે બહેન કે નાનો ભાઈ અથવા સમોવડિયા પિતરાઈઓ સાથે હોય, એટલે નવવધૂનું ઘૂમટા-સ્વરૂપ માત્ર જોવા મળે. દસ-પંદર દિવસે તો કાકાજી તેને લેવાને આવ્યા અને અમારી મિલનેચ્છા ને મધુર વાર્તાલાપ કલ્પનામાં જ રહ્યાં; અને જાણે પરણ્યા જ નથી એ રીતે રહેવાનું વર્ષ મળી ગયું.

## ૪૭ બદલી અને પ્રવાસ

મારા લગ્ન પછી થોડા જ દિવસમાં પિતાશ્રીની બદલી નાસિકના પોસ્ટ માસ્તરની જગ્યા પર થઈ. પગારનો ગ્રેડ અહીં રૂ. ૧૦૦નો હતો તે ત્યાં ૧૫૦નો થયો. પણ તે રૂ. ૧૦૦થી શરૂ થઈ દર વરસે દસના વધારાથી પાંચ વરસે દોઢસોએ પહોંચવાનો હતો એટલે આ બદલીથી કંઈ આર્થિક લાભ ન હતો. ઊલટું ઇન્સ્પેક્ટર તરીકે રોજનું રૂ બે ભથ્થું મળતું તે પણ ખોવાનું હતું. પણ ગ્રેડનો લાભ જતો ન કરવા એ જગ્યા સ્વીકારી. તિલક મહારાજે સ્વરાજની ચળવળ ઉપાડેલી તેમાં નાસિક મુખ્ય કેન્દ્ર હતું અને તિલક-કેસ પછી લોકો ખૂબ ઉશ્કેરાએલા રહેતા. નાસિકની હેડ પોસ્ટ ઑફિસનું કામ પણ લાંબા સમયથી ગોટાળાપ્રકરણ બન્યું હતું. કોઈ પોસ્ટ માસ્તર ત્યાં સફળ નીવડયો ન હતો.

આ સંજોગોમાં તેમણે કુટુંબને ત્યાંની સ્થિરતા મેળવ્યા પછી બોલાવવાનો વિચાર રાખ્યો. મારું વૅકેશન થોડું બાકી હતું એટલે મને થોડા દિવસ માટે ત્યાં સાથે લઈ જવાનો નિર્ણય કર્યો. ત્યાં ખાવાપીવાની અડચણ પડે તેમ હતું એટલે કોઈ માણસ મળી જાય તો તેની શોધ કરવા લાગ્યા. એવામાં સ્વદેશપ્રેમી મંડળથી મારા મિત્ર બનેલા ચંદ્રશંકર દવે હાથમાં આવી ગયા. તેણે પ્રેસની નોકરી છોડી હતી અને કંઈક બીજું શોધતા જ હતા. તેણે હિંમતથી રસોઈ-મહારાજ બનવાનું માથે લીધું. મારા મિત્ર તરીકે પિતાશ્રી તેને મારી પેઠે જ લડાવતા. તેનો ઉમંગ જોઈ તેમને સાથે લઈ લીધા. બદલી સમયના પ્રવાસનો ખર્ચ સરકાર તરફથી મળવાનો હતો.

પુખ્ત વયની સમજણ પછી મેં પહેલી જ વાર વીરમગામ વટાવ્યું. વીરમગામથી સેકંડ ક્લાસની ટિકિટ લઈ બાપુએ મને સાથે રાખ્યો. અમદાવાદ સ્ટેશન આવ્યું

ત્યારે આખુ પ્લૅટફૉર્મ લાલ કસબી પાઘડીઓથી ઝળકાતુ મેં જોયું આનાના ઉચ્ચારો 'પેલો', 'હેંડો' વ૦ સાભળ્યા ને પછી વડોદરા, ભરૂચ, સૂરત આવતા ગયા તેમ પ્રાદેશિક બોલીઓથી અને પોશાકોથી મને ખૂબ મજા પડી હુ બારી આગળ જ બેસી રહેતો ભૂગોળમા વાચેલી નદીઓના સાક્ષાત્ દર્શન કર્યા સૂરત અને નવસારી વચ્ચે બે પારસીઓ વચ્ચે બેસવાની જગ્યા બાબત એવો તો ઝગડો થયો કે એક જણાએ બીજાની ગળચી દબાવી તે વખતે મારા બાપુજી વચ્ચે પડયા 'અરે સાહેબો, તમે સેકડ ક્લાસમા બેઠા છો, કઈક તો શરમ રાખો!' મને પણ નવાઈ લાગી કે 'જેન્ટલમૅન' કહેવાતા માણસો પણ ગાળાગાળી અને મારામારી કરતા હોય છે!

નર્મદાનો લાબો પુલ મેં ખૂબ ઈંતેજારીથી જોયો આખી ગાડી અદર સમાઈ જાય છતા પુલનો છેડો આવે નહિ! વળી નીચે વહાણો તરતા જોયા એ બધુ મને એ વયે પણ આશ્ચર્ય પમાડી શકયુ મુબાઈ નજીક આવતું ગયું તેમ ખાડીઓ વગાવતી ગાડી વસઈ પુલ ઉપર ચાલી ત્યારે ભરપટ જળવિસ્તારમા ગાડીના જોખમની ચિંતા થઈ હતી!

દીવાબત્તીઓ થઈ તે વખતે મુબાઈના ગ્રાન્ટરોડ સ્ટેશનમા ગાડી જઈને ઊભી રહી ગૅસની બત્તીઓથી બધુ ઝળહળાટ લાગ્યું મહુવામાથી પિતાશ્રીના મિત્ર બનેલા ત્રિભુવનદાસ શેઠ સ્ટેશને આવ્યા હતા એક વેળા મહુવામા તેમની જાહોજલાલી હતી ત્યા પેઢી ભાગી એટલે મુબાઈમા આવી ધધો શરૂ કર્યો હતો અને પિતાજી પાસેથી પણ થોડી રકમ વ્યાજે લીધી હતી ભાર્યું તો યે ભરૂચ જેવા એ સજ્જન અમને ભાડૂતી વિક્ટોરિયામા બેસાડી છીપી ચાલના એક માળામા બે નાની ઓરડી પોતે રાખેલી ત્યા લઈ ગયા અમારા માટે રસોઈ કરનાર મહારાજ તે દિવસ માટે રોકયો હતો રાતે તો મુબાઈની ગૅસની બત્તીઓની લાઈનો સિવાય કઈ ન જોઈ શકયો ભાવનગરની શિઘરામ (શીઘ્રગામી?)ગાડી કયા યે દેખાઈ નહિ, બધી ચાર પૈડાની વિક્ટોરિયાઓ હતી મોટરનુ તો નામ પણ ન હતુ પાટા પર ટ્રામ દોડતી જોઈ, પણ તેને ઘોડા જ ખેંચતા હતા તેમા બેસવાની ટિકિટની કિંમત બે પૈસા જ હતી ડામરની સડકો હજી થઈ નહોતી

મુબાઈમા રહેવાની સાકડનો રાતે જ અનુભવ થઈ ગયો પિતાશ્રી પણ અકળાઈ ગયા ને સવારમા વહેલા પરવારી અમે ત્રણે જણે સામાન સાથે શેઠના માણસ જોડે બોરીબદર સ્ટેશને જઈ નાસિક મેઈલમા સવારી લીધી આ પ્રવાસમા નિસર્ગના અને માણસના ભવ્ય કામો જોવાની તક મળશે એવી અમારી આશા ધાર્યા કરતા યે વધુ સફળ થઈ પહાડો વીંધી ગાડીનો માર્ગ કરેલા માઈલો લાબા બોગદા (ટનલો) જોઈ બ્રિટિશ ઇજનેરી શક્તિ પિછાની ઘાટનુ ઊંચાણ ચડવાને ગાડીને એક એન્જિન પાછળ પણ લાગ્યુ કસારાઘાટ આગળ ગાડીએ લાબુ ગૂચળુ મારી ઉપર જતો ચડાવ લીધો તે બધુ ક્ષણેક્ષણ આતુર નજરે મેં જોયુ

મુબાઈથી ચદ્રશકરે પ્રદર્શનમા મળેલો ખાખી પોશાક ચડાવ્યો હતો તિલક મહારાજના મુલકમા જઈએ છીએ તેથી તેનો હર્ષ માતો નહોતો ટ્રેઇનમા ગુજરાતી બોલતું કોઈક જ દેખાતું કોઈ ભાટિયો કે પારસી ભેગો જાય તે જ ગુજરાતી બોલે

તેઓ પણ ત્યાંના લોકો સાથે 'તુમ્હીં આમ્હીં', 'અશા કશા' કરવામાં પાવરધા લાગ્યા. મુંબઈ તરફના બધા જ ગુજરાતીઓ અને કચ્છીઓ મરાઠી ગોડગુમગ કરી ગયા કે મજૂરને સમજાવી શકતા.

## ૪૯ નાસિક

નાસિક સ્ટેશન પર પોસ્ટનો લાલ ટાંગો આવ્યો હતો. તેમાં સામાન ચડાવી, બીજો ટાંગો બેસવા માટે લઈ, બેત્રણ માઈલ દૂર નાસિક શહેરમાં ને ત્યાંથી શહેર બહાર ત્ર્યંબકેશ્વરના રસ્તે એક માઈલ પર ખુલ્લા મેદાનમાં પોસ્ટ ઑફિસ આવેલી હતી ત્યાં પહોંચ્યા. વિદાય લેતા પારસી પોસ્ટમાસ્તરે અમારા માટે બે ખંડ ખાલી કરી નાખ્યા હતા. તેમનો સામાન બંધાવાનો હતો. મહારાષ્ટ્રી રસમથી તે મરાઠી થઈ ગયા હતા. ભિનજનાગરી, નફરમની વગેરે તેમની ફરિયાદો હતી. પિતાશ્રીએ જગ્યાનો ચાર્જ લેવા માંડ્યો. મેં અને ચંદ્રશંકરે સંયુક્તપણે ઘર ગોઠવવા માંડ્યું. એક પગવાળાની સાથે શહેરમાં ચક્કર માર્યું. ગોદાવરી નદીના બાંધેલા કાંઠા પર ભરાતું બજાર જોયું. નાસિકની સામે પંચવટી વિસ્તારમાં મુંબઈના શેઠિયાએ બંધાવેલી ધર્મશાળાઓ અને બંગલા જોયા. ચંદ્રશંકરે અને મેં રોજ સવારે નદીસ્નાનની



સવારે નદીસ્નાન અને શાકની ખરીદીનો અમારો કાર્યક્રમ હતો

મજા અને શાક તથા ચીજોની ખરીદીનો કાર્યક્રમ કરી કાઢ્યો. ચંદ્રશંકરને નોકર જેવું ન લાગે તેની પિતાશ્રી પણ કાળજી રાખતા. અમે શહેરમાંથી આવીને રસોઈ તૈયાર કરી નાખીએ ત્યાં ઑફિસકામ પતાવી પિતાશ્રી આવે અને બધું સાથે જમવા બેસીએ. તે વખતે ચંદ્રશંકર દેશભક્તિના ફુવારા ઉડાવે. તેમાં ક્યાંક ગપગોળા મારે ત્યારે પિતાશ્રી તેની ગમ્મત ઉડાવે ને તે સમજી ફરીફરી હસી લઈએ. શહેરમાં કોઈ દેશનેતાનું ભાષણ હોય તો ચંદ્રશંકર ત્યાં પહોંચ્યા જ હોય.

પિતાશ્રીને ઑફિસનું કામ સંભાળવામાં બહુ સમય આપવો પડતો. પણ તેમની ટ્રેઝરી ઈ.ની તપાસ અને હિસાબોની ચોખવટ માટેની જહેમત આકરી સાફ નજર પડી ગયો હતો. માત્ર રવિવારે એકાદ વાર મને લઈને તે શહેરમાં ઉત્સવ મુલાકાતે માટે નીકળ્યા હતા. તેમને શોધી કાઢ્યું કે નાસિકના દક્ષિણી

બ્રાહ્મણોની જ્ઞાતિમાં તળાજાનાં એકબે કુટુંબો પણ હતાં. તેઓનો કન્યા લેવડદેવડનો વ્યવહાર હજી ગુજરાત-સૌરાષ્ટ્રમાં ચાલુ હતો. એમના વૃદ્ધ પુરુષને મળ્યા ત્યારે એ ઊલટા ગળગળા થઈ ગયા અને પછી તો તેમણે કુટુંબીની જેમ સંબંધ સાચવ્યો.

## ૪૯ શ્રી પંગેનાં વિધવા

મારા પિતાશ્રી સંબંધો શોધવામાં, પરંપરાઓને સ્મૃતિમાં રાખવામાં અને નવી પિછાનો કરવામાં અનોખી શક્તિ ધરાવતા. ભાવનગર રેલવેમાં શ્રી પંગે કરીને એક હિસાબી અધિકારી હતા. તે મૂળ નાસિકના હતા અને તેમણે એ જમાનામાં વિધવા સાથે લગ્ન કરેલું તે વાત ભાવનગરમાં પણ જાણીતી થઈ હતી, તેથી સ્ટાફના માણસો પૂંઠ પાછળ ઘણી ટીકા કરતા. 'રાંડીગાંડને ઘરમાં લાવ્યો છે' એવું હલકું વેણ બોલાતું. તે તો ગુજરી ગયા હતા, પણ તેમનાં વિધવા અને બાળકો નાસિકમાં હતાં તેથી મારા પિતાશ્રીને થયું કે ભાવનગરના વતની તરીકે તેમની મુલાકાત લઈએ.

અમે નાસિકની નદી પરની એક ધાર પર તેમનું ઘર શોધી કાઢ્યું. ત્યાંના બ્રાહ્મણો હજી પણ તેમના નામ સામે ટીચકું ચડાવતા હતા. પણ તેમના ઘર આગળના નાનકડા બગીચાના દરવાજે જઈ ઊભા કે તુરત એક નાનું કૂતરું ભસ્યું. તેનો અવાજ સાંભળી દક્ષિણી સાડીવાળી એક કન્યા બહાર આવી અને 'આંત યા' કહી, છબીથી શણગારેલા સુઘડ-સ્વચ્છ મુલાકાતી-ખંડમાં અમને બેસાડ્યા. જે મધુરતાથી તેણે અમારો આદર કર્યો તે વિરલ હતો. તેણે અંગ્રેજીમાં અમારી ઓળખાણ પૂછી અને



શ્રી પંગેનાં વિધવાને ઘેર

તેનાં બાને તેડી લાવી. તે તો ગુજરાતી બોલતાં હતાં. પંગે થોડા વખત પહેલાં જ ગુજરી ગયા હતા તેથી તે બાબત આશ્વાસન આપી પિતાશ્રીએ બીજા ખબર પૂછ્યા ત્યારે તેમણે કહ્યું : 'પૈસાની તાણ જણાય છે. છોકરાં ભણે છે; પણ હવે છોકરી મૅટ્રિક થઈને નોકરી લેશે અને નાનો ભાઈ આગળ ભણશે. પણ નાતવાળાં કોઈ સામું જોતાં નથી.' છોકરો પણ ક્રિકેટ રમીને અ.વી ગયો. તે સુંદર ઘટ્ટ સ્નાયુવાળો તરુણ હતો. આવાં સુશીલ, ગુણસંપન્ન બાળકો ઉપર જ્ઞાતિના શાપ ઝઝૂમે છે એ વિચારે મારા મનમાં દક્ષિણી જ્ઞાતિસરથા પર કોપ પ્રકટ્યો. પંગે કે તેનાં પત્નીનો દોષ મને દેખાયો નહિ.

સ્વચ્છ જીવન-સહચારથી સંસારમાં આવેલાં મૂલ્યવાન સમૃદ્ધિરૂપ આ કન્યાને તજ઼ શુને જ્ઞાતિ ગુમાવશે. મેં કદી હિન્દુ કન્યાને આવી સ્વસ્થ મર્યાદામાં પુરુષો પાસે બેસતી-ઊઠતી જોઈ નહોતી. પિતાશ્રી હિન્દુ જીવનની કઠોર મર્યાદાઓનું પાલન કરવાના પક્ષના હતા, તો પણ તેમણે વિધવા માતાને આશ્વાસન આપ્યું ને 'કામ હોય તો બેશક જણાવજો' કહી અમે નીકળ્યા તે વખતે મને સંતોષ થયો.

થોડા જ દિવસોમાં ચંદ્રશંકરનું કામ સરાડે ચડી ગયું. મારી રજાઓ પૂરી થવા આવી હતી, પણ મારે બે-ત્રણ દિવસ મુંબાઈ રોકાઈ તે જોવું હતું, એટલે હું નાસિકથી વહેલો નીકળી ગયો.

## ૫૦ મુંબાઈની પહેલી છાપ

મુંબાઈમાં અમારાં સગાંસંબંધીનાં એકબે ઘર હશે; પણ મારા નાના ભાઈના શ્વસુર પક્ષના હરિભાઈ વ્યાસ, રામજી ભગવાનની પેઢીમાં હતા, તે એકબે વાર ભાવનગર આવી ગએલા તેમની સાથે મારું મન મળેલું. તેમણે મને બોરીબંદરથી લઈ જઈ ભુલેશ્વર પોતાના ઘેર ઉતાર્યો. પછી બીજે આખો દિવસ પગે ચાલી કાલબા-દેવીની દુકાનો જોઈ નાખી. એમાં ફોટોગ્રાફરોની દુકાનો ખાસ જોઈ; રવિવર્માનાં ચિત્રો વેચનાર પી. એમ. જોષીની દુકાન જોઈ, એક કૉમ્પાઉન્ડમાં છાપરી જેવું બાંધી પાટિયાં ચીતરનાર રામજી મૂળજીની દુકાન જોઈ. એ ભાઈએ સફેદ ચોકઠાં પર કાપડ ચોડી, તે પર નાટકોનાં પાત્રો અને દશ્યો લઈ છૂટાછૂટા મરાઠી ચિતારાઓ પાસે કરાવી એક નવો ચીલો શરૂ કર્યો હતો. આજનાં સિનેમા-પોસ્ટરોના તે પૂર્વજો કહી શકાય. મોટે ભાગે તે ગુજરાતી નાટક કંપનીનાં જ ચોકઠાં ચીતરતા. તેમાં મેં 'સૌભાગ્ય-સુંદરી', 'માધવ-કામકુંડલા' વગેરે નામો વાંચ્યાં. ઉર્દૂ નાટકોની પ્રશંસા સાંભળેલી, પણ મુંબાઈમાં નાટક જોવું એટલે રાત્રે દૂરદૂર જવું અને મોડી રાત્રે ત્રણેક વાગ્યે ઘેર પહોંચવું એ માગ મનને રુચતું નહોતું. મુંબાઈની ઉપરટપકે છાપ લઈ, બે દિવસ પછી હું ભાવનગર પહોંચી ગયો.

એકાદ માસ પછી પિતાશ્રીનો પત્ર આવ્યો કે ચંદ્રશંકરને ગમતું ને ફાવતું નથી, મરાઠી દેશનેતાઓનાં ભાષણો સાંભળી તેનું મન દેશસેવાનાં સ્વપ્નો સેવે છે વગેરે. આથી મારાં બા બહેનને સાથે લઈ સંગાથ મેળવી મુંબાઈ ગયાં. મારા પિતાજી નાસિકથી લેવા આવ્યા હતા. યોગાનુયોગ સિંહસ્થનો બાર વર્ષે આવતો મેળો પણ નાસિકમાં થવાનો હતો.

તે પછી ચંદ્રશંકર મુંબાઈ ગયા. ત્યાં તે દેશભક્ત મહારાષ્ટ્રીઓના જૂથમાં રહી કંઈક કામધંધો કરતા. જમાના પછી તેમનાં એક સુપુત્રી સ્વામી રાવ ઉર્ફે સરદાર પૃથ્વીસિંહનાં ધર્મપત્ની બન્યાં.

ભાવનગરમાં મોટા ભાઈ, ભાભી, હું અને નાનો ભાઈ રહ્યાં. ભાભી ઘર અને વ્યવહાર ચલાવવાની પૂરી તાલીમ પામ્યાં હતાં. મોટા ભાઈને આ બધું ઠીક ફાવતું થયું. તેમના ઍકાઉન્ટ ક્લાસના મિત્રો આવી બેઠક જમાવતા અને ગાયનો તથા

વાર્તાઓની જમાવટ થતી મણિભાઈ જોષી મહારાજા સાહેબની સ્કૉલરશિપથી સિતાર શીખ્યા હતા તે પણ સિતારની લહેરો આપતા.

## ૫૨ સોશ્યલ મિત્રમંડળ

સ્ટેશન બંગલાની અમારી મંડળીમાં પણ અભિવૃદ્ધિ થઈ હતી. આપણે આટલા બધા મળ્યા છીએ તો કંઈક મંડળ જેવું કરીએ એવો વિચાર બધાને આવ્યો વડીલ યુવાનોએ કહ્યું કે તમે સંવાદ કરો, કવિતા કે ગીત ગાઓ. નાગરોના જિમખાનામાં સોશ્યલ ગૅધરિંગ થતા તેની વાતો સાંભળી અમે પણ એક સોશ્યલ ગૅધરિંગ (સ્નેહમિલન) કરવાનું વિચાર્યું મુ મોટાભાઈ (હરગોવિંદભાઈ)એ તથા નાનાભાઈએ (નૃસિંહપ્રસાદે) સંમતિ આપી, એટલે સ્ત્રીપાત્ર વિનાના સંસ્કૃત હિન્દી અને અંગ્રેજી નાટ્યસંવાદો તથા કવિતાઓ અમે ભેગા કર્યા.

મારા મોટા ભાઈ પાસે બાલીવાલાની હિન્દી નાટક કંપનીની 'હરિશ્ચન્દ્ર'ની ચોપડી હતી તેમાંથી કાશીના બજારમાં વેચાવા ઊભા રહેલા હરિશ્ચન્દ્રનો પ્રસંગ રજૂ કર્યો એમાં નક્ષત્ર તરીકે મારે ગાવાનું હતુ: 'તનતેજ બઢે મનમેલ મિટે, દે રગભગ કા લોટા!' એ ગાયનથી જ પ્રવેશ શરૂ થાય છે એમાં હરિશ્ચન્દ્ર બોલે છે: 'ઓ આસમાન કે જૂઠે સિતારે! જાઓ, ડૂબ જાઓ! આજ સે યે હરિશ્ચન્દ્ર નહિ, પર એક ચાડાલ કા દાસ હૈ!' વચ્ચે થોડુંથોડું બોલનારા નાગરિકો વગેરે પાંચ સાત રમૂજી પાત્રો પણ આવે છે રેલવેના કોચ એક્ઝામિનર નાદીરશાહના ત્રણ નમીરા પેસ્તન, દિનશા અને ફરામને પણ અમે જોડી દીધા. તેમાંથી એક જણ—

> 'Breathes there a man with soul so dead,
> Who never to himself has said,
> This is my own my native land?'

એ કવિતા બોલવાનો હતો

મેં વળી Friends, Romans, Countrymen વાળો બ્રૂટસનો પ્રસિદ્ધ ફકરો પણ ગોખી નાખ્યો હતો રોમના સિપાઈઓ પહેરતા તેવી ટોપી પૂંઠાની બનાવી હતી, જોકે તેવું પહેરણ બન્યું નહોતું તલવાર પણ પૂંઠાની બનાવી તે ઉપર રૂપેરી કાગળ ચોડ્યો હતો પ્રાર્થનાગીત કાવ્યમાધુર્યમાંનું શ્રી નરસિંહરાવનું 'સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા' હું અને મસ્તરામ સાથે ગાવાના હતા


ગઝલ ગાતા ભાઈશંકર

વિવિધતા લાવવા એક ઉદીચ્ય પાત્રને પણ અમે આમંત્રણ આપ્યું ભાઈશંકર દવે ક્રિકેટરે હાઈસ્કૂલના મેળાવડામાં 'ગુજારે જે શિરે તારે' એ કવિતા બુલંદ અવાજે ગાઈ હતી તેની પ્રશંસા થઈ હતી પોપટભાઈના તે મિત્ર એટલે અમારી વિનંતિથી તેણે સમારંભને દિવસે આવીને ગાવાનું કબૂલ કર્યું તેમને રિહર્સલ માફ કર્યું તેમની ગઝલ ગાવાની રીત અનોખી હતી: એક લીટી બોલે ત્યારે,

સ્વ કેશવલાલ (૨) ભાઈ ના રેવમહારાજ રેલવે સિગ્નલર, તબલા નિષ્ણાત, નાનુભાઈ દવે
પાછળ ઊભેલા ડાબી બાજુથી (૧) સ્વ નાનુભાઈ દવે તબલા નિષ્ણાત, રેલવે સિગ્નલર, રેવમહારાજના ભાઈ (૨) સ્વ કેશવલાલ
પરમાનંદ દેસાઈ મારા પાડોશી મિત્ર (૩) સ્વ ત્ર્યબક છોટાલાલ પારેખ શાળામિત્ર, સાહિત્યરસિક અને શાંત પ્રકૃતિના (૪) ભાઈશંકર દવે ગઝલ
ગાયક જાણીતા ક્રિકેટર હાલ ક્યા છે તેની જાણ નથી (૫) સ્વ નાનુકાકા પૂ હરગોવિંદકાકા (મોટાભાઇ)ના મામાના પુત્ર (૬) સ્વ
પ્રભાશંકર માવજી દવે સરળ સ્નેહપૂર્ણ જુવાન, ભાવનગર રાજ્યમા ડૉક્ટર થયા (૭) શ્રી ગિરીશભાઈ મ ભટ્ટ સાહિત્યપ્રેમી, હાલ સપરિવાર
શાંત નિવૃત્ત જીવન ગુજારે છે (૮) શ્રી પેસ્તનજી રેલવે કોચ એક્ઝામિનર શ્રી નાદીરશાહના પુત્ર (૯) તેમના નાના ભાઈ હાલ ક્યા હશે?
**ખુરશીમા :** (૧) કલ્યાણજીભાઈ હાર્મોનિયમ નિષ્ણાત, નાનુભાઈ દવેના સાથી (૨) નાનાસાહેબ ઉર્ફે પ્રાણજીવન પંડ્યા શ્રી મસ્તરામ પંડ્યાના
નાના ભાઈ તેજસ્વી વાક્પટુ કિશોર હતા ઝરિયા ધનબાદમા ૪૫ જેટલા વર્ષ સફળ માઈનિંગ ઍન્જિનીઅર તરીકે આગેવાન રહ્યા, થોડા વર્ષ પહેલાં
ગુજરી ગયા (૩) રવિશંકર મ રાવળ આ કથાનકના લેખક એ વખતે મૅટ્રિકમા (૪) પમુભાઈ (પરમાનંદ) ભટ્ટ મસ્તરામના ફોઈબાના પુત્ર,
એ વખતે તાજા પરણેલા હોઈ ફુલાવીને વરરાજાના પોશાકમા જ છબીમા લીધા, મૅટ્રિક થઈ ન શક્યા, સ્ટેશન માસ્તર તરીકે નોકરી કરતા અકાળે
સ્વર્ગસ્થ (૫) સ્વ જીવણલાલ ભટ્ટ તેમના મોટા ભાઈ રેલવેમા ગાર્ડ હતા તેમજ ગિરીશભાઈ તેમના બનેવી થતા હતા તે નાતે મંડળમા જો
ડાએલા (૬) શ્રી મસ્તરામ (માણેકલાલ) પંડ્યા એકંદરે મંડળના કેન્દ્ર સમા, સસ્કારપ્રેમી સહૃદય મિત્ર, ગાન, અભિનય, ગીતલેખન,
નાટક વગેરેના રસિયા (૭) રતિલાલ નાનાસાહેબના શાળામિત્ર **જમીન પરનું બાળમંડળ** (૧) મનુ મહેતા તેના પિતાશ્રી ચુનીભાઈ
મહેતા એક ઉત્તમ ગુજરાતી શિક્ષક હતા, શ્રીમત્નથુરામ શર્માજીના ચુસ્ત અનુયાયી હતા, તેમના મોટા પુત્ર લક્ષ્મીશંકર (લખુભાઇ) પોપટભાઈની
સાથે ભણતા, તેની આગળીએ મનુ મહેતા અહીં ભળી ગયા (૨) ઇચ્છુ ભટ્ટ પમુભાઈના નાના ભાઈ અમે તેને 'ઈસુ' કહેતા, અકાળે સ્વ
ર્ગસ્થ (૩) ફરામ નાદીરશાહનો ત્રીજો પુત્ર (૪) લાલ (ચુનીલાલ વનમાળી ભટ્ટ) મસ્તરામના માશીના પુત્ર, પાચ ભાઇઓમા મોટા, અકાળે
માતાવિહીન થતા શિક્ષણ માટે ભાવનગર રહેલા, મધુર વહાલસોયો હસમુખો ચહેરો, દક્ષિણામૂર્તિમા તાલીમ, મૅટ્રિક ન થવાયું, મુંબાઈ જઈ
સ્વ હાજીમહમ્મદના 'વીસમી સદી' માસિકમા જોડાયા, શેઠ રતનસી મોરારજીના સેક્રેટરી થયા, પુત્રપરિવારે સુખી, તેમના સુપુત્રી ભદ્રા અને
કવિ પ્રદીપ દપતી બન્યા છે થોડા સમય પર ગુજરી ગયા (૫) કુબેરદાસ નાનાસાહેબના શાળામિત્ર, હાલ વલસાડમા 'અતુલ'મા પ્લાનમેકર
(૬) રામુ ઠક્કર સ્વ કપિલભાઈ ઠક્કરના નાના ભાઈ, નાના સાહેબના શાળામિત્ર, તેમના પિતાશ્રી પરમાનદભાઈ ઠક્કર તે ઠક્કરબાપાના સગા
ભાઈ અને સનાતન ધર્મ સ્કૂલના હેડમાસ્તર, રામુ ઠક્કર પ્રસિદ્ધ પત્રકાર અને લેખક છે આ મડળમા તેની ગાનશક્તિએ ખેંચી આણ્યા હતા.

કસરત કરતા હોય તેમ, જમણી બાજુ ફરી હાથ ઊંચા કરે, બીજી લીટી વખતે ડાબી બાજુ ફરી હાથ ઊંચા કરે! અભિનયની ઝીણવટની કંઈ જરૂર નહોતી, પાઠ કડકડાટ આવડવો જોઈએ! સંસ્કૃતમાં વેણીસંહારમાંની કર્ણની ઉક્તિ–

सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहम्।
दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्॥

[સૂત કે સૂતનો પુત્ર, ગમે તે હું ભલે રહ્યો;
દૈવાધીન કુળે જન્મ, છે મારે વશ પૌરુષ ]

મારે બોલવાની હતી

અંગ્રેજીમાં પિંઝારોનો એક સંવાદ, જેમાં 'Soldier, hast thou a wife? hast thou children?' વગેરે વાક્યોથી એક પાત્ર ચોકીદારને નરમ પાડી મિત્રને નસાડે છે તે પ્રસંગ હતો. 'ખૂને નાહક' (હૅમ્લેટ)ના નાટકમાંથી લીધેલો એક ઉર્દૂ ફકરો મસ્તરામ અને નાનાસાહેબે દેવમહારાજ પાસેથી તૈયાર કર્યો, કેમ કે ઉર્દૂ બાનીની લિજ્જત પર દેવમહારાજ આફરીન હતા. બીજા ઘણા નાનેરા મિત્રો– ચૂનીલાલ ભટ્ટ, નાનાસાહેબના સરસ ગીત ગાતા શાળામિત્ર રામુ ઠક્કર, કુબેરદાસ, મનુ મહેતા વગેરેને જુદાજુદા પાઠોમાં લીધા હતા.

પેટી હાર્મોનિયમ અને તબલાનું કામ આપનારા મુરબ્બીઓ સ્ટેશન-સ્ટાફમાંથી મળી ગયા. દેવમહારાજના ભાઈ નાનુભાઈ દવે રેલવે સિગ્નલર હતા, પણ તબલાંની તાલીમમાં એક્કા. કલ્યાણજી તેમના સાથી સિગ્નલર અને મિત્ર. આ બંને દેવમહારાજની કથામાં હંમેશના સાજિંદા. તેમણે અમારા ગૅધરિંગની સંગીતની તાલીમ સંભાળી લીધી.

રોજ સાંજે ખૂબ રિહર્સલો કરી, એક વડીલને પ્રૉમ્પ્ટર બનાવી પડદા પાછળ રાખ્યા. ભૂલી જવાય ત્યારે પાછળ કાન માંડી બોલ સાંભળી લઈ આગળ ચલાવવું એવી સૂચના અપાઈ.

મોટાભાઈ અને નાનાભાઈ બંને વડીલોએ રિહર્સલ જોઈ પ્રસન્નતા બતાવી. અને કેટલાક નગરજનોને બતાવવા દિવસ ઠરાવ્યો. કોઈને સૂઝ્યું કે પટ્ટણી સાહેબ જોવા આવે તો કેવું સારું થાય! એ વખતે ભાવનગરમાં પ્રભાશંકર પટ્ટણી એક લોકપ્રિય પાત્ર બની ગયા હતા. મોટાભાઈ અને નાનાભાઈ તો અમને લાડ લડાવતા જ હતા, એટલે તુરત તે વાત તેમણે ઉપાડી લીધી, અને એક આમંત્રણ લઈ તેમને બંગલે જઈ આવ્યા. ને જણાવ્યું કે પટ્ટણી સાહેબ આવશે. અરે, રંગ છે આપણી મંડળીને! સૌ ખુશીમાં આવી ગયા. અમને તાન ચડ્યું.

મોરચલ ગૅધરિંગનો દિવસ આવ્યો. અમારા ઉત્સવ માટે અમે મોટાભાઈની લલ્લામસુધી બાજુની દરબારી ધર્મશાળાનો મેડી પરનો મોટો હૉલ મેળવ્યો હતો. ત્યાં ગૅલવેના ૨૬ થએલા ટાઇમટેબલો લાવી મેં એક-બે મોટા પોસ્ટર જેવડાં ચિત્રો કરી રાખ્યાં હતાં તે ભીંતો પર લગાવ્યાં. તેમાં રવિવર્મા પરથી કરેલું બાલકૃષ્ણનું નાગદમનનું ચિત્ર પણ હતું. એક ખૂણામાં સ્ત્રીમંડળને બેસવાની ગોઠવણ હતી. ગણ્યાગાંઠ્યા માણસોનું પ્રેક્ષકમંડળ હતું, પણ અમને ભાવનગર આખું બેઠેલું લાગ્યું! ગૅધ

રિંગના દિવસે એકેએક જણ સમયસર હાજર હતું. પટણી સાહેબ વખતસર આવ્યા.



પટણીસાહેબે વ્યાખ્યાનમાં પ્રેરક શબ્દો કહ્યા.

અમારો પ્રોગ્રામ શરૂ થયો. હું અને મસ્તરામ પહેલા આગળ આવ્યા. પછી તો શું ? દરેકને પોતાનો પાઠ કેવો જશે તેની પડી હતી. બધું પૂરું થતાં પટણી સાહેબે કોઈની વિનતિ પરથી બાળકોને ઉત્સાહ આપતું ભાષણ કર્યું. તેમાં મારી ચીતરેલી બાલમુકુન્દ કૃષ્ણની છબી જોઈને કંઈક બોલ્યા હતા ને તે પર મસ્તરામે મને અભિનંદન આપ્યાં હતાં.

સોશ્યલ ગૅધરિંગનો લહાવો પૂરો આપતાં હોય તેમ, મોડી રાતે મસ્તરામનાં માતુશ્રી ત્રિવેણીબાએ બધાને કંઈક સારું જમાડયું.

બે-પાંચ દિવસ પછી અમને થયું કે આ પ્રસંગની સરસ યાદગીરી રહે તે માટે તેમાં જોડાએલાં બધાં પાત્રોનો એક સાથે ગ્રૂપ-ફોટો પડાવવો. પરિણામે આજથી પંચાવન વર્ષ પહેલાની એ પેઢીનો ફોટોગ્રાફ આજે જોવા મળે છે. (પૃ. ૨૫૮–૫૯)

## ૫૨ નાનાભાઈ પાસે વિદ્યાર્થીઓ તરીકે

મૅટ્રિકની બીજી ટર્મ શરૂ થતાં જ મેં ખૂબ મહેનત કરવા માંડી. મસ્તરામ, ગિરીશભાઈ અને હું સંસ્કૃતમાં કાચા હતા. તે માટે મોટાભાઈ (હરગોવિંદભાઈ)એ નાનાભાઈ (નૃસિંહપ્રસાદ) ભટ્ટને ભલામણ કરીને અમને કહ્યું કે અમારે દર શનિ-રવિ બપોરે કલ્યાણ ભટ્ટની શેરીમાં તેમના ઘેર જવું. નાનાભાઈ કૉલેજમાં ઇતિહાસના પ્રોફેસર હતા, પણ શ્રી નથુરામ શર્માના શિષ્ય તરીકે અમારા આત્મીય જેવા હતા. વળી કથાવાર્તા કહેવાની પરિપાટી તેમના કુટુંબમાં હતી એટલે શીખવવામાં સરળતા ને રસ પડશે એ વિચારે અમને પણ આનંદ થયો. ત્યારે તેમના ગૃહસંસારની રીત પણ અમને જોવા મળી.

તેમનાં બીજી વારનાં પત્ની અરવિંદાબહેનનું વય નાનું હતું, પણ નાનાભાઈનાં ઓરમાન માતુશ્રી અને નાનાભાઈથી નાના તેમના પુત્ર વામનભાઈ તેમની સાથે જ રહેતા. એ આખી શેરી પ્રશ્નોરા કુટુંબોની જ હતી અને અંદર અંદર સંબંધોની આંટીઓ પણ ખૂબ હતી, એટલે વડીલોના ચીલા દૃઢપણે પળાતા. વળી તેમાંના ઘણા શ્રી નથુરામ શર્માના અનુયાયી થયા હતા.

નાનાભાઈના ખંડમાં એક બાજુ પાટલા પર નથુરામ શર્માજીની છબિ, માળા, ગીતા અને સામે સંધ્યા કરવાનું આસન નજરે પડતાં. તે ઉપરાંત અભ્યાસ કરવાની જગ્યા એક બારી પાસે હતી. ત્યાં પણ ગાદી પર ઊનની કામળી અને નીચા મેજ પર પુસ્તકો, કાગળો, ખડિયો-કલમ, પેન્સિલ વગેરે આશ્રમ જેવી સુઘડતાથી ગોઠવેલાં રહેતાં. ત્યાંના અભ્યાસમાં પડોશમાં જ રહેતા લાભભાઈ ભટ્ટ પણ ભળ્યા. તેમના



નાનાભાઈની બેઠકમાં

પિતાશ્રી મુંબાઈમાં દાક્તર હતા, પણ તબિયત બગડતાં એ વ્યવસાય છોડી આવ્યા હતા, તેથી મૅટ્રિકમાં પહોંચેલા લાભભાઈનું પહેલું વર્ષ બગડ્યું હતું અને ભાવનગરમાં અમારી સાથે ભળ્યા હતા. તે કસરતના ખૂબ શૉખીન હતા તેમજ મુંબાઈના અભ્યાસથી તેમનું અંગ્રેજીનું જ્ઞાન ચડિયાતું હતું. મોટા દેશભક્તોના અંગ્રેજી ફકરા તે જુસ્સાથી મુખપાઠે બોલી જતા. કાવ્યો ને ગીતાનો પણ એમને શૉખ હતો, અને વિનોદી તો ભારે. એમના નિયમિત કસરતના શૉખે મને આકર્ષ્યો અને અમે બનેએ રોજ સાંજે શાળાની કસરત વેળા અરધો-પોણો કલાક નિયમિત વ્યાયામ કરવાનું ઠરાવ્યું.

નાનાભાઈનાં પત્ની અરવિંદાબહેન વયે નાનાં હતાં, ને તેમના પિતાશ્રી શિક્ષક હતા તેથી તે શાળાનું ગુજરાતી ભણતર પામ્યાં હતાં. નાનાભાઈ પાસેના એ અભ્યાસ દરમ્યાન એમણે શ્રી અરવિંદાબહેનની ઇચ્છા વ્યક્ત કરી કે ઘરની ઓસરીમાં, દાદર પર ચડતાં, ભીંત પર મહાત્માજીની છબિ મારે ચીતરી આપવી. મેં ઘણી ખુશીથી તે કામ કરી નાનાભાઈને પ્રસન્ન કર્યા. તે છબિની સામે હાર લઈને ઊભેલાં અરવિંદાબહેનને પણ ચીતર્યાં. ખબર નથી, એ ચિત્ર ત્યાં જળવાયું હશે કે નહિ.



મહાત્માજીની છબીની સામે હાર લઈને ઊભેલાં અરવિંદાબહેનને પણ ચીતર્યાં.

## ૫૩ ત્રિભુવન પટેલ

ગિરીશભાઈ ભટ્ટે મૅટ્રિકનું પહેલું સત્ર સાથે જ પૂરું કર્યું હતું. તેમનુ વાચન અને કાવ્યપ્રેમ તે વખતે પણ ઉચ્ચ કક્ષાનાં હતાં; પણ બીજી ટર્મમાં તેમના પિતાશ્રી મયારામ ભટ્ટ (જે જૂનાગઢ રાજ્યમાં કુતિયાણામાં વકીલ હતા)ને પાર્શનો ઉપદ્રવ થતાં ભાવનગર આવી ઘણો વખત હરિપનાલમાં રહ્યા હતા. (તેઓ મૂળ વળાના, પણ ગિરીશભાઈના અભ્યાસ ખાતર ભાવનગરમાં ઘર ભાડે રાખ્યું હતું ) તેમની શુશ્રૂષા માટે ગિરીશભાઇને હરિપતાલમા રહેવું પડતુ. તેમની સાથે તેમનાં બહેન તથા તેમનાં સુશીલ પત્નીએ પણ પિતાની અખંડ સેવાચાકરી કરી છેવટે થાકીને ઘેર લાવી ખાટલે ઉપચારો ચાલુ રાખ્યા. આથી તેમનો મૅટ્રિકનો અભ્યાસ પડ્યો. અમારા મંડળીમા પણ તે ભાગ્યે જ આવી શકતા, પણ અમે વખતોવખત તેમના પિતાશ્રીની ખબર પૂછવા જતા. બીજી તરફ મારા જૂના આપ્ત મિત્રોમાથી ભાઈ ત્ર્યંબકને ક્ષયની બીમારી જણાઈ અને તે પણ ઘર આગળ બિછાને પડ્યો. ગિરીશભાઇએ તેના છેવટના દિવસોમાં તેનો ઘણો સમાગમ સાધ્યો હતો. અમને મૅટ્રિકની તાલાવેલી લાગી હતી એટલે બગલાના મેળાપો પણ ઓછા થતા.

મસ્તાગમ પહેલે વર્ષે મૅટ્રિકના અભ્યાસમાં લહેર અને આરામ ભોગવતા. મારું તો બીજું વર્ષ હોઈ માથે પરીક્ષાની તલવાર ઝઝૂમતી, એટલે ઉત્સાહી અભ્યાસી-

ઓને શોધી તેમની સાથે મારા કાચા વિષયો પાકા કરતો. ચિત્રકામ ટૂંકું કરી નાખ્યું હતું; છતા સમયસમય પર શહેરના ધંધાદારી ચિત્રકારો અને ખાનગી શોખ કરતા અભ્યાસીઓને મળવાની તક ચૂકતો નહિ. એવામાં ધંધાદારી ચિત્રકારોમાંથી વાત મળી કે વડોદરાના કળાભવનમા થર્ડ ગ્રેઈડ પાસ થએલો એક કણબીનો છોકરો રોજંદારી ચિત્રોમાં સારો હાથ બતાવે છે. તેના પિતા વડોદરામા કૉન્ટ્રૅક્ટર હતા. છોકરો શાળામા ત્રણ ચાર ચોપડીઓથી આગળ જઈ શક્યો નહિ એટલે કળાભવનમા મૂકેલો. તે સરસ નકલો કરી શકતો. હાથમાં સફાઈ અને ચોકસાઈ હતી. ડ્રૉઇંગમાસ્તર ભગવાનજીભાઈના નવા વિદ્યાર્થીઓમાં એક માણેકલાલ શુક્લ હતા તેમણે મને આ સમાચાર આપ્યા અને એક વાર યશોનાથ મંદિરમા તે ભાઈ કામ કરતા હતા તે જોવા લઈ ગયા.

એનું નામ ત્રિભુવન પટેલ પિતા ગુજરી જતાં એને કામધંધો કરવાની ફરજ પડેલી. એના ભાઈઓ કડિયા તરીકે રોજદારીમાં જતા, ત્યા તેમણે જ તેને આ કામે લગાડેલો. સ્વભાવે તે જરા અહભાવી, ધંધાની ઊંચી સપાટીનો ખયાલ નહિ, અને પૈસા મળે એટલે રાજા,–સારા કપડાં અને સારુ ખાવાનો શોખ. સભ્ય વાણી કે સભ્ય વિચાર નહિવત. આ બધુ છતા મને શહેરના ચિત્રકારો કરતાં તેનામા કામની કાબેલિયત ચડિયાતી લાગી, એટલે મેં તેની પ્રગતિ ઉપર નજર રાખવા માડી તે જે કામ કરે તેના ખબર મને માણેકલાલ આપતા, પણ મૅટ્રિકના વાતાવરણમા હું તે વખતે તેનો પરિચય વધારી શક્યો નહિ

## ૫૪ ભાવનગરમાં સંગીત

ભાવનગરની પ્રજામા વિશેષ પ્રકારના શોખ ધરાવનાર વ્યક્તિઓ કે મંડળોના નામ એ સમયે જાણીતા થયા નહોતા. પ્રજામાં હાર્મોનિયમ અને ગ્રામોફોનમા નાટકી ગીતો સાભળવા મળતા. શિષ્ટ સગીત કે લોકસંગીત અથવા ભજનો પ્રતિ આદર જણાતો નહોતો. મુત્સદ્દીઓ અને ભણેલાઓ સંગીતને ફુરસદવાળાઓનો નકામો વ્યાસગ માનતા કોઈ ઠેકાણે મોટા સમારોહના આરભે સગીતને નામે ગીત ગાનારી બાળાઓની પાછળ હાર્મોનિયમ માસ્તરનો સૂર ગીત ઉપાડી લે એટલે નભી જતું

શહેરના આવા બેચાર હાર્મોનિયમ માસ્તરો પૈકી રતિશકર અને રવિશકર નામના બે ભાઈઓ ખૂબ જાણીતા હતા. બંને દેખાવમા સરખા અને હસમુખા સ્વભાવના આટીદાર ઝાલાવાડી ફેંટા બાધતા. ગાય ત્યારે હાર્મોનિયમના સૂર સાથે મેળવી દેતા બને મુબાઈની નાટક કપનીમા તૈયાર થએલા. શેક્સપીઅરના નાટક 'કૉમેડી ઑવ એરર્સ'માં નાનપણથી જુદા પડી ગએલા એકસરખી શકલના બે જોડિયા ભાઈઓ યુવાનીમા કોઈ શહેરમા એકઠા થઈ જતાં એમની સમરૂપતાથી એમના સસારમા ઊપજતી રમૂજી ઘટનાઓનુ નિરૂપણ છે એ પરથી ગુજરાતીમા ઊતરેલા નાટક 'ભૂલભુલૈયા'મા આ બને ભાઈઓ પાઠ ભજવતા.

એ બે ભાઈઓ સિવાય તો વરઘોડામા મીઠુ માસ્તરનુ બૅન્ડ નાટકોના જે પ્રચલિત ગીતો વગાડતુ તે અમે સમજી લેતા. એમા મુંબાઈ ગુજરાતી કપનીના

'સૌભાગ્ય સુંદરી' જેવાં નાટકોનાં 'ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ રે' અથવા 'મારા તનમાં મનમાં, ભર્યો છે ઠર્યો છે' વગેરે જેવાં ગાયનો હોય.

## ૫૫ ઉસ્તાદ રહીમખાન

દક્ષિણીના ડહેલામાં કેશવરાવ કાકાના પડોશમાં રહેવાથી સિતારની મોહિની મને લાગેલી, તે મારા મોટા ભાઈના મિત્ર મણિભાઈએ વધુ ઉત્તેજિત કરેલી. મારાં માતાપિતા નાસિક હોઈ મણિભાઈ તેમનો સિતાર અમારે ત્યાં જ રાખતા અને રાતના વર્ગોમાંથી છૂટીને આવે ત્યારે કોઈકોઈ ગીતો સંભળાવતા. એમની પાસેથી મેં મહારાજા સાહેબના જે સંગીતકારોનાં નામ સાંભળેલાં તેમાં બીન-વાદક ઉસ્તાદ રહીમખાનની પ્રશસ્તિ તે એટલી બધી કરતા કે આ 'બીન' વાજિંત્ર કેવું હશે ને તેની મજા કેવી હશે તે જાણવાની ઇંતેજારી મનમાં રહેતી.

એ તો કહેતા કે રહીમખાન જેવા બીન-વાદક હિંદુસ્તાનભરમાં બેત્રણ જણ જ છે. મહારાજા સાહેબ તેને દરમાયો આપે છે, છતાં તે 'નોકર' નથી. મોટા સમુદાયમાં તો તે આવે ય નહિ. મહારાજા સાહેબ પોતે નિરાંતમાં હોય અથવા કોઈ ખાસ મહેમાનો હોય ત્યારે જ એમને બોલાવે અને એકચિત્તે એમનું બીન સાંભળે. રહીમખાનનો મિજાજ પણ એવો, કે ભલભલાને ના કહી દે! ગરીબીમાં પણ તે બાદશાહી મસ્તી રાખતા.

કવિ 'કલાપી'એ 'વીણાનો મૃગ' નામે કાવ્ય લખતાં 'બીન' શબ્દ વાપર્યો છે. બીન તે જ વીણા હોય, તો સિતાર બીન અને વીણાના સંગીતમાં શી નવીનતા કે સુરાવટની લહેર હશે તે મારી કલ્પનામાં આવતું નહોતું. બંગલાના મિત્રમંડળમાં મેં રહીમખાનની આ બધી તારીફ ચલાવી, ને વાત છેક મોટાભાઈ (હરગોવિંદભાઈ) સુધી પહોંચી. રહીમખાન કોઈ વાર સ્ટેશનમાં આવે ત્યારે સ્ટેશન-વડા મોટાભાઈ તેમને આદરથી ઑફિસમાં બેસાડે. તે વખતે દેવમહારાજ પણ પોતાના સિગ્નલર ભાઈ પાસે આવ્યા હોય તો તેના પણ અનુરાગી મોટાભાઈ એમને ય ઑફિસમાં જ બેસાડતા અને ત્યાં સંગીત, ગવૈયાઓ, ઉસ્તાદો વગેરેની વાતો ચાલતી. વળી ખાંસાહેબ અને દેવમહારાજની તો પાકી દોસ્તી, એટલે મોટાભાઈએ અમારી બીન સાંભળવાની તાલાવેલી દેવમહારાજ મારફતે રહીમખાન પાસે મૂકી. 'અરે ઇસમે ક્યા માસ્તર સાહબ! આપકા તો મૈં બંદા હૂં. ચાહે ઉસ વક્ત ગરીબકા ઘર રોશન કરો.'

અમને સંદેશો પહોંચી ગયો. એક રાત્રે મસ્તરામે મને બોલાવ્યો. દેવમહારાજ પણ હાજર થઈ ગયા હતા. મોટાભાઈ સ્ટેશનનું કામ પતાવી ઘેર આવી સંધ્યા તથા રાત્રીનું ભોજન પતાવી અમારી સાથે તૈયાર થઈ ગયા, અને અમારું હાલરું પહોંચ્યું સ્મશાનને રસ્તે એક ખંડેર જેવા મકાનમાં. ત્યારે લગભગ નવ વાગ્યા હતા.

દેવમહારાજે ઉસ્તાદજીને સાદર વંદન કર્યાં, તે સાથે અમે સૌ પણ વિનયપૂર્વક નમ્યા. મોટાભાઈની હાજરીથી ઉસ્તાદજી ખૂબ જ ખુશ થયા જણાયા. 'આજ મેરે ઘરમેં રોશની હુઈ, માસ્તર સા'બ! ફરમાઈએ ક્યા ખિદમત ગુઝારું?'

'ઉસ્તાદજી આપ તો હિંદના ઉસ્તાદ છો, નૂર છો. રાજા-મહારાજા હોય તે ફરમાવે; હું તો આ બાળકોની આપનું બીન સાંભળવાની ઇચ્છા પૂરી કરો એટલી

વિનંતી કરું છું.' આ સાંભળી બુઢ્ઢા મિયાં દાઢી પસવારતાં હસી પડ્યા. હોઠ બાજુ પર મૂકી દીધો: 'છોકરા! જરા અપના બીન હાજર કર દે.'



ઉસ્તાદ રહીમખાન

અમે બીન પહેલી જ વાર જોયું. સિતારથી મોટું. બે બાજુ તુંબડાંથી જમીન પર સમતોલ રહે. પ્યારા બાળકને ઊંચકે એવી મમતાથી ખાંસાહેબે તેને ઉપાડી ધીરે તાર ઝણકાર્યો. ખીલા ખેંચી મેળ કર્યો ને હળવેથી ડાબા ખભા પર મૂક્યું.

સ્વરોનું અનુરણન શરૂ થયું. અદૃશ્ય સરનો હવામાં ઘુમરીઓ લેતાં હોય તેવું લાગ્યું. અમે ધરતી પરથી ઊંચકાયા. ઘેરા નાદ-ગુંજનોમાંથી અંતરિક્ષના શિખરે-શિખરે કૂદકા માર્યા. હવાની લહરોમાં તર્યા. એક કલાકે આ સમાધિમાંથી જાગૃત થયા.

માલકૌંસ, બાગેશ્વરી અને છેવટ ભૈરવી સૂરોની મીઠાશના રેલાએ, મઘમઘતાં ફૂલોની વાડીઓ, સુમધુર સૌરભ પસારતી ગંધર્વકન્યાઓ અને ભરપૂર યૌવનની મસ્તી ધરાવતા કિન્નરોની કલ્પનાઓ ખાંસાહેબ મનમાં સાક્ષાત્ કરાવી આપી.

ખરેખર, આ સંગીતસમ્રાટ પાસે જે કલાસમૃદ્ધિ હતી તેની આગળ હાથી, ઘોડા, વાહનો અને આદીનકિયાની શ્રીમંતાઈ તુચ્છ લાગી. એની કળાને આવરી લેવાનું જ્ઞાન કે ભાષા અમારી પાસે નહોતાં. જીવનની અન્ય સિદ્ધિઓની ક્ષુલ્લકતા અને લોકકીર્તિની પોકળ વિરક્તિ અનુભવતા અમે રાત્રે એક વાગ્યે ઘેર ગયા. હવે મને પ્રતીતિ થઈ કે ભાવનગરના મહારાજાનો સંગીત-શૉખ કેટલો તીવ્ર હશે કે ભદ્ર સમાજમાં સંગીતના નામે જ્યારે સૂગ હતી તેવા કાળમાં આવા કલાધરોને તેમણે ભાવનગરમાં વસાવ્યા હતા.

## ૫૬ મહારાજાનો સંગીત-શૉખ

મારા મોટા ભાઈ રતિભાઈના મિત્ર મણિભાઈ જોષી અત્યંત ગરીબ અવસ્થામાં અભ્યાસ કરી મૅટ્રિક સુધી પહોંચ્યા હતા. અને એ વખતે સ્પીસી બૅંકમાં વગર પગારે જોડાયા હતા. તે રાજ્યના ઉસ્તાદ પાસે સિતાર-વાદન શીખ્યા હતા, તેમની પાસેથી મહારાજા સાહેબના સંગીત-પ્રેમ અને સાધનાની જે થોડી માહિતી મેં મેળવી તેમાંથી તેમની આખી સંગીત-મંડળી અને તેની સાધના વિશે જાણવા મળે છે.'



શ્રી મણિભાઈ જોષી

મહારાજા ભાવસિંહજીનો એ સમય પ્રજામાં ઘણી વાતો મૂકી ગયો છે. છપ્પનિયો દુકાળ પડ્યો ત્યારે રાજ્યની પણ ઘણી કફોડી સ્થિતિ હતી. બહારથી નાણાં મેળવીને રાજ્યમાં રાહતકાર્યો ચાલુ કરવાં પડ્યાં હતાં અને દરબારી કોઠારેથી કેંકને સીધાંનો ધર્માદો અપાતો તે બંધ કરવો પડ્યો હતો. તેમાં મણિભાઈના મોટા ભાઈનું સીધું પણ બંધ થએલું ને તે માટે કરેલી અરજીઓ વ્યર્થ ગએલી. આથી તેમણે જેલના રસ્તે, જ્યાંથી મહારાજા સાહેબની ગાડી રોજ પસાર થતી ત્યાં, નજરે પડે એમ એક ઝાડ નીચે બેસી રોજ પાર્થિવેશ્વર-પૂજા કરવા માંડી. (પાર્થિવેશ્વર એટલે રોજ માટીના નવા મહાદેવ બનાવી તેની પૂજા કરવી તે.) દેશમાંથી આવેલા નાનાભાઈ મણિશંકરને અને પોતાના પુત્રને પણ સાથે રાખતા. એ બંને સમાન વયના હતા.





મહારાજાએ પોતાની ગાડી થોભાવી

આમ રોજ તેમને પૂજા કરતા જોઈ મહારાજાએ એક વાર પોતાની ગાડી થોભાવી. મહારાજા પોતે ખુલ્લી ગાડી હાંકતા ને કોચમૅન પાછળ બેસતો. સવારીના પ્રસંગ સિવાય મહારાજા બીજી ગાડીમા ભાગ્યે જ દેખાતા. મહારાજાએ તેમને પૂછ્યું: 'અહીં કેમ રોજ બેસો છો?'

જવાબમાં તુરત તે બોલ્યા: 'હજૂર, અમારાં સીધાં બંધ થયાં છે.'

'બધાના બંધ થયાં તેમ તમારાં થયાં.' મહારાજા કડક વાતો માટે જાણીતા હતા. પણ પછી બોલ્યા: 'વિચાર કરીશુ. આ છોકરા શુ કરે છે? ભણે છે?'

'જી, હા.'

'તેઓ સંગીત શીખશે તો હું મદદ કરીશ.'

બ્રાહ્મણ યુવાનો કબૂલ થયા. તે પછી તેમને ઉસ્તાદ હબીમખા અને મુનીરખાન, જે મામાના કોઠા આગળ રહેતાં તેમની પાસે સિતાર શીખવા મૂક્યા. મહારાજાએ હુકમ કરેલો કે એમને ૭ મહિનામાં સિતાર વગાડતાં શીખવી દેવુ. દોઢેક મહિના થયા એટલે નીલમબાગમાં ગાયનવાદન માટે જે અલાયદો બંગલો હતો ત્યાં બોલાવી તેમનો સિતાર સાંભળ્યો; અને 'સાથે ગાવાનુ પણ શીખવવામાં આવે છે'

એમ ઉસ્તાદજીએ કહ્યું એટલે પોતે હાર્મોનિયમ પર બેઠા અને 'સંગીતમાળા'નાં એક-બે ગાયન ગવડાવ્યાં. તે સાંભળીને પ્રસન્ન થયા એટલે ઉસ્તાદે કહ્યું: 'હજૂર, આ છોકરા બહુ ગરીબ છે અને ભણે છે; મદદને પાત્ર છે.' એટલે મહારાજાએ દરેકને બબ્બે રૂપિયા સ્કૉલરશિપનો હુકમ કર્યો. (એ કાળે બાર આને મણ બાજરી મળતી.) પછી તો વરસાદ પણ સારો થયો ને વડીલનાં સીધાં પણ ચાલુ થયાં.

## ૫૭ સંગીતકારોનું મંડળ

મહારાજા સાહેબે સંગીતની બેઠક માટે નીલમબાગમાં જે અલાયદો બંગલો રાખ્યો હતો તેને પિત્તળનો કઠેડો હતો એટલે તે 'પિત્તળિયો બંગલો' કહેવાતો. ત્યાં સવાર-સાંજ ગવૈયા-બજવૈયા હાજર થતા. મહારાજા સાંજે ફરીને આવે તે પહેલાં, જે સૂરમાં હમેશાં ગવાતું હોય તે પ્રમાણે હાર્મોનિયમનો સૂર રાખી સિતાર, દિલરુબા, વાયોલીન, તબલાં વગેરેનો મેળ કરી રાખવામાં આવતો. બંગલાની પરસાળમાં મહારાજા સાહેબ હિંડોળા પર બેસે. પ્રથમ નવા શાગિર્દનું સંગીત થયા પછી બધા ગાયકો શરૂઆતમાં મંદ ગતિથી સંગાથમાં ગાય અને પછી ગાયનની લેઠ વધારતા જાય. ખરી મઝા આવે ત્યારે તો આનંદના અતિરેકમાં ડોકું ડોલાવી મહારાજા પોતે પણ ગાવા માંડતા એ નજરોનજર જોયાનું મણિભાઈનું કહેવું છે.

વગાડવાનાં વાજિંત્રો ઉપરાંત, સાલેમ અલી નામે એક અરબ જમાદાર, જે મહારાજા સાહેબનો હિંડોળો ધીમેધીમે ઝુલાવતો તે, પોતાની પાસે પોલાદના સળિયાનો ત્રિકોણ હાથમાં રાખીને તેને બીજા સળિયાથી તાલ આપતો જતો. મહારાજાના સંગીત-શોખને કારણે ઘણા સારા પીઢ ગવૈયાઓને ખાનગી ખાતેથી આશ્રય મળતો.

ગાયકોમાં ડાહ્યાલાલ નાયક, દલસુખરામ નાયક, રામલાલ ગવૈયા, વિઠ્ઠલદાસ નાયક વગેરે હતા. તેમાં સૂરજરામ નાયક તો વ્રજભાષામાં પદો પણ રચતા. તેમને અમરકોષ આખો મોઢે હતો. મહારાજા તખ્તસિંહના વખતમાં સવારે તેના પિતા રામાયણની ચોપાઈઓ ગાઈને તેમને જગાડતા. સ્વરોદયનું જ્ઞાન તેમને સારું હતું અને પોતાનું મૃત્યુ અગાઉથી કહી શક્યા હતા. વળી એક મગનલાલ કાછિયા તેમજ વડોદરાના એક કેશવલાલ ઉપરાંત ખોજા મૂસાભાઈ, મણિલાલ નાયક, હીરાલાલ ને ભીમજીભાઈ ઘડિયાળી હાર્મોનિયમ બજાવતા. નંદરામ તબલાં બજાવતા. એક વાયોલીન બજાવનાર, બે સિતાર બજાવનાર અને એક દિલરુબા બજાવનાર હતા. આ ઉપરાંત મશહૂર બીન બજાવનાર રહીમખાં, ગાયિકા શ્રીમતી ચંદ્રપ્રભા તથા બીજી બે નાયિકાઓ પણ હતી. આ પાછળની વ્યક્તિઓની હાજરી હમેશાં નહિ, પણ ખાસ કચેરી કે ગાર્ડન-પાર્ટી વખતે જ જોવામાં આવતી.

## ૫૮ સંગીત-પ્રકાશનો

આ ગાયકવૃંદના સહકારથી મહારાજા સાહેબે 'સંગીતમાળા'ના ચાર ગુચ્છ, 'સંગીત નીતિવિનોદ', 'સંગીત બાલોપદેશ', 'હૉરેશિયસ', 'ઇલિયડ'ના ૭ ભાગ વગેરે પુસ્તકો સરગમનાં નોટેશન સાથે R. B. T. (રાઓલભાવસિંહજી તખ્તસિંહજી) નામથી પ્રસિદ્ધ કરેલાં, જેનાં ચિત્રો ઇંગ્લંડમાં ચીતરાવી ત્યાં જ છપાવેલાં.

અતિ ઉચ્ચ પ્રકારની છપાઈ ને શોભાવાળાં એ પુસ્તકો સંગીત-પ્રેમીઓને ભેટ મળતાં.

આ પુસ્તકનાં ગાયનોની પદરચના પ્રસિદ્ધ સાક્ષર શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ 'કાન્ત' કરતા. રોજ સવારે હજૂરશ્રી કચેરીના કાગળો પર સહીઓ કરીને સાડા દસ વાગ્યે પાછા વળતાં પોતાની બગી કવિ 'કાન્ત'ના ઘર આગળથી લેતા અને ત્યાંથી તેમને સાથે લઈ, દરબારી છાપખાના પરથી પ્રેસ મૅનેજર શ્રી ફરામજી કોચબિલ્ડરને પણ સાથે ઉપાડતા. ડાહ્યાલાલ નાયક ને દલસુખરામ નાયકને પણ બોલાવતા.

સંગીત-બંગલા પર સૌ એકઠા થાય ત્યારે પોતાને જે કંઈ નવું સૂઝ્યું હોય તો તેની કલ્પના આપે, (દા૦ ત૦ પિતા પુત્રને ઉપદેશ આપે છે) એટલે ડાહ્યાભાઈ તેના પર સંગીતના સૂરો બાંધે; અને તેને બરોબર ગાઈ વગાડે, એટલે દલસુખરામ નાયક તેની 'સરગમ' બાંધી લે અને પછી 'કાન્ત' તે પ્રમાણે પદરચના કરી આપે. કોચબિલ્ડર આ બધાં નોટેશનો માટેનાં બીબાંની રચના કરતા અને તેને સુંદર છપાઈ તથા બાંધણીનું સ્વરૂપ આપતા. આ ગીતો બૅન્ડ-માસ્તર પિન્ટો દર બુધવારે પીલ-ગાર્ડનના બૅન્ડ-સ્ટૅન્ડ પર રજૂ કરતા.

મહારાજા સાહેબે રાજકોટની રાજકુમાર કૉલેજમાં પ્રિન્સિપલ મૅકનૉટન પાસે અભ્યાસ કરેલો. તે સાહેબનું પ્રિય પુસ્તક 'હૉરેશિયસ' હતું. તેથી પોતાના હાથમાં તાલીમ માટે મુકાએલા રાજકુમારોમાં તેઓ શૌર્યની છાપ પાડવા તેનો ખૂબ પાઠ કરાવતા. તે પરથી મહારાજાએ એ હૉરેશિયસનાં ગીતો સંગીતશ્રેણીમાં રચાવી તે પુસ્તક તેમને અર્પણ કરેલું. હૉરેશિયસે માત્ર બે જ ભેરુઓની મદદથી રોમના દરવાજા પરના પુલને છેડે જઈ ઊભા રહી એકલે હાથે દુશ્મનોને રોકેલા. દરમિયાન રોમનોએ પાછળથી પુલ તોડી નાખ્યો અને રોમનો બચાવ થઈ ગયો. પછી હૉરે-શિયસ અને તેના સાથીઓ ટાઈબર નદીની ખીણમાં કૂદી પડી સલામત રીતે શહેરમાં આવી ગયા. એ કથાનાં ગીતો R. B. T.ના નામે પ્રસિદ્ધ થયાં છે, તેમાં 'કાન્ત'ની શબ્દલીલા વરતાઈ આવે છે. એમાંની 'ઈશ્વરસ્તુતિ'નો નમૂનો :

સકળ નરો, સમય ખરો, સફળ કરો,
પ્રભુને સ્મરો, હૃદય ભરો, એ જ નિરંતર નામ. (ટેક)

## ૫૯ ચારિત્ર્ય-ગૌરવ

ભાવનગરને એ કાળે જેવા રાજાની જરૂર હતી એવા મળી ગયા હતા. રાજ્યને માથે દેવું હતું. કેટલાક હપતા ભરવા પડતા. વ્યાજ પણ ભરવું પડતું. સંવત ૧૯૫૬નો દુકાળ (છપ્પનિયો) ઘા મારી ગએલો, પણ મહારાજા સાહેબે રાજ્યમાં તેમજ ખાનગી ખર્ચમાં કરકસર કરીને એ વસમો વખત કાઢી નાખ્યો.

એ જમાનામાં મોટર તો કોઈએ જોઈ નહોતી. મહારાજા રોજ બે ઘોડાવાળી બગીમાં નીકળતા, ને ચારે તરફ તકેદારી રાખતા. રસ્તા પર કે જાહેરમાં કોઈ બદમાસ કે રંજાડ કરનાર જણાય તો તેનું આવી જ બનતું. ભલભલા અમલદારોને ગુનેગાર જણાતાં રાતોરાત રાજ છોડી જવાનો હુકમ થતો. એક જાલિમ અમલ-દારે કોઈ રંક કન્યાની છેડતી કરી એ જાણ્યું કે તુરત સવારમાં તેના ઘર પર પહેરો

મુકાવી, તટસ્થ પ્રામાણિક ન્યાયાધીશ પાસે તેનો ન્યાય કરાવી ૭ માસની કેદ આપી. એક ગૃહસ્થને અજાણી સ્ત્રી સાથે બંધ પડદાની ગાડીમાં જતા જોયા કે પોતાની ગાડી ઊભી રાખી તપાસ કરી શેઠને નીચે ઉતારી તેની ગાડીને રવાના કરાવી દીધી અને ગાડીમાં કદી ફરવું નહિ એવો હુકમ કર્યો. પોતે દારૂથી તદ્દન મુક્ત હતા અને રાજ્યમાં દારૂબંધી જેવી કડકાઈ હતી. સાધારણમાં સાધારણ માણસ સાથે પણ જાતે વાત કરી ખરી બાતમી મેળવી લેતા. પ્રજાને વિના વિલંબે અદલ ન્યાય મળે તે માટે રાજના દરેક વહીવટ ઉપર જાતે નજર રાખતા, છતાં ક્યાંય ખોટી દખલ ન કરતા.

ગરીબ અને પછાત કોમના શ્રેય માટે તેમને અપાર ઉત્સાહ હતો. પોતાના કોચમૅન ઈબ્રાહીમના પુત્રને સ્કૉલરશિપ આપી બી. એ. સુધી પહોંચાડેલો. ભાવનગરના પ્રસિદ્ધ ક્રિકેટર (મારા વર્ગમિત્ર) અબ્દુલા ગાગનાની એ જ આશ્રયથી વહીવટદારને પદે પહોંચ્યા હતા. જમાદારખાનાના સીદી મુબારકના પુત્રને એમ. બી. બી. એસ. કરી સ્ટેટમાં ડૉક્ટરની નોકરી આપી હતી. મૂળજી આશારામની કંપનીમાં ચિમનલાલ ભોજકનો કંઠ સરસ હતો, તેને નાટક કંપનીમાંથી લાવી પોતાની પાસે રાખી લીધેલા. કંપનીવાળાએ તે માટે મુંબાઈથી નુકસાનીનો કેસ કર્યો, તેનુ સમાધાન કરી લઈ એ ચિમનલાલ ભોજકને અભ્યાસ અર્થે ઈંગ્લંડ મોકલ્યા અને તે બૅરિસ્ટર બનીને આવ્યા ત્યારે વસૂલાતી અધિકારી બનાવ્યા! દેવજીભાઈ નામે ખવાસ જ્ઞાતિના યુવાને ક્રિકેટમા નામ કર્યું, તેને ગ્રૅજ્યુએટ બનાવી જેલરની જગ્યાએ મૂકયા હતા. આ બાબતોની ઉચ્ચ કોમના મુત્સદ્દી વર્ગમાં ખૂબ ટીકા થતી, પણ મહારાજા આગળ કોઈનુ ચાલતુ નહિ.

મહારાજાનુ અંગત ચારિત્ર્ય પણ ઉચ્ચ પ્રકારનું હતું. પહેલાં રાણી નંદકુંવરબાના નિધન પછી ઘણાં વર્ષે બીજું લગ્ન થયું, તે દરમિયાન તેમણે નિષ્કલંક વિશુદ્ધ ચારિત્ર્યનું દૃષ્ટાંત પૂરું પાડયુ હતું. એ વખતે સૌરાષ્ટ્રના ઘણાખરા રાજવીઓ તેમની સલાહ મેળવતા. રાજ્યમાં અંગ્રેજ અધિકારીઓ ન જ હોવા જોઈએ એવો આગ્રહ તે સેવતા. રેલવેખાતાનો વડો અધિકારી અંગ્રેજ જ હોવો જોઈએ એવુ સરકારનું દબાણ થયું ત્યારે અનુકૂળ પ્રકૃતિના મિ. બિશ્પને નીમ્યા હતા. રાજ્યની સ્વાયત્તતા માટે તે ખૂબ જ આગ્રહી હતા.

## ૬૦ મૅટ્રિકની સાધના અને સાથીઓ.

મૅટ્રિકની બીજી ટર્મમાં મેં બધા જ વિષયો પાકા કરી લેવાનો પ્રબળ સંકલ્પ કર્યો હતો. શનિ રવિ કે બીજી રજાઓમાં જે તે વિષયમાં પ્રવીણ મિત્રો અને વડીલોની પાસે જઈ મારી ગૂંચો ઉકેલતો. બંગલાની રોજની મુલાકાતો અટકાવી દીધી. ચિત્રકામ અભરાઈ પર ચડાવી દીધું. સવારના વહેલા ઊઠી પહેલું સંસ્કૃત વાંચી લેતો. જરા મોંસૂઝણું થાય કે ડહેલાના એકાદ મિત્રો સાદ પાડે તેમની સાથે નાહવા-ધોવાના ધોતિયાં લઈ ઊપડતો મોતી તળાવને આરા પર. સ્ટેશનની પાછળ ગઢેચી (ભાવનગર પરા)થી એક વહેળિયું આવતું તેને અંદર તરફ બંધ બાંધી રોકી લઈને આ તળાવ બનાવ્યું હતું. બંધના આરા આગળ પાણી ઊંડુ રહેતું તેમ જ બંધની

પાળના પથ્થરો પર ધોવાની સગવડ હતી. બાકી બધો કાંઠો કાદવવાળો રહેતો. સવારની ટોળીમાં વર્ગમિત્રો ઉપરાંત પડોશના અને મહોલ્લાના બીજા મિત્રો પણ તળાવની પાળે ભેગા થઈ જતા અને તેમાંથી મિત્રસંબંધો થયા હતા. સવાઈલાલ વકીલના પુત્ર ભોગીલાલ અને લીમડીવાળા ભોગીલાલ નાનાલાલ અહીંથી જ આજીવન મિત્રો બન્યા હતા.



ગંગામંદિરના સુરેખ શાંત પ્રતિબિંબનું જે દશ્ય મે ૧૯૦૭માં જોએલું તે હવે ભાવનગરની પ્રજા જોવા પામશે નહિ

આવી જ રીતે સાંજના ફરવા નીકળનારા મિત્રોનું એક જૂથ ગામતળાવની વચ્ચેના ગંગામંદિરમાં આથમણા ચોતરે મળતું. સંધ્યાના રંગો અંધારામાં લોપ પામે ને બીજનો ચંદ્ર તથા શુક્રનો તારો ચમકવા માંડે ત્યારે સૌ પોતપોતાની તરંગમાળાઓ ત્યાં ચગાવતા. આ મંડળીમાં ગજાનન ભટ્ટ અને બળવંત પંડ્યા વગેરે ભેગા થઈ જતા.

### ૬૧ ઘર આગળ

ઘર આગળ તો મોટા ભાઈ અને ભાભીની સંભાળ હતી. નાનુભાઈને બાથી પહેલી જ વાર છૂટો પાડ્યો હતો તેથી સૌ તેને ખૂબ સાચવતા. તેની સાથે દૈબાનો ભાકો (ભાણિયો) મોટો થતો આવતો હતો અને કાકાનો ફીકો પણ એમની જ વયનો હતો. ઘરના આ ત્રણ છોકરાઓને ભણાવવા જુવાન રામશંકર માસ્તર રોજ સવારના હાજર થતા. બહારના ઓટલા પર કે ઓસરીમાં કોથળા પાથરી ત્રણેને પાઠ, દાખલા વગેરે પાકા કરાવતા. ફીકાનુ મન પાઠો સામે ગૂંચવાતું; ભાકાની નજર ડહેલાના સોબતીઓ તરફ રહેતી. ક્યારે માસ્તર ઊઠે ને બહાર દોડી જાઉં એમ તેને થતું. અમારો નાનો ભાઈ (પ્રાણશંકર) બહુ ધ્યાનથી ભણતો, પણ તેના શરીરની કાઠી કોમળ અને નબળી લાગતી એટલે તે રમતગમત વધુ કરે એવુ અમે ઇચ્છતા.

ત્રણે એક જ કુટુંબમાં મોટા થતા હતા ને એક જ નિશાળે જતા હતા, પણ સ્વભાવ, ટેવો અને વલણોમાં ફરક પડતો જતો હતો. ભાંકાને ભાન થતું જતું હતું કે તેના માતા નથી, પિતા પરવા બતાવતા નથી, ને મોસાળમાં પોતે કાયમ રહેવાનો નથી. આ વિચારોએ તેનામા આઝાદ સ્વભાવ અને કોઈને પડકાર કરવાની હિંમત કેળવી હતી. પણ તેના અભ્યાસ ને ઘડતરમા તે ટેવ ઊલટું પરિણામ લાવતી હતી. ફીકાને અને નાનુભાઈને માબાપ અને ભાઈઓનું જૂથ હતું, પણ બંનેનાં માત-

પિતાના સ્વભાવ ને વલણ જુદા હોઈ તેનો ફરક તેમના અરસપરસના વ્યવહારમા પડી જતો હતો. છતા દરેક જણ વડીલોના શાસનને આધીન રહેતો એકબીજાની આતરિક ફરિયાદો આવતી, પણ એમા તો બાલિશતા જ હોય ભાણાએ પોતાના છોકરાઓમા દમ બેસાડચો હતો તેથી બીજા છોકરાઓ સામે ટીકા નાનુને રક્ષણ મળતું આથી તેના એ ગુણથી રીઝેલા ભાઈઓ ઘરમા તેની બહારની વિચિત્રતાઓને છાવરતા છતા ભાકાને નાના મામીના હાથનો પ્રસાદ મળતો

હું મૅટ્રિકના ચોથા મગજમા ખાડવા રોજ વહેલો ઊઠતો તે સાથે જ ભાભી ઊઠતા અને મને વખતસર ગરમ પાણી, દૂધ-ચા જે જોઈએ તે કરી આપતા બજારનુ બધુ કામ મોટા ભાઈ સભાળી લેતા અને ઘરનો હિસાબ રાખતા ભાઈ-ભાભીએ મને કે નાનુભાઈને કદી બા-બાપુની ગેરહાજરી કે ઓશિયાળાપણું જણાવા દીધુ નહિ ભાણાને પણ સાચવી લેવાની તેમની હિંમત અને મનની મોટાઈ દષ્ટાતરૂપ હતી, કારણ કે કાકીએ તો ભાણાની કજિયાખોરીથી હાથ ધોઈ નાખ્યા હતા અને કાકાના હાથ સજાઓ કરતા થાકી ગયા હતા

## ૬૨ મંગળ-મહેલમાં મહાત્માશ્રીનો ચાતુર્માસ

એવામા જાણવા મળ્યું કે આ વરસે મહાત્માશ્રી નથુરામ શર્માએ ચાતુર્માસ નિવાસ માટે ભાવનગર શિષ્ય મડળે કરેલી વિનતિ સ્વીકારી હતી તે પ્રમાણે રૂવાપરી દરવાજે, નાગર જ્ઞાતિએ પોતાના મગળ પ્રસંગોની વ્યવસ્થા માટે બધાવેલા 'મગળ મહેલ'મા તેમનો નિવાસ નક્કી થયો, અને અષાઢી પૂર્ણિમાથી રોજ સવારસાજ તેમના વ્યાખ્યાનોનો સમય જાહેર થયો નિવાસની બધી તૈયારીઓ અગાઉથી થઈ ગઈ હતી કોઠાર, રસોડુ, સ્વાગત વગેરે સભાળનારા પ્રૌઢો નિમાઈ ગયા હતા શ્રી નાના-ભાઈ ભટ્ટે તેમા આગેવાની લીધી હતી મોટાભાઈ હરગોવિંદભાઈ સ્ટેશનની નોકરી પતાવી બધો સમય ત્યા જ આપતા અમારી વિદ્યાર્થીઓની મડળીને મૅટ્રિકના અભ્યાસનો બોજો હોવાથી વિશેષ કામ ન સોપાયુ, પણ રોજ સાજે વ્યાખ્યાનમા આવવુ અને મહાત્માશ્રી નિજમદિરમા જાય ત્યારે પોતાની હાજરી બતાવવા પ્રણામ કરી વિદાય લેવી, એટલો નિયમ કર્યો.

આ સમય સાચવવા હું હમેશા સાજના હાઈસ્કૂલમાથી છૂટતા સીધો મગળ મહેલ પર પહોચી જતો ત્યા વચાય તો નહિ, પણ જે વખત મળે તેનો ઉપયોગ કરી લેવા ડ્રૉઇંગ કાગળોની એક પાકા પૂઠાવાળી ચોપડી મેં જાતે બનાવી અને તેમા નવરા બેઠેલા જે પાનો મળે તેમના ચહેરા આલેખવાનો નિયમ કર્યો આ ચહેરા પડાવનારા ઘણાને હું ખેંચી શકચો અને મારા કામનું કુતૂહલ પણ ઠીક જાગ્યું એ સમયના સ્કેચ તારીખો સાથેના સચવાયા છે એ પોથીમાના માણસો આજે નથી એમની સ્મૃતિ આ રીતે રહી છે, અને કેટલાક સહયોગી મિત્રો તે વખતે કેવા હતા તેનો અચ્છો ખયાલ અપાયો છે

મહાત્માશ્રીનું માહાત્મ્ય વધતું હતું સાધકો શિષ્યો વધતા હતા નાનાભાઈ અને મોગભાઈનું વ્યક્તિત્વ પણ વિકાસતુ હતું મહાત્માશ્રીના નિવાસનો રોજનો

ભોજનખર્ચ એક એક શિષ્યે નોંધાવી દીધો હતો. તેમાં જ્યારે અમારા અંગત સંબંધવાળા તરફથી રસોઈ હોય ત્યારે હું, મસ્તરામ, મનુભાઈ બધિકા જમવામાં સાથે થઈ જતા. બપોરે રીસેસનો કલાક મળે ત્યારે અમે સીધા મંગળમહેલ પહોંચી જતા અને નાસ્તા તરીકે થોડો પ્રસાદ પણ પામતા. રજાને દિવસે તો ઘણી વાર બપોરથી સાંજ સુધી અમે ત્યાં જ રહેતા. મારી સ્કેચ બુક તો હું ત્યાં જ એક ગોખલામાં રાખી મૂકતો અને એ રીતે મારી ચિત્રો કરવાની તલપ નિભાવી રાખતો. આ દરમ્યાન એક વાર અમે સર્વ વિદ્યાર્થીઓ સંધ્યા-પ્રાણાયામ બરાબર કરીએ છીએ કે નહિ તેની પરીક્ષા લેવાનું ગુરુશ્રીએ નાનાભાઈને ફરમાવ્યું. એ પરીક્ષામાં હું પહેલો આવેલો તે યાદ છે..

## ૬૩ મૅટ્રિકના વર્ગમાં કવિ 'કાન્ત'

**મૅ**ટ્રિકના ક્લાસમાં અમારું ચિત્ત બરાબર ચોંટ્યું હતું, એવામાં હેડમાસ્તર બરજોરજી ઍન્ટી નિવૃત્ત થયા અને શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (કવિ 'કાન્ત'), જે કેળવણી અધિકારી હતા, તે હાઈસ્કૂલના હેડમાસ્તર થયા મુખ્ય ઍસિસ્ટન્ટ માસ્તર વયોવૃદ્ધ શ્રી નાનચંદભાઈએ અમને જણાવ્યું કે તેઓ મૅટ્રિકમાં અંગ્રેજી કવિતાના વર્ગો લેશે. શ્રી મણિશંકર ભટ્ટ વિષે ઘણી વાતો જાણીતી હતી. તેઓ ગુજરાતના એક પ્રૌઢ વિદ્વાન અને કવિ હતા. વડોદરામાં પ્રો. ગજ્જર પછી તેઓ કલાભવનના પ્રિન્સિપલ થએલા અને ત્યાંથી પટ્ટણી સાહેબ તેમને ઈ. ૧૯૦૬માં ભાવનગરમાં લઈ આવેલા. થોડો વખત સામળદાસ કૉલેજમાં પ્રોફેસર હતા અને પછી કેળવણી અધિકારી થએલા. વચ્ચે સ્વીડનબૉર્ગના લેખોથી આકર્ષાઈ એમણે ખ્રિસ્તી ધર્મ સ્વીકારેલો અને જ્ઞાતિએ એમનો બહિષ્કાર કરેલો. પણ પાછળથી પશ્ચાત્તાપ થતાં આર્ય સમાજ દ્વારા શુદ્ધિ લઈ આર્ય બન્યા ને સગાંસંબંધીઓએ આવકાર્યા. દૂરથી મેં તેમને ઘણી વાર જોએલા. ઘણે ભાગે મહારાજા સાહેબની બગીમાં દેખાય કે કોઈ શિઘરામમાં એકલા નીકળે. એમની એક કવિતા હાઈસ્કૂલના એક મેળાવડામા એક નાગર યુવાને બાગેસરીના સૂરમા ગાએલી તેની મારા ઉપર ઊંડી અસર થઈ હતી :

ઉતારો જી, અમ દેશે ઈશ્વર આશીર્વાદ,
બાંધવ દેશ થયા જાગ્રત સૌ, એક રહી અમ ઉર દાદ...

એમાં એ વખતની દેશની દબાએલી સ્થિતિનો આર્તનાદ હતો.

તેઓ લીલો ગુલખેરનો આંટીદાર ફેંટો છટાથી માથા પર બાંધતા, અને બે ખભેથી સીધો નીચો ઝૂલતો ખેસ અને હાથમાં રૂપાની મૂઠવાળી લાકડી રાખી ગજરાજની જેમ ચાલતા ત્યારે રાજમાર્ગ પર ભાત પાડી રહેતા. પરંતુ તેઓ અમારા મૅટ્રિકના વર્ગમાં આવ્યા ત્યારે તો કાળી ઍંગલેરી ફેલ્ટ ટોપી જ પહેરી હતી ને ખેસ ગળામાં વીંટી લીધો હતો. સાથે લાકડી તો ખરી જ. તેમની સાથે કુમાર વયના તેમના પુત્ર મુનિકુમાર હતા. મંચ પર ચઢી, ટેબલ પાસે ઊભા રહી તેમણે મુનિકુમારને આંગળીથી આગલી બૅંચ પર બેસી જવા સૂચના કરી અને વિદ્યાર્થીઓને સંબોધતાં કહ્યું : તમે મૅટ્રિકના વિદ્યાર્થીઓ સાથે એને પણ બેસવાનો અધિકાર છે. આપણે બધા પ્રભુના ચેલા છીએ. આ તો પાઠશાળા છે. આજે મારે ત્યાં પ્રભુએ પાઠશાળામાં એક

નવો બાળક મોકલ્યો છે તેની મને ખુશાલી છે. એમ થાય છે કે તમને બધાને ચા પાઉં. આપણે કોઈ નાનામોટા નથી; બધા જ પ્રભુનાં બાળકો છીએ. મેં એક નવું ગીત રચ્યું છે તે આપણે સાથે ગાઈએ.' એમ કહી, ટોપી અને લાકડી ટેબલ પર રાખી મંચના આગળના ભાગમાં ટહેલતા ટહેલતા ગીત ગવડાવવા લાગ્યા:

અમે ઘેલા, બધા ચેલા પ્રભુની પાઠશાળાના.
અમે ઘેલા અને મેલા
છતાં છઈએ બધા ચેલા પ્રભુની પાઠશાળાના.

નાનામોટા સૌ વિદ્યાર્થીઓએ મોટા જોરસથી મૅટ્રિકનો ક્લાસ ગજાવી મૂક્યો. બાજુના ક્લાસના શિક્ષકે આવીને જરા ડોકિયું પણ કરી લીધું!

ગીત શમ્યું એટલે તેઓ ખુરશી પર ગયા અને ચોપડી હાથમાં લીધી. 'એન્શ્યન્ટ મૅરીનર' (પુરાણો નાવિક)ની કવિતા ભણવાની હતી. એમણે આગલી પાટલીના એક વિદ્યાર્થીને થોડી લીટીઓ વાંચવા કહ્યું, પણ તેના ઉચ્ચારોમાં ભાષાનો કંઈ પ્રભાવ નહોતો એટલે તેમણે પોતે ફરી વાંચી પૂછ્યું: 'આ એન્શ્યન્ટ મૅરીનર કોણ તે સમજો છો? પ્રભુ પોતે. કદી તમારા પુરાણા ગ્રંથોનું નામ જાણ્યું છે?' એકાદ જણે ડોકું હલાવ્યું એટલે પૂછ્યું: 'કયા ગ્રંથો?' કોઈએ કહ્યું: 'વેદો.'

'એમ? એ વેદોનાં નામ જાણો છો?' પહેલો ન બોલ્યો, બીજો યે ન બોલ્યો, એટલે મંચ પરથી નીચે ઊતરી આવ્યા: 'બેવકૂફો! તમારા મહાન ગ્રંથોનાં નામ પણ નથી જાણતા?' કહેતાક ને કાન પકડી એક એક લપાટ ચોડી દીધી! ત્રીજાનો વારો આવ્યો તેણે હા કહી બોલવા માંડ્યું: 'ઋગ્...'

'રહો! શું બોલ્યો?—ઋગ્? ન્યાતે કેવો છે?'

'નાગર.'

'નાગર એ કોઈ જ્ઞાતિ નથી'. કહેતાં એક ચોડી!

'હું—હું—નાગર બ્રાહ્મણ છું.'

'ત્યારે બ્રાહ્મણ કહેતાં શું શરમ આવે છે? આજકાલ નાગરો પોતાને ઊંચા ગણી બ્રાહ્મણ ગણાવવામાં હલકાપણું માને છે!' તરત મારો વારો આવ્યો. સુભાગ્યે મને વેદનાં ચારે નામ આવડ્યાં: ઋક્, યજુસ્, સામ, અથર્વ. મારી પછી શાંતિશંકર ભટ્ટ નામે મારા જેવડા જ કદના ગભરુ કુમાર હતા તે પણ બોલી શક્યા પછી મારી તરફ ફરી બોલ્યા: 'હું તારા બાપાને ઓળખું છું. તે સારા માણસ છે, પણ પેલા નથુરામ શર્માના પંથમાં ભળ્યા છે. હું બધા સાધુઓને ઓળખું છું. પેલા દેવકીનંદનની ભક્તિ પણ જાણું છું. દુનિયામાં સત્યનો જય છે. તેમના સ્વાંગ હું ખોલી દઈશ. I shall show to the world what a truthful man can do. (હું દુનિયાને બતાવી દઈશ કે એક સત્યપ્રિય માણસ શું કરવા સમર્થ છે.)'

એ વખતે એમનું રુદ્રરૂપ જોઈ વિદ્યાર્થીઓ ડઘાઈ ગયા. તમાશાનો પ્રોગ્રામ આગળ ન ચાલ્યો, પણ પાંચપાંચ સાલથી મૅટ્રિકમાં અટકેલા પાછળના વગદાર મૂછોવાળા ગરાસિયા ઉશ્કેરાઈ ગયા હતા કે અમારા પર હાથ પડે તો જોયા જેવી કરી નાખીશું. સુભાગ્યે રીસેસનો ઘંટ વાગ્યો અને તેઓ તેમના પુત્રને લઈ વિદાય થયા.

વિદ્યાર્થીઓમાં ગુસપુસ ચાલી કે હવે આ મુલાકાત રોજ થવાની. શું કરવું? મૅટ્રિકના વિદ્યાર્થીને માર પડે તે ભારે અપમાન છે. આજે બપોરે ક્લાસમાં કોઈ ન આવીએ ને આપણી ફરિયાદ પટ્ટણી સાહેબને લેખિત મોકલીએ. મારે તો મંગળ-મહેલમાં જવું હતું. મહાત્માશ્રીના નામ સામે પણ કટાક્ષ થયો હતો તેનું મનમાં દુઃખ તો હતું જ.

પાછો આવ્યો ત્યારે હાઈસ્કૂલના દરવાજા પાસે વર્ગના વિદ્યાર્થીઓ ભેગા થયા હતા. ઘંટ વાગ્યો પણ કોઈ વર્ગમાં જવા ખસ્યું નહિ. બપોરનો ક્લાસ મુખ્ય શિક્ષક ઍસિ૰ હેડમાસ્તર વૃદ્ધ નાનચંદભાઈ લેતા. ઍલજિબ્રા કાં ગણિત હોય. તે ઉપર જતાં પરિસ્થિતિ પામી ગયા અને સીધા કૉમ્પાઉન્ડના દરવાજા પાસે અમારી નજીક આવીને પોતાની હાલકી નરમ ભાષામાં કહ્યું: 'ગાંડા ન થાઓ. સાહેબની તબિયત બરોબર નથી એટલે તેમનું બોલ્યું-ચાલ્યું ન ગણવું જોઈએ. અમે આ હકીકતના ખબર પટ્ટણી સાહેબને પહોંચાડ્યા છે ને ઘણે ભાગે કાલે તેઓ આવશે જ નહિ.' જેમતેમ કરીને તેમણે વર્ગ ચાલુ કર્યો. બીજે દિવસે કેટલાક ગરાસિયા અને પુખ્ત વયના વિદ્યાર્થીઓએ પટ્ટણી સાહેબને લેખિત અરજ પહોંચાડી હતી. પટ્ટણી સાહેબે શ્રી મણિભાઈને બંગલે બોલાવી તેમને તરત રજા પર ઉતારી દીધા. પાછળથી જાણ્યું કે જ્યારેજ્યારે એમના ઘરમાં બાળકજન્મનો પ્રસંગ આવે છે ત્યારે તેમની મનોદશા એવી જ થઈ જાય છે. અમારો બનાવ બન્યો તેના આગલા દિવસે રાત્રે નવ વાગ્યે તેઓ સિહોર ગામે ગએલા અને કન્યાશાળા ઉઘડાવી હેડમાસ્તરને ફરમાવેલું કે 'આ ચંદ્રિકામાં કન્યાઓ પાસે મારે રાસ સાભળવા છે!' બિચારા હેડમાસ્તર એમના તાપ સામે શુ કરી શકે? કન્યાઓના માતાપિતાને સમજાવી તેમને ભેગી કરી અને ગરબા લેવડાવ્યા. મણિભાઈએ પ્રસન્નતાપૂર્વક પોતાના ખિસ્સામાથી પૈસા આપી સૌને પેંડા વહેંચાવ્યા! આમા કવિ 'કાન્ત'ની રસિકતા, કોમળતા અને સહૃદયતા છે, તેમ અમારા વર્ગમા પ્રકટેલો પુણ્યપ્રકોપ પણ તેમના સ્વભાવનો દ્યોતક છે.

## ૬૪ ઇતર અનુભવો

**આ** *સપાસનાં તમામ આકર્ષણોમાથી મન ખેંચી લઇને હુ અભ્યાસ સબાળી રહ્યો* હતો, પણ પ્રસગોપાત્ત કોઈ પણ ખૂણે ચિત્રકળા કે કારીગરીના નમૂના, અથવા થતું કામ જોવાની તક મળતી તો તે ચૂકતો નહિ શ્રાવણ માસમા ઘણા મેળા ને ઉત્સવો રુવાપરીના રસ્તા પરના કોઈ સ્થાને થતા. નવરાત્રિમા ગામની એકબે ભવાઈ મિત્રોના સઘમાં જોઈ. તે વખતે અમુક સ્થળે ભૂત કે ડાકણ થાય છે એવુ જાણીએ એટલે કોઈ અનુભવ થાય છે કે નહિ તે જોવા ખાતર તે ઠેકાણેથી ચક્કર લઇને પણ પસાર થતા, પણ કદી કશુ જોવામા આવ્યું નહિ. સ્થાન એકાત હોઈ ત્યાની નિર્જનતા કે પુરાણાપણું કૈંકે તર્કો કરાવે ને તેમાથી મનમા ભણકાર થાય, પણ વિચારપૂર્વક હિંમત રાખીએ તો કશુ જ બને નહિ.

રુવાપરીના દરવાજે બાર્ટન લાયબ્રેરી સામે એક સાદા મકાનમા રામજીમદિર હતું. તેના પૂજારી ગોરધનદાસ નામે બાવાજી હતા. તે ખાસ બાવાજી જેવી દાઢી–જટા રાખતા નહિ; સાદો વહેવારુ પોશાક ને ફેંટા પહેરી ફરતા પણ તેમને ચિત્રો

ને ઉત્સવ કરવાનો ભારે ચસકો. અજી જેવા તહેવારે તેમના મંદિરમાં કોઈક પુરાણકથાનાં પાત્રોનાં મોટાં પૂતળાં ગોઠવે અને રોશની કરે તે જોવા લોકોની ભીડ થાય. એક વાર ભીષ્મની બાણશય્યાનું દૃશ્ય કરેલું. શરશય્યા ઉપર સૂતેલા ભીષ્મ



ભીષ્મની બાણશય્યાનું દૃશ્ય

પિતામહને અંતિમ પળે અર્જુને પૃથ્વીમાં બાણ મારી ગંગાની સેર તેમના મુખ સુધી પહોંચાડી હતી, તે દૃશ્યમાં ખરેખર પાણીની સેર પડતી હતી ને પડખે અર્જુન બાણ તાકી ઊભો હતો. બધું ગામડી જાડું કામ હતું, છતાં લોકોને તે પ્રસંગની તાદૃશતા અનુભવતા કરી શકેલા. એમના મંદિરમાં રાજા રવિવર્માની બજારમાંથી મળી તેટલી છબીઓ એમણે ગખી હતી. ત્રિભુવન પટેલનું કામ જોઈ તેને મંદિરની ભીંતો ચીતરવા થોડા દિવસ રોકી લીધેલા. એ વખતે મંગળ-મહેલનાં સાંજનાં પ્રવચનો પછી હું ત્યાં ઘણી વાર જતો. બાવાજીને મારી કલાવૃત્તિ પરની વાતો બહુ ગમતી અને પછી તો અવારનવાર અમે બહુ સદ્ભાવથી મળતા.

આ ઉપરાંત બાર્ટન લાયબ્રેરીમાં આવતા અંગ્રેજી 'પંચ' અને ગુજરાતી 'હિંદી પંચ' અઠવાડિકો તો હું નિયમિત જોતો. બીજાં પણ અંગ્રેજી સામયિકો જોતો. Century નામના એક સામયિકમાં આવેલાં બે રંગીન ચિત્રોની તો મને એટલી મોહિની લાગી હતી કે મૅટ્રિકની પરીક્ષા પૂરી કર્યા પછી તેની નકલો કરવાનો નિર્ધાર કરી નાખ્યો અને એ માસિકનો નંબર લખી રાખ્યો.

## ૬૫ ફૉર્મ મળ્યું

બીજી આઈ આળપંપાળ કે રોકાણો ધ્યાન પર લીધા વિના મેં મૅટ્રિકની પ્રિલિમ૦ (પ્રાથમિક) સ્થાનિક પરીક્ષામાં બધા પાસ માર્ક મેળવી યુનિવર્સિટી પરીક્ષાનું ફૉર્મ મેળવ્યું. સાથેના કેટલાયે રોજના મિત્રો રહી ગયા, તેમાં મસ્તરામ, મનુભાઈ બધેકા, બળવંત પંડ્યા વગેરે હતા. હાઈસ્કૂલના વર્ગો બંધ થયા. પરીક્ષા આપવાનું ગુજરાત આખા માટેનું એકમાત્ર કેન્દ્ર અમદાવાદ હતું. પરીક્ષા આડે હવે ફક્ત એક મહિનો હતો. તેમાં વાંચેલું-શીખેલું બધું તાજું કરી નાખવાનું અને કાચું હોય તે પાકું કરી લેવાનું હતું. અંગ્રેજી, સંસ્કૃત વગેરે ઘર આગળ થતાં, પણ ન નચંદ માસ્તરે શનિ-રવિ-

માં ગણિત, અંગ્રેજી પારાફ્રેઝ અને નિબંધ-લેખન માટે કેટલાક વિદ્યાર્થીઓ સારુ વર્ગો ચાલુ રાખ્યા. આ કામ માટે તેમને વિદ્યાર્થીઓ કે ખાતા તરફથી કશો બદલો



નાનચંદ માસ્તરઃ કોઈ દુકાનના વેપારી જેવી માથે ફેંટાપાઘડી, અંગ પર કેડિયું, ઊંચુ ખોસેલું ધોતિયું, પગમાં જાડાં તળિયાંના ગામઠી જોડા અને ટૂંકા કદ પર મોટું ભારેખમ માથુ જરા બેડોળ લાગતાં; પણ કતરાવેલી ધોળી મૂછ નીચેથી જે મીઠું સ્મિત તથા પ્રેમાળ વચનો તે આપતા એ આશીર્વાદ જેવાં લાગતાં.

મળતો નહિ, પણ વિદ્યાર્થીઓ ક્રમે કરી મૅટ્રિક વટાવી જાય, નિરાશ ન બની જાય તેની તેઓ આપમેળે કાળજી કરતા. કોઈ દુકાનનો વેપારી પહેરે એવી ફેંટા-પાઘડી તે બાંધતા. માથે જરા જેટલી ધારી અને ફગફગતી ચોટલી, અંગ પર કેડિયું કે લાંબો કોટ, ઊંચુ ખોસેલું ધોતિયું અને પગમાં જાડા તળિયાંના ગામઠી જોડા. એમના ટૂંકા કદ ઉપર મોટું ભારેખમ માથુ જરા બેડોળ લાગતું, પણ એમની પાણી ભરાઈ આવતી આંખો લૂછી, કતરાવેલી ધોળી આછી મૂછ નીચેના મોટા હોઠમાથી જે મીઠું સ્મિત આપી શકતા તે તથા તેમનાં મીઠા પ્રેમાળ વચનો આશીર્વાદ જેવાં લાગતાં. મારા જેવા અનેક વેઠિયા નિશાળિયાઓને તેમણે મૅટ્રિકનાં ભમરાળા જળમાથી પાર ઉતાર્યા હતા.

યુનિવર્સિટી-પરીક્ષાની તારીખો પાસે આવી તેમ અમદાવાદ જવાની તૈયારીઓ અને યોજનાઓ વિચારાવા લાગી.

## ૬૬ અમદાવાદનો ઉતારો

અમદાવાદમાં ઊતરવાની સોઈ, કરવી ત્યાં એક દિવસ વહેલા જવું, પરીક્ષાનું સ્થાન ને બેઠકનો નમર જોઈ આવવાં, એકબીજાને મળવા માટે પરસ્પરના ઉતારાનાં સરનામાં લેવાં વગેરે કામ હવે ચાલ્યું.

અમદાવાદમાં ઊતરવાનુ સ્થાન મારે માટે નક્કી જ હતું. ભાવનગરમાં અમારા કુટુબના નિકટના નાતીલા, મારા પિતાશ્રીના નામેરી—બીજા મા'શકર રાવળ બે પેઢીથી લાતીનો વેપાર કરતા હતા. તેમનાં પત્ની પાર્વતી ફઈમા સાણદના સંબંધે મારા પિતાશ્રીને ભાઈ ગણતા. તેમના પુત્રી મણિબહેનને અમદાવાદમા ખાડિયા ચાર રસ્તા પર રહેતા શ્રી તાપીશંકર પાઠક સાથે પરણાવેલાં. મણિબહેનના ભાઈ ચૂનીલાઈ રાવળ, મારા મોટા ભાઈ રતિલાલ અને તાપીશકર પાઠક સમવયસ્કો હતા, અને એક વાર તાપીશંકર ઘણા દિવસ ભાવનગર આવી રહેલા ત્યારે અમારા ઘરને તેમનો

નિશાળો છોડી આવનાં. કેટલીક પંગતો (પંક્તિઓ) ન્યાતની જગ્યાની બહાર રસ્તા ઉપર પડવા માંડી હતી અને નાકા પરથી બીજા લોકોની આવજા રોકવા માટે ત્યાં આડી પાટ નાખીને કેટલાક પરેલિયા અને મજબૂત જુવાનો બેઠા હતા. તેમની પાસે થઈને અમે સીધા અંદરની જગ્યામાં ગયા ત્યાં પંગતો પડી ગઈ હતી. જીવણભાઈના જૂથે એક ઠેકાણે અમારી જગ્યા રાખી હતી ત્યાં તેઓ મને લઈ ગયા અને એક જુવાન પાસે બેસાડી તેને સૂચના કરી કે બરોબર પીરસાવજે.

મેં ચારે કોર અવલોકન કર્યું તો જુદાંજુદાં જૂથોએ પોતપોતાની જગ્યાઓ રોકી હતી, ત્યાં પાછળથી આવતા સંબંધીઓને બેસાડતા હતા. બૈરાંની પંગતમાં પણ એવી જ ગોઠવણ હતી. રસોડા આગળ દરેક જૂથના જુવાનિયા કેડ પર ટુવાલો બાંધી શાક દાળ કે વડીના ટોપલા હાથ કરવા ગોઠવાઈ ગયા હતા. તે જ પ્રમાણે એક ટોળું લાડુના ભંડાર પાસે જમા થયું હતું. થોડી વારે, વૈષ્ણવ મંદિરનાં કમાડ ઊઘડે ને ઝોકીરો થાય તેમ ધડાધડ ટોપલા ઊંચા પકડી જુવાનો દોડતા પંગતોમાં ઊડયા અને સીધા પોતપોતાના જૂથને પીરસવા લાગ્યા; અને જે કંઈ ટોપલામાં વધ્યું તેનો, ત્રણચાર પત્રાળાં ભેગાં કરીને વચ્ચોવચ મૂકી તે પર ઢગલો કરીને, ટોપલા ખાલી કરી પાછા લઈ ગયા. દાળનાં ભરેલાં બેત્રણ કમંડળો તો રોકી જ રાખ્યાં હતાં. એટલે જ્યારે લાડુ આવ્યા ત્યારે તો પંગતો કુદાવીને પણ પોતાનાં જ માણસોમાં તે પીરસી દીધા; તે જ પ્રમાણે પોતપોતાના જૂથના સ્ત્રીમંડળને પણ પહોંચાડયું અને બીજી વાર જરૂર પડે ત્યારે લેવાને વધારે લાડુ બીજી પત્રાળીઓમાં ઢગલા કરી સામે રાખ્યા; અને પછી, બાજુના ટોળાને મળ્યું કે નહિ તે જોયા વિના ખાવા માંડયું. એક વૃદ્ધે શાક લઈ જતા જુવાનનો મુગરો ખેંચી 'અહીં આપતો જા' બોલ કહ્યો ન કહ્યો, ત્યાં તો જુવાને ઉશ્કેરાઈ તેના માથા પર શાકનું કમંડળ



તેના માથા પર શાકનું કમંડળ ઠાલવી દીધું

ઠાલવી દીધું! બિચારો વૃદ્ધ શાકથી નાહી ગયો. કોઈ ત્યાં વારવા કે રોકવા નવરું દેખાતું ન હતું. એક ખૂણે વળી જુવાનો વચ્ચે ખેંચતાણનું જુદ્ધ મચ્યું હતું. કોઈ

વચ્ચે બોલવા જાય તો મજબૂત પઠ્ઠા જુવાનો બેસાડી દે એવો મામલો હતો. મારા સાથીઓએ કહ્યું કે પહેલી પંગતમાં હમેશાં આમ જ થાય છે. કોઈક જ વાર શાંતિથી જમાય. આથી ઘણા માણસો બીજી પંગત સુધી ગહ જોઈ બેસી રહે છે. પણ ન્યાતનું જમણ કોઈ જવા ન દે. બીજી પગતમાં એ ભય ખરો કે આગલી પંગતમાંથી બચેલા લાડુ પીરસાઈ જાય!

હુ તો આ બધુ જોઈ સમસમી ગયો અને હવે પછી કદી અમદાવાદની ન્યાતનું જમણ જમવાનો અભરખો રાખવો નહિ એમ મનમાં ગાંઠ વાળી. વર્ષો પછી એ જ્ઞાતિએ સુધારા કરવા માંડ્યા અને મૃત્યુવરા બંધ કરવા માંડ્યા, ભણેલા અને કેળવાએલા સંસ્કારી યુવાનોને આગેવાની મળી અને પટલાઈનો અસ્ત થયો ત્યાં સુધીનો સાચો ઇતિહાસ તે કાળનાં જ્ઞાતિના પત્રોમાંથી મળે છે. મેં જોયુ તે જૂના યુગનુ છેવટનું દૃશ્ય હતું. આજે એ વાડીની જગ્યામાં એક હાઈસ્કૂલ બની છે અને તેનું ભાડું જ્ઞાતિના કેળવણી-ફંડમાં જાય છે.

## ૬૯ ફરી મુંબાઈ અને નાસિક જતાં—થોડી ગરબડ

પરીક્ષા પૂરી થઈ હતી એટલે હું તો ન્યાત જમી તેને બીજે દિવસે ભાવનગર ભેગો થઈ ગયો. મૅટ્રિકનાં થોથાંને પ્રણામ કરી અભરાઈ પર ચડાવી દીધાં. દિવાળી પાસે આવતી હતી, નાનુભાઈનું મન બા-બાપુ પાસે જવા તલસી રહ્યું હતું અને મને પણ રજાઓમાં મુબાઈ પૂરું જોઈ લેવાની હોંશ હતી. એટલે એક દિવસ તેને લઈ મુબાઈની સીધી ટિકિટ કઢાવી ગાડીમાં બેસી ગયા. પત્ર લખ્યા પ્રમાણે વીરમગામના સ્ટેશને મિત્ર મગનભાઈ શુક્લ હાજર હતા. પોતાના મિત્રોને પણ ઓળખાણ કરાવવા સાથે લાવ્યા હતા. એ બધાની મદદથી મુબાઈની મોટી ગાડી (બ્રોડ-ગેઈજ)માં ગોઠવાઈ ગયા. નાના ભાઈને સંભાળતા ને ભાતાની મોજ માણતા દિવસ વીત્યો. સાંજે ગાડી મુબાઈના સ્ટેશનો વટાવતી જતી હતી ત્યારે અમે



મારો નાનો ભાઈ માણશંકર

બંને ગભરુ છોકરા માટે લોકોને કુતૂહલ થતું લાગ્યું. મુબાઈમા અમારા સંબંધી હરિભાઈ વ્યાસને ત્યાં ઊતરવાનું હતુ. અમને લેવાને તે સ્ટેશને આવશે એટલે મને નિરાંત હતી.

ગાડી ગ્રાંટ રોડ જઈને ઊભી રહી એટલે ત્યા લગભગ બધા મુસાફરો ઊતરી ગયા. અમારે ચર્ની રોડ ઊતરવાનું હતું, પણ મને કોઈએ ભરમાવ્યો કે ત્યાં ગાડી બે જ મિનિટ થોભશે, માટે અહીં જ ઊતરી જવુ ઠીક છે. મારા મનમા ચર્ની રોડ અને ગ્રાન્ટ રોડનો ભેદ વીસરાઈ ગયો અને નાનુભાઈને લઈ હુ તો ઊતરી પડ્યો,

સારો પરિચય થએલો. તેમનો મધુર શાંત સ્વભાવ સૌને ગમી ગએલો. એમ કહેવાતું કે અમદાવાદમાં આવો શાંત મિલનસાર જમાઈ કોઈને જ મળે. તેઓ કહી ગએલા કે પરીક્ષા વખતે રવિને અમદાવાદમાં મારે ત્યાં જ રાખીશ. એટલે પાર્વતી ફઈબાએ ચૂનીભાઈ પાસે મણિબહેન ઉપર મારા માટે પરીક્ષાના બધા દિવસો સંભાળ રાખવાનો કાગળ લખાવી દીધો હતો.

સોમવારે પરીક્ષાઓ શરૂ થવાની હોઈ રેલવે કન્સેશનવાળી અમારી ટોળી શનિવારે સાંજે ભાવનગરથી ટ્રેઈનમાં ચડી. ઘણાએ નીકળવાનાં મુહૂર્ત જોયાં હશે, પણ અમે નીકળ્યા તે સમય બરોબર યમઘંટનો હતો! અપશુકનિયાળ મુહૂર્તમાં સમજીને નીકળવાની અમારી સાહસવૃત્તિ માટે અમે મગરૂર હતા. રેલ્વે કન્સેશનનો લાભ મળતો જોઈ કેટલાક ખાનદાનના નબીરાઓએ સેકંડ ક્લાસમાં મુસાફરી કરી. થર્ડ ક્લાસમાં પણ આવી લાંબી મુસાફરી રેલવેમાં કરનારા ઘણા હતા. વીરમગામના સ્ટેશને મને બહેનનાં સાસરિયાંમાંથી એકબે જણ અને મગનભાઈ શુકલ મળવા આવ્યા હતા, તેમણે અમને અમદાવાદની મોટી ગાડીમાં ફેરવવા મદદ કરી. રાત મારેના બિસ્તરાનો અને પરીક્ષાના દરેક વિષયની ચોપડીઓનો ભાર ઠીકઠીક હતો.

અમદાવાદના સ્ટેશને વિદ્યાર્થીઓને લેવા આવનારાની સંખ્યા પણ ઠીક હતી. શ્રી તાપીશંકર પાઠકના ઘેરથી તેમના પિત્રાઈ જીવણભાઈ મને તેડવા આવ્યા હતા. બહાર નીકળ્યા ત્યાં ઘોડાગાડીઓનો પાર નહોતો. પણ અમે તો મજૂર પાસે સામાન ઉપડાવી ખાડિયા ચાર રસ્તાને નાકે ચાલતા જ પહોંચી ગયા. રસ્તા પરના એક બારણામાંથી પ્રવેશવાના સાંકડા પણ ઊંડા ઘરમાં નાનકડા ચૉકની પરસાળમાં મણિબહેન પૂજા કરતાં હતાં, તેમણે ઘણા હેતથી મને આવકાર્યો ને જીવણભાઈને સૂચના આપી કે પાઠ ખબર કાઢી જજો. આ વખતે તાપીશંકર ભાઈ બહારગામની નોકરીમાં હતા.

## ૬૭ ઈ. સ. ૧૯૦૯નું અમદાવાદ

એ સમયે (અમદાવાદનો આજનો એક મુખ્ય અને ગીચ રાજમાર્ગ) રીચી રોડ (હાલમાં ગાંધી રોડ) નવો કપાયો ઠરીને તાજો જ પાડેલો હતો. ઘણાં કપાએલાં ઘરો તેનાં સાક્ષી તરીકે ઊભાં હતાં. અસલના કાળુપુર રોડની દુકાનો હજુ રોનકવાળી ગણાતી, પણ આ નવો રસ્તો મોટો ગણાતો. એના ઉપર ઘોડાગાડીઓની દોડાદોડ જોઈને હું તો છક્ક થઈ ગયો. મોટરનું તો એ સમયે સ્વપ્નુ ય નહોતું. મિલના મોટા શેઠિયાઓની બગીઓ અને તેના ફૂમતાંવાળા ઘોડા સૌમાં ભાત પાડતા. રસ્તા માત્ર મેટલના જ, ધૂળથી દબાવેલા, એટલે ધૂળ ખૂબ ઊડતી. રીચી રોડના ફુવારા (જે ત્યાર બાદ ખસેડીને માણેકચોકમાં મુકાયા છે)ની આગળ ચાંદલા ઓળમાંથી ચાલ્યું આવતું કાળુપુરનું નાળું એક મોટા સાપની જેમ પડ્યું હતું અને પાનકોર નાકેથી વળાંક લઈ છેક આસ્તોડિયા રોડ પર નીકળતું હતું, એટલે તેના કાંઠાની દુકાનો આગળ તો ઊભા રહેવાની યે માંડ જગ્યા રહેતી.

મણિબહેને મારા માટે જ રસોઈ કરેલી. અમદાવાદી સાંકડા ઘરમાં પણ રાચરચીલું ભરેલા અધારા ઓરડાની પાછળ બીજો નાનો ચૉક ને રસોડું હતાં. ઘરમાં

નળ હતો. ગટર ખુલ્લી, બહાર રસ્તા પરની ખુલ્લી ગટરમાં જતી. મંડાસના ડબા રોજ સફાઈવાળા લઈ જતા. એમ એ નાનકડું ભર્યુંભર્યું ઘર સરિયામ રસ્તા પરની એક મોંઘી મિલકત હતું.

જમીને તેમના એક સંબંધી યુવાન સાથે, સરનામાં પ્રમાણે બીજા મિત્રોનો પત્તો મેળવવા નીકળી પડયો. ગયા વર્ષે પાસ થએલા મિત્રોમાંના એકબે મેડિકલ કૉલેજમાં દાખલ થયા હતા તે મળ્યા, એટલે મારા ભોમિયાને મેં છૂટો કરી અમદાવાદમાં જૂના થએલા એ મિત્રો સાથે ફરવા માંડયું. ચાલતાં ચાલતાં શહેર જોતા જોતા લાલ દરવાજે બાંધેલા મંડપોમાં જઈને નંબરો પ્રમાણે જગ્યાઓ જોઈ લીધી અને દીવાબત્તી પહેલાં મુકામ પર હાજર થઈ ગયો. રાત્રે સૌએ પહેલી પરીક્ષાની ચોપડીઓ પર છેવટની નજર નાખી લીધી. બીજે દિવસે મણિબહેને વહેલી રસોઈ કરી નાખી હતી. શુકનની લાપશી પણ ખવડાવી અને હું વડીલો અને ઈશ્વરનું સ્મરણ કરી સીધો લાલ દરવાજાના મંડપે પહોંચ્યો. રોજના બે પરીક્ષાપત્રો થતા. સાંજે છૂટતાં સૌ મિત્રો ભેગા થઈ જતા અને સાથે પાછા ફરતાં જેમજેમ પોતાનો મુકામ આવતો જાય તેમ છૂટા પડતા. આમ પરીક્ષાના ચારે દિવસ દુનિયા કયાં ચાલે છે તેનો વિચાર જ આવતો નહિ. છેલ્લે દિવસે તો બાકી રહેલો એક જ વિષય હતો એટલે ત્રણ વાગ્યે ઘેર પહોંચી ગયો. ત્યાં મણિબહેને કહ્યું: 'ભાઈ, આજ આપણી ન્યાતનું જમણ છે. ન્યાતનાં દર્શન કરવાની સારી તક છે. સાંજે ચાર વાગ્યે જીવણભાઈ તને તેડવા આવે ત્યારે મુગટો પહેરી સાથે જવાનુ છે.'

## ૬૮ જ્ઞાતિનું દર્શન

ચાર વાગ્યે જીવણભાઈ મુગટાનો કછોટો મારી અને ખભે રૂમાલ નાખી મને લેવા આવી ઊભા: 'ચાલો રવિશંકરભાઈ, છોકરાંને મેં ન્યાતની વાડીએ રવાના કરી દીધાં છે તે આપણા માટે જગ્યા રાખશે. ફક્ત પાણીનો લોટો અહીંથી ભરી લો.'

અમદાવાદની લહાણા-વહેવારની ન્યાત ચોરાશી ન્યાતમાં મુખ્ય. તેમાં ફક્ત ન્યાતમાં ચોપડે નોંધાએલા, બાપદાદાથી વ્યવહાર કરતાં આવેલા ઘરોનો જ જમવાનો અધિકાર. બહારગામથી આવેલાં મહેમાન સગાં જે ઘરનો સંબંધ હોય તેની સાથે જ ત્યાં દાખલ થઈ શકે. ૨૨૦૦ ઘરની અને તેના કુડીબંધ વ્યવહારો તથા જમણોના લાગા સાચવનારી તેમજ બહારના અન્ય જ્ઞાતિબંધુઓને 'બારખલા' કે 'ધોવાએલા' ગણનારી અમદાવાદની ઔદીચ્ય ન્યાતની ધાક આસપાસની ફરતી દશકોઈમાં ભારે હતી. ત્યાંની કન્યાઓ અમદાવાદની જ્ઞાતિ સ્વીકારે, પણ અમદાવાદની જ્ઞાતિની કન્યા બહાર જઈ શકે નહિ! બહારના કોઈ અમદાવાદની જ્ઞાતિમાં ભળવા માગે તો નિયમ પ્રમાણે એક ન્યાત જમાડે ત્યારે જ તેનું નોતરું-લહાણું ચાલુ થાય; છતાં તેની ગણતરી તો 'ધોવાએલા'માં જ થાય!

જીવણભાઈ સાથે દોલતખાનામાં આવેલી ન્યાતની વાડીમાં જમવા ગયો. ત્યાં દરેક નાનુમોટું સ્ત્રી-બાળક રેશમી વસ્ત્રો અને મુગટા પહેરેલું પ્રવાહની પેઠે દાખલ થતું હતું. દૂર રહેતાં કેટલાં ય કુટુંબો તો બે વાગ્યાથી ઘેરથી નીકળતાં. છોકરાંઓ

પણ ક્યાં ય મારા યજમાન હરિભાઈ દેખાયા નહિ. એક પછી એક મુસાફરો બહાર નીકળી ગયા. છેવટે થાકીને એક મજૂર પાસે સામાન ઊંચકાવી ભાઈને આંગળીએ રાખી હું બહાર નીકળ્યો, ત્યાં વિક્ટોરિયાવાળાએ ઘેર્યો. 'ગોકળ ગલી ભૂલેશ્વરમાં જવું છે' એમ કહ્યું ત્યારે કોઈએ ભૂલ ભાગી કે 'અહીંથી તે બહુ દૂર છે, તમારે ચર્ની રોડ ઊતરવું જોઈતું હતું.' પણ હવે ગમે તેમ કરી મુકામ પર પહોંચ્યું તો જ ભૂલ સુધરે. વિક્ટોરિયાના ભાડાં સાંભળી હું હેબતાઈ ગયો અને એક બળદના



અને એમ બળદના એક્કાવાળાને ઠરાવ્યો

એક્કાવાળો મળ્યો. તેણે ઠેકાણે પહોંચાડવા આઠ આના માગ્યા, તે કબૂલ કરી બિસ્તરો-પેટી ચડાવી નાના ભાઈને બેસાડી અમારો મુંબાઈના રસ્તા પરનો પ્રવાસ શરૂ કર્યો. કેટલાક વારે ભૂલેશ્વરમાં પહોંચ્યા. ત્યાં ગોકળ ગલી શોધી, પણ અંદર અંધારું! ગાડીવાળાને ભરોસે ભાઈને રાખીને હું અંદર દૂર સુધી પૂછતો ગયો: 'અહીં હરિભાઈ વ્યાસ રહે છે?' પણ મુંબાઈમાં પડોશી પણ કોઈ ન જાણે. નિરાશ થઈ હું આવ્યો ત્યારે એક્કાવાળો અરધી મરાઠી અરધી ગુજરાતીમાં કકળાટ કરતો હતો. પણ હવે હું તેને છોડી શકું નહિ. ક્યાંક પણ પાકો મુકામ તો ગોતી કરવો પડશે તેનો વિચાર કરી યાદ કર્યું કે કાલબાદેવી પર હાથી બિલ્ડિંગમાં એક લક્ષ્મી લૉજ છે ત્યાં મારા મોટા ભાઈના એક મિત્ર છોટાલાલ શાહ રહે છે, એટલે એક્કાવાળાને વીનવીને ત્યાં લઈ જવા કહ્યું. 'અરે સેઠ, તુમ લા કાંઈ સમજુત નાહીં. આતાં જાસ્ત પૈસા દીલા પાહીજે' એમ કહી તેણે એક્કો આગળ હાંક્યો.

કાલબાદેવીની ભાગવાડી સામે લઈ જઈ એક્કો ઊભો રાખી ગાડીવાળાએ કહ્યું: 'સામે હાથી બિલ્ડિંગ.' તેના પહેલા માળની અટારીમાં મોટો હાથી કોતરેલો હતો અને લક્ષ્મી લૉજનું પાટિયું હતું. એટલે મેં તે મજૂર રાખ્યું. ઉપર જઈને તપાસ કરવા તેને ઊભો રાખી હું દાદરા ચડી મૅનેજરની રૂમમાં ગયો: 'છોટુભાઈ શાહ આમોદ્રાન કપડવંજ વાળા અહીં છે?' જવાબ મળ્યો: 'છે, પણ નાટક જોવા ગયા છે;

બાર વાગ્યે આવશે' એટલે મેં હિંમત કરી કહ્યુ : 'હું તેમને જ મળવા આવ્યો છુ અને એક રાત મારે જમવા તથા રહેવાની સગવડ જોઈએ છે નીચે મારો ભાઈ સામાન સાથે એક્કામા છે, તેને લઈ આવુ? સામાન લેવા માણસ આપો તો સારુ' તેણે ઘાટીને મારી સાથે મોકલ્યો એક્કાવાળાએ બહુ ભાંજગડ પછી એક રૂપિયો લીધો મારે માટે બીજો કોઈ માર્ગ નહોતો વિકટોરિયા કરી હોત તો શુ યે ભાડુ થાત ઉપર પહોચતા જ મૅનેજરે ઘાટીને એક ઓરડાનો નબર આપ્યો ત્યા સામાન મૂકી અમે જમવાના ખડમા ગયા લગભગ બધા જ લૉજરો જમી ગયા હતા, છતા ગરમ કઢી ભાત ને રોટલી અમને મળ્યા

## ૭૦ છોટાભાઈ

રૂમમા જઈ નાના ભાઈને તો સુવાડી દીધો, પણ મને ઊંઘ આવી નહિ એક તો પ્રવાસ પૂરતી જ ખર્ચી પાસે રાખી હતી અને લૉજનું બિલ શુ યે આવશે તેનો ખટકો હતો આવી રીતે સ્વતત્રપણે મેં કદી ખર્ચ કર્યો જ નહોતો હવે તો કોઈ રીતે છોટાભાઈને મળાય તો હુ નિર્ભય બની જાઉં અને મારી ચિંતા તેને જણાવી દઉં બધે જ શાત થઈ ગયું હતું માત્ર દાદરા આગળ દીવો બળતો હતો બાર વાગ્યા પછી નીચેના દાદરેથી ત્રણચાર જણ વાત કરતા ચડતા સભળાયા હુ દાદરા પાસે ગયો, તેમાથી છોગાભાઈનો અવાજ ઓળખી કાઢ્યો અને જેવા તે ઉપર આવ્યા કે મેં તેમને બોલાવ્યા : 'છોગાભાઈ!'

'અરે, રવિભાઈ! તમને લેવાને તો હરિભાઈ સ્ટેશને ગયા હતા, તેથી તો અમારી સાથે તે નાટકમા ન આવ્યા કેમ, તમને ન મળ્યા? તેણે તો તમને દિવાળી મા અહીં રોકવાનુ ઠરાવી નાસિક કાગળ લખી નાખ્યો છે કે રાહ ન જોવી'

મેં મારી ગેરસમજની વાત કરી 'ગ્રાન્ટ રોડ ઊતરી ભટકતો અહીં પહોચ્યો છુ નાનો ભાઈ ન મૂઝાય તેટલી હિંમત મેં બતાવી છે, પણ હવે હું એક દિવસ પણ વધારે અહીં રોકાઈશ નહિ કાલ સવારે તમે ગમે તેમ મને નાસિકની ગાડીમા બેસાડી દ્યો અને બીજુ એ કે મારી પાસે પૂરા પૈસા નથી આ લૉજવાળાનુ બિલ હાલ તમે ચૂકવજો, પૈસા હું મોકલી દઈશ' તે હસ્યા 'ગાડા ભાઈ, હુ મળ્યો છુ પછી તારે કોઈ ફિકર ન રાખવી જા સૂઈ જા'

સવારે હુ બહુ જ વહેલો ઊઠ્યો પણ છોટુભાઈને રાતનો ઉજાગરો અને લહેરી સ્વભાવ, એટલે નિરાતે સૂતેલા ન રહેવાયુ એટલે સાત વાગ્યે તેમના રૂમમા જઈ બેઠો અને કઈક નિમિત્ત કરી જગાડ્યા તેમણે ચા નાસ્તો મગાવ્યો હુ અને નાનુભાઈ સામાન બાધી તૈયાર હતા તેમણે સૂટ પહેરી લીધો મૅનેજર પાસે જઈ આવ્યા અને ઘાટી પાસે સામાન નીચે લાવી વિકટોરિયામા મુકાવ્યો અમારી સાથે બોરીબદર સ્ટેશને આવી અમારી ટિકિટ લઈ આવ્યા અને મજૂર પાસે ઉપડાવી નાસિક એકસપ્રેસમા અમને બેસાડી દીધા મેં તેમને નાસિક તાર કરી દેવા કહ્યુ તે પણ તેમણે સ્વીકાર્યું અને વિશેષમા કહ્યુ 'હરિભાઈ જાણશે ત્યારે નિરાશ થશે, હો! લૉજનો મૅનેજર તો તમને અજાણ્યા નાસી આવેલા છોકરાઓ માની

આજે જવા ન દેત, પણ તમે મારુ નામ દીધુ એટલે સવારમા તેણે ખાતરી કરી લીધી હવે પહોચીને મને અને હરિભાઈને પત્ર લખી નાખજો '

એ વખતે છોટાભાઈ મને દેવદૂત જેવા સહાય કરનારા લાગ્યા એમનામાં કોઈ પણ સંજોગોને પહોચી વળવાની શક્તિ હતી પાતળો સોટી જેવો તેનો દાટ કોમ્પાર્ટમેન્ટમા હોય ત્યારે મને શેરલૉક હોમ્સની આકૃતિ યાદ આવતી એવુ જ પાતળુ અને ધારદાર નાક, સિગાર અને ચાના શોખીન, ખાય થોડુ, પણ જીવનનો ભારે તરવરાટ એ વ્યક્તિ બહુ જ અકાળે લુપ્ત થઈ

## ૭૧ ફરી નાસિક

લગભગ ૭ મહિને નાસિકનો ફરી પ્રવાસ થયો આ વખતે ગિરિકંદરાઓ ને ઘાટો ચોમાસા પછીની લીલોતરીથી અતિ રમણીય બન્યા હતા ગાડીમા કોઈ ગુજરાતી મળે નહિ ઘાટના લોકોની મરાઠી ભાષા કોઈ ગડબડાટ જેવી લાગતી, પણ તેઓ મહારાષ્ટ્રની ખરી જનતાના પાત્રો હતા અગિયાર વાગ્યે નાસિક પહોચ્યો કે તુરત મેઈલ લેવા આવેલા માણસને પત્ર પોશાક ઉપરથી પકડયો અને ગમે તેવી ભાષા બનાવી તેને સમજાવ્યુ કે અમે પોસ્ટ માસ્તરના પુત્રો છીએ તેને પણ સૂચના હતી જ, એટલે 'હોઈ! હોઈ!' કરતા અમારો સામાન ટપાલના ટાગા સુધી લઈ આવ્યો અને અમે પાછળ ચડી બેઠા

પોસ્ટ ઑફિસના કૅમ્પાઉન્ડમા ટાંગો પહોચ્યો ત્યા બા અને બહેન રાહ જોતા બહાર ઊભા હતા 'તમને દિવાળીમા રોકવાનો હરિભાઈનો પત્ર હતો, પણ આજે આવો છો એવો તાર મળ્યો તે શુ થયુ?' મારે મારી ભૂલથી વહોરેલી આપત્તિની વાત કરવી પડી પણ છેવટે બધુ સારુ થઈ ગયુ તેની સૌએ નિરાત માની

નાસિકમા યે દિવાળી ઉજવાતી જ હશે, પણ દૂર એકાતમા આવેલી પોસ્ટ ઑફિસના કૅમ્પાઉન્ડમા તેનો જરાયે ઈશારો નહોતો માત્ર ઘરમા દિવાળીની વાની ઓ માણી નાનુભાઈ જે આજ સુધી સોરાતો હતો તેને આનદ થયો પોસ્ટ ઑફિસ મા પિતાશ્રીએ સારુ વર્ચસ્ જમા કર્યુ હતુ ડેપ્યુટી પોસ્ટમાસ્તર ગૌરીશકર વ ભટ્ટ પિતાશ્રીના જૂના મિત્ર અને આપ્તજન હતા પહેલા આ હેડ પોસ્ટ ઑફિસ ટપાલ ખાતામા જે વગોવાઈ હતી તે હવે પ્રતિષ્ઠા પામી હતી સુયોગ્ય સ્ટાફ ગોઠવાઈ ગયો હતો ઊંચાનીચા થતા ગપ્પવાદીઓ પણ પિતાશ્રીની સીધી અને ચીવટભરી નીતિને આધીન થતા હતા

## ૭૨ રાજકીય કાવતરુ

હું નાસિક ગયો તે પહેલા રાજકીય કાવતરાનો એક મોટો બનાવ નાસિકમા બન્યો હતો તે વખતે પિતાશ્રીએ મક્કમપણે સ્ટાફ અને ઑફિસને તેના રગોથી અલિપ્ત રાખ્યા હતા, તેથી સરકારે તેમની ઇચ્છા પ્રમાણે સ્ટાફ રહેવા દીધો હતો અને એકબે જુવાન મહારાષ્ટ્રી તારમાસ્તરો તો પિતાશ્રીની સ્તુતિ ભક્તની જેમ કરતા હતા કે 'આપ ન હોત તો અમારુ આવી બન્યુ હતુ ' તેની હકીકત આમ બની હતી

તિલક મહારાજને ૭ વર્ષ દેશનિકાલની સજા થયા પછી મહારાષ્ટ્ર આખું ઊકળી રહ્યું હતું. એ સમયના મહાન ક્રાંતિવીર વિનાયક સાવરકરના મોટા ભાઈ દામોદર સાવરકરને દેશનિકાલની જે સજા થએલી તેનું વેર લેવાને કાન્હરે નામના જુવાને નાસિકની નાટકશાળાના એક મેળાવડામાં ઘૂસી જઈ અંગ્રેજ કલેક્ટરનું ખૂન કર્યું. તે પરથી નાના નારાયણ સાવરકર તેમજ તેના બીજા મિત્રોને પકડવામાં આવ્યા. નારાયણ સાવરકરને દિલ્હીમાં વાઈસરૉય પર બૉમ્બ ફેંકવાના શક ઉપરથી અગાઉ પકડવામાં આવ્યા હતા તે આ વેળા ફરી પકડાયા.

જે રાત્રે આ બનાવ બન્યો તે રાત્રે નાસિકમાં સન્નાટો છાઈ ગયો હતો. રાતોરાત રસ્તાઓ પર અને નાકે નાકે પોલીસ પહેરો બેસી ગયો હતો અને રાતમાં જ કેટલી ય ધરપકડો થઈ ગઈ હતી. પ્રજા ઉશ્કેરાઈ ગઈ હતી. પોસ્ટ ઑફિસની પણ ચારે બાજુ પોલીસ આવી ગઈ હતી, અને સ્ટેશનેથી જેવી ટપાલ આવી કે તરત પોલીસ ઑફિસર થેલા તોડાવવા ધસી આવ્યા. પણ પિતાશ્રીએ મક્કમપણે દૂર રાખ્યા અને કહ્યું કે પોસ્ટને હાથ લગાડવાનો તમને અધિકાર નથી. મુંબાઈથી પોસ્ટ માસ્તર જનરલનો હુકમ મેળવીને જ તેમ કરી શકો. તેઓ કેટલાક માણસોને શક ઉપર પકડવા માગતા હતા તેમાં પણ તેમને રોક્યા. આથી તે બહુ ખફા થયા, અને પોસ્ટ માસ્તર જનરલની પરવાનગી મેળવવા મુંબાઈ તાર કર્યો. પણ તેમાં તો 'પોસ્ટ માસ્તરનો સહકાર મેળવી કામ કરો' એવું ફરમાન આવ્યું, એટલે ઠંડા પડી પિતાશ્રીની બાજુમાં બેસી શાંતિથી ટપાલ તપાસી. એ વખતે પાર્સલોમાં પિસ્તોલો પકડાવાનો સંભવ હતો તેમજ કાવતરાના પત્રો પણ પકડાય તેમ હતું. કેટલાક પત્રો પકડાયા પણ ખરા. ગુનેગારના ઘરની જડતી લેતાં તેના કૉલેજ સમયનો એક ગ્રૂપ-ફોટોગ્રાફ મળ્યો, જેમાંનો એક વિદ્યાર્થી નાસિકની તાર ઑફિસમાં જ કામ કરતો નીકળ્યો. પોલીસે તેને પકડવા માગણી કરી, પણ રીતસરના આરોપ વિના પોસ્ટના નોકરને હવાલે કરવા પિતાશ્રીએ ના પાડી, એથી એ કારકુન તો સદાનો ભક્ત બની ગયો.

આ વાતાવરણમાં રોજરોજ સરકારી પક્ષના માણસોને ધાકધમકીઓ અપાતી હતી. તેથી પોસ્ટ માસ્તરના જીવનું પણ જોખમ હતું. એટલે પિતાશ્રી જ્યારે ક્યાંક ઘર બહાર જતા ત્યારે ઘરનાને ફફડાટ રહેતો. ઉપર્યુક્ત પ્રસંગથી ઊકળેલાં અંગ્રેજી-હિંદી છાપાં ધમધમી ઊઠ્યાં હતાં અને કાવતરાના મૂળમાં જે માણસ હોય તેને આ બધાં કામોનો જવાબદાર ગણી પકડવો જોઈએ એમ મત થયો હતો. એ વખતે વિનાયકરાવ સાવરકર બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગએલા હતા. ત્યાં તેમણે અનેક જુવાનોમાં દેશભક્તિ પ્રેરી ઇંગ્લંડ અને ફ્રાન્સમાં સમિતિઓ સ્થાપી હતી. શ્યામજી કૃષ્ણ વર્મા તથા મૅડમ કામા વગેરેએ તેમને આશ્રય આપ્યો હતો. અંતે સાવરકરને ઇંગ્લંડમાંથી પકડવામાં આવ્યા અને તેમના સામે કામ ચલાવવા હિંદુસ્તાન લાવવાનું નક્કી થયું. એમની સ્ટીમર માર્સેલ્સ પાસેથી પસાર થતી હતી તે વખતે એમણે જાજરૂ જવાના બહાને સંડાસની અંદરની બારીએથી દરિયામાં ભુસકો માર્યો અને ડૂબકી મારી તરીને કિનારે નીકળી ગયા. પણ બ્રિટિશ પોલીસે પાછળ પડી ફ્રાન્સની ભૂમિ પરથી તેમને પકડી લીધા અને છેવટે હિંદુસ્તાન આણી, કેસ ચલાવી, સરકારે તેમને આંદામાન

ટાપુમાં આજીવન જેલની સજા કરી. તેની સવિસ્તર કહાણી 'મારી જન્મટીપ' નામની રોમાંચક આત્મકથામાં તેમણે લખી છે.

### ૭૩ સાઇકલ શીખ્યો, દક્ષિણી નાટકો જોયાં

મારે હમણાં વાંચવા-ભણવાની ચિંતા નહોતી. એ વખતમાં તારવાળાઓને ફ્રી વ્હીલ વિનાની સરકારી સાઇકલો મળેલી. તે લાલ રંગની હતી. ઑફિસ બંધ થાય ત્યારે તે પડી જ રહેતી, એટલે પટાવાળાને સમજાવી મેં તેના પર પેડલિંગ કરવા માંડયું, અને સમતોલ રહેવા લાગ્યો એટલે બેસવા માંડયું. સાઇકલ ફ્રી-વ્હીલ નહોતી, એટલે પગ અટકાવતાં અટકી જતી તેથી હું ફેંકાઈ જતો નહોતો. ધીમેધીમે અવર-જવર વચ્ચેના રસ્તે લાંબી રપેટીઓ મારતો થઈ ગયો અને છેવટે નાસિક શહેરમાં અને નદી પરની પંચવટી સુધી પણ રજાના દિવસમાં લહેર કરી આવતો. એ વખતે મોટરોનો ભય ક્યાંયે નહોતો, ખટારા કે ગાડીઓની ભીડ હોય ત્યાં ઊતરી જતો.

આ રીતે મેં આસપાસનો પ્રદેશ જોઈ નાખ્યો. મૅટ્રિકનું પરિણામ આવવાને લગભગ એક માસની વાર હતી, પણ મને ખાતરી હતી કે આ વખતે આપણા પોબાર છે, એટલે મન હળવું રહેતું હતું.

શહેરમાં સાદા પ્રકારની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ચાલ્યા કરતી. ક્યાંય પણ એવું પાટિયું વાંચું કે અંદર જોવા પેસું. ત્યાં ભીડ જરા યે હોય નહિ. પણ ત્યાંનું નાનું ચિત્રપ્રદર્શન કે કળા-હુન્નર પ્રદર્શન યાદ કરું તો તે બાળરમતો જેવાં જ હતાં.

ઑફિસના કારકુનો અને નોકરોના રોજ હું કરતો એટલે તેમના વચ્ચે ઠીક-ઠીક હળતો-મળતો થઈ ગયો હતો. એક ડિલીવરી ક્લાર્ક મુસ્લિમ જુવાન બહુ જ આનંદી હતો. તેને નાટકો જોવાના પાસ મળતા. રવિવારે દિવસોનાં નાટકો જોવાની મેં પિતાજી પાસેથી રજા મેળવી, ને તેની સાથે કિર્લોસ્કર નાટકમંડળીનાં 'સંત તુકારામ', 'ત્રાટિકા' અને બીજાં એકબે નાટકો જોયાં. મહારાષ્ટ્રી નાટકમંડળીઓ ગુજરાતી મંડળીઓ જેવી સધ્ધર કે શ્રીમંત લાગી નહિ, પણ તેનાં નાટકોનાં લેખન, ભાવનાઓ અને અભિનયકારોએ મારા પર સરસ છાપ પાડી. ભાષાનું જ્ઞાન જરા ય ન હોવા છતાં એ નાટકોએ મરાઠી ભાષાની છટા અને પ્રભાવનો મને ખયાલ આપ્યો. એ નાટકોની ભાવનાઓ સમાજના યોગક્ષેમ ને સંસારની સમતુલા પર લક્ષિત રહેતી.

### ૭૪ નમરતું કલંક

નાસિકના નગરજીવનમાં મેં એક એવું અનિષ્ટ જોયું કે જેની બરોબર ગુજરાતમાં નામ સરખું યે નહિ હોય. નાસિક સ્ટેશન રોડથી પ્રવેશતાં બે બાજુ જાતજાતના વેપારીની દુકાનો હતી, તેની સાથે એ દરેક દુકાન ઉપરના મેડાઓ ઉપર વેશ્યાઓના વાસ હતા. તેઓ જાહેર રીતે ફરતી, લોકોમાં ભળતી અને સારા દેખાતા માણસો સાથે હસી વાતો કરતી. એ જીવનની ભીતરની બાજુ તો ભગવાન જાણે, પણ નાસિકના નાગરિકોમાં 'ઉપવસ્ત્ર' શબ્દ બહુ પ્રચલિત હતો અને તેનો અર્થ તો 'રખાત' અથવા અન્ય કે જાહેર સ્ત્રી. પણ ત્યાં એ શબ્દ મોટા ગૃહસ્થોની ખાનદાની બતાવતો શબ્દ બન્યો હતો!

ધર્મ અને તીર્થના ધામમાં આ સ્થિતિ યાત્રાળુઓનો લાભ મેળવવા થતી હોય તો મહારાષ્ટ્રના લોકજીવનનું એ કલંક સમજવું રહ્યું. નાસિકમાં અખાડા હતા, પહેલવાનો હતા, રાષ્ટ્રીય ક્રાંતિકારો હતા, સંતો હતા, વ્યાખ્યાતાઓ હતા; એ સૌના આ તરફ આંખ આડા કાન હોય તો તે પેશ્વાઈ યુગનો વિલાસી વારસો જ ગણવો રહ્યો.

## ૭૫ સિંહસ્થ વર્ષ; ચિત્રગુરુ ભગવાનજીભાઈની યાત્રા

આ નાસિકમાં બાર વરસે સિંહસ્થ વર્ષ આવ્યું હતું એટલે બજારો, ધર્મશાળાઓ ને ગોરોનાં ઘરોમાં યાત્રિકોની ખૂબ ભીડ હતી. મારાં માતુશ્રી અને બહેન રોજ વહેલાં ઊઠી લાંબું ચાલી ગોદાવરી-સ્નાન કરી આવતાં. તેમને સિંહસ્થની જાત્રા સહજ મળી હતી. દેશમાંથી અનેક સગાંવહાલાં પણ આ જાત્રાએ આવતાં, તેમાંનાં કોઈકોઈ અમારે ત્યાં ઉતારો નાખતાં. એક દિવસે ભાવનગરના મારા ચિત્રગુરુ ભગવાનજીભાઇનો પત્ર પ્રવાસમાંથી આવ્યો કે તેઓ અમુક તારીખે પંઢરપુરની જાત્રા કરી નાસિક આવવાના છે. પત્રમાં પંચવટીની ગુજરાતી ધર્મશાળાનું સરનામું આપ્યું હતું. તે પ્રમાણે હું સાઈકલ પર બપોરના ગયો ત્યારે બીજાં ચારપાંચ સ્ત્રીપુરુષો રસોઈ કરી જમી ઊઠયાં હતાં. મને જોઈને તે બહુ હરખાયાં અને વાત્સલ્યપૂર્વક મને જમવા બેસાડયો. પછી તે બધાં પાંચ માઈલ પરની પાંડવગુફા જોવા તૈયાર થયાં અને ઘોડાગાડીઓ બાંધી. મેં પણ મારી સાઈકલ પર તેમની સાથે જવાનો નિશ્ચય કર્યો અને એમનો રસ્તો પોસ્ટ ઑફિસ આગળથી જ પસાર થતો હતો એટલે હું વહેલો વહેલો પૂરપાટ પેડલ મારી પોસ્ટ ઑફિસેથી બાની રજા લઈ તેમની ગાડીની પાછળ સાઈકલ પર લાગુ થઈ ગયો. ગાડી પકડી રાખી એટલે મારા પગને બહુ થાક ન લાગ્યો; પણ માત્ર પેડલના આધારે સાઈકલ પર પાંચ માઈલ કાપવા અને ગુફાઓવાળો ડુંગર ચડવો-ઊતરવો એ એક સાહસ જ હતું. પાછા વળતાં એકાદ વાર નીચે ઝિકાયો પણ ખરો; પરંતુ ખડો થઈને સાઈકલ સલામત રાખી ઘેર પહોંચી ગયો. શરીરની આવી સહિષ્ણુતા મને એ વખતે સહજ લાગતી. નાસિકની એ 'પાંડવ-ગુફાઓ'નું નામ ધાર્મિકોને ભૂલ ખવડાવનારું છે. અભ્યાસીઓ તો તેને બૌદ્ધ ગુફા તરીકે જોતાવેંત ઓળખી શકે છે. ગુફા-મંડપો પાષાણ-કોતરણીનો ભવ્ય પ્રકાર છે. ત્યાં સ્વચ્છ હવા, ઠંડક અને ઝરણાના શીતળ પાણીની કુદરતી સગવડ છે.

## ૭૬ મુંબાઈની આર્ટ સ્કૂલે મહત્ત્વાકાંક્ષા જગાડી

ડિસેમ્બરમાં પરીક્ષાનાં પરિણામો બહાર પડવાનાં હતાં અને તુરત કૉલેજો શરૂ થવાની હતી, એટલે હું જરા વહેલો નીકળી મુંબાઈ આવ્યો. આ વખતે ગજુભાઈ (ગજાનન) પાઠકે મુંબાઈની સર જે. જે. સ્કૂલ ઑવ આર્ટના આર્કિટેક્ચર (સ્થાપત્ય)-ના અભ્યાસમાં બીજા વર્ષમાં પ્રવેશ મેળવ્યો હતો. તેમની સાથે મારો પત્રવ્યવહાર ચાલુ હતો. મુંબાઈમાં સ્કૂલ ઑવ આર્ટમાં જઈ મેં તેમનો ભેટો કર્યો. આર્કિટેક્ચરમાં બિટ્ટ નામના અંગ્રેજ પ્રોફેસર હતા. એ વર્ગો હજુ સ્કૂલ ઑવ આર્ટનો જ વિભાગ ગણાતા, પણ તેની શિક્ષણનીતિ ઘણી ચોક્કસ, વ્યવસ્થિત ને ફળદાતા હતી. તેના વિદ્યાર્થીઓમાં કામની શિસ્ત અને વ્યવહારુતા એકદમ ભાત પાડતાં. ગજુભાઈએ

મને ચિત્રવિભાગો બતાવ્યા, અને ત્યાં ગ્રીક શિલ્પોની અસલ માપની મોટી પ્લાસ્ટર-કૃતિઓ, છેવટના વર્ગમાં થતું પ્રત્યક્ષ પાત્રનું ઑઇલ પેઇન્ટિંગ, તેમજ વિદ્યાર્થીઓના હાથમાં પકડેલી રંગપાટી તથા પીંછીઓ જોઈ હું દંગ થઈ ગયો; એટલું જ નહિ, કોઈક દિવસ અહીં આવીને ચિત્રકામ શીખવાનો પ્રબળ મનસૂબો મનમાં જાગ્યો. મૅટ્રિક પાસ થઈને કોઈ જ આ સ્કૂલમાં આવતું નહોતું. એમને તો ત્યારે વકાલત, દાક્તરી કે ઇજનેરી લાઇનો જ ખેંચાણ કરતી. મારા માટે પણ બધાએ ઇજનેરી લાઇન જ ધારી મૂકી હતી. ત્યારે કૉલેજનું પહેલું વર્ષ પસાર કરે તેને ઇજનેરી કૉલેજોમાં પ્રવેશ મળતો. આથી મૅટ્રિક પાસ થઈ જાઉં તો મારે માટે એક વર્ષ કૉલેજનું રહ્યું જ હતું. છતાં ગજુભાઈએ મને ચિત્રવિભાગના વર્ગો બતાવી જુદી જ મહત્ત્વાકાંક્ષાઓ જગાડી.

બધું જોયા પછી ગજુભાઈની સાથે ચિત્રનો સામાન વેચનાર જે. વી. નવલખીની દુકાને જઈ રીવ્ઝની એક ઑઇલ પેઇન્ટિંગ બૉક્સ ખરીદી. આવી પેટી ગજુભાઈએ ભાવનગરમાં બતાવેલી તે દિવસથી મારા મનમાં તેનું વેન હતું. આ વખતે તે પૂરું કર્યું. દસપંદર રંગો, તેલ ટર્પની બે બાટલીઓ, બેચાર પીંછીઓ અને કાળી પેટી બધું એ વખતે રૂ ૮માં મળ્યું. મેં જોએલા ચિત્રકારો પાસે આવી તૈલરંગની ટયૂબો અને પીંછીઓ જ હતાં. વૉટર કલર (જલરંગ)થી મોટાં ચિત્રો કે રંગેય થઈ શકે તેનો મને કયાંયથી પણ ખયાલ મળ્યો જ નહોતો. વર્ગ-પરીક્ષાનાં ચિત્રો અને ચિત્રકામનું ખરું કામ જુદાં જ છે એવું હું સમજેલો. આખી પેટી હોય ત્યારે જ પેઇન્ટિંગ થાય એવું માની લીધેલું.

રંગપેટી ખરીદાઈ એટલે મુંબાઈની મુલાકાત મેં સફળ માની. વાહન કે ટ્રામમાં હું ફર્યો જ નહોતો. પગ થાકી જાય ત્યાં સુધી મેં કોટમાંની દુકાનો જોઈ. ગજુભાઈએ ચિત્રો વેચનાર એક કંપનીની દુકાન બતાવી. 'બૉમ્બે ફાઇન આર્ટ ગૅલેરી' નામની એ દુકાનમાં યુરોપ ઇંગ્લંડનાં અસલ પેઇન્ટિંગ, એટલે કે અસલના જેવી તાદશ નકલો વેચાતી. તેનું પાછલું બારણું મેડોઝ સ્ટ્રીટમાં હતું. ત્યાંથી અમે વિનંતી કરી અંદર દાખલ થયા અને ખરાં યુરોપીઅન ચિત્રો જોયાં. તેમાં અંગ્રેજ કલાકાર Millais (મિલે)નું Northward Bound (ઉત્તરસાગરની સફર) નામનું સુંદર ચિત્ર મારા પર ખૂબ અસર કરી ગયું. એ દુકાન કેમ ઊડી ગઈ અને આજે એવી કેમ થઈ ન શકે તે એક કોયડો છે.

મને તો નવી હવા અને સ્વાનો મળી ગયાં. એ સમયનું મુંબાઈનું બીજું કંઈ સાંભરતું નથી. એકાદ પારસી કંપનીનું નાટક જોયું. ભૂલેશ્વર, ગ્રાન્ટ રોડ, કાલબા દેવી રખડયો. પરાઓમાં જવાનું કોઈ આકર્ષણ નહોતું. ભાયખલાનું મ્યૂઝિયમ અને પ્રાણીબાગ જોયાં. સાથ વગર ભૂલા પડાય, એટલે પડોશના કોઈ વિદ્યાર્થીને સાથે લઈ જતો. ત્યારે સમાજ કે લોકજીવનનાં દશ્યો જોવાની તમન્ના જાગી નહોતી. ચિત્રકામ અને ચિત્રની રીતો જ જાણવા-શોધવા મન તલસતું, તેથી તે કામ કરનારા માટે વધુ શોધ કરતો. પણ કોઈ ખરો કલાકાર કે ચિત્રકાર ભેટી જાય અને અંગત લાગણીથી કામ બતાવે એવું કયાંય કોઈ મળ્યું નહોતું.

## ૭૭ મૅટ્રિક પસાર કરી : કૉલેજના દ્વારે

મુંબાઈથી ભાવનગર આવ્યો ત્યાં થોડા જ દિવસમાં મૅટ્રિકનું પરિણામ આવી ગયું. હાઈસ્કૂલમાં તાર આવ્યો હતો, તેમાં બપોરે બે વાગ્યે પાસ વર્ગમાં મારો નંબર વાંચી પિતાજીને તાર કર્યો. બાવન ટકા માર્કથી મૅટ્રિક પાસ કરી એટલે કૉલેજનો અભ્યાસ અને ઇજનેરી લાઈન માટે જીવનમહેલમાં ધબકવા લાગ્યા. મૅટ્રિક પાસ થયાની યાદગીરીમાં મેં એક કાર્ડ સાઈઝનો ફોટો પડાવ્યો. જીવનનું અગત્યનું સોપાન ચડી ગયો



મૅટ્રિક પાસ થયાની યાદગીરીમાં ફોટો પડાવ્યો

હતો. બીજા ઘણા મિત્રો પણ પાસ થઈ ગયા હતા. એ બધાની સાથે કૉલેજની ફી ભરી અને ચોપડીઓ નોટો તૈયાર કરી.

કૉલેજમાં એ વખતે કાળા આલ્પાકાનો કોટ અને ભૅંગસોરી ફેલ્ટ ટોપીની ફૅશન હતી. રોજ અગિયાર વાગ્યે જવાનું. ત્રણ વાગ્યે તો કૉલેજના વર્ગો પૂરા થઈ જાય. ઘેર આવી, સાંજે હાથમાં રૅકેટ લઈ ટેનિસ રમવા જવું અને તે વખતે પગમાં ધોળા કપડાના ટેનિસ શૂઝ પહેરવા. એવો દેખાવ અને ડોળ કરવાની દીક્ષા પામ્યો.